# આત્મ નિવેદન



લેખક અને પ્રકાશક—

**નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર,**

બી. એ., એલએલ બી., બાર-ઍટ-લૉ,

તંત્રી, " રંગભૂમિ. "

ગિરગામ, મુંબઈ.



વિક્રમાર્ક ૧૯૮૦. ઈ. સ. ૧૯૨૪.



પ્રથમ આવૃત્તિ.

મૂલ્ય. રૂ. ૩-૮-૦

અર્પણ

મ્હારી પૂજ્ય

માતાને

# અનુક્રમ

---

## પ્રથમ ખંડઃ સાહિત્ય અને કલા.

## દ્વિતીય ખંડ: સામાજિક.

## તૃતીય ખંડઃ રાજ્યપ્રકરણ.



## ચતુર્થ ખંડ: પ્રકીર્ણ.

# ભૂમિકા

૧૯૦૨ની સાલમાં જૂનાગઢ બહાદુરખાનજી હાઇસ્કૂલના છઠ્ઠા ધોરણના વિદ્યાર્થી નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકરના અસાધારણ પ્રતિભાંકિત અંગ્રેજી નિબંધનાં મેં જ્યારે એમના વર્ગ આગળ વખાણ કર્યાં, અને તે પછીનું એક વર્ષ "મૅટ્રિક કલાસ"માં એમણે મારી નીચે ગાળ્યું, ત્યારે મને થોડોજ ખ્યાલ હતો કે ૨૧–૨૨ વર્ષ પછી સાક્ષરવર શ્રીયુત વિભાકર, બી. એ., એલએલ.બી., બૅરિસ્ટર-ઍટ-લૉ, નિબંધકાર, કાદંબરીકાર, નાટયકાર, તંત્રી, વકતા, રાજદ્વારી પુરૂષ, એમની કોઇ પણ કૃતિની પ્રસ્તાવના લખવાનું કાર્ય મારે હાથે આવી પડશે. જે મંદિર સ્વતઃ સંગીન અને સુંદર છે તેને થાંભલીની આવશ્યકતા શા માટે જોવામાં આવે છે તે, વારંવાર માથું ખંજવાળ્યા છતાં, મને સમજાયું નથી. છતાં વિભાકરનું સ્નેહીદલ તે મારૂં પણ સ્નેહીમંડળ, અને તેમની જ્યારે મજબૂત માગણી થઇ કે મારે પ્રસ્તાવના લખવીજ જોઇએ તો પછી તેમના આગ્રહથી મહાત થઇ, તે થાંભલીથી સજ્જ થઇ, હું હાજર થયો છું.

આપણામાં મંતવ્ય છે કે શિવ, વિષ્ણુ, ગણેશાદિ દેવો સ્વતઃ પૂજ્ય છે છતાં બ્રાહ્મણો જાહેરખબરનું કામ કરી મોટા પાયા ઉપર તેમના સંપ્રદાયને ગજાવી મૂકે છે. તેમ પોતાના ગુણગણથી વાચકવૃંદની વૃત્તિ હરવા સમર્થ વિભાકરની આ કૃતિને હું પ્રસ્તાવનાથી ગજાવી મૂકીશ એમ કદાચ વિભાકરના સ્નેહીઓએ માન્યું હોય.

વાચક વર્ગને મારે સ્પષ્ટ સૂચવવું જોઇએ કે પ્રસ્તાવના લખવાનો મારો પોતાનો હેતુ જૂદોજ છે. જમાનાની એક તાસીર છે કે નવલકથા તરફ વાચકોની અભિરુચિ વધતી જાય છે, અને વિચારપ્રધાન

સંગીન સાહિત્યરૂપ "લોઢાના ચણા" તરફ પ્રીતિથી ધસનાર વર્ગ વિરલ જ હોય છે. વાર્તાનાં પુસ્તકોની સેંકડો નકલો ઊપડી જાય છે, અને સારરૂપ સાહિત્યના પુસ્તકની એક વાર ૫૦૦–૧૦૦૦ નકલ છપાવી તો લેખક તેની બીજી આવૃત્તિ છપાવવા ક્યારે ભાગ્યશાળી થશે તે કહી શકાતું નથી. પૌષ્ટિક ખોરાક ઓછો ભાવે, અને શાકભાજી, ભજિયાંમુઠિયાં, રાયતાંઅથાણાં પુષ્કળ જોઇએ એ જેમ આહારના સંબંધમાં શોચનીય છે તેમ ઉપર કહેલી વાચકોની વિકૃત રુચિ સાહિત્યના ક્ષેત્રમાં ઓછી શોચનીય નથી. તેમાં વળી વિભાકરના આ ગ્રન્થનું પ્રમાણ નાનું સૂનું નથી. લગભગ ૬૫૦ પૃષ્ઠના ગ્રન્થનું દર્શન થતાંજ તેને નમસ્કારમાત્ર કરી મૂકી દેવામાં આવે નહિ એ માટે તે પ્રતિ રુચિ ઊપજાવવાનો, તેમજ એની કેટલીક મુખ્ય ખુબીઓનું દર્શન કરાવવાનો ઉદ્દેશ સ્વીકારી હું પ્રવૃત્ત થયો છું.

વિશાળ બાગમાં નાનાં મોટાં વૃક્ષો, સ્થળે સ્થળે તેનું આલિંગન કરી રહેલી ઉન્નતિઅભિલાષિણી વલ્લીઓ, અનેક ખુલ્લા પ્રદેશો, ગીચ પ્રદેશો, છાયાવૃક્ષો, લતામંડપો, કુંજગલીઓ, નાનીમોટી સીધીવાંકી વીથિઓ, કોમલ પલ્લવો, સુગંધથી, સુરૂપથી અને સુરંગથી ચતુરચિત્તચોર કુસુમો, કેરી, કેળાં, દાડમ વગેરે રતરતનાં સુંદર રસમય ફળો, લીલા ઘાસની જાજમો, વિશ્રાંતિભવનો, હોજો, કુંડો, ફુવારાઓ, કૂવા, હવાડા વગેરે મનોહર અને ઉપયોગી સામગ્રી જોવામાં આવે છે. વિહાર કરનાર મનુષ્ય સામાન્ય કક્ષાનો હોય છે તો પણ તેને કંઇ ને કંઇ આનંદનુ સ્થાન જડી આવે છે, અને ગુણી હોવા સાથે ગુણરાગી હોય છે તો તો બાગના અનેક ચમત્કારોમાં લીન થઇ જઇ જાણે આસપાસ નંદનવન ખડું થયું હોય એમ, આનંદની છોળનો અનુભવ કરે છે. આવો સુંદર સાહિત્યબાગ શ્રીયુત વિભાકરે-" લલિત "ની ભાષામાં બોલવામાં આવે તો "સોરઠના જાદુગરે"–આપણી આગળ ખડો કર્યો છે. ઉદ્યાનનગર સંબંધી વિભાકરનો લેખ વાંચવાથી મોંમાં પાણી છૂટે છે; સાહિત્યના ક્ષેત્રમાં આવુંજ ઉદ્યાનનગર એ કલાધર

શિલ્પીએ રચી જનસમાજ આગળ રજુ કરી આપણી દૃષ્ટિથી કંઇ નાનો સૂનો ઉપકાર કર્યો નથી, કંઇ નાની સૂની–એમની દૃષ્ટિથી–સેવા બજાવી નથી.

વ્યવસ્થાપરત્વે આ લેખસંગ્રહ ચાર ખંડમાં વિભકત છે. પ્રથમ ખંડમાં સાહિત્ય અને કલા સંબંધી લેખોનો સમાવેશ છે; બીજો ખંડ સામાજિક લેખોને લગતો છે; ત્રીજા ખંડનો વિષય રાજ્યપ્રકરણ છે; અને ચોથા ખંડમાં પ્રકીર્ણ લેખો છે. પ્રકારાંતરે વર્ગીકરણ કરતાં અનેક લેખો "હિંદુસ્થાન," "અખબારે સોદાગર"–વગેરે દૈનિક પત્રોમાં પ્રથમ પ્રસિદ્ધિ પામ્યા હતા; અનેક લેખો "સમાલોચક," "વીસમી સદી" વગેરે માસિકો દ્વારા પ્રથમ જાહેર થયા હતા; વિભાકરના પોતાના જ તંત્રીપદ નીચે ચાલી રહેલું "રંગભૂમિ" માસિક અનેક લેખોનું પ્રભવસ્થાન છે; સાહિત્ય પરિષદ્ આદિ અનેક સંસ્થાઓના નિમિત્તથી અનેક લેખો લખાયલા છે. વિષય પરત્વે વિચાર કરીશું તો તેમની વિવિધતા એટલી બધી છે કે વિદ્વાનોને અને વિદ્યા વિલાસીઓને આ ૧૨૪ લેખોના સંગ્રહસ્થાનમાં જ્ઞાન અને આનંદનાં સ્થળ ઠેકાણે ઠેકાણે મળી આવશે. સાહિત્ય, કળા, નાટકશાળા, શિલ્પ, નગરરચના, આરોગ્ય, ગૃહ, જ્ઞાતિ, દેશ, સમાજ, કેળવણી, રાજતંત્ર, રાજનીતિ, દેશી રાજ્યો, યુરોપીય મહાભારતયુદ્ધ, જીવનવૃત્તાંતો, શેઠો અને મજૂરો ઇત્યાદિ અનેક ક્ષેત્રોમાં વિભાકરની મતિપ્રભા રમણીય વિહાર કરી રહી છે. લાગણીનો આવેશ એ વિભાકરનું અને વિભાકરના લેખોનું મુખ્ય લક્ષણ છે. ટીલુંપોચું લખાણ એમને પસંદ નથી. બાજીખાઉપણું જે ગુજરાતને કપાળે લાંબા વખત સુધી કલંકરૂપ હતું તે ટાળી નિડર વીરતા સંપાદન કરવાનો એમનો ઉદ્દેશ અને ઉપદેશ છે. એ એમની બુદ્ધિથી અને એમની છાતીથી એમણે સુરતમાં બાલાજીના ટેકરા ઉપર તિલક મહારાજનું ધ્યાન ખેંચ્યું, અને પોતાના તેમજ પોતાના સહકારી બંધુઓના અવિરત ઉત્સાહમય પ્રયાસથી તિલક મહરાજને કબૂલ કરવાની ફરજ પાડી કે મહારાષ્ટ્ર કરતાં ગુજરાત રાજ-

ક્રમ પ્રગતિપથે આગળ વધી ગયું છે. વિભાકરની વાગ્ધારાનો અપૂર્વ આસ્વાદ જેમણે લીધો છે તેઓ સારી રીતે જાણે છે કે એમનું વક્તૃત્વ કેવું મોહક અને સમર્થ છે. એમનું એક ભાષણ સાંભળી એક પ્રતિષ્ઠિત પુરૂષે પ્રશંસાનો ઉદ્‌ગાર કાઢ્યો હતો કે “ ગુજરાતીમાં આવું બોલી શકાય છે એનો મને આજ સુધી ખ્યાલ ન હતો.”

એ આવેશના નમુના રૂપે “ આત્મ નિવેદન ”માં વર્તમાન ફ્રાન્સનો તનખો, લૉઇડ જ્યૉર્જ, આર્થર ગ્રિફિથ, લૉર્ડ નૉર્થક્લિફ એ પાશ્ચાત્ય-પુરૂષવરોનાં જીવનચરિત્રો ખાસ વાંચવાયોગ્ય છે. વાંચતી વખતે વાંચનારનું ચરિત્રનાયક સાથે પૂર્ણ તાદાત્મ્ય થઇ જાય છે એ જ એના લેખકની લેખનકલા. એ આવેશ સ્નેહસાથે મિશ્ર થઇ કેવો મનોહર બને છે તે જોવું હોય તો “ **સ્વર્ગસ્થ હાજી**”નું જીવનચરિત્ર વાંચવું; એ આવેશ પૂજ્યભાવથી સંયુક્ત થઇ કેવો આકર્ષક બને છે તે જોવું હોય તો “ **૧૯૦૭ના તિલક અને ૧૯૨૦ના લોકમાન્ય** ” એ લેખ વાંચવો; રાજકીય ક્ષેત્રમાં એ આવેશ કેવો સળવળાટ અને ધમધમાટ કરી મૂકે છે તેનો ખ્યાલ આણવો હોય તો “**હિંદની વર્તમાન રાજકીય સ્થિતિ**” એ વિષય ઉપર વિભાકરનું સુરતનું ભાષણ, અને “**દેશી રાજ્યોનું ભવિષ્ય**” એ લેખો વાંચવા; એ આવેશ અલૌકિક પવિત્ર પ્રસંગથી રંગાઈ કેવો હૃદયંગમ થાય છે તે જોવું હોય તો “**કૃષ્ણ કન્હૈયો,**” “ **શ્રીકૃષ્ણચરિત્રરહસ્ય** ” એ લેખો વાંચવા.

એ આવેશના ગમનયાનમાં આરૂઢ થઇ વૈરાગ્યના અપાર્થિવ પ્રદેશમાં જેને ઉડ્ડયનની ઇચ્છા હોય તેણે “ **૨૫૦૦ વર્ષ પહેલાંનો એશિયાઈ સિતારો** ” વાંચવો; ભક્તિનાં આંસુની પાવનગંગામાં જે પ્રેમીને સ્નાન કરવાની ઇચ્છા હોય તે “**શ્રીકૃષ્ણનાં લોહચુંબક**” નામની કલાકૃતિ તરફ ખેંચાયા વિના રહેશે નહિ.

હાજી મહમદ સંબંધી લેખોનાં સુંદર સત્ય વાક્યથી સ્વર્ગસ્થનો આત્મા સ્મરણોમાં કેવો પ્રસન્ન થતો હશે !

ગુજરાતના રસમંદિરનો આવો દિલોજાન પૂજારી ગુજરાતે બીજો કોઇ જોયો નથી. એ રસઘેલો બીચારો રસની શોધમાંને શોધમાં જ ચાલ્યો ગયો. 'વીસમી સદી' તેની સુન્દર સ્વપ્નસૃષ્ટિના એક ન્હાના ખંડનું જ પ્રતિબિંબ હતું. એની ભાવનાઓ તો જબ્બર હતી. સને ૧૯૧૬ માં મ્હારી સાથે કલાકોના કલાકો બેસીને 'વીસમી સદી'નાં સ્વપ્નાંઓ તેણે રચ્યાં હતાં તે ઉપરથી કહી શકું છું કે તેની મુરાદો ચોથે ભાગે પણ બર નથી આવી. એક સારૂં માસિક ફત્તેહમંદિથી ચલાવવામાં આ રસસૂના પ્રાંતમાં કેટલી જહેમત ઉઠાવવી પડે છે તેનો ખરો ખ્યાલ હાજી મહમદનું જીવન જાણ્યા વિના કદી આવવાનો નથી. એ રસભીનો મજૂર 'વીસમી સદી' પાછળ કેટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો તે તેના નિકટના સ્નેહીઓજ જાણે છે. યુરોપ-અમેરિકાનાં સારામાં સારાં ચિત્ર-માસિકોની બરોબરીમાં મૂકી શકાય એવું 'વીસમી સદી'ને બનાવવાનું તેનું મત અજબ હતું. સારામાં સારા ગુજરાતના લેખકો પાસેથી લેખો મેળવવામાં તેની હૃદયહારક મીઠાશ અને સમજાવટ ઓર હતાં. એક વાર તમારા ઉપર હાજીએ નિશાન તાક્યું પછી તમારૂં મગદૂર નહિ કે તમે છટકી જઇ શકો. તમારે ત્યાં હમેશાના એ ધક્કા ખાઇને પણ તમારી પાસે લખાવશે. તમે માથેરાન જશો તો તારથી તમને યાદી આપશે. વિષય માટે વસ્તુ મેળવવાનું બહાનું કહાડશો તો એ વિષય ઉપર ઢગલાબંધ સાહિત્ય તમારા હાથમાં આવીને પડે એવી એ તજવીજ કરશે."

[ પૃષ્ઠ ૧૪૨. ]

* * * *

શ્રી કૃષ્ણના દિવ્ય ચરિત્રનો મહિમા નીચેનાં વાકયોમાં કેવો સચોટ રીતે વર્ણવ્યો છે!

"કૃષ્ણ તો પોતાના ૧૨૫ વર્ષના લાંબા આયુષ્યના એકેક દિવસમાં એટલા ખીચોખીચ મહા બનાવો બનાવી ગયા છે કે તે બીજી કોઇ મહાવ્યક્તિને બનાવતાં એકેક જુગ જોઇએ. કૃષ્ણના જીવનની એકેક ઘડી દુનિયાનું કોઇ મહાકાવ્ય કે મહા પુરાણ ભરવાને બસ છે. તો પછી આખા મહાભારતમાં ઘૂમી રહેલા એ સૂત્રધારની સમગ્ર જીવનલીલાનું તો પુછવું જ શું? ગોકુલ અને વૃંદાવનમાં એ સૌંદર્યમૂર્તિ ગોપાલનાં બાલ્યુંબક કોણ વર્ણવી શકે? મહીઆરીના એ માનીતા 'કનૈયા'નાં દાસ્તાનોનાં બયાન કોણ કરી

શકે ? રાધિકા સાથે ' બાલમુકુંદ 'ની રાસલીલા હજુ પણ વૃંદાવનમાં લાખો ભક્તોને કેમ ઘેલાં કરી રહી હશે? કૃષ્ણના પ્રેમભક્ત હૃદયે અને તેના અનન્ય, જ્યોતિર્મય સૌન્દર્યે જાણે સમગ્ર વિશ્વને ઘેલું બનાવ્યું ન હોય એવો આભાસ નથી થતો ? અને કનૈયાની 'બંસુરી'! બસ નામ લેતાં રોમાંચ થાય છે !"

[ પૃષ્ઠ ૬૯૮. ]

× × × ×

" ત્યારે એ પ્રાતઃસ્મરણીય ' પાપપુંજહારી ' એ તો જ્યાં જ્યાં વિજયશ્રીને નિમંત્રણ કર્યાં છે ત્યાં ત્યાં અધર્મનું ઉન્મૂલન અને ધર્મનું સંસ્થાપન કર્યું છે, જ્યાં જ્યાં એની પવિત્ર વાણી સરી છે ત્યાં ત્યાં સર્વ ભય અને સંશયો દૂર થયા છે, જ્યાં જ્યા એના સુરમોહિની બંસરી બજી છે ત્યાં ત્યાં રસસરિતાઓ વહી છે ! શ્રી કૃષ્ણચંદ્ર મહારાજા નહોતા; રાજપુત્ર નહોતા; રાજવંશી નહોતા; ઐશ્વર્યના એને મદજ્વર નહોતા; સત્તાના એને કેફ નહોતા. પરંતુ એના અણુ અણુમાં રઘુવીરની નીતિમત્તા, બૃહસ્પતિની બુદ્ધિમત્તા, ત્રિપુરારિની તેજસ્વિતા, વસિષ્ઠની યોગનિષ્ઠા, સનત્કુમારની સુન્દરતા, કમલદલની કોમલતા, ગંગામૈયાની પવિત્રતા હતી. તેટલા માટે જ એ જગદ્વંદ્ય મનાયા. તેટલા માટેજ એમની અપ્રતિમ શક્તિઓમાં ઇશ્વરી વિભૂતિના અંશ દુનિઆને દેખાયા."

[ પૃષ્ઠ ૫૪૩. ]

× × × ×

**" બુદ્ધિમૈયાને ચરણે " એ મનનીય લેખ, કેવળ બુદ્ધિવાદને શરણ થયા વિના, મનુષ્યમતિની અવગણના અને વંદનાનો વિરોધ કેવી સુંદર શબ્દકળાથી રજુ કરે છે !**

" જેમ કલાકાર અને સાહિત્યકારને પોતાની કૃતિ અર્થે ત્યાગ અને તપ કરવાં પડે છે તેમ બુદ્ધિપ્રદેશ હસ્તગત કરનારને પણ સત્યના ઉપાસક બનવું પડે છે. સત્યની ખાતર પ્રાણાર્પણ કરવા જે તત્પર હોય તેનેજ જગદંબા બુદ્ધિદેવીનાં સાક્ષાત્ દર્શન થાય છે. જગન્નિયંતાએ દરેક બુદ્ધિને બે બક્ષીસો આપી છે; પ્રમાદની શાન્તિ અને વિચારશીલતાની અશાન્તિ.

જેને પ્રમાદ છે તેના માર્ગમાં પ્રથમ જે નદી આવશે તેમાંથી તે પોતાના જલઘટ ભરી લેશે; પહેલો ધર્મ તેને સાંપડશે તે ધર્મ તે સ્વીકારી લેશે; પહેલું સાર્વજનિક ભાષણ તે સાંભળશે તે પક્ષમાં તે પોતાનું નામ નોંધાવી દેશે; પ્રથમ જે સંસારસુધારકનો લેખ તે વાંચશે તેના વાવટા નીચે તે પોતાનો તંબુ તાણશે. તેને બુદ્ધિની અશાંતિ અને વિચારની તકલીફ શા સારૂ જોઇએ ? એ તો શાન્તિનો આશક છે-ખટપટનો નહિ. વિચારપૂર્વક દરેક પરિસ્થિતિનું પૃથક્કરણ કરવું, જુદી જુદી દલીલોના ઊંડાણમાં ઉતરવું, ભિન્ન ભિન્ન ઘટનાઓ સરખાવવી, એ બધી માથાકૂટ કોણ કરે ? એને તો કોઇ પણ બંદર પર લંગર નાંખી નિરાંતે ખાવુંપીવું અને ઉંઘવું છે, પછી દરિયામાં અફર વિચારની સ્ટીમ ભરવામાંજ જીંદગી કાં બરબાદ કરે ?

પરંતુ જેને સત્યશોધન કરવું છે તે તો ક્યાંય ઉતાવળે લંગર નાંખવાનો નહિ; તેનું બુદ્ધિનું ઝાઝ તો ભર દરિઆમાં તરતુ જ રહેવાનું. જ્યાં સુકાની સાવધ છે ત્યાં તોફાનનો ભય શાનો હોય ? જ્યાં ખલાસીઓ ચપળ અને દેખતા હોય ત્યાં દેહની કે આત્માની સહીસલામતી વિશે સંશય શાનો હોય ? જ્યાં બુદ્ધિપ્રદીપની ફ્લૅશલાઇટ ઝગઝગી રહી હોય ત્યાં ઝાઝને અકસ્માતો શી રીતે નડે ? ”

—[ પૃષ્ઠ ૬૧૧-૬૧૨ ]

*　　　*　　　*

લૉઇડ જ્યોર્જ સંબંધી નીચેનાં વાક્ય વાંચી વાંચનારની નસેનસમાં કેવું પ્રોત્સાહન થાય છે !

“ ‘દરવાજાઓ તોડી પાડો’ એ લૉઇડ જ્યોર્જના મગજની કુંચી છે. તે રવૈયામાં કે પ્રાચીનતામાં, કે પ્રમાણપત્રોમાં કે અનુકરણમાં માનતો નથી. એ રીતે તે જબરજસ્ત મૂર્તિખંડન કરનારો છે. તે અપૂર્વ કલ્પનામાં જ મસ્ત રહે છે. ઉચ્છિષ્ટને તે અડકતો પણ નથી. અપૂર્વતા, નવીનતા, અદ્વિતીયતા, વિચિત્રતા, લૉઇડ જ્યોર્જની રગેરગમાં ઓતપ્રોત થઇ રહેલ છે. સર્વ જૂનું અને નકામું તોડી પાડવામાં તેને અજબ આનંદ પડે છે. મોટાં વિઘ્નો સામે બાથ ભીડવામાં તે પોતાની જાતને કૃતકૃત્ય માને છે, જેમ સર્વ મહાન લોક તેમ લૉઇડ જ્યોર્જનું જોમ મહાન; જેમ [illegible]

મહાન્; જેમ દુશ્મન પ્રતિભાશાળી, તેમ લૉઇડ જ્યૉર્જની કમ્મર મજબૂત; જેમ જોખમો ભયંકર તેમ લૉઇડ જ્યૉર્જનું ઝંપલાવું વેગભરેલું; જેમ વિઘ્નો અનિવાર્ય તેમ લૉઇડ જ્યૉર્જનો આશાવાદ હેરત પમાડનારો. મ્હોટા શિકારનો જ તેને શોખ છે. લૉર્ડ શેલ્ઝબરી, સર હેનરી કૅમ્પબેલ બૅનરમૅન, સર વિલિયમ હારકોર્ટ, સ્પીકર ઑફ ધી હાઉસ ઑફ કૉમન્સ મિ. ગલી, મિ. ઍસ્કિવથ, આ જાતના પુરૂષો સામે તેને અથડાવું પડયું છે, અને છતાં કોઇવાર લૉઇડ જ્યૉર્જ જીતાયેલ હોય એમ કોઇના સાંભળવામાં નથી. રાજ્યદ્વારી મલ્લકુસ્તીમાં તેનું મગજ એટલું તો ચપળ, ચકોર, અને તીક્ષ્ણ છે કે ગમે તેવાં મજબૂત વિઘ્નોની આરપાર તે રસ્તો કરી શકે છે. તેને વિચારવાને થોભવું પડતું નથી. વિચારવું અને વિચાર ક્રિયામાં ઉતારવો એ બંને કાર્ય સાથે જ થાય છે. ભય જેવી વસ્તુ તેની જાણમાં નથી. તેની વાણી અતિ તીક્ષ્ણ, સચોટ, અસરકારક અને જ્વાળામુખી સરીખી છે. [ પૃષ્ઠ ૪૬૮ ]

\+ \+ \+

રાજ્યદ્વારી વિષયમાં નીચેનાં વચનોથી કેવા આબાદ તીક્ષ્ણ ફટકા મારવામાં આવ્યા છે !

" સામ્રાજ્યના હિતની ખાતર બ્રિટન ચાહે તે હિંદ પાસેથી માગી લે એવી સામ્રાજ્યને કોરે પાને સહી કરી આપનાર પરતંત્ર પ્રજા તરીકે જગત્‌ના ઇતિહાસમાં હિંદ સિવાય કોઇ બહાર પડયું હોય એમ આપણા જાણવામાં નથી. છતાં હજુ તો રણસંગ્રામ ઉપર તોપોની ગર્જનાઓ શમી નથી, ઍરોપ્લેનના સુસવાટા બંધ થયા નથી, અગ્નિની જ્વાળાઓ સમી નથી, બહાદૂર હિંદી સિપાહીઓનાં ખૂન સૂકાયાં નથી, અને હિંદે આપેલા કરોડો રૂપિઆના સરવાળા પણ મૂકાયા નથી, ત્યાજ હિંદને કેવો બદલો મળે છે ? બદલો ? બદલાનું નામ ઉચ્ચારતાં કેટલાક અતિ શાણા, ઠરેલ, ઠંડાગાર, લોકોની ભ્રુકુટિ ઉંચી ચ્હડી જાય છે; તેઓ કહે છે કે "સામ્રાજ્ય માટે પ્રાણ પાથરો, પણ બદલાની વાત ન કરો ! "

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन !

સેવાનાં ફળની [illegible] ઇચ્છા રખાય કે [illegible] સંકુચિત, ક્ષુદ્ર, સ્વાર્થમય, સંસારી, [illegible] દૃષ્ટિ ! આશ્ચર્યની વાત તો એ છે કે આ ડહાપણભરેલું [illegible] સામ્રાજ્યના ચાલકો કે બ્રિટિશ [illegible] કે બ્રિટિશ [illegible] તિખળવામાં [illegible] જેઓ હિંદના

નોકરો છે અને હિંદનું લૂણ ખાય છે, છતાં જેઓ નથી સામ્રાજ્યના પ્રતિનિધિઓ કે નથી હિંદના પ્રતિનિધિઓ તેઓ આ સોંઘા અજ્ઞાનની દુકાનદારી કરી રહ્યા છે.

" બદલો કહો, ન્યાય કહો, વિવેક કહો, ફરજ કહો, કે ધર્મ કહો, ગમે તે કહો, પરંતુ દરેક બુદ્ધિશાળી માણસ સમજી શકે છે કે માત્ર આકાશના બાચકા ભરવાની ખાતર અથવા તો પોતે મરણશરણ થયા બાદ પોતાની કબર ઉપર કીર્તિસ્તંભ રોપવાની ખાતર કોઇપણ પ્રજા બીજી પ્રજા માટે પોતાનાં લોહી રેડી શકતી નથી. આખી પ્રજાનાં સાહસો અને બલિદાનો બિલકૂલ નિરર્થક હોઇ શકેજ નહિ. અલબત્ત, ટૂંકા સ્વાર્થની દૃષ્ટિ ધિક્કારવા યોગ્ય છે પરંતુ અંતિમ મોક્ષની અભિલાષા રાખવી એ કાંઇ ક્ષુદ્ર બદલાની આશા રાખ્યા બરાબર નથી. મોક્ષને માટે દરેક વ્યક્તિ અને દરેક પ્રજા તરફડિયાં મારી રહેલ છે. અમે પણ અમારૂં સર્વસ્વ યાહોમ કર્યું તે એટલા માટે કે સામ્રાજ્યના સ્વતંત્ર વાવટા નીચે અમે પણ અમારા મોક્ષનો ન્હાનો સ્વતંત્ર વાવટો આજ કાલ ઉડાડી શકીશું. જો અમને આટલો પણ બદલો માગવાનો હક્ક ન હોય, તો સામ્રાજ્યે અમારી પાસેથી આ આત્મભોગની આશા શી મિશાલે રાખી હતી વારૂ ? ભારત વર્ષની પ્રજાનાં જાનમાલની આટલાં વર્ષ રક્ષા કરવા માટે ? " [ પૃષ્ઠ ૪૪૪-૪૫ ]

\+ \+ \+

" તેથી જ દેશી રાજ્યોની સુધારણાનો ઉચ્ચાર સરખો પણ કરીએ છીએ કે તુરતજ જૂનાં કરારનામાં, કૉલકરારો, અધિકારખતો, અને હક્કપત્રોની પરંપરા આપણી આંખોમાં ભોંકવામાં આવે છે, જેનું પરિણામ એ આવ્યું છે કે આપણે આપણી દરેક કૉન્ફરન્સમાં, સભામાં, કમિટીમાં, છાપામાં કે પુસ્તકમાં એ **કરારનામાંઓની** તો આપણા ગણેશ તરીકે પહેલી સ્થાપના કરતાં શિખ્યા છિએ. હું દેશી રાજ્યોની પ્રજાકીય લડત લડનાર સૈન્યને હાથ જોડીને વિનવું છું કે કૃપા કરી એ કરારનામાં, કૉલકરારો ( Treaties ) આદિને દરિયામાં ફેંકી દો. કોણ છે એ બ્રિટિશ સલ્તનત કે જે સાત આઠ કરોડ માનવીઓનું સમગ્ર ભવિષ્ય સ્વાર્થાંધ, લાચાર, પરતંત્ર રિયાસતો સાથે બે બદામના કરારોના જંજીરથી કેદ કરી શકે ? એ કરારોની આડખીલીનો આપણે વિચાર સરખો પણ કરવો ઘટતો નથી. જગતની મહાન શાહેનશાહતો આંખની મીટમાં જમીનદોસ્ત થતી આપણે

જોઇએ છિએ; તો આ પુરાણું તહનામાં શી વિસાતમાં છે ? બ્રિટનના મુખ્ય પ્રધાન હંમેશાની અરધો ડઝન રાજ્યદ્વારી ગુલાંટો ખાઇ શકે; અને કરોડો રૈયતની સ્વાધીનતા સાબૂત રાખવાને તથા ૭૯૦ રિયાસતોના પ્રાણરક્ષણ માટે "વિધાતાના લેખ" રૂપી ત્રાંબાનાં પતરાંને આંગળી પણ અડકાડી ન શકાય એ ન્યાય ક્યાંનો ? 'Scrap of paper'! 'કાગળનો ટૂકડો'! એ ભ્રાંતિ ઉપજાવનારી અને જેને તેને શરમિંદા બનાવનારી, મહાયુદ્ધની નવી શોધખોળ આપણી વસ્તુસ્થિતિને કોઇ પણ રીતે લાગુ પડી શકતી નથી. જે વસ્તુસ્થિતિને આધારે જે સંબંધો, હકકો અને ફરજો નોંધાએલ છે તે સર્વ ફરી ગયાં છે; તેથી એ નકામાં, જડવત્ બનેલાં, અને રાજ-પ્રજાની ખરી સમાનતા અને સ્વાધીનતાની વચ્ચે વિઘ્નરૂપ થઇ પડેલાં કરારનામાનાં ચીથરાંઓને હવે કચરાની ટોપલીને હવાલે કરી, નવેસરથી દેશી પ્રજાકીય આલમનું ભવિષ્ય ઘડવાનું છે." [ પૃષ્ઠ ૫૯૪-૫૯૫. ]

\+ \+ \+

વિભાકરનાં આ જીવનચરિત્રો વાંચ્યા પછી મારો પાકો અભિપ્રાય થયો છે કે એ જીવન ચરિત્રોને સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવે તો ઉગતા વિદ્યાર્થીઓની નાડીમાં ચૈતન્યવીજળી રેડવાનું કાર્ય એ લેખો બહુ સારી રીતે સિદ્ધ કરી શકશે. વિદ્યાર્થીઓના અધ્યયનક્રમમાં તેમની ઉપયોગિતા કેટલી બધી છે એ વિષે એકમત થવા માટે, ઉપર આપેલા ઊતારાથી તૃપ્ત ન થતાં વિશેષ પ્રમાણની અપેક્ષા રાખનાર કોઇક જ હશે.

"**નૂતન ગુજરાતને હવે કેવા સાહિત્યની અપેક્ષા છે ?**" એ લેખ, તથા "**કલાનો આદર્શ**" એ લેખ "**આત્મનિવેદન**"-મન્દિરના જાગતાજોધ સમર્થ માનનીય દ્વારપાલ છે. સાહિત્યવિષયક તથા કલાવિષયક વિભાકરની ઉચ્ચ, વ્યાપક, સુંદર ભાવનાઓ અહિં આવેશના વિચારપ્રૌઢતા સાથે મંગલ વિવાહનું પવિત્ર દર્શન કરાવે છે. "**હિંદુસ્થાન**" વગેરે દૈનિક પત્રોમાં સામાન્ય જનસમાજ માટે જે વિચારક તથા મીમાંસક સરલ, સચોટ, ટુંકાં વાકયો લખી શકે છે તે સાક્ષરસમુદાય માટે તથા ઉચ્ચ અધિકારવાળા વિદ્યાવિલાસીવૃંદ માટે

દશેરાની સ્વારી સરખી કેવી ડોલતી, ભવ્ય, ભભકાદાર, વિશાલ વાક્યાવલિ રચી શકે છે તે અહિં સ્પષ્ટ સમજાય છે. એ લેખોનું મનન કરનાર છાતી ઠોકી કહી શકશે કે સાહિત્ય અને કલા માટે આ સાહિત્યપ્રિય કલાધારે નિર્ણિત કરેલું આસન કોઇ પણ પ્રકારે ઓછું વંદનીય નથી.

જીવન અને કલાનો અભેદ્ય નિકટ સંબંધ દર્શાવતાં વિભાકર સત્ય અને જુસ્સાનો રમણીય સંયોગ કરે છેઃ—

" સુશિક્ષિતો પણ ભૂલી જાય છે કે જ્યાં જ્યાં મનુષ્યના હૃદયાલાપ છે ત્યાં ત્યાં કલા છે. તેઓ જાણતા નથી કે મજૂરના કંગાલ ઝુંપડાથી માંડીને ભવ્ય તાજમાહાલ પર્યંત, પારણામાં ઝૂલતા કિશોર બાળકના મીઠા કલરવથી માંડીને રવીન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિ પર્યંત, અને કોઇ રંક ઓશરીમાં ચિતરાયલા સાથિયાથી માંડીને પારીસના ભવ્ય લુવ્રમાં કે ફ્લૉરેન્સની આર્ટ ગૅલરિમાં વિરાજતાં રાફાએલ અને માઇકલ એન્જેલોનાં જગપ્રસિદ્ધ ચિત્રો પર્યંત, કલાનો પ્રદેશ પથરાયેલો છે. જેમ મનુષ્યની લાગણીઓ અમર્યાદ છે તેમ કલાનો પ્રદેશ પણ અમર્યાદ છે. જીવન કલામય છે અને કલા જીવનમય છે. કલા સંકુચિત થવાથી જ જીવન સંકુચિત થાય છે. કલા અને જીવન વચ્ચે વિરોધ ઉત્પન્ન કરવાથી જ જીવન શુષ્ક, રસહીન, જડ અને પાપી બને છે. "

[ પૃષ્ઠ ૩૧ ]

" એકજ વસ્તુ આવશ્યક " એ લેખમાં બે પક્ષની સુંદર તુલનાના રૂપમાં, અને " લડાઇ અને સમાજશાસ્ત્ર " એ લેખમાં અનેક મહત્વના મર્મોના રૂપમાં વિભાકરની વિવેચનશક્તિ આપણને દર્શન દે છે. "જ્ઞાતિઓનું ભવિષ્ય" એ લેખમાં વિભાકરનું વ્યાવહારિક શાણપણ મધ્યમ પ્રતિપત્તિ–સુવર્ણમય મધ્યમાર્ગ ( Golden Mean ) માં આપણને વ્યક્ત થાય છે. " વજ્રની ભીંત સરખી જ્ઞાતિ સંસ્થાને તોડી પાડવાના તમારા પ્રયત્ન વ્યર્થ છે "– એવી ઘોષણા સુધારકો પ્રતિ કરવામાં આવી છે. તેમજ " જ્ઞાતિના અસંખ્ય પેટાભેદો અને વિરોધો સમાજને ભયંકર હાનિકારક થયા વિના રહે નહિ"– એવો દુંદુભિનાદ સનાતનીઓ પ્રતિ કરવામાં આવ્યો છે

કેળવણીના ક્ષેત્રમાં પણ એ ડહાપણ "આપણી કેળવણીની એક નિષ્ફળતા " એ લેખમાં પ્રસંગ પ્રાપ્ત થતાં ઝળકી રહે છે.

" હાલની શાળાઓમાંથી તેમજ યુનિવર્સિટીઓમાંથી પાસ થતા સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એવા જોવામાં આવે છે કે જેઓ એક પેન્સિલ સુંદર અને સુઘડ રીતે કેમ ઘડવી તે પણ જાણતા નથી. એવા અનેક ગ્રૅજ્યુએટો આપણે ત્યાં મોજુદ છે કે જેઓ એક સાદી નોટબુક કેમ બાંધવી તેનું જ્ઞાન ધરાવતા નથી. નવલકથાઓ વાંચવાની શક્તિને કેળવણી કહેવી, અને હાથનો યથાર્થ અને સુન્દર ઉપયોગ કરવાની શક્તિને કેળવણી શા માટે ન કહેવી તે સમજી શકાતું નથી. [ પૃષ્ઠ ૩૨૪ ]

" અફસોસની વાત છે કે આજ કાલ પોતાના હાથથી કામ કરવું તે હલકું ગણાય છે. ખાનદાન કુટુમ્બ એજ ગણાય છે કે જ્યાં નહાના બાળકથી માંડીને મોટા વૃદ્ધ માણસ પર્યંત કોઇ પણ પોતાના હાથથી કે પગથી મોજ-શોખ સિવાયનું કાંઇ પણ કામકાજ કરવાની તસ્દી ન લેતું હોય !

હાથ વતી અન્ન ખાવું પડે છે અને બીજી કેટલીક અનિવાર્ય જરૂરિયાતોમાં તસ્દી લેવી પડે છે તેમાંથી પણ મુક્તિ મળી શકતી હોય તો આ નવા જમાનાનાં સુધરેલાં અને ખાનદાન લોકો એ મુક્તિ મેળવવાને પાછી પાની ભરે તેમ નથી. " [ પૃષ્ઠ ૩૨૬ ]

વિભાકરે એમનો સ્ત્રીનો આદર્શ **" નવા યુગની સ્ત્રી "** માં અસાધારણ છટાથી, આકર્ષક નવીન શૈલીથી, ફરજ અને હક્કનું મધુર મિશ્રણ કરી રજુ કર્યો છે. એક પાનાની ટુંકી મર્યાદામાં નાનકડું નંદનવન ખડું થયલું જોવા જેઓ ઇચ્છતા હોય તેઓ **" ન્હાની ન્હાની બાતો "** એ અપૂર્વ સુંદર કલાકૃતિને હર્ષથી વધાવી લેશે.

મજુર વર્ગને વિભાકર સમાજરૂપ વિરાટ્‌શરીરનું એક આવશ્યક અને આદરણીય અંગ માને છે. મજુર વર્ગ એટલે એવો સમુદાય નહિ કે જેને શ્રીમંતો કચડી નાંખે; શૂદ્રો એટલે એવા પશુકોટિના મનુષ્યો નહિ કે જેમની આરોગ્ય સરખી અતિ અગત્યની જરૂરિયત વિષે પણ ઇતર વર્ગો પ્રમાદઘેનમાં ઘોર્યા કરે. ઉદ્ધત શ્રીમંતાઇ અને અનુકંપાપાત્ર ગરીબાઇનો વિરોધ સમાજને કેવો કલંકરૂપ છે તેનું ચિત્ર **" ઉદ્યાન કે કબ્રસ્તાન ? "** એ જલદ સંવાદમાં આબાદ દોરવામાં આવ્યું છે; સત્તાનો ઉન્માદ તથા આધ્યાત્મિક શાંતિ એ બેનો

ચ્યાશ્રિત વિરોધ આબેહૂબ ચિતરવામાં "ઇશુનો સત્યાગ્રહ" એ સંજ્ઞાધારી સંવાદ તેટલો જ સફળ થયો છે.

"આત્મનિવેદન" પ્રતિ વિદ્યાના અનુરાગીઓનું આકર્ષણ કરવા માટે આટલી પ્રસ્તાવના પૂરતી છે. નર્મદાશંકર અને નવલરામ એ બે પાકા સાક્ષર સુરતી લાલા આજ હયાત હોત તો તેઓ વિભાકરની પીઠ ઓર રીતે થાબડત. પંદર વર્ષની લેખન–પ્રવૃત્તિના સુંદર, રસમય, કિંમતી ફળરૂપ આ પુસ્તક છે. ઉપરાંત નાટકો અને નવલકથાના રૂપમાં વિભાકરે ઓછું લખ્યું નથી. "પૂર્વની રક્ષક અને પશ્ચિમની વિકાસક શક્તિઓ"ના આ ઉપાસકનું વય હજી ૩૫ પાસેના ઓજસ્વી પ્રદેશમાં રમણ કરે છે. આરોગ્યની કિંમત એઓ પૂરી સમજે છે, અને આરોગ્યના નિયમો પાળવામાં ચુસ્ત પણ છે. તેથી એમની પરિપક્વ પ્રજ્ઞાના તથા ગાઢ અભ્યાસના ફળ રૂપે આવા જ સુંદર અને મનનીય લેખસંગ્રહોની આશા જનસમાજ રાખશે તો તે પરિપૂર્ણ થવાનો સંભવ છે. કોઇ બાબતમાં કોઇ એમને કદાચ તોફાની કે બંડખોર કહેશે, અને કોઇ એમને નરમ અથવા મોળા કહેશે. કપાળે કપાળે બુદ્ધિ જુદી હોય છે. અને એક મનુષ્યનું મગજ તથા બીજા મનુષ્યનું મગજ ભૂમિતિના એક ત્રિકોણ તથા બીજા ત્રિકોણની માફક પૂર્ણાંશે અડોઅડ ગોઠવાઇ જવાનો સંભવ નથી. નિખાલસ મતભેદ હોવો એ એક પ્રકારનો માનવચિત્તચૈતન્યનો ચમત્કાર જ છે, અને એવું ચૈતન્ય "આત્મનિવેદન"ના અથથી માંડી ઇતિ સુધી ચમકી રહ્યું છે એમાં લેશ પણ શંકા નથી.

મને ખાતરી છે કે એક બાબતમાં તો વિભાકરનું તોફાનીપણું થંભી જશે. આશિષ દેવાના મારા પુરાણા હક્ક વિષે તેઓ વાદવિવાદ ઉઠાવે એવો સંભવ નથી જ. માટે અંતે એમને સંબોધી મારો એજ પ્રસિદ્ધ પ્રાચીન હૃદગોદ્ગાર છે કે—

**शतं जीव शरदो वर्धमानः ।**

—કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

# પ્રસ્તાવના



લગભગ પંદર વર્ષની મ્હારી નમ્ર સાહિત્ય પ્રવૃત્તિના સંદોહન રૂપે આ લેખસંગ્રહની ન્હાનીશી નિવાપાંજલિ ગુર્જર સાહિત્યદેવીને ચરણે ધરવાનું મ્હેં સાહસ ખેડયું છે. જુદે જુદે પ્રસંગે લખાયેલા આ લેખો હજુ પણ આપણા વર્તમાન બળતા પ્રશ્નોને બહુ નિકટ રીતે સ્પર્શતા ન હત, અને અત્યારની અનેક જાહેર ચર્ચાઓ તથા પરિસ્થિતિઓની તેમાં કંઇક અણધારી આગાહીઓ ન હત, તો અપૂર્વ અને નવીન દષ્ટિબિંદુઓનો મ્હારા જેવો ચાહક ગઈ કાલનાં આ વિચારઆંદોલનોને પાછાં આજે તાજાં નજ કરત. પરંતુ જ્યારે વર્તમાન પ્રજાજીવન સંબંધી નિશદિન પ્રકટ થતા અસંખ્ય મતવાદો અને તરંગોની પળપળ બદલાતી દુનિઆમાં કઈંક આવચલ અને ચિરંજીવ સિદ્ધાંતો શોધવાનો મ્હેં યત્ન કર્યો, ત્યારે બહારથી પ્રતિક્ષણ નવીન દેખાતી ચર્ચાઓ તથા તરંગમાલાઓનો આખો હિમાચલ ઝાંઝવાંનાં જળની માફક દષ્ટિમર્યાદામાંથી સરી જતો દેખાયો! જ્યારે જાહેર તેમજ ખાનગી આવેશો અને ઉભરાઓના ઉછળતા સમુદ્રમાં કયાંય માનવ બુદ્ધિને સ્થિર રાખી પગ ટેકવવા જેટલો પણ પૃથ્વીનો ટૂકડો ન દેખાયો, ત્યારે મ્હને ભાન થયું કે અત્યારની આ અસ્થિર ક્ષણભંગુર માનસિક સૃષ્ટિમાં કઈંક ચિરંજીવ, સ્થાયી વિશ્રામસ્થાનોની કેટલી બધી આવશ્યકતા છે. તેથી જ મ્હને હિમ્મત આવી કે જે જે લખાણોમાં મ્હેં ક્ષણજીવી હકીકતો કરતાં અવિચલ સિદ્ધાંતોની ચિંતના કરી હોય તેવાં લખાણો મ્હારા નમ્ર "આત્મ-નિવેદન" તરીકે સુજ્ઞ વાચકો પાસે સાદર રજુ કરીશ, તો કદાચ આ વ્યાકુલ યુગમાં થોડાં પણ ચિંતાતુર વિચારકોને સ્થિર ચિત્તથી થોભવાને હું કોઇક વિશ્રામસ્થાન બતાવી શકીશ.

જીવનના સંગીન પાયાઓ તલસ્પર્શી મીમાંસા અને સ્વચ્છ વિચારણા વગર રચી ન શકાય એ અભિપ્રાય હું વર્ષો થયાં ધરાવું છું.

સમસ્ત સંસાર સરવાળે માનવીઓની માનસિક દુનિઆનું જ એક પ્રતિબિંબ છે,-એ માત્ર વેદાન્તનું જ સૂત્ર નથી, પણ પ્રતિક્ષણ થતા અનુભવની સત્ય હકીકત છે. વસ્તુતઃ આ અસ્તવ્યસ્ત અને વ્યાકુલ જમાનાનાં સર્વ દર્દોનું ખરું નિદાન એજ હકીકતની ભીતરમાં છે. સંસાર નાદાર ત્યારે જ બને છે કે જ્યારે જનતાની વિચારશક્તિ ખૂટી જાય; રિયાસતો ધૂળ ભેળી ત્યારે જ મળે છે કે જ્યારે તેઓનો બુદ્ધિવૈભવ નષ્ટ પામે; મનુષ્ય મૃતપ્રાય ત્યારે જ થાય છે કે જ્યારે તેનું માનસિક યંત્ર અટકી પડે; સમાજની આલીશાન ઇમારત ત્યારે જ જમીનદોસ્ત થવાના ભયમાં આવી પડે છે કે જ્યારે તેના પાયાઓ પોકલ હોય: જીવન-વાટિકાનાં સૌરભ અને સૌન્દર્ય ત્યારે જ ઉડી જાય છે કે જ્યારે બુદ્ધિરૂપી ધરણીના રસ ચૂસાઇ, સૂકાઈ ગયા હોય.

આપણી પ્રાણવગરની પ્રવૃત્તિઓનું પણ એજ કારણ છે કે એ સર્વ પ્રવૃત્તિઓનું પ્રેરક વિચારબલ પ્રાણવગરનું છે. આ આવેશમય યુગમાં વિચાર અને ચિંતન અર્થે ક્ષણવાર પણ થોભવાને કોઇ તૈયાર નથી ! તેથી આપણો બુદ્ધિવ્યાપાર ઢંગધડા વગરનો અને અસ્તવ્યસ્ત છે. આપણા માનસિક રથને તરંગોના ઘોડાઓ આપણે જોડચા છે; એ રથમાં વ્યવસ્થા વગરનો બેસુમાર ભાર આપણે લાદેલો છે; રથને ચલાવનાર સારથિ કોઇ છે નહિ; અને ઘોડાઓ પૂર વેગમાં વગર લગામે દોડચા જાય છેઃ—એ મુસાફરીનો શો અંત હોઇ શકે? અંત એજ કે એક તરફથી આપણું સાહિત્ય ઉદ્દેશ વગરની વાર્તાઓ, કવિતાઓ અને કલ્પનાઓ, નિષ્પ્રાણ ચર્ચાઓ અને ટીકાઓ, તથા લક્ષ્ય વગરની તરંગમાલાઓથી ઉભરાય છે, ત્યારે બીજી બાજુથી "આચરણ કરો," "કાર્ય કરો," "કંઇક કરી બતાવો," એવા નિષ્ફળ પોકારો સર્વ સભાપીઠો, તંત્રીસ્થાનો અને ટીકાકારો પોકારી રહેલ છે! સર્વત્ર લાગણીઓ અને હૃદયના આવેશો પ્રતિ અપીલ થઇ રહી છે! બુદ્ધિને અપીલ કરવાનું જોખમ કોઇ ખેડવા ચાહતું નથી ! પરંતુ જ્યાં સુધી "સ્વર્ગનાં સંગીત" કે "કાર્ય" ના પોકાર નિર્મલ

બુદ્ધિ સાંભળે કે સમજે નહિ, અને બુદ્ધિના સંદેશ હૃદયના મર્મોને મ્હોંચે નહિ, ત્યાં સુધી આ સર્વ હાકલો અરણ્યે રૂદન જેવી નથી લાગતી ? આશ્ચર્ય તો એ છે કે આ ઉતાવળા યુગમાં સૌને તત્ત્વચિંતન-ની તકલીફ વગર મુક્તિ સાધવી છે ! સૌને નકશાઓ દોર્યા વગર કિલ્લાઓ સર કરવા છે ! સૌને લક્ષ્ય નિરધાર્યા વગર નિશાનો વિંધવાં છે ? સૌને "વિચાર" ના વિમાન વગર આકાશમાં ઉડવું છે ! સૌને માનસિક પાયાઓ વગર "કાર્ય" ની ઇમારત ચણવી છે ! તેથી જ આજે આપણે ત્યાં પ્રવૃત્તિઓના ઓઘ વળે છે છતાં નથી દેખાતી ક્યાંય પ્રગતિ કે મુક્તિ, કે નથી અનુભવાતી ક્યાંય તૃપ્તિ કે શાન્તિ !

આવા અભિપ્રાયો ધરાવનાર એક નમ્ર વિચારકની આ વિચાર-શ્રેણિ છે. એ સર્વ વિચારો સાથે સર્વ વાચકો સંમત થશે એમ માન-વાની ધૃષ્ટતા હું નહિ જ કરૂં. પણ મ્હને એટલી તો આશા છે કે જેઓ વિચાર અને ચિંતનને પ્રજાજીવનના પાયાઓ ગણે છે તેઓને આ સંગ્રહમાંથી કેટલીક વિચારણીય સામગ્રી મળી આવશે. આ લેખક કોઇ યુગનો પ્રતિનિધિ હોવાનો દાવો કરતો નથી. પરંતુ શ્રીયુત મણિ-લાલ નભુભાઇ દ્વિવેદીની "સુદર્શન ગદ્યાવલિ" પછી જાહેર પ્રશ્નોને મીમાસંક તેમજ વ્યાવહારિક દૃષ્ટિથી તપાસનાર ગ્રંથ તરીકે આ પ્રકારનો આ પહેલો જ લેખસંગ્રહ બહાર પડે છે એટલું અભિમાન હું લઉં તો સાહિત્યકારો મ્હને ક્ષમા આપશે. તત્ત્વદર્શનનું આ પુસ્તક નથી, છતાં પ્રજાજીવનના અનેક પ્રસંગોને તાત્ત્વિક સિદ્ધાંતોથી સ્પર્શ-વાની મ્હેં હિમ્મત કરી છે. સાહિત્ય અને કલા; સમાજ અને જ્ઞાતિ; રાષ્ટ્ર અને રાજ્યપ્રકરણ—આ વિવિધ ક્ષેત્રોને સારગ્રાહી સૂત્રોથી રસ-વાનું મ્હેં સાહસ ખેડ્યું છે.

એક દશકા કરતાં વધારે સમયવિભાગમાં પથરાયેલા આ લેખો જુદા જુદા સમયના પ્રતિબિંબ રૂપે પ્રકટ કરવામાં આવેલ છે. તેથી એ વિચારો હાલની બદલાયેલી પરિસ્થિતિને અગર અત્યારના મ્હારા

અભિપ્રાયોને બંધબેસતા કરવાને બદલે ઇતિહાસની યથાર્થતા જાળવવાની ખાતર જે સ્વરૂપમાં તે પ્રકટ થયા હતા તેજ સ્વરૂપમાં અહિં રજુ કરેલ છે. જેમ બની ગયેલી હકીકતો અને વીતી ગયેલી ઘડીઓ નિરવધિ કાલની ન તોડી શકાય તેવી સાંકળો છે, તેમ વિચારશ્રેણિઓ પણ મનુષ્યના માનસિક ઇતિહાસનાં પાનાંઓ છે. એટલી ખાત્રી આપું છું કે માત્ર લેખિની–વિલાસની ખાતર આ પાનાંઓ લખાયાં નથી, પરંતુ અનિવાર્ય લાગતા જાહેર સવાલોની અનિવાર્ય ચિંતનાથી આ લેખો પ્રેરાયેલા છે.

આ ઉપરથી એમ ન સમજાય કે ભાવનાઓ અને હૃદયની ઊર્મિઓને હું ઓછું મહત્ત્વ આપું છું. મ્હારો તો દૃઢ અભિપ્રાય છે કે જેમ બુદ્ધિગમ્ય સાહિત્યદ્વારા તત્ત્વદર્શન કરાવી શકાય તેમ હૃદયગમ્ય સાહિત્યથી પણ જીવનરહસ્ય અને માનવ આદર્શો સમજાવી શકાય. વસ્તુતઃ આ લેખસંગ્રહ કરતાં ઘણા મ્હોટા પ્રમાણમાં મ્હેં મ્હારી ભાવનાસૃષ્ટિ કાલ્પનિક સાહિત્યમાં ઢાલવી છે. એ મ્હારી નાટ્યકૃતિઓ હું અહિં રજુ કરી શક્યો હત તો બુદ્ધિ અને હૃદય, હકીકત અને કલ્પના, વ્યવહાર અને ભાવના,–એ સર્વ દેખાતાં દ્વંદ્વોનું એકીકરણ હું મ્હારી નમ્ર દૃષ્ટિથી કેમ ઘટાવું છું તે કદાચ સુજ્ઞ વાચકને હું સમજાવી શકત. કારણ કે જે તાત્ત્વિક સિદ્ધાંતો અને આદર્શો મ્હેં આ સંગ્રહમાં વિવેચક બુદ્ધિથી રજુ કરવા યત્ન કરેલ છે તેજ ભાવનાઓ મ્હેં મ્હારી નાટ્યકૃતિઓ દ્વારા પ્રેક્ષકોનાં હૃદયદ્વાર પાસે રજુ કરેલ છે. જેમ એ નાટ્યકૃતિઓ દ્વારા ગુર્જર પ્રેક્ષક આલમને કંઇક નવીન ભાવનાસૃષ્ટિનું ઝાંખું ઝાંખું પણ દર્શન હું કરાવી શક્યો છું, તેમ આ લેખસંગ્રહ આપણી સામાજિક, સાહિત્યવિષયક અને રાજ્યદ્વારી ભરતીઓટની પેલી પાર તરુણ ભારતની મનોરથસૃષ્ટિનું યત્કિંચિત્ દિગ્દર્શન કરાવવામાં ઉપયોગી નિવડશે, તો હું મ્હારી જાતને કૃતકૃત્ય માનીશ.

છેવટે આ ગ્રંથની ભૂમિકા લખવાની મહત્કૃપા કરનાર સાક્ષર શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામનો ઉપકાર માન્યા વગર આ પ્રસ્તાવના

હું બંધ કરી શકતો નથી. એમનો અને મ્હારો સંબંધ ગુરૂશિષ્યનો સંબંધ હોઇને મ્હારે કયા શબ્દોમાં એક વડીલના સ્નેહકૃત્ય માટે આભાર પ્રકટ કરવો તે સૂઝતું નથી. તેથી એટલું જ કહીને હું સંતોષ માનીશ કે જો આ પાનાંઓમાં ક્યાંય વાચકને થોડી પણ મનપસંદ સામગ્રી મળી આવે તો તેના આદ્ય પ્રેરક શ્રીયુત કૌશિકરામ છે. વિદ્યાર્થી અવસ્થામાંજ મ્હોટી ભાવનાસૃષ્ટિ રચતાં કોઇએ મ્હને શિખવ્યું હોય, સાહિત્યને માટે કોઇએ મ્હારી રસવૃત્તિને જગાવી હોય, અને અદ્યાપિ પર્યંત મ્હારી નમ્ર જાહેર પ્રવૃત્તિઓને કોઇએ અખંડ પ્રેરક અને પોષક બલ આપ્યું હોય તો તે સને ૧૯૦૬ના મ્હારા હેડ માસ્તર અને ગુરૂશ્રી કૌશિકરામે જ. તેથી વાચકને આ પુસ્તકની "ભૂમિકા"માં જ્યાં જ્યાં મ્હારા તરફ પક્ષપાત લાગે ત્યાં ત્યાં મ્હારી લાયકાત કરતાં "ભૂમિકા"ના વિદ્વાન્ લેખકની મ્હારા પ્રતિ ઉદારતા અને કૃપાદૃષ્ટિ જ સમજવાની છે.

મુંબઇ,<br>
મહા શિવરાત્રિ,<br>
વિક્રમાર્ક ૧૯૮૦



નૃસિંહ વિભાકર



# આત્મ નિવેદન.

## વંદે માતરમ્.

( બંકિમ બાબુના મુલ્ક-મશહૂર રાષ્ટ્રગીતનો અનુવાદ. )

વંદે માતરમ્,

સુજલા, સુફલા, ચંદનશી શીતલા,
નવપલ્લવા માત તું— વંદે૦

ચંદ્રા સોહિની, રજની શી મોહિની,
ફુલભર દ્રુમદલ સહ શોભિની,
સુહાસિની, સુમધુર ભાષિણી,
સુખદા, વરદા, માત તું— વંદે૦

ત્રીસ કોટિ કંઠ ગભીર ગર્જના સમ ગાજે,
દ્વિગુણ કોટિ ભુજે સમશેર સમ રાજે,
કોણ કહે મા તુને અબલે ?
બહુ બલ ધારિણી, નમું હું, તારિણી,
રિપુદલ વારિણી, માતને— વંદે૦

તુંજ વિદ્યા, તુંજ ધર્મ,
તુંજ હૈયું, તુંજ મર્મ,
પ્રાણ તું છો આ શરીરે— વંદે૦

બાહુની તમે મા શક્તિ,
દિલની તમે મા ભક્તિ,
તમારીજ પ્રતિમા ઘણી મંદિરે મંદિરે— વંદે૦

તમેજ દુર્ગા દશ શસ્ત્ર કર ધારિણી,
કમલા કમલદલવિહારિણી,
દેવી વિદ્યા દાયિની નમું તમને— વંદે૦

નમું હું કમલા, નિર્મલા, અતુલા,
સુજલા, સુફલા, માતને— વંદે૦

શ્યામલા, સરલા, સુસ્મિતા, ભૂષિતા,
ધરણી, ભરણી, માતને— વંદે૦

( મિસીસ બેસંટ નજરકેદમાંથી છૂટાં થયાં ત્યારે એમને અભિનંદન આપવા ભરાયેલી મુંબઈની સ્ત્રીઓની જાહેર સભામાં ગાવા માટે તૈયાર કરેલ. તા. ૧૧ ઑક્ટોબર ૧૯૧૭. )



# આત્મ નિવેદન.

## ( ૧ )

## નૂતન ગુજરાતને હવે કેવા સાહિત્યની અપેક્ષા છે?



રેક પ્રજાની સાહિત્યપ્રવૃત્તિ બહુધા પોતપોતાની જીવન-પ્રવૃત્તિના પ્રતિબિંબરૂપ હોય છે એ વાત ઘણે અંશે માન્ય કરવા જેવી છે. જેમ જેમ જુદા જુદા દેશના સાહિત્યક્રમનો ઇતિહાસ ઉકેલવા આપણે યત્ન કરીશું તેમ તેમ આ સત્ય વધારે ને વધારે દૃઢીભૂત થશે. પ્રત્યેક નવીન સ્ફુરણ, પ્રત્યેક નવીન વિચાર, પ્રથમ તો કોઈ વિરલ મગજમાં ઉદ્ભવે છે, પછી તે જનસમાજના અગ્રગણ્ય મનુષ્યોમાં સંક્રાંત થાય છે, ત્યાંથી લોકસમૂહમાં ફેલાય છે, ત્યારબાદ સમસ્ત પ્રજાના જીવનમાં ગુંથાઈ જાય છે, અને છેવટે તે ગુંથણીના નમુના સાહિત્યદ્વારા ઉતારવામાં આવે છે. પરંતુ જ્યારે તે નવીન વિચાર તેની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તેનો અધઃપાત પણ શરૂ થાય છે. જે પરિસ્થિતિમાં તે વિચારની સ્થિતિ હતી તે પરિસ્થિતિ ક્રમશઃ રૂપાંતર પામે છે અને પછી નવીન પરિસ્થિતિ નવીન વિચારને જન્મ આપે છે. આ સમયે જીર્ણ અને નવીન વિચારનું તુમુલ યુદ્ધ જામે છે. પૂર્વના વિચારનું ખોળીયું હજુ ઉપયોગી અને નવયૌવન છે એમ માની લેનારાઓનો મ્હોટો સમૂહ એક બાજુ ઉભે છે, ત્યારે તે ખોળીયું નિરૂપયોગી અને જીર્ણશીર્ણ થઈ ગયું છે એમ સમજનાર વિરલાઓનો ન્હાનો સમૂહ બીજી બાજુ ઉભે છે. પોતાને થએલ નવીન સ્ફુરણની પ્રતીતિ પોતાના શ્રદ્ધાળુ, અજ્ઞાન ભાઈઓને કરાવવાનો મહાભારત ધર્મ આ ન્હાના સમુદાયને આ સમયે પ્રાપ્ત થાય છે. આ સંજોગોમાં પણ સાહિત્યના

અંકુરો ફુટે છે, અને અંતે સાહિત્યના સતત દારૂગોળાથીજ આ ન્હાનું લશ્કર વિજય મેળવે છે.

તાત્પર્ય એ છે કે જેટલે અંશે સાહિત્ય લોકોના જીવનપ્રવાહને અનુસરે છે તેટલેજ અંશે લોકોનું જીવન પણ સાહિત્યથી ઘડાય છે, પોષાય છે, અને વ્યવસ્થિત બને છે. દેશકાલ, જાતિસ્વભાવ, ભૂતદશા અને વારસામાં મળેલી ભાવનાઓ, સાહિત્યને રંગનારાં તત્ત્વો છે, ત્યારે સાહિત્ય એ ભૂતદશાની પશ્ચાદ્‌ભૂમિપર ઝાંખા થઈ ગએલા રંગોને પ્રકાશિત કરનારી, વર્તમાન પડદા પર નવીન રંગો પૂરનારી, અને ભવિષ્યની આછી આછી રૂપરેખા દોરનારી પિંછી છે. સંક્ષેપમાં એક પક્ષે સાહિત્ય પ્રજાના જીવનઝરાને ઝીલનારૂં પાત્ર છે, તો બીજે પક્ષે પ્રજાને જીવન અર્પનારૂં પાત્ર પણ સાહિત્યજ છે. એટલુંજ નહિ પરંતુ મૅક્સ નૉર્ડો તેથી પણ આગળ જઇને કહે છે કે સાહિત્યપર જીવનની અસર કરતાં સાહિત્યની જીવનપર અતિશય વધારે અસર છે. તે લખે છે કે, " What are the mutual relations which subsist between life and fiction ?......Which is the pattern ? Which is the imitation ?...In my mind the answer to this question can be given without a moment's hesitation The effect of polite literature upon life is incomparably greater than that of life upon polite literature. "* મૅક્સ નૉર્ડોનો આ સિદ્ધાંત અલ્પ અંશમાં પણ સ્વીકારવામાં આવે તો આ લઘુ લેખની

* " જીવન અને સાહિત્ય વચ્ચે અરસ્પરસ શો સંબંધ છે ?... એ બેમાં આદર્શ કયો અને નકલ કઈ ?......મારા વિચાર પ્રમાણે એક પણ ક્ષણ થોભ્યા વિના આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ છે. સંસ્કારી સાહિત્યપર જીવનની અસર કરતાં જીવનપર સંસ્કારી સાહિત્યની અસર અપ્રિતમ અધિકતર છે. "

થોડી પણ સાર્થકતા સિધ્ધ થઈ, એમ માનવું અતિ પ્રગલ્ભ નહિ ગણાય એવી આશા છે; કારણ કે ઉચ્ચ સાહિત્યથી ગુજરાતનું જીવન ઉન્નત બનાવી શકાશે એવી સંભાવના આ આખા નિબંધનું સૂત્ર છે.

આનંદની વાત છે કે ચાર પાંચ દશકા પહેલાં ગુર્જર સાહિત્યની જે શોકજનક સ્થિતિ હતી તે હાલ ઘણે અંશે બદલાઇ છે. ગુજરાતની વધતી જતી ગરીબાઈ, પ્રાણધારણ અર્થે લોકોના મ્હોટા સમુદાયને રચવો પડતો આજીવિકાસંગ્રામ, પારદેશિક રાજ્યવ્યવસ્થા, અતિ શોચનીય સાંસારિક સ્થિતિ, પ્રજાકીય કેળવણીનો ઉષઃકાળ, રાજવંશી પુરૂષોના ઉત્તેજનની ખામી, અંગ્રેજી વિદ્યા અને ભાષાનો ઉછાળા મારતો પ્રચાર, અને જનસમાજ તથા સ્ત્રીવર્ગની સાહિત્ય પ્રતિ અનભિરૂચિ,–આ સર્વ વિઘ્નોની પરંપરાને ભેદીને ગુર્જર સાહિત્ય થોડું પણ પ્રકાશ્યું એ ખરેખર ગુજરાતના સાક્ષરોને અને સાહિત્યપ્રિય વર્ગને ખાસ અભિનંદનનું કારણ છે. ગુજરાતી સાહિત્યના આટલા ઉલ્લાસ માટે જે સંતોષ થવો જોઇએ તે સંતોષ જાહેર કર્યા બાદ અસંતોષની ભૂમિકામાં સહજ પ્રવેશ કરીશું.

પ્રથમ તો જગત્ ઉપરની મહાન્ ઉથલપાથલના આ સમયે ગુજરાતના સાક્ષર અને શિક્ષિત વર્ગનાં હૃદયોને કેવા કેવા વિચારો, કેવી કેવી કલ્પનાઓ, કેવી કેવી ભાવનાઓ, દોલાયમાન કરી રહેલ છે તેનો અધુરો ખ્યાલ પણ કંઇક ઉપયોગી થઇ પડશે અને ગુજરાતીઓની વાસનાઓ અને મહેચ્છાઓ જો ગુજરાતી સાહિત્યમાંજ સર્વાંશે સંક્રાંત થઈ હોય તો તો તે સાહિત્ય ઉપરજ દૃષ્ટિપાત કરવાથી આપણે જાણવાનું જાણી લઈશું. પરંતુ કહ્યા વિના ચાલતું નથી કે આ પરીક્ષા તદ્દન અપૂર્ણ છે એટલુંજ નહિ પરંતુ ગુજરાતના વિદ્વાનોને અતિશય અન્યાય આપનારી છે. કારણ કે, ક્યાં દેશોન્નતિ અને સ્વતંત્રતાના ઉચ્ચ વિચારપ્રદેશમાં વિહરતા, સંસારસુધારાની રસભર ઉત્સાહક વાતો કરતા, અને પશ્ચિમની અનેક વિદ્યાઓની પ્રસાદીવાળા, કેળવાએલા ગુજરાતી ભાઇઓ,—અને ક્યાં જ્ઞાતિઝઘડા-

ઓથી રંગાયેલું, અર્થરહિત વહેમોથી પોષાયેલું, સંકડાતું, દબાતું, ચગદાતું, ઢીલું, ગુજરાતી સાહિત્ય ! ક્યાં જીવનમુક્તિ, કર્મયોગ અને મનુષ્યફરજના સત્ય સિધ્ધાંતોના પિછાણનારાઓ,—અને ક્યાં માયા, ફાની દુનિઆ, વિધાતા અને જપતપમાં મસ્ત બનેલું સાહિત્ય ! ક્યાં સ્વાભાવિકતા અને સૌન્દર્ય સાથે સંગીનતા અને ઉપયોગિતાના ચાહકો, અને ક્યાં કૃત્રિમ, બેડોળ, છીછરાં, નિરર્થક જોડકણાં ! આ ઉપરથી એટલું તો પ્રતીત થશે કે જે મહાન્ અભિલાષા ગુજરાતના આત્માનું મંથન કરી રહેલ છે, અને જે નવીન ચેતન ગુજરાતની ઉછરતી પ્રજામાં વ્યાપી રહેલ છે, તે અભિલાષો અને તે ચેતનની સંક્રાંતિ હજુ ગુર્જર સાહિત્યમાં થવા પામી નથી. સાથે સાથે એટલું પણ સ્મરણમાં રાખવાનું કે જો વિચારો અને ભાવનાઓએ નિશ્ચિત સ્વરૂપ લીધેલું હોતું નથી તો તે હૃદયના મર્મભાગમાં પ્રવેશી શકતાં નથી. જ્યાંસુધી મનની વાંછનાઓ મનના ગર્ભમાંથી નીકળી સ્થાયીભાવાત્મક થતી નથી, જ્યાંસુધી હૃદયની ઊર્મિઓ હૃદયના ઉંડાણમાંથી નીકળી આખા દેહને હલમલાવી મૂકતી નથી, ત્યાંસુધી વાણીદ્વારા કે લેખનદ્વારા બહાર નીકળી અન્યમાં કંપ ઉત્પન્ન કરવાનો વેગ તેમાં આવી શકતો નથી. ત્યારે શું છીછરી લાગણીઓ અને ઉપલક વિચારોને સંગીન અને તલસ્પર્શિ કરવાનો સમય આવી પહોંચ્યો નથી ? શું અંતરના ઉદાત્ત ભાવોને અન્ય જનોની સેવાઅર્થે પ્રકાશિત કરવાનો પ્રસંગ સમીપ આવ્યો નથી ? શું આપણા અગ્રેસરો અને વિચારકોના હૃદયોમાં પ્રકટેલા સ્ફુલિંગ વડે સમસ્ત ગુજરાતના જીવનને જ્વલંત કરવાનો અનિવાર્ય ધમ એમને પ્રાપ્ત થયો નથી ?

અલબત્ત, ગુજરાતી સાહિત્યની ખીલવણીમાં અનેક મુશ્કેલીઓ આડી આવી છે અને આવે છે: પરંતુ તે મુશ્કેલીઓ છતાં ગુર્જર સાહિત્યમાં જે કાંઈ લખાયું છે અને લખાય છે તેથી શું વધારે ઉપયોગી, વધારે ગંભીર, વધારે વ્યાપક અને પરિસ્થિતિને વધારે અનુકૂલ લખાણ સંભવિત નહોતું અને નથી ? જગતનો વિકાસક્રમ અમુક

અનિવાર્ય નિયમોને અનુસરે છે તે સત્ય કબૂલ છે તો પણ આપણે સર્વ સૌથી સરલ, સૌથી સુંદર, અને સાથી ટૂંકે માર્ગેજ આ સ્થિતિએ પહોંચ્યા છીએ, અને તેથી ઉચ્ચતર સ્થિતિએ આવી નજ શકત, એમ તો કોઈ પણ સુજ્ઞ કબૂલ કરી શકશે નહિ. જ્યારે આપણે આપણા માર્ગમાં ઉભેલાં અસંખ્ય આવરણો ગણાવવા ઉદ્યત થઇએ છીએ, ત્યારે આપણને મળી આવેલા અસંખ્ય અનુકૂલ પ્રસંગોનું પણ સ્મરણ શા માટે ન કરવું ? હકીકત એવી છે કે વિઘ્નોનું સ્મરણ જેટલું તીવ્ર હોય છે તેટલું અનુકૂલ પ્રસંગોનું હોતું નથી; એટલુંજ નહિ પણ પ્રાપ્ત થયેલા સર્વ અનુકૂલ પ્રસંગો જાણવાનો ઘણીવાર સંભવ પણ ઓછો. તેથી આપણે કાંઈ પણ ભૂલો કરી નથી અથવા કોઇપણ સુંદર તકો ગુમાવી નથી એવું ખોટું ગુમાન રાખી શકાશે નહિ. ઈંગ્લાંડના મહાન્ રાજ્યનીતિજ્ઞ લૉર્ડ મોરલી પોતાના 'કૉમ્પ્રોમાઇસ' ['Compromise'] નામના અતિ મનનીય અને સુંદર ગ્રંથમાં આ સબંધી સંગીન વિચારો દર્શાવે છે તે, આશા છે કે, અત્ર અસ્થાને નહિ ગણાય. તે લખે છે કે, "To me at any rate the history of mankind is a prodigious wasteful experiment, from which a certain number of precious results have been extracted, but which is not now a final measure of all the possibilities of the time. It is not to deny the great law that society has a certain order of progress; but only to urge that within that, the only possible order, there is always room for all kinds anddegrees of invention, improvement and happy or unhappy accident."* આગળ ચાલતાં

* "ગમે તેમ પણ મને તો માનવ જાતિનો ઇતિહાસ એક જબ્બર નિષ્ફળ પ્રયોગ ભાસે છે. આ પ્રયોગમાંથી અમુક કિંમતી

તે લખે છે કે, "But it is midsummer madness of philosophic complacency to think that we have come by the shortest and easiest of all imaginable routes to our present point in the march; to suppose that we have wasted nothing, lost nothing, cruelly destroyed nothing, on the road."+ સમગ્ર મનુષ્યસમાજ સબંધી નીકળેલા આ ઉદ્‌ગારો ગુજરાતને કંઈ ઓછા પ્રમાણમાં લાગુ પડતા નથી. ભૂતકાલમાં થયેલાં સત્કાર્યની નોંધ લેવી, તેને માટે મગરૂર થવું, અને તેના કર્તાઓ પ્રતિ ઉપકારની લાગણીથી જોવું તે, જરૂર સૌજન્ય અને ડહાપણનું શુભ ચિહ્ન છે. તેવીજ રીતે આગલા જમાનામાં થયેલા દોષો સ્મરણમાં રાખી તે દોષો માટે રોદણાં નહિ રડતાં ભવિષ્યમાં તેવા દોષોથી મુક્ત થવા પ્રયત્નશીલ થવું એ પણ એક ઉંચા પ્રકારનું શાણપણ છે. એજ ન્યાયે ગુજરાતે આગળ જે તકો ગુમાવી છે, જે ભૂલથાપો ખાધી છે, જે

---

પરિણામો નિષ્કર્ષ રૂપે તારવી લેવામાં આવે છે, પરંતુ તેથી અત્યારે તે નિષ્કર્ષ સર્વ શક્ય-સંપાદ્ય વસ્તુનું એક અંતિમ પ્રમાણ નથી. આથી જનસમાજની પ્રગતિનો ક્રમ નિશ્ચિત છે એ મહાન્ સૂત્રનો અનાદર કરવાનો નથી, પરંતુ એટલુંજ ઠસાવવાનું છે કે તે એકજ શક્ય ક્રમની મર્યાદાની અંદર દરેક પ્રમાણમાં સર્વ પ્રકારની શોધખોળ, સુધારણા, અને સંપત્તિ કે આપત્તિ માટે અવકાશ છે."

+ "પરંતુ આપણા પ્રમાણમાં આપણે જે સ્થિતિએ પહોંચ્યા છીએ તે સ્થિતિ આપણાથી કલ્પી શકાય તેવા સર્વ માર્ગોમાં સૌથી ટુંકે અને સરલ માર્ગે આપણે પ્રાપ્ત કરી છે એમ માનવું (અથવા તો) રસ્તામાં આપણે કોઈ પણ પ્રકારનો વ્યય કર્યો નથી, કંઈ પણ ગુમાવ્યું નથી, કાંઈ પણ નિષ્ઠુર રીતે નષ્ટ કર્યું નથી, એમ ધારવું એ એક ફિલસુફ (તત્ત્વજ્ઞ) ના સંતોષ જેવી દેખાતી ઘેલછાજ છે."

દોષો કર્યાં છે તે સર્વનું પ્રાયશ્ચિત કરવા ગુજરાતના વર્તમાન અને ભવિષ્યના સાક્ષરોએ કટિબદ્ધ થઈ પોતાને શિર આવેલા અતિ ઉમદા ધર્મમાં આનંદપૂર્વક યોજાવું જોઈએ.

વળી આપણી આગલી પરિસ્થિતિમાં અનેક ફેરફારો થવા માંડ્યા છે, ચોમેર નવીન ચેતન સ્ફુરવા માંડ્યું છે, ગુજરાતના ક્ષિતિજ ઉપર નવીન રંગો દેખાવા લાગ્યા છે, અને સ્થળે સ્થળે નવી નવી જરૂરીઆતો ઉત્પન્ન થતી જાય છે. આપણી રાષ્ટ્રીય ભાવના બદલાઇ છે, આપણો ગૃહસંસાર બદલાયો છે, આપણા આચારવિચાર બદલાયા છે, આપણા મનોરથો બદલાયા છે. આવે સમયે જો ગુજરાતના નવા અવતારને અનુકૂલ સાહિત્ય આપણે ત્યાં ઉભું ન થયું, જો ઠચકાં ભરતા આપણા પ્રજાજીવનમાં નવા યુગનું ચૈતન્ય ન રેડાયું તો સ્મરણમાં રાખવું કે ગુજરાતના ઉત્કર્ષ માટે આપણાં બાથોડીયાં નિષ્ફલ છે એટલુંજ નહિ પરંતુ સમસ્ત ગુર્જર પ્રજા થોડા વખતમાં શબવત્ બની જાય તો પણ આશ્ચર્ય નથી.

ત્યારે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં શું શું કરવાનું છે એ મહાપ્રશ્ન તુરતજ ઉપસ્થિત થાય છે. પરંતુ આ ન્હાનો લેખ એ મહા પ્રશ્નનું નિરાકરણ કરવા કોઈ પણ રીતે સમર્થ નથી. માત્ર આપણા સાહિત્યનાં થોડાંએક મુખ્ય અંગો સંબંધી થોડી થોડી સૂચનાઓ ઉપરાંત વધારે દાવો આ ટુંકો નિબંધ કરી શકે એમ નથી. અને તે સૂચનાઓ પણ આ વિશાળ વિષય ઉપર નવીન અજવાળું પાડવા કે ચમત્કાર ઉત્પન્ન કરવા માટે કરવામાં આવી છે એમ માનવાનું નથી. સુશિક્ષિત વિદ્વાનો સમક્ષ આ સૂચનાઓ મૂકવી એ પણ હાસ્યરસની એક વાનીજ છે એમ આ લેખક સારી પેઠે સમજે છે. તો પણ હાલ થોડો સમય થયાં અમારો વિદ્યાર્થી વર્ગ અનેક કારણોને લીધે આગળ આગળ આવ્યો છે–ધકેલાયો છે, તથા જગતની, અને જગત્ નહિ તો પોતાને જગત્ માનનારાઓની, આંખે ચ્હડ્યો છે; આ પ્રતિષ્ઠાપત્તિનો લાભ લઈ,

કદાચ એક વિદ્યાર્થીના થોડા વિચારો આપણા ભવિષ્યનું સુકાન ચલાવનારાઓના હાથમાં ઉપયોગી થઇ પડે, અને ઉપયોગી ન હિ તો સૂચનારૂપ અને સૂચનારૂપ નહિ તો અવગણનાને પાત્ર હોઈ ચેતવણીરૂપ થઇ પડે,—એવા કંઈક ઉંડા, કંઈક ઉપલક, કંઈક મિશ્ર આશયથી આટલી હિમ્મત ધરી છે.

શરૂઆતમાં જે વિષય સમસ્ત હિન્દુસમાજનું જીવિત છે, આખા વિશ્વનો પોષક છે, વ્યક્તિમાત્રની શાંતિનો ઝરો છે, અને સમાજમાત્રના ઝઘડાઓનું કેન્દ્ર છે, તે પ્રતિ આપણા ગુર્જર સાહિત્ય-ની શી પ્રવૃત્તિ છે અને શી પ્રવૃત્તિ હોવી જોઈએ તે અતિ સંક્ષેપમાં વિચારી જઈશું. ગુજરાતી સાહિત્યના પિતામહ નૃસિંહ મહેતાથી માંડીને ઠેઠ આજ પર્યન્ત ધર્મના ક્ષેત્રમાં આપણે ત્યાં જેટલું લખાયું છે તેટલું ભાગ્યેજ અન્ય કોઇ વિષયમાં આપણું સાહિત્ય વિચર્યું હશે. દેશકાલને લઈને આમ થયું એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. અને એટલું તો માન્ય રાખવામાં કોઈને પણ બાધ નહિ હોય કે કોઈપણ પ્રજાનું જીવન વિશુદ્ધ, તેજસ્વી અને સ્વાર્પણશીલ કરવામાં ધર્મનું પુનરૂત્થાન જેટલું ફતેહમંદ નીવડે છે તેટલી બીજી કોઈ પણ સંસ્થા—ગમે તો તે ન્યાયમંદિર હો કે ડિટેક્ટિવ ડિપાર્ટમેન્ટ હો તો પણ ફતેહમંદ નહિજ નીવડે. સ્વદેશવત્સલ શ્રીયુત રાનાડેનાં સુંદર વચનો યાદ આવે છે કે, "Our deliberate convicion has grown upou us with every offort that it is only a religious revival that cau furnish sufficient moral strength to work out the complex social problems which demand our attention. Only a religious revival, not ot forms, but ot sincere earnestness which constitutes true religion, can effect the desired end." * સ્મરણમાં રાખવાનું છે કે

* વિચારપૂર્વક કરેલો આપણો નિશ્ચય દરેક પ્રયત્ન સમયે

૧૧૩૬૦



શ્રીયુત રાનાડે અર્થરહિત બાહ્યાચાર કે ક્રિયાકાંડના પુનરૂત્થાનને આદર નથી આપતા, પરંતુ મનુષ્યના અંતરાત્માને વિશુદ્ધ, સરલ અને કર્તવ્યપરાયણ બનાવનાર ધર્મનોજ સત્કાર કરે છે. આપણું ગુર્જર સાહિત્ય ભક્તિરસથી છલછલે છે, દેવકથાથી ઉભરાય છે, અને હરિલીલાથી રસબસે છે. ખરેખર, આ અતિ આનંદનું કારણ છે. પરંતુ ભવિષ્યના લેખકોને એક નમ્ર સૂચના કરવાની ધૃષ્ટતા કરીશ કે સામાન્ય માનુષી બુદ્ધિ આલંકારિક ભાષામાં વર્ણવેલી રૂપકમય હરિલીલાને ભેદીને દેવરહસ્ય સમજવા જેટલી શક્તિ ધરાવતી નથી. પરિણામ એ આવેલ છે કે ખરો ધર્મ, ખરૂં કર્તવ્ય, ખરૂં દેવરહસ્ય, ખરૂં અધ્યાત્મબલ, સર્વ વિસરી જઈને લોકસમૂહ બાહ્ય ક્રિયાકાંડમાં ધુમે છે, ધર્મઘેલછામાં મસ્ત બને છે, અને ધર્મને બ્હાને ગૃહસંસાર તથા સમાજનું સત્યાનાશ વાળે છે. ગુજરાતી ધાર્મિક સ્થિતિ ઉપર વિવેચન કરવાનું આ સ્થળ નથી, તથાપિ ગુજરાતી સ્ત્રીવર્ગ અને અભણ વર્ગમાં ધર્મનું જે છીછરાપણું પ્રવેશ્યું છે, દંભની જે જ્વાલાઓ સહૃદયોને બાળી રહી છે, અને પરિણામમાં જે કર્તવ્યવિમુખતા ઉત્પન્ન થઈ છે, તેની નોંધ લીધા વિના ચાલતું નથી. હરિલીલાનાં શુદ્ધ, સાત્ત્વિક ગાનો કોઈ પણ રીતે અનિષ્ટ નથી,—નાસ્તિકતા અને જડવાદ કોઈ પણ રીતે ઇષ્ટ નથી. પરંતુ હવેના લેખકોને એટલીજ વિનતિ કરવાની કે હરિલીલાની સાથે દેવરહસ્ય અને અધ્યાત્મવિષયની રમણીય ફૂલગુંથણી ભૂલી જવી ન જોઈએ; અને એ ફૂલગુંથણીનો લાભ માત્ર હિમાલયના ઉત્તુંગ શિખરપર વિરાજેલા વિદ્વાનોજ લઈ શકે એમ કરવાનું નથી, પરંતુ

---

આપણને વધારેને વધારે દઢીભૂત થયો છે કે જે દુર્ઘટ સામાજીક પ્રશ્નો આપણું ધ્યાન ખેંચે છે, તે પ્રશ્નો ઉકેલવામાં જોઈતું નૈતિક સામર્થ્ય આપણું ધાર્મિક સંજીવનજ આપણને આપી શકશે. બાહ્યાચારના પુનરૂત્થાનથી નહિ, પરંતુ શૌચ અને અભિનિવેશ કે જે સત્યધર્મના આત્મારૂપ છે તેના સમુત્થાનથીજ ઇષ્ટ ફલ પ્રાપ્ત થશે.

ગંગાજીમાં ડુબકી મારતાં આપણાં નિરક્ષર ભાઈબ્હેનો પણ એ પ્રસાદી મેળવી શકે એવી વ્યવસ્થા કરવાની છે.

આપણે ત્યાં ધર્મની અનેક શાખાઓ ગુર્જર સાહિત્યની સેવા કરવા લાગી છે. તો પણ થોડા અપવાદ સિવાય, એક બીજાનું ખંડન કરવા જેટલો ઉત્સાહ આ ધાર્મિક સંસ્થાઓમાં જોવામાં આવે છે તેટલોજ ઉત્સાહ ધર્મનાં ખરાં રહસ્ય લોકોને સરલ ભાષામાં સરલ રીતે સમજાવવામાં દૃષ્ટિગોચર થતો નથી. આપણા લેખકોએ સમજવું જોઈએ કે હવે કટાક્ષ અને લેખિનીયુદ્ધનું સાહિત્ય પૂરતું છે; રાગદ્વેષ-રહિત, મંડનાત્મક સાહિત્યનીજ અધુના અપેક્ષા છે. આપણા દેશમાં હાલ ઉછળતાં સાંસારિક અને પ્રજાકીય બળોને આ અનેક સંસ્થાઓ-માંથી જીવન અને પોષણ મળશે તોજ તે સંસ્થાઓ સાર્થક અને સફલ થશે, અન્યથા ગુજરાતમાં જે કાંઈ થોડું સત્ત્વ રહ્યું છે તે સત્ત્વને ચૂસી લેનારી જળોનીજ ગરજ તેઓ સારશે. તેટલા માટે ઘણા કાળ થયાં જડ થઇ ગએલા ધર્મ પંથોને ચૈતન્યયુક્ત કરવામાં ભવિષ્યના ધર્મસાહિત્યસેવકોએ ઘુમવાનું છે. આચાર્યોની કેળવણી, દેવમંદિરોની દોલતનો સુવ્યય, ક્રિયાકાંડનો ધર્મ સાથે સંબંધ, અંધશ્રદ્ધાને વિવેકબુ-દ્ધિમાં પલટાવવાનાં સાધન, ધર્મનું ગૃહમાં તેમજ સંસારમાં સ્થાન, એ સર્વ સંબંધી સચોટ, સ્વતંત્ર, નિડર સાહિત્યની હજુ અતિશય ખોટ છે. ભગવદ્‌ગીતાનો વધારે ને વધારે પ્રચાર થતો જાય છે એ સંતોષની વાત છે. અનેક દૃષ્ટિબિંદુથી ભગવદ્‌ગીતાનાં ભાષાંતરો એકંદરે ઇષ્ટ છે. તદપિ સંસારના મહાપ્રશ્નો ઉકેલવામાં ભગવદ્‌ગીતા કેટલી સહાયભૂત છે, કર્તવ્યપરાયણતાના કેવા દિવ્ય પાઠો તે ભણાવે છે, ધર્મ અને કર્તવ્યનું એકીકરણ તેમાં શી રીતે કરવામાં આવ્યું છે, વિગેરે અતિ મહત્ત્વનાં રહસ્ય સમસ્ત ગુજરાતના જીવનમાં હજુ વણાઈ ગયાં નથી. સત્ય ધર્મના મર્મભાગ પોતાના હૃદયના ગર્ભમાં ઉતાર્યા પછી અન્યના હૃદયમાં તેનું પ્રેમપૂર્વક વહન કરવાથીજ ખરી સિદ્ધિ થવાની. ત્યારેજ દંભ અને અજ્ઞાન ઉપર શોક અને જ્ઞાનનો સૂર્ય

પ્રકાશશે, ત્યારેજ આંતર શુદ્ધિના ઉપાસકો ઉભરાશે, ત્યારેજ સદ્વિચારોની આચારમાં સંક્રાંતિ થશે, ત્યારેજ નિર્મલ બુદ્ધિ અને હૃદય ઉપર વળેલા અંધકાર અને વિકૃતિના પુરાણા રાફડાઓ ફેંદાઈ સેંકડો વર્ષ થયાં હાથથી ગએલાં અમૂલ્ય રત્નો પુનઃ પ્રાપ્ત થશે.

* હવે ધર્મક્ષેત્રમાંથી કર્મક્ષેત્રમાં જરા વિચરીશું. રાજકીય ચળવળ આજકાલ ચોમેર ઉભી થઈ છે. " સ્વદેશ, " " માતૃભૂમિ " "ઐક્ય" આદિ કાનના પડદા ફાડી નાખે તેવી વીરહાકો હિંદુસ્થાનમાં સ્થળે સ્થળે ઉછળવા મંડી છે. તથાપિ આ સમુત્થાન દેશના દરેકે દરેક ખૂણામાં સરખુંજ થયું છે એમ કહેવાની હિંમત કોઈ પણ કરી શકશે નહિ. વસ્તુતઃ બંગાળ કે મહારાષ્ટ્રના અભણમાં અભણ નાગરિક-ના હૃદયમાં જે ક્ષોભ અને દેશદાઝ દૃષ્ટિગોચર થાય છે તે કેટલાક કેળવાએલ ગુજરાતીઓના હૃદયમાં હશે કે નહિ એ ઘણું શંકાસ્પદ છે. કારણો અનેક છે. કદાચિત્ ગુજરાતવાસીઓ બીજાઓ કરતાં વધારે ગંભીર અને શાણા હોય તો તે બનવાજોગ છે. વળી ગુજરાત-ના મ્હોટા ભાગમાં દેશી રાજ્યોએ થાણું નાંખેલાં છે એટલે ગુજરાતી-ઓને 'સ્વરાજ્ય' નાં સ્વપ્નાં ઓછાં આવે તો તે પણ સંભવિત છે; કારણ કે એટલું તો સ્પષ્ટ છે કે મુંબઈવાસીઓને પંજાબની કે બંગાળાની પ્રજા માટે જે લાગણી હોઈ શકે તેટલી લાગણી જામનગર અને જૂનાગઢની પ્રજાને પણ પરસ્પર હોવી કઠિન છે. ઉપરાંત, વ્યા-પારી દૃષ્ટિવાળા ગુજરાતીભાઈઓ કંઈક હૃદયશૂન્ય હોય તો તેમાં પણ આશ્ચર્ય નથી. અને એમ પણ બને કે ગુજરાતમાં વિચારશીલ, સહૃદય, પ્રભાવશાલી નેતાઓની અછતને લીધે ગુજરાતી પ્રજાની ડાહી, વ્યાવહારિક દૃષ્ટિ ભેદાતી નથી, અને તેથી આ ભૂમિમાં ભાવનામય સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકતી નથી.

* ગમે તેમ હો, પરંતુ એટલું ચોક્કસ છે કે હજુ આપણે ત્યાં ચોમેર રાષ્ટ્રીય ચેતન સ્ફુર્યું નથી, દરેકે દરેક ગુજરાતી ગૃહમાં ને

ઝુંપડામાં રાષ્ટ્રીય વાયુની લહરીઓ હજુ પહોંચી નથી. ગુજરાતમાં બિલકુલ દેશદાઝજ નથી અથવા તો રાષ્ટ્રીય ભાવના ઉત્પન્નજ થઈ નથી એમ કહેવાનું તાત્પર્ય નથી. પરંતુ તે ભાવના અન્ય પ્રાંતોમાં જેટલી સતેજ, બળવતી અને વ્યાપક છે તેટલી આપણે ત્યાં નથી. વળી રાષ્ટ્રીય સાહિત્ય ઉભું કરી લોકોમાં અશાંતિ, અસંતોષ અને વૈરભાવ ઉત્પન્ન કરવાનાં નથી; પરંતુ હિંદુ, મુસલમાન, પારસી કે ખ્રિસ્તી, તથા બંગાળી, પંજાબી, દક્ષિણી કે ગુજરાતી સર્વ એકજ છે, સર્વના અભિલાષો એકજ છે, સર્વની આશાઓ એકજ છે, સર્વનું સાધ્ય એકજ છે, એવી આત્મીયતા ગુજરાતના પ્રજાજીવનમાં વણાઈ જાય—ઓતપ્રોત બની જાય, અને તેથી કટાઈ ગએલી બુઠ્ઠી લાગણીઓ પાણીદાર થાય, અને કુંભકર્ણની ગાઢ નિદ્રામાં ઘસઘસાટ ઉંઘતા ગુજરાતીઓ સફાળા જાગૃત થાય—એવું ઐક્યના અંકુરોને પોષનારૂં, જાદુઈ ચેતનવાળું ઉત્સાહક સાહિત્ય જન્મ પામે એજ આપણી મહત્વાકાંક્ષા, એજ હાલ તો ગુજરાતની રાષ્ટ્રીય ભાવના, અને એજ આપણા ‘ કવીશ્વરો ’ ની ‘ સંસિદ્ધિ ’. હાલમાં કોઈ કોઈ ખૂણે ખાંચરે માતૃભૂમિ માટે ‘ગીતડાં’ દૃષ્ટિગોચર થાય છે, અને નિઃશંક તે ધન્યવાદને સર્વથા પાત્ર છે. પરંતુ રાષ્ટ્રીય સાહિત્યની આટલેથીજ સમાપ્તિ થતી હોય તો તે ખરે-ખર શોચનીય છે. કારણ કે હજુ તો આપણે જબ્બર જહેમત ઉઠાવવાની છે. આપણા કાવ્યમાં, આપણી વાર્તાઓમાં, આપણી નવલકથાઓમાં, આપણા ઇતિહાસમાં, આપણાં શાલોપયોગી પુસ્તકોમાં, આપણા નીતિના ગ્રંથોમાં, આપણી રંગભૂમિ ઉપર,—સ્થળે સ્થળે સ્વદેશાનુરાગ, પરસ્પર નિઃસ્વાર્થ સેવા, અને સમગ્ર ભારતવાસીઓની એકતાના દિવ્યપાઠો પૂર્વના અને પશ્ચિમના સચોટ દૃષ્ટાંતોથી, ગુજરાતનાં દરેકે દરેક સ્ત્રી પુરૂષના હૃદયમાં ઉતારવાનાં છે.

* આપણા સાહિત્યે માત્ર સ્વદેશપ્રીતિ ઉત્પન્ન કરીનેજ જંપવાનું નથી. આપણો પ્રાચીન રાજકીય ઇતિહાસ, પશ્ચિમનાં રાજ્યોની ઉથલ-પાથલમાંથી નીકળતો નિષ્કર્ષ, હિન્દુસ્થાનના આધુનિક રાજ્યવહીવટની

ખૂબીઓ અને ખામીઓ, આપણી વર્તમાન લડતો, અને આપણી ભવિષ્યની પ્રજાકીય ભાવનાઓ,–આ સર્વ વિષયો આપણી માતૃભાષામાં ઉતારવાની, અનિવાર્ય આવશ્યકતા છે. આ વાત સર્વને સુવિદિત છે, તો પણ છેવટની સૂચના કરવાની કે જ્યાં સુધી પ્રજાકીય સાહિત્યની જ્વાલાઓ અભણમાં અભણ હૃદયને પણ પ્રકાશ આપશે નહિ, જ્યાં સુધી દુનિઆદારીના સર્વ સગપણ કરતાં માતૃભૂમિનું સગપણ વધારે મહત્વનું છે એવો ઉમળકો એક ખેડુત સુદ્ધાંના અન્તરમાં આવશે નહિ, અને જ્યાં સુધી દેશના કાયદાને માન આપનારી, રાજ્યકર્તાઓને કર્તવ્યનિષ્ઠ બનાવનારી, રાષ્ટ્રીય ચળવળ સમસ્ત સમાજની રગેરગ વ્યાપી રહેશે નહિ ત્યાં સુધી, ભલે મુઠ્ઠીભર અંગ્રેજી ભણેલાઓ અંગ્રેજી સાહિત્યમાંથી થોડું ઘણું ઉપર ચોટિયું રાજકીય જ્ઞાન મેળવે, ભલે તેઓ "મૉડરેટસ" "એક્સ્ટ્રીમિસ્ટસ" આદિનો મિથ્યા બકવાદ કરે, તો પણ તેથી, હિંદી પ્રજાના મોક્ષકાળનાં કિરણો સર્વત્ર ઉદયમાન થવાનાં નથી, તેથી દેશનાં

---

* આ ત્રણ પારેગ્રાફો ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની પરીક્ષક કમિટીએ રાજ્યદ્વારી સબબને લીધે પરિષદ્‌માં વાંચવા અર્થે વાંધા ભરેલા ઠરાવ્યા હતા ! મ્હારે કાને વાત આવી હતી કે તે વખતના કાઠિયાવાડના એજન્ટ ટુ ધી ગવર્નર સર ક્લૉડ હિલની રાજ્યદ્વારી રૂચિ સંતોષવાને એ બહાદુર કમિટીએ અભિપ્રાય બાંધ્યો હતો. સંભળાય છે કે સાક્ષર શ્રીયુત બળવંતરાય ઠાકોરે તે સમયે ભારે રાજ્યદ્વારી વફાદારીથી આ પારેગ્રાફોને બાતલ કરવાનો આગ્રહ કર્યો હતો ! ગમે તે હો, પણ કેટલાક મુરબ્બીઓની સલાહને વશ થઇને મ્હેં તે વખતે આ બલાત્કાર સામે બંડ ઉઠાવ્યા વિના છેવટે સબૂરી પકડી હતી. આ નિર્દોષ પારેગ્રાફોનો આ ન્હાનો ઇતિહાસ સને ૧૯૦૯ ના અરસામાં ગુજરાતના રાજકીય 'બૅરોમીટર' તેમજ પ્રજાકીય 'થરમૉમીટર' ની સ્થિતિનો સારો ખ્યાલ આપશે.

( ન. શા. વિ. )

તમામ અંગો એકી વખતે ચેતન મેળવવાનાં નથી, અને તેથી રાષ્ટ્રીય પક્ષાઘાત કરતાં વધારે સુંદર પરિણામની આશા કોઈપણ સુજ્ઞ હૃદયમાં પ્રકાશવાની નથી.

કેળવણીના પ્રદેશમાં પણ આપણા સાહિત્યનો વિકાસ હજુ અલ્પ જ છે. બાલશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, સ્ત્રીવાંચનમાળા, વિજ્ઞાનશાસ્ત્ર, આદિ વિષયોમાં આપણે ત્યાં બહુ ઉપયોગી સાહિત્યની અપેક્ષા છે. પશ્ચિમમાં દિવસે દિવસે નવી ઉદ્ભવતી અનેક સુંદર યોજનાઓનો સંચાર આપણા સાહિત્યમાં કરવાનો ઉત્સાહ આપણા પદવીધારીઓમાં કોણ જાણે ક્યારે જાગશે? ગુજરાતની સમસ્ત પ્રજાને વિદ્યાવિલાસી કરવાનો મહાભારત ધર્મ ગુજરાતના સુશિક્ષિત વર્ગને શિર છે એ એમણે ભૂલી જવાનું નથી. કહેવાની જરૂર નથી કે જે મનુષ્યો પોતાની આજીવિકા અર્થે સખ્ત મજૂરીમાંથી ઉંચું માથું કરી શકતાં નથી, જેમને ઈશ્વરે વિદ્યાની પ્રસાદી બક્ષી નથી, અને જેઓની જીવનપ્રવૃત્તિ હૃદય અને બુદ્ધિના સુંદર છોડોને છેદી નાખનારી શુષ્ક હાડમારીમાં સમાપ્ત થાય છે, તેઓના જીવનમાં થોડો પણ રસ રેડે તેવું, તેઓની મજૂરીનો થોડોપણ શ્રમ ઉતારે તેવું, તેઓની નિરાશામાં થોડી પણ આશા ભેળવે તેવું, ઘણુંજ સલ, સસ્તુ, રસિક, બોધપ્રદ સાહિત્ય ખડું કરવું તે ખરેખર અનેક જીગરના આશીર્વાદો કમાવા જેવું છે. આ ક્ષેત્રમાં આ પ્રથમ કર્તવ્ય ઉપરાંત બીજું ઘણું ઘણું કરવાનું છે, પરંતુ તે સર્વની નોંધ લેવા જેટલો અત્ર અવકાશ નથી. માત્ર થોડી મુખ્ય બાબતો સહજ અવલોકી જઈનેજ સંતોષ માનશું.

આપણા બાલકોની જરૂરીઆતો પ્રથમ વિચારશું. એમને બિચારાંઓને સુંદર વાંચનમાળાની જરૂર છે. એમને સરલ, સચિત્ર માસિકોની અપેક્ષા છે. એમને પૂર્વનું, પશ્ચિમનું, નવું અને જૂનું રસપૂર્વક જાણવું છે. એમને સારઆહી થઈ સંગીતમાંથી, વાર્તામાંથી, પદાર્થ-

અપૂર્વતા છે. આંખને આંજી નાંખવામાં કલાની સફલતા નથી, પરંતુ આંખને શાંત કરવામાં છે. સામાન્ય બુદ્ધિ અને સરલ હૃદય જેવી કોઈ પણ વસ્તુ વિરલ નથી. "તું" અને "હું" નું ભાન કરાવવામાં જેટલી વિશેષતા છે તેટલી વિશેષતા "તે" ની વાતો કરવામાં નથી. મનુષ્યના હૃદય ઉપર જેટલી પરિચિત વસ્તુઓ અસર કરી શકશે તેટલી અપરિચિત વસ્તુઓ અસર કરી નહિ શકે. તારૂં અને મ્હારૂં જેટલે દરજ્જે મનુષ્યની લાગણીઓ ઉશ્કેરી શકશે તેટલે દરજ્જે પારકાનું ઉશ્કેરી નહિ શકે. વસ્તુતઃ મનુષ્યને જેટલો રસ સંસારમાં છે તેટલો સ્વર્ગમાં નથી; જેટલો રસ ખેતરમાં છે તેટલો પારીસના બુલ્વાર્ડમાં નથી; જેટલો રસ ઝુંપડામાં છે તેટલો વરસેલ્ઝના રાજ્યમહેલમાં નથી; જેટલો રસ પોતાના આંગણાના કૂવામાં છે તેટલો નાયાગારાના ધોધમાં નથી; જેટલો રસ મજૂરના હમેશના વૈતરામાં છે તેટલો રાજાઓના દરબારોમાં નથી; જેટલો રસ ગૃહિણીમાં છે તેટલો ઇંદ્રની અપ્સરામાં નથી; જેટલો રસ જીંદગીની હમેશની ભરતી-ઓટમાં છે તેટલો મહાન્ અકસ્માતો કે દૈવની જાદુગીરીમાં નથી; સંક્ષેપમાં જેટલો રસ જીવનના સાદા બનાવોમાં છે તેટલો અસાધારણ કલ્પનાઓમાં નથી. અને મનુષ્યનાં હૃદયમાં જે તરંગો હરહમેશ ઉછળી રહ્યા છે તે તરંગોમાં પ્રવેશ કરવો, અને વિદ્વાન્ તેમજ અભણ, શ્રીમંત તેમજ ગરીબ, બાળક તેમજ વૃદ્ધ, તથા સ્ત્રી તેમજ પુરૂષને આનંદ અને આશાનો સંદેશો પહોંચાડવો એ કલાનો હેતુ અને એ કલાનું કાર્ય છે. કુદરત અને મનુષ્યને સૌંદર્યમય, આનંદમય, ચેતનમય અને નવીનતામય બનાવવાં એ કલાનો આદર્શ છે.

## સૌંદર્ય અને ઉપયોગિતા.

જેમ સૌંદર્ય તેમ ઉપયોગિતા પણ કલાનો હેતુ અને આદર્શ છે. કારણ કે ઉપયોગિતા વિનાનું સૌંદર્ય મનુષ્યને અધોગતિની ખાઇમાં ફેંકનારૂં યંત્ર છે, અને સૌંદર્ય વિનાની ઉપયોગિતા મનુષ્યના આત્માને ચીમળાવી નાંખનાર ઔષધિ છે. જે કલા ઉપયોગી નથી તે વસ્તુતઃ

સુંદર હોઇ શકેજ નહિ. અને જે કલા સુંદર નથી તે ઉપયોગી સંભવેજ નહિ. ઉપયોગિતા અને સૌંદર્ય વચ્ચે ભેદ ઉત્પન્ન કરવો તે જીવનને શુષ્ક અને મૃત્યુને કવિતામય બનાવવા જેવું છે. આવા અર્થરહિત ભેદને લીધેજ કલાને ઉતારી પાડવામાં આવી છે. તેથીજ આપણા સંસારમાં, આપણા ગૃહોમાં, આપણી રીતભાતમાં, આપણા પહેરવેશમાં, આપણા ખાનગી તેમજ જાહેર જીવનમાં શુષ્કતા, કઠોરતા તેમજ જડતા વ્યાપી રહી છે. તેથીજ આપણા સમસ્ત જીવનમાં એક પ્રકારનો પક્ષાઘાત ઉત્પન્ન થયો છે. અને થોડા સમય પહેલાં લખાયેલા મ્હારા પોતાના શબ્દમાંજ ફરીથી કહું તો, " એ પક્ષાઘાતને લીધે મજૂરને મજૂરીમાં રસ રહ્યો નથી; કલાકારને કલામાં રસ નથી, વિદ્વાનોને વિદ્યામાં રસ નથી, અને શહેરીને શહેરીપણામાં રસ નથી. એ પક્ષાઘાતને લીધે યંત્રો અને કલા વચ્ચે વિષમતા ઉત્પન્ન થઇ છે, ઉપયોગિતા સૌંદર્યથી છૂટી પડી છે, સૌંદર્યનો સ્વચ્છતાથી વિયોગ થયો છે, કુદરત અને ઔષધિ વચ્ચે વિરોધ થયો છે, અને તન મન, ધન અને જીવનની એકતાનો લોપ થયો છે. એ પક્ષાઘાતને લીધેજ અર્થશાસ્ત્રનો નીતિશાસ્ત્ર સાથે સંબંધ ભૂલી જવાયો છે, વ્યક્તિ અને સમષ્ટિ ઉભયનાં સુખ તરફ ઉપેક્ષા થઈ છે, સુખ અને સુખનાં સાધનો વચ્ચે ગોટાળો થયો છે, અને જીવન કરતાં ઉપાર્જન પાછળ વધારે વલખાં મરાયાં છે. " કલાકારો ભૂલી જાય છે કે કલા એ કુદરતનુંજ પ્રતિબિંબ છે, અને કુદરતની અંદર સર્વ સુંદર અને ઉપયોગી છે. જે કાંઇ સુંદર છે તે જીવંત, અર્થપૂર્ણ અને ઉપયોગી હોવાથીજ સુંદર છે. જે કાંઇ ઉપયોગી છે તે નિયમિત, તાલમય, મનોરંજક અને સુંદર હોવાથીજ ઉપયોગી છે. સૌંદર્ય કાયદાની સત્તાથી કે જાદુઇ લાકડીથી ઉદ્‌ભવતું નથી, પરંતુ જ્યાં જ્યાં વાસ્તવિક, યથાર્થ, આદર્શ જીવન છે ત્યાં ત્યાં જીવનનાં અનિવાર્ય તત્ત્વ તરીકે આપોઆપ દૃષ્ટિગોચર થાય છે. તેથી કલાનો આદર્શ હાથ કરવો હોય તો કૃત્રિમ, કલ્પનામય, જડ સ્વપ્નોમાં ભ્રમણ કરવાને બદલે સ્વાભાવિક, સત્ય,

ચેતનમય જીવનનો આદર્શ હાથ કરો. સ્મરણમાં રાખો કે કુદરતની વિરૂદ્ધ થવા કરતાં કુદરતને અનુરૂપ થવામાંજ કલાનો વિજય છે. અને કુદરત તથા આદર્શ જીવન જૂદાં નથી એ મહાન્ સત્ય અંતરમાં આરૂઢ હશે તો આપોઆપ આદર્શ કલા ઉત્પન્ન થશે. કુદરતનાં અને જીવનનાં સત્યો સમજનાર કલાકાર જગતને અને કુદરતને સૌંદર્યમય તથા પવિત્ર બનાવી શકશે. જ્યાં જ્યાં તેના હૃદયનું લોહચુંબક સ્પર્શ કરશે ત્યાં ત્યાં સુંદરતા, પવિત્રતા અને ઉપયોગિતા પ્રકાશી નીકળશે. એ લોહચુંબક પાસે માત્ર નદી અને સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય, પહાડો અને વનસ્પતિ, કોકિલા અને મયૂરી, કે માન સરોવર અને નંદનવનજ કલામય બની નહિ જાય, પરંતુ તે ઉપરાંત ખેતરો અને કારખાનાંઓ, રેલ્વે અને સ્ટીમરો, રણભૂમિ અને કેદખાનાંઓ, દુકાનો અને ઝુંપડાંઓ, સર્વ કલામય બની જશે. એ કલા માત્ર મુઠ્ઠીભર વિદ્વાનો કે અંગત મિત્રોનેજ રીઝવશે નહિ, પરંતુ શહેરે શહેર અને ઘેરેઘેર આદર્શ કલા તરીકે ઓળખાશે, સ્વીકારાશે, પૂજાશે.

( સને ૧૯૧૫ માં સુરત મુકામે ભરાયેલી પાંચમી સાહિત્ય પરિષદ્ સમક્ષ વંચાયેલો નિબંધ )



( ૩ )

# ગૃહવિનાનો શહેરી.



આજકાલ " સ્વદેશાનુરાગ, " " વિશ્વવ્યાપક બંધુભાવ, " " ઉદાર શહેરીપણું, " આદિ મહાન્ શબ્દો આપણા કાન ઉપર એટલા બધા વેગથી અથડાય છે કે આ શંખનાદમાં ધીમા સ્વરથી પ્રાર્થના કરનારાંઓની હયાતીનું પણ ભાન થવું મુશ્કેલ છે. જ્યાં આખા વિશ્વની ઉન્નતિનાં વાજાં વાગતાં હોય ત્યાં કોઈ બિચારો પોતાના ગૃહ-ચણતરની વાતો કરવા આવે તો તે પોતાની અને પોતાના મનોરથોની અલ્પતા જોઈનેજ એટલો શરમાઈ જવાનો કે પોતાની ન્હાની વાત હૃદયના ઉંડા ભાગમાં દબાવી દઈને વિશ્વવિચારનું એક વાજું શરૂ કરી દીધા વિના તેનો છૂટકો થવાનો નથી. હાલનું વાતાવરણ એવું છે કે જો કોઈને " વિદ્વાનો " અને " કેળવાયેલાઓ " નાં મંડળોમાં દાખલ થવાનો પરવાનો જોતો હોય તો તેણે ન્હાની વાતો તિરસ્કારતાં અને મ્હોટી વાતો ચર્ચતાં શિખવુંજ જોઈએ. વિશ્વની વાતો થઈ શકે ત્યાં સુધી તેણે અમુક પ્રજા સંબંધી વિચાર કરવા નહી જોઈએ; એક સમગ્ર દેશની સ્થિતિ ઉપર તે ખ્યાલો દોડાવી શકતો હોય તો તેણે " પ્રાંતિક સંકુચિતપણું " બતાવવું નહિ જોઈએ; એક શહેરીની ફરજો ઉપર તે બોલી શકે તેમ હોય તો "ગૃહજીવનના સાંકડા ચીલા" માં પ્રવેશ કરવાની તેને જરા પણ જરૂર નથી; સંક્ષેપમાં તેણે વિશ્વ, દેશ, શહેર, આદિના મોટા ખ્યાલોથી આધુનિક માનવીને એટલો બધો સંતુષ્ટ કરી દેવો જોઈએ કે તે " રમણીય, " " વિશ્વવ્યાપક, " " શહેરી જીવન " ની સુખદ આશામાં પોતાના ગરીબ ગૃહના આંગણાની બહાર પડી રહેવામાં ખરૂં ડહાપણ સમજે.

આવા એક બાહોશ, સુધારક, શહેરીની કાળજીથી એક ગ્રામિક-નો કેટલો બધો ઉદ્ધાર થઈ ગયો તે નીચેના ટુંકા ઇતિહાસથી જાણી

શકાશે. આ ઇતિહાસ લાગણીવાળા તટસ્થોને સહજ દયા ઉપજાવે તેવો છે; જોકે અર્થશાસ્ત્રમાં નિપુણ શહેરીઓ તો ગ્રામિકના દુઃખનાં કારણો તરીકે તેનું અજ્ઞાન, તેનું એદીપણું, તેની સંકુચિત દૃષ્ટિમર્યાદા, અને તેનું ગામડિયાપણુંજ માનશે. પરંતુ આ ગામડિયા માટે દયા ઉત્પન્ન કરાવવાની ખાતર નહિ, પણ આ "કેસ" "રસભરી ચર્ચા" ઉત્પન્ન કરે તેવો હોવાથી અહિં તેની ઉપરછળી નોંધ લેવામાં આવી છે.

પ્રથમ તો કોઇપણ "વિદ્વાન શહેરી" નાં દર્શન થયાં તે પહેલાં આ ગ્રામિકે પોતાની સાદી સમજ પ્રમાણે સાદું પણ શાંત ગૃહજીવન ગાળવાનો આરંભ કર્યો. તે એક "અભણ" પણ સ્નેહાળ, અને શહેરી સફાઇથી અપરિચિત પણ ગૃહવ્યાપારમાં પ્રવીણ સ્ત્રી પરણ્યો, અને પોતાના ગ્રામિક વતનમાં તેણે એક નાજુક, સુઘડ, ઝુંપડયું શોધ્યું. શરૂઆતમાં એક શાણા ગૃહસ્થ તરીકે અને ભવિષ્યમાં દાદાની પદવી પ્રાપ્ત કરી આખા વતનના સલાહકાર અને વાનપ્રસ્થી તરીકે સાર્થક જીંદગી ગાળવાનાં તેણે સ્વપ્નાં પણ ઘડયાં. પોતાના ઘરના આગલા ભાગમાં તેણે એક ન્હાની ફુલવાડી બનાવી છે, અને ત્યાં પોતાના કુટુંબમેળા સાથે તે ગૃહજીવનનો, શહેરીની દૃષ્ટિથી "લુખ્ખો," પણ પોતાના મનથી "મધુર," આનંદ લેતો બેઠો છે, એટલામાં એક શ્રીમંત શહેરી અને "સુધારક" ત્યાંથી પસાર થાય છે. સ્વાભાવિક રીતે આ શહેરીને "એકલા પડેલા," અજ્ઞાન ગ્રામિક ઉપર દયા આવે છે, અને શહેરીઓના "વિવેક" અનુસાર તે ગ્રામિકની "રજા" લઇ ફુલવાડીમાં દાખલ થાય છે. શહેરી પોતાની અમીરાઇને છાજે તેવી રીતે ફુલવાડીનાં વખાણ કરે છે અને ફુલવાડીનો ઉપયોગ કરનારાઓની કેટલીક ખામીઓનો માર્મિક પણ "સભ્ય" ભાષામાં પ્રકાશ કરે છે. ગ્રામિકને કેટલીક આર્થિક તેમજ સામાજિક "ગુંચવણો" નો ખ્યાલ આપવામાં આવે છે, અને "યાંત્રિક" યુગમાં "અયાંત્રિક" જીંદગી ગાળવા માટે સૂચક ટપકો મળે છે.

અલબત્ત, ગ્રામિક પોતાની મુશ્કેલીઓ જાહેર કરે છે; ધન, યાંત્રિક જ્ઞાન, સરકારનું ઉત્તેજન, શહેરીઓ જેટલી "સહનશીલતા"–આદિનો અભાવ પોતાની "અધોગતિ" ના કારણ તરીકે રજુ કરે છે; તેની સાથે એટલું પણ નિખાલસ દીલથી કબૂલ કરે છે કે શહેરીઓએ રચેલી રમ્ય સ્વપ્નસૃષ્ટિ તેના જાણવામાં નહોતી. "સમજુ" શહેરી તેને દરેક વાતની સમજ પાડે છે, યંત્રનું હાર્દ સમજાવે છે, સમગ્ર સમાજની આર્થિક સ્થિતિ યંત્રબલ ઉપર કેટલી બધી અવલંબે છે તેનું સ્પષ્ટીકરણ કરી બતાવે છે, અને પોતાના ન્હાના કુટુંબની "સ્વાર્થી" સેવા કરતાં આખા વિશ્વની "પારમાર્થિક" સેવા કરવી તે કેટલું બધું બહેતર છે તે બહુજ અસરકારક ભાષણથી ગ્રામિકના મન ઉપર ઠસાવે છે.

ગ્રામિકનું મગજ ચગડોળે ચડે છે, પોતાના સાંકડા જીવન ઉપર તેને તિરસ્કાર આવે છે, અને "સાહસિક" શહેરીઓનાં સાહસોનો રંગ ચાખવાને તે તૈયાર થાય છે, તે પોતાનું વતન પોતાથી વધારે ડાહ્યા આ "હિતૈષી" ના હાથમાં સોંપે છે, અને પોતે આ શહેરીના શહેરની મધ્યમાં આવેલા, બહારથી રંગરોગાનથી શોભી રહેલા, "શહેરી હિતૈષી" ના પોતાનાજ ગંજાવર માળામાં કુટુંબ સહિત આવી પહોંચે છે. જે શ્રીમંત શહેરીએ આ "એકલા પડી ગયેલા" ગ્રામિકને તેના "કુગ્રામવાસ" માંથી બહાર કાઢયો, તેની સાથે વાતચીત કરવાનો અને શહેરીપણાના આનંદો લૂટવાનો પ્રસંગ આ બિચારાને ફરીથી નજ મળ્યો ! પરંતુ એક જાહેર સભામાં "શહેરીઓની ફરજ" ઉપર ભાષણ આપતાં એ શહેરી સજ્જનનાં દર્શન થયાં ખરાં. આ ભાષણથી ગ્રામિકના મંદ થયેલા ઉત્સાહને ફરીથી પુષ્ટિ મળી, અને તેની લગભગ ખાત્રી થઇ કે તે એક બહુજ–"સુધરેલા" સમાજની મધ્યમાં, હમેશાં "આગળ વધતા" શહેરના વાતાવરણમાં, અને આશાઓના એક સુવર્ણમય દેશમાં વસવાને ભાગ્યશાળી થયો છે.

હવે જે આર્થિક સરસાસરસી અને યુદ્ધ ઉપર આખા દેશની ઉન્નતિનો આધાર હોવાનું "શહેરી" એ શ્રમિકની ફુલવાડીમાં ભાષણ આપ્યું હતું, તે યુદ્ધને પરિણામે નવા જમાનાથી અજાણ્યો શ્રમિક પોતાના ઘરનું ભાડું ચૂકવવાને અસમર્થ થયો. નાગરિક ન્યાયને ચાહનારા શહેરીએ તુરતજ શ્રમિકને એક વિશાળ કોર્ટમાં ઉભો રખાવ્યો, અને સુધરેલા સમાજના સુંદર ન્યાયનો અપૂર્વ અનુભવ કરાવ્યો. તેજ દિવસે ગુન્હેગારોના હક્કો સંભાળવાની ખાતર અદાલતો અને કેદખાનાંઓમાં કેટલોક આવશ્યક સુધારો કરવા સંબંધી, અને ગામડાંઓને સુધરેલી અદાલતોના આશીર્વાદ આપવાની ફરજ સંબંધી, શહેરી સજ્જને એક ફાંકડું જાહેર ભાષણ આપ્યું.

થોડા સમય પછી ઉદાર દીલના શહેરીએ શ્રમિકની સ્થિતિથી દ્રવિત થઇને તેનો એક સરસ અનાથાશ્રમમાં સમાસ કરાવી દીધો. આ પ્રસંગે શ્રમિક સાથે ઘણે દિવસે વાતચીત કરવાની શહેરીએ કૃપા કરી. તેણે જણાવ્યું કે જો કે સુધરેલા સમાજમાં આર્થિક યુદ્ધના ક્રૂર, "અનિવાર્ય," "નિયમ" ને લીધે "આળસુ" અને "મૂર્ખ" માણુસો ધનહીન થઇ જાય છે, તોપણ તેવા ગરીબોના "હિત" ની ખાતર, અને નહિ કે શ્રીમંતોને રહેવાની ખાતર, અનાથાશ્રમો જેવાં વિશાળ સ્થાનો પૂરાં પાડવાની ઉદારતા બતાવવામાં શ્રીમંત શહેરીઓ પાછી પાની ભરતા નથી. "શહેરી સાહેબ" નાં પોતાનાં આળસ અને અજ્ઞાન સંબંધી કોઇએ ઇશારો કર્યો, ત્યારે શહેરમાં સર્વના હક્ક સરખા હોવાથી શહેરી મ્હોડેથી કાંઈ બોલી શક્યા નહિ. પરંતુ એવી "છૂટ લેનાર"ને "માત્ર" દષ્ટિપાતથીજ ચૂપ રાખ્યો અને સમજાવ્યું કે એ સાહેબના વડવાઓએ ધન મેળવ્યું છે "તેથી" તે ઉદ્યમ અને પ્રમાણિકતાથીજ મેળવેલું હોવું જોઇએ, અને પોતે એ ધનના વારસ થયા છે "તેથી" ગરીબોના કરતાં વધારે તનતોડ અને સખ્ત ઉદ્યોગ તેમજ સત્યપરાયણતા વિના તે સંભવેજ કેમ ?

હવે, " શહેરી " એ ગ્રામિકના વતનને ઈંદ્રભુવનમાં ફેરવી દીધું છે. ખેતરમાંથી હળ, કોસ, ઝુંપડું, બળદ, આદિ "હમ્બગ" કાઢી નાંખવામાં આવેલાં છે, અને તેની જગાએ શહેરી સાહેબનો બંગલો, ગાડીઘોડાઓ, અને ગાડીઘોડાઓ તથા મજૂરોને સંગ્રહવાને તબેલાઓ અને ચાલીઓ, તેમજ નવી પદ્ધતિ પ્રમાણેનાં કારખાનાંઓનો વાસ થયો છે. બીજી બાજુથી બિચારો ગ્રામિક અનાથાશ્રમમાં પડયો પડયો હજી પોતાના શાંત ઝુંપડાનાં અને મનોહર ફૂલવાડીનાં જૂનાં પણ મધુર સ્વપ્નાંઓ છોડી શકતો નથી.

ભોળા ગ્રામિકને જોઈતું હતું સાદું સુખી ગૃહજીવન, અને તેને આપવામાં આવ્યું તે કરતાં અતિશય વધારે! તેના ઉપર સુધરેલા જમાનાના અને શહેરી જીવનના એટલા બધા આશીર્વાદો વરસાવવામાં આવ્યા કે તેમાંથી શું લેવું અને શું ન લેવું તેના વિચારમાંજ તે મુંઝાઈ ગયો. એ આશીર્વાદોની પરંપરા કેટલી બધી ગુંચવણભરેલી હોવી જોઈએ તે નીચેની નહાની સરખી ટીપ ઉપરથીજ વાચક સમજી શકશે.

પ્રથમ તો ઑફિસરો અને શ્રીમંતોના બંગલાઓ પાસે સ્વચ્છ વિશાળ રસ્તાઓ અને મધ્યમ તથા ગરીબ વર્ગનાં " રહેઠાણ " પાસે સડેલી સાંકડી ગલીઓ વાળું મહોટું શહેર; શહેરમાં બહારથી રંગરોગાન અને ઝરૂખાથી અને અંદર અંધકાર તથા ગંદકીથી શોભતા માળાઓ. ' માળાઓ 'માં મોટાં ભાડાંવાળી અને લગભગ આઠ ફીટ જગાવાળી, "દીવાનખાનાં" ના સુંદર નામથી ઓળખાતી પરંતુ કારાગૃહનો સાક્ષાત્કાર કરાવતી ઓરડીઓ; બીજી તરફથી બાયલાને પણ શૂરત્વ ચડાવે તેવું આર્થિક યુદ્ધ; ઘરની ભીતરની આફતોથી કંટાળેલાને " ન્યાય " નો દિલાસો આપનાર અને ઘરની બહારનાં સુખથી કંટાળેલાને નવું ચેતન આપનાર ન્યાયની અદાલતો; ગરીબોને માટે એમના ઘર કરતાં પણ વધારે સુઘડ, અને વિદ્વાન શ્રીમંતોના

ભાષણના વિષય માટે બીજા સર્વ વિષયો કરતાં વધારે અનુકૂળ, કેદખાનાંઓ; ભિક્ષાવૃત્તિ બંધ કરી મનુષ્યનું મયુષ્યત્વ જાળવી રાખવા અર્થે અને પોતે સમાજને માટે "કંઈક" પણ કરે છે એમ ધનિકોના મનના સમાધાન અર્થે ધમધોકાર ચાલતાં અનાથાશ્રમો; વળી, વાંચતાં આવડે છે કે નહિ તેની કસોટી કરવાને જાહેર છાપાંઓ; ખીસામાં પૈસા છે કે નહિ તેની કસોટી કરવાને વિજળિક ટ્રામ આદિ વાહનો; પહેરવાને વસ્ત્ર છે કે નહિ તેની કસોટી કરવાને માનપાનના મેળાવડાઓ; બાપદાદાનો વારસો છે કે નહિ તેની કસોટી કરવાને મ્યુનીસીપાલીટીનાં ઇલેકશનો; કીર્તિ કમાવાનો અભિલાષ છે કે નહિ તેની કસોટી કરવાને સુધારક સમાજો; કુટુંબજાળથી કંટાળેલા છો કે નહિ તેની કસોટી કરવાને કવિતાઓ અને નવલકથાઓ; ગૃહજીવનના, કુદરતના, કે સંસારના બીજા આનંદો ઉપભોગવાની ઉપાધિમાંથી મુક્ત છો કે નહિ તેની કસોટી કરવાને નાટકશાળાઓ અને સીનેમેટોગ્રાફો; આ ઉપરાંત, બહુ લોકોમાં થોડું થોડું પાથરી દેવા કરતાં થોડા હાથમાં સામટું ધન રાખી "દેશની આબાદી" કેમ કરવી તેની સમજ પાડવાને કારખાનાંઓ, બંગલાઓ, કામદારોની ચાલીઓ, અને અર્થશાસ્ત્ર ઉપર પુસ્તકો, જાહેર છાપાંઓ તેમજ ઔદ્યોગિક કૉન્ફરન્સો; પુરૂષોની પાયમાલી થતી હોય ત્યારે સ્ત્રીઓના હક્ક પ્રકાશમાં લાવી સમય સાચવી લેતાં શિખવવાને "સ્ત્રી હક્ક," "સંસારમાં સ્ત્રીનું સ્થાન" વિગેરે વિષયો ઉપર આચારમાં મૂકી ન શકાય તેવીજ ઉપરછળી ચર્ચાઓ; એટલુંજ નહિ પણ ખેડુતોને "ઇશ્વરેચ્છા બળવાન છે" નો દિલાસો દેવાને અને મજૂરવર્ગનું "વ્હાલા શહેરીઓ" તરીક માન સાચવવાને "દુષ્કાળ નિવારણ ફંડો" અને "કામદાર મંડળો;" છેવટે, જીવન યાત્રામાં કાંઈ પણ સંકટ આવે તો મનનું સમાધાન કરવાને માટે "કેળવણીની ખામી" ઉપર જાહેર ભાષણો, અને "કેળવણીની ખામી" માટે "ધનની ખામી" જવાબદાર છે એમ ખાનગી વાર્તાલાપો, અને "ધનની ખામી" "કેળવણીની ખામી" ને લીધે છે એવાં અભેદ્ય દલીલચક્રો.

આ પ્રમાણે શહેરી જીવનના અસંખ્ય આશીર્વાદોની વૃષ્ટિથી સરલ હૃદયનો ગ્રામિક ગભરાઈ જાય, અને આટલું બધું લેવા જતાં પોતાનું જે હતું તે ખોઈ બેસે તો તેમાં આશ્ચર્ય નથી.

ગ્રામિક બિચારો લેવા ગયો શહેરીપણું, અને ખોઇ બેઠો પોતાનું ઝુંપડું—સ્વર્ગની આશામાં તેણે પૃથ્વીનો ત્યાગ કર્યો ! આ અનર્થનું મૂલ કારણ એટલુંજ કે ગ્રામિક સમયની પ્રગતિ સાથે પોતાની "પ્રગતિ" કરી ન શક્યો. જો શહેરીઓની માફક પ્રથમથીજ "અપટુડેઇટ" રહયો હત તો શહેરીપણું અનુભવવાનો આ અભખરો તેને કદાપિ ન થાત. શહેરીઓમાં જે જાદુ જણાય છે તે તેઓની "પ્રગતિ કલા" છે. નવીનતા એ શહેરીઓનો ખોરાક છે—એ એમની મોજશોખ છે—એ એમનું જીવન છે. શહેરીઓ બિચારા "ભૂત" અને વર્તમાનથી એટલાબધા કંટાળી ગયા હોય છે કે માત્ર ભવિષ્યમાંજ તેઓને ખરો દિલાસો રહે છે. "સુધારા વધારા" વાળું "ઝળકતું" ભવિષ્ય રચવું એ એમનો જીવન-વ્યાપાર છે. ભવિષ્યની કલ્પનાથીજ તે વર્તમાનનાં અસંખ્ય સંકટો સહન કરી શકે છે; ભવિષ્યના જીવનની શોધમાં તે વર્તમાન જીવન જીવતાં ભૂલી જાય તો તેની તેને જરા પણ દરકાર નથી ! આ "કલા" માં જ્યાં સુધી ગ્રામિક પ્રવીણ નહિ થાય ત્યાં સુધી તે પોતાની "ફુલવાડી"માં ટકી શકવાનો નથી, અને ત્યાં સુધી "શહેરી"ને "ગ્રામિક"ની ફૂલવાડીમાં પ્રવેશતાં અને પોતાને શહેરીના "માળા"માં પ્રવેશતાં અટકાવી શકનાર નથી ! તેટલા માટે ગ્રામિકોએ પોતાના ઉપયોગની ખાતર નહિ તો છેવટે શહેરી પ્રજાના લાભની ખાતર હમેશાં સુધરેલા, નવીન, આશાપૂર્ણ, અને ઝળહળતા ભવિષ્યનું સૂચન કરનારા વિચારો પ્રકાશમાં લાવવા પ્રયત્ન કરવા જોઇએ. તેઓએ શહેરીઓને નવીન રીતે આશ્વાસન આપતાં શિખવું જોઇએ. દૃષ્ટાંત તરીકે, અંધારી, લાંબી સીડીઓ ચ્હડવાની મહેનતને "પ્રયત્ન", "કસરત", "ઉદ્યમ" વિગેરે સભ્ય નામો આપવાં જોઇએ; જો શહેરમાં મ્યુનિસિપાલિટી હોય તો પછી દુર્ગંધ

સ્તી ગલીઓ અને મોરીઓથી દિલગીર થવાનું કારણ નથી એમ "નાગરિકા"ને હિમ્મત આપવી જોઈએ; જો ફ્રૅન્સિસ ફ્રૅન્ચર એક ૧૦ ફીટની ઓરડીને શોભાવી રહ્યું હોય તો પછી રાત્રિએ એજ ઓરડીમાં ૧૦ માણુસોને ઘસઘસાટ નિદ્રા આવવીજ જોઇએ, અને ઘસઘસાટ નિદ્રા આવતી હોય તો પછી ઓરડીમાં અજવાળું કે શુદ્ધ હવા આવી શકે છે કે નહિ તે પ્રશ્ન તદ્દન ગાણ છે એવો સહીસલામત સિદ્ધાંત શહેરીઓના મગજ ઉપર ઠસાવવો જોઇએ; જો શહેરીઓની સ્ત્રીઓ જાહેર સભામાં અને નાટકશાળાઓમાં સુંદર વસ્ત્રો પહેરી આવતી હોય તો પછી તેઓએ ધારણ કરેલા ફિક્કા, નિસ્તેજ ચહેરાઓથી શરમાવાને કારણ નથી, અને જો તેઓ કવિતાઓ લખી શકતી હોય તો પછી તેઓને લાગુ પડેલા હિસ્ટીરિયાથી ગભરાવાનું નથી એમ સ્ત્રીહક્કનું "રક્ષણ" કરનારા શહેરીઓને સમજ પાડવી જોઇએ. સંક્ષેપમાં ગ્રામિકાએ પોતાનું ગ્રામિકપણું જાળવવું હોય તો આવો માનસિક વિહાર શહેરીઓને પૂરો પાડયે જવો જોઇએ, કે જેથી "સુખી" શહેરીઓને "દુ:ખી" ગ્રામિકા ઉપર દયા કે અદેખાઈ આવે નહિ.

અહા ! સમયની બલિહારી છે ! જૂના વખતના ભટકતા મનુષ્યને નહોતું સંભાળવાનું પોતાનું ઘર કે ગામડું કે શહેર. ત્યાર પછીના યુગમાં પોતપોતાના ગૃહનું રક્ષણ કરવું એટલીજ ઉપાધિ માનવીને વળગી હતી. હવે આ જમાનામાં શહેરીને પોતાનું શહેર અને ગ્રામિકને પોતાનું ગ્રામ જાળવી રાખવાને કેટલાં વલખાં મારવાં પડે છે ! સૃષ્ટિના આરંભકાલથીજ મનુષ્ય કંઇક અગમ્ય વસ્તુની શોધમાં હોય એમ જણાય છે. તે અગમ્ય વસ્તુ પોતાને અને પોતાનાં વહાલાંઓને અર્થે કોઈ શાંત, સુખદ નિવાસસ્થાન હોય એમ એની પૂર્વ કાલની પ્રવૃત્તિ કહે છે. પૂર્વકાલમાં પોતે તે નિવાસસ્થાનનું ઠેકાણું જાણતો હોવા છતાં માર્ગ ભૂલી ગયો હતો. તેથી ખરો માર્ગ શોધવાની ચિંતાજ અત્યાર સૂધી તેને શિર હતી, પરંતુ આ નવીન યુગ-

-આં તેના કરતાં પણ ભયંકર ચિંતા તેના ઉપર આવી પડી છે. આટલો સમય તો માત્ર માર્ગજ તે ભૂલી ગયો હતો, હવે તો ક્યાં જવાનું છે તેનું શિરનામું પણ તેણે ખોયું છે! શહેરી પોતાના શહેરનુંજ શિરનામું હોવું જોઇએ એમ મુસાફરને નિશ્ચયપૂર્વક કહે છે. મુસાફર શંકાની નજરે શહેરની તરફ જુએ છે, તો પણ શહેરીની કટાક્ષમાં તણાતો તે શહેર તરફ પગલાં ભરે છે, અને ત્યાંના જાદુઇ વાતાવરણમાં "શહેરી" બની રહે છે. "શહેરી" થયા પછીજ તેને ભાન થાય છે કે તેતો "ગૃહવિનાનો શહેરી" થયો છે, અને પોતાને જે શિરનામું જોઇતું હતું તે કંઇક જુદુંજ હતું એમ ઊંડા નિ:શ્વાસ મૂકે છે! અજ્ઞાનના અંધકારમાં, તદ્દન અપરિચિત મોહજાળમાં, લાગણીશૂન્ય વાતાવરણમાં, અને સ્વાર્થની લૂટાલૂટમાં ફસાયેલા, પોતાને ક્યાં જવાનું છે તેનું શિરનામું તેમજ માર્ગ ભૂલી ગયેલા, ગૃહવિનાના મુસાફર "શહેરી"ના હૃદયમાં કેટલી બધી ગમગીની છવાઈ રહી હશે તેનો ખ્યાલ અનુભવીઓનેજ આવી શકશે.

"સાંજ વર્તમાન" પતેતી અંક. તા. ૧૨ સપ્ટેમ્બર. ૧૯૧૩.)



( ૪ )

# સાર્વજનિક આરોગ્ય અને ઉદ્યાનનગરો.

આ નવા જમાનાની સગવડો અને અનુકૂળતાઓ, ખૂબીઓ અને મઝાઓ, ગમે તેટલી હશે, પરંતુ તેમાં જે એક મોટી ખામી છે તે બધી સગવડો અને મઝાઓને ભૂલાવી દે તેવી છે. તે ખામી એકદેશીયતા અથવા પક્ષાઘાત છે; આ પક્ષાઘાતથી આખા જનસમાજને કેટલી હાનિ પહોંચી છે અને પહોંચશે તેનો અડસટ્ટો કાઢવો મુશ્કેલ છે; તથાપિ એટલું તો ચોકસ છે કે આ નવીન યુગના જે અનેક લાભો ગણાવવામાં આવે છે તેની કિમ્મત આ હાનિને લીધે અત્યંત ઓછી થઈ જાય છે. આ પક્ષાઘાત માત્ર શારીરિક કે માનસિક નથી, પરંતુ આખા જીવનને લગતો છે. એ પક્ષાઘાતને લીધે મજૂરને મજૂરીમાં રસ રહ્યો નથી, કલાકારને કલામાં રસ નથી, વિદ્વાનોને વિદ્યામાં રસ નથી, અને શહેરીને શહેરીપણામાં રસ નથી. એ પક્ષાઘાતને લીધે યંત્રો અને કલા વચ્ચે વિષમતા ઉત્પન્ન થઈ છે, ઉપયોગિતા સૌંદર્યથી છૂટી પડી છે, સૌંદર્યનો સ્વચ્છતાથી વિયોગ થયો છે, કુદરત અને ઔષધિ વચ્ચે વિરોધ થયો છે, અને તન, મન, ધન અને જીવનની એકતાનો લોપ થયો છે. એ પક્ષાઘાતને લીધે જ અર્થશાસ્ત્રનો નીતિશાસ્ત્ર સાથે સંબંધ ભૂલી જવાયો છે, વ્યક્તિ અને સમષ્ટિ ઉભયનાં સુખ તરફ ઉપેક્ષા થઈ છે, સુખ અને સુખનાં સાધનો વચ્ચે ગોટાળો થયો છે, અને જીવન કરતાં ઉપાર્જન પાછળ વધારે વલખાં મરાયાં છે.

આપણાં હાલનાં શહેરોની નિરાશાજનક અને ભયંકર બાંધણી પણ આ પક્ષાઘાતને આભારી છે એમ આ લેખકનો નમ્ર અભિપ્રાય છે. મીલોની ઉપયોગિતા તરફ આપણું એટલું બધું ધ્યાન ખેંચાયલું

રહ્યું છે, કે તે મીલોને જીવતી રાખનારાં મજૂરોનાં ઝુંપડાંઓ તરફ ધ્યાન આપવાનો આપણને અવકાશ રહ્યો નથી. શ્રીમંતોના બંગલાઓ પાછળ આપણે એટલાં બધાં ધન, ધાન્ય અને ધરા વાપરી નાખ્યાં છે કે ગરીબ અને મધ્યમ વર્ગના અસંખ્ય લોકો માટે એમાંનું કશું બાકી રહ્યું નથી. ભાડાં મેળવવાની ઘેલછાથી આપણે એટલા બધા ઉન્મત્ત થઇ ગયા છીએ કે ભાડાં આપનારાઓ આપણી ચાલીઓમાં જીવતા છે કે નહિ તેની પૂછપરછ કરવા જેટલી શાંતિ આપણને રહી નથી.

આ ખેદજનક સ્થિતિ આપણે ત્યાંજ છે અને પશ્ચિમના દેશોમાં નથી એમ નથી. ખરી રીતે શહેરોની આ નવીન બાંધણી, આ ગંદી ખોલીઓ, આ કંગાલ ઝુંપડાંઓ વસાવવાની કલા પશ્ચિમના મહેરબાનોએ જ આપણને શીખવી છે. પરંતુ હવે તેઓએ પોતાનાં પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવાની શરૂઆત કરી દીધી છે, અને તેટલે અંશે તેઓને અભિનંદન ઘટે છે. જેઓએ આપણને મિલોનાં ભૂંગળાં અને ગંદાં શહેરો બાંધતાં શિખવ્યાં છે તેઓ હવે આપણને ( Garden Cities ) ઉદ્યાન જેવાં શહેરો બાંધતાં શિખવે છે. જેઓનું અનુકરણ કરીને આપણે જંગલી છોડવાઓની પેઠે આપણાં મકાનોને કોઇ પણ જાતકે નિયમવિના આપોઆપ ઉભાં થવા દેતા હતા, તેઓનું અનુકરણ હવે વ્યવસ્થાપૂર્વક, કલાપૂર્વક, નિયમપૂર્વક શહેરો અને ગામો રચવામાં આપણે કરવાનું છે. અહિં એક સૂચના કરવી જોઇએ કે શહેરોની આ વ્યવસ્થિત રચનાથી પ્રાચીન હિંદ જરા પણ અજ્ઞાત નહોતું, એટલુંજ નહિ પરંતુ જો કોઇ પણ દેશમાં અતિ શાસ્ત્રીય શિલ્પકલા પૂર્ણતાએ પહોંચી હોય તો તે આ દેશમાં હતી. આ સંબંધમાં ઇંગ્લંડના તેમજ હિન્દના મહાન્ શિલ્પકાર મિ. હૅવેલ ખાસ અજવાળું પાડે છે, અને એ વાતને ડૉકટર કુમારસ્વામી સંપૂર્ણ અનુમોદન આપે છે. પરંતુ, જો કે આપણે ત્યાં શહેરો રચવાનું શાસ્ત્ર અને મકાન બાંધવાની કલા પ્રાચીન સમયમાં સર્વોત્તમ હતી, તો

પણ શાહબાશ છે સમયને અને પશ્ચિમને કે તે ઉભયે આપણને તે ભૂલાવી દેવામાં બને તેટલી જોગવાઈ કરી આપી છે ! તેથી હવે આપણી પ્રાચીન મહત્તા વાગોળવાને બદલે હાલ પશ્ચિમમાં આ સંબંધમાં શું થાય છે તે અવલોકી, આપણી જરૂરિયાતો અને સગવડો સમજી, તથા આપણી પ્રાચીન કલાનો તે સાથે યથાર્થ સંયોગ કરી, હાલના અનિષ્ટ સ્થિતિમાંથી ત્વરિત મુક્ત થવું એ જ કર્તવ્ય છે.

હવે, શહેરો અને ગામડાંઓ કદરૂપાં, ગંદાં, કલા વિનાનાં અને અનેક અગવડોવાળાં થતાં અટકાવવાં હોય તો તેનો એક જ માર્ગ છે, અને તે એ કે શાસ્ત્રીય રીતે, કલા, સૌંદર્ય અને સાર્વજનિક સગવડની દૃષ્ટિથી તે બંધાવાં જોઈએ. આપણે ત્યાં ગંદકી, બેડોળપણું, અંધકાર, અને ખુલ્લી હવાની ખામી છે એટલું કહેવું બસ નથી, પરંતુ એ બધી અડચણો દૂર કરવાને આપણે જલદીથી પગલાં ભરવાં જોઇએ. મેડિકલ ઑફિસરો, હેલ્થ ઑફિસરો કે સૅનિટરી ઇન્સપેક્ટરો લાંબા લાંબા રીપોર્ટો કરે તે બસ નથી, પરંતુ તે રીપોર્ટનો અમલ કરવાની સાથે આ અનિષ્ટ સ્થિતિનાં મૂળગામી કારણો અદૃશ્ય થાય એવા પ્રયત્નો કરવા જોઇએ. અંધારી ખોલીઓ અને ચાલીઓ, ગંદાં કંગાળ ઝુંપડાંઓ, અને દુર્ગંધ મારતી સડેલી ગલીઓ અને મોરીઓ માટે દવાનાં લોશનો, ઉંદરિયાં અને "ફીનાઇલ" ની ગોળીઓ ખરૂં ઔષધ નથી, પરંતુ તે સર્વનો નાશ કરી તેને બદલે વ્યવસ્થાપૂર્વક દરેક શહેરી અને ગામડિયા માટે સુઘડ, સ્વચ્છ, સુંદર, સગવડ ભરેલાં, રહેવા લાયક ઘરો તૈયાર કરવાં એ જ ખરો માર્ગ છે. ધૂમાડા, ધૂળ, ગંદકી, દર્દ અને ગરીબીથી ખદબદતાં શહેરો અને ગામડાંઓમાંથી બચવાને માટે મ્યુનિસિપાલિટીઓ, કમીશનરો, ભાષણો અને છાપાંઓ બસ નથી, પરંતુ તે ઉપરાંત ઉત્તમ શિલ્પીઓની મદદથી દરેક નાગરિકની જરૂરિયાતોનો ઊંડો વિચાર કરી નંદનવન જેવાં નગરો વસાવવાની જરૂર છે.

પશ્ચિમના કેટલાક શાણા લોકો આ વાત સમજવા મંડ્યા છે, અને આ દિશામાં તેઓએ શરૂઆત પણ કરી દીધી છે. Garden Cities–ઉદ્યાન જેવાં શહેરો બાંધવાની નવીન અને અતિસ્તુત્ય પ્રવૃત્તિ તેઓએ ઉપાડી લીધી છે. ઇગ્લંડમાં "લેચવર્થ" અને લંડન પાસેનું ગોલ્ડર્સ ગ્રીનનું " ગાર્ડન સિટિ " " ઉદ્યાન–શહેરો " માં આદર્શરૂપ છે. આપણે ત્યાં મદ્રાસ અને બૅંગલોરમાં પણ આવી શરૂઆત થઈ ચૂકી છે તે બાબતે ત્યાંના લોકોને ધન્યવાદ ઘટે છે. મુંબાઇમાં ' ટાઉન–પ્લૅનિંગ ઍક્ટ " ( શહેરો બાંધવા સંબંધીના કાયદા ) થી ભવિષ્યમાં આપણાં શહેરોની બાંધણી ઉપર ઘણી ગંભીર અસર થશે તે નિઃશંક છે, પરંતુ હજુ આપણે ત્યાં ઉદ્યાન–નગરો ક્યારે બંધાશે તે કલ્પી શકાતું નથી. તથાપિ " પૅસ્ટર ઇન્સ્ટિટ્યુટ " રસી મૂકવાનાં ખાતાંઓ, શીતળા કઢાવવાનાં ખાતાંઓ, તેમજ મનુષ્યના શરીરમાં જાણીબુઝીને ઝેર દાખલ કરવા માટેની અનેક સર્વજ્ઞ છતાં કુદરતની વિરોધી સંસ્થાઓની ઉપાધિમાંથી આપણી મ્યુનિસિપાલિટીઓ અને કાઉન્સિલો મુક્ત થાય તે પહેલાં આ ઉદ્યાન–નગરોનાં દર્શન થવાનાં નથી તે ચોક્કસ છે.

આપણે ત્યાં વેપાર રોજગાર, ઉદ્યમો અને કારખાનાંઓ દિવસે દિવસે વધતાં જશે એ સંબંધી બે મત છે જ નહિ. આથી મોટી વસ્તીવાળાં શહેરો, એટલું જ નહિ પરંતુ હાલ આપણે જે પ્રમાણે ચલાવ્યા કરીએ છીએ તે પ્રમાણે ગીચ વસ્તીથી ખીચોખીચ ભરેલાં શહેરો ઉભાં થવાનાં. આવાં શહેરોથી લોકોને કેટલી હાનિ થશે તે પશ્ચિમના તેમ જ આપણા પોતાના તાજા અનુભવથી આપણે સમજવું જોઈએ. કારખાનાંઓ ઉપર અનેક મજૂરોની આજીવિકા છે. પરંતુ કારખાનાંઓમાંથી બને તેટલો કસ કાઢી લેવાની ખાતર અને મજૂરો પાસે બને તેટલું કામ કરાવવાની ખાતર તેઓ શહેરથી દૂર વસે તે કોઈ દિવસ કારખાનાંવાળાઓ થવા દેનાર નથી. વળી, લંડન જેવા શહેરનાં પરાંઓ અને શહેર વચ્ચે રેલવે, ટ્રામ આદિનો એટલો બધો

સગવડભરેલો વ્યવહાર છે કે પરાંઓમાં રહેનાર મજૂરો થોડી મિનિટમાં શહેરમાં દાખલ થઈ જાય છે. ત્યારે મુંબાઈ જેવા શહેરનો રેલ્વે-વ્યવહાર એટલો બધો ધીમો છે કે કલાકોના કલાકો સુધી મુસાફરનો પત્તો ખાય તેમ નથી. આવી સ્થિતિમાં કામ કરનારા મજૂરો, કલાર્કો, અને બીજાં ગરીબ અને મધ્યમ વર્ગનાં માણસોનો શહેરની મધ્યમાં જમાવ થાય જ, અને પછી જો શહેરની બાંધણી તરફ યોગ્ય ધ્યાન અપાયું ન હોય તો આપણી હાલની દુર્દશા ઉભી થાય તેમાં આશ્ચર્ય શું ?

આપણે ત્યાં શહેરોની બાંધણીમાં મોટામાં મોટી ખામી એ છે કે આખા સમાજની સગવડ જોવાને બદલે દરેક વ્યક્તિ પોતપોતાની સગવડ અને અનુકૂલતાની દરકાર કરે છે, અને દરેક વ્યક્તિને પોતાનું ઘર તો હોતું નથી, એટલે ઉપર જણાવેલી દરેક વ્યક્તિ એટલે મકાન બંધાવી શકે એવી વ્યક્તિ જ સમજવાની છે. આને પરિણામે રહેવાનાં મકાનો માત્ર મકાનના માલેકના સ્વાર્થની દૃષ્ટિથી બંધાય છે, અને નહિ કે તેમાં રહેનાર ભાડુતના સુખની દૃષ્ટિથી. ઉપરાંત, નિશાળો, કારખાનાંઓ, ઑફિસો, દુકાનો, હોટેલો, નાટકશાળાઓ, આદિ અનેક જાહેર મકાનોમાં કામ કરનારાં અને તેનો ઉપયોગ કરનારાં માણસોની તંદુરસ્તી અને સગવડતા માટે માગણી કરવાનો પ્રજાને હક્ક જ ન હોય એ પ્રમાણે તેના માલેકો પોતાની માલેકીનો દાવો કરે છે. તેથી ઘરની બહાર જ્યાં અર્ધો સમય ગાળવાનો છે તેમાં એ સમય ગાળનારની અનુકૂલતા જાળવવાની ફરજ પણ કબૂલ કરવામાં આવતી નથી.

આ સર્વ ગેરવ્યવસ્થા અને પાયમાલી દૂર કરવાને ઉદ્યાન–નગરોની અનિવાર્ય જરૂર છે. ઉદ્યાન–નગરોમાં માત્ર મકાનના માલેકોની સગવડ નથી જળવાતી, પરંતુ તેમાં રહેનારની પણ; એટલું જ નહિ પરંતુ તેમાં રહેનાર તેનો માલેક જ બની જાય એવી વ્યવસ્થા કરવામાં આવે છે. નહાનાં, સુંદર, સુઘડ ઘરો ઉદ્યાન–નગરોમાં માત્ર શ્રીમંતોને જ શક્ય નથી, પરંતુ ગરીબમાં ગરીબ મજૂર અને ખેડુત પણ તેનો

ઉપભોગ લઈ શકે છે. ઉદ્યાન–નગરોમાં માત્ર રહેઠાણોની જ માવજત નથી, પરંતુ બગીચાઓ, નહાવાના કુંડો, લાયબ્રેરીઓ, કસરતશાળાઓ, નાટકશાળાઓ, દેવાલયો, પ્રદર્શનો, શાળાઓ, કારખાનાંઓ, ટુંકામાં દરેકે દરેક જાહેર અને ખાનગી સ્થાનમાં ઉજાસ, શુદ્ધ હવા, સગવડતા, સ્વચ્છતા, સૌંદર્ય અને મોકળાસ છે.

ઉદ્યાન–નગર બાંધવામાં પ્રથમ ધ્યાન ખુલ્લી હવા તરફ અપાય છે. મોટા બંગલાઓ જેઓની પાસે ન હોય તેઓ પણ પોતાના નહાના ઘરમાં પૂરતી ખુલ્લી હવાનો લાભ લઈ શકે તે અનિવાર્ય સગવડ દરેક શહેરીને મળવી જ જોઈએ. તેથી અડોઅડ ઘરો બાંધવાની કાયદાથી મનાઈ કરવામાં આવે છે, અને ઘરોની વચ્ચે હવાની આવજા થઈ શકે તેટલી જગા મૂકવાની ફરજ પાડવામાં આવે છે, તેવી જ રીતે મકાનના દરેક ઓરડામાં બારીઓ અને તે પૂરતી બારીઓ ફરજિયાત મૂકાવવામાં આવે છે. હવાની આ છૂટ માત્ર રહેવાનાં જ મકાનોમાં નહિ, પરંતુ શાળાઓ, કારખાનાંઓ, વિગેરે જાહેર મકાનોમાં પણ હોવી જ જોઈએ એવો નિયમ સ્વીકારાયો છે.

પરંતુ મકાનમાં બારી બારણાં તદ્દન ખુલ્લી હવા માટે બસ નથી. આસપાસની હવા ગંદી અને ઉચ્છિષ્ટ હોય તો બારી બારણાં શા કામનાં? તેથી અમુક જમીન ઉપર અમુક સંખ્યાનાં જ ઘરો બંધાવી શકાય એવો કાયદો રાખવો જોઈએ. ઉદ્યાન–નગરોમાં એક એકર જમીન ઉપર વધારેમાં વધારે ૧૨ મકાનો બાંધવા દેવામાં આવે છે, ત્યારે ઈગ્લાંડ જેવા આગળ વધેલા દેશના કાયદા પ્રમાણે પણ એક એકર ઉપર ૫૬ મકાનો બાંધવાની છૂટ છે! તો પછી હિંદુસ્થાનમાં તો પૂછવું જ શું?

ઉદ્યાન–નગરમાં નહાની નહાની અંધારી, સડેલી ગલ્લીઓને સ્થાન જ નથી. તેમજ ત્યાં કિંમતી પત્થરબંધીવાળા, અતિ વિશાળ, બાદશાહી દેખાવના મોટા રસ્તાઓ અને ચોકો પાછળ લખલૂટ ખર્ચ

કરવામાં આવતો નથી. પરંતુ સગવડ ભરેલા, ઉપયોગી, સ્વચ્છ અને સુંદર રસ્તાઓ બાંધવામાં આવે છે. રસ્તાઓની વચમાં મકાનોને ઉભાં કરવા દેવામાં આવતાં નથી, અને રસ્તાઓના ઓચિંતા ખૂણા વાળવામાં આવતા નથી. પરંતુ રસ્તાઓ સીધા અથવા થોડા થોડા વાંક વળતા હોય છે. મકાનોને વધારેમાં વધારે ત્રણ માળથી વધારે હોવા ન જ જોઈએ, એટલે હવાની આવજા ઘણી સારી રહી શકે છે. રસ્તાઓ અને મકાનો માત્ર હવાની છૂટની દૃષ્ટિથી જ રચવામાં નથી આવતાં, પરંતુ કલા અને સૌંદર્યની દૃષ્ટિ પણ રાખવામાં આવે છે. તેથી રસ્તાઓ ઉપર વૃક્ષો, ઠેક ઠેકાણે બગીચાઓ, ફુવારાઓ, લીલાં મેદાનો, આદિની એવી હૃદયહારક રચના હોય છે કે તેના સૌંદર્યમાં ઘડીભર તેની સગવડ અને ઉપયોગિતા ભૂલી જવાય.

ઉદ્યાન—નગરમાં મજૂરોને શહેરથી ગાઉના ગાઉ દૂર રહેવું પડતું જ નથી. કારખાનાંઓ, નિશાળો, મંદિરો, લાઇબ્રેરીઓ, પોસ્ટ અને તાર ઑફિસો, કસરતશાળાઓ, અને રહેવાનાં મકાનો એટલાં બધાં એક બીજાની પાસે હોય છે કે હાલ આપણા શહેરોમાં ટ્રામ, રેલવે આદિની મુસાફરીમાં જે સમય કામદાર વર્ગ તેમજ બીજા લોકો ગાળે છે તે બધો સમય ઉદ્યાન—નગરમાં ખુલ્લી હવા ખાવામાં તેમજ બીજી ઉપયોગી અને આનંદદાયક પ્રવૃત્તિઓમાં ગાળી શકાય છે.

ઉદ્યાન—નગરમાં બગીચાઓ અને હરવા ફરવાનાં બીજાં સ્થાનોની ખાસ સગવડ કરવામાં આવે છે, અને તે એટલા મોટા પ્રમાણમાં કે આપણી મુંબાઈની ચોપાટી ઉપર ખીચોખીચ લોકોની ભીડ જોવામાં આવે છે તેવો પ્રસંગ ત્યાં આવતો નથી, પરંતુ બાળકોને નાચવા કૂદવાને તેમ જ મોટાંઓને આનંદથી હરવા ફરવાની પૂરતી છૂટ રહે છે. એ ઉપરાંત, દરેક ખાનગી મકાનમાં પણ નહાના સુંદર બગીચાની સગવડ કરી દેવામાં આવે છે; કારણ કે ત્યાં મુંબાઈની માફક માળ ઉપર માળ અને મકાન ઉપર મકાન આંખ મીચીને ખડકી દેવામાં આવતાં નથી.

તેવી જ રીતે ઉદ્યાન–નગરમાં સૂર્યના પ્રકાશ માટે પૂરતી ખુલ્લી જગા હોય છે. દિવસે પણ દીવા કરવાની જરૂર તો આપણાં મકાનોમાં જ હોઈ શકે, ઉદ્યાન–નગરમાં નહિ. વીજળિક બત્તી કરતાં ઉદ્યાન–નગરમાં સૂર્યની બત્તીની કિમ્મત વધારે અંકાય છે, ત્યાં ચશ્માંની દુકાનો કરતાં પૂરતા પ્રકાશવાળાં મકાનો વધારે જરૂરનાં ગણાય છે.

સ્વચ્છતા સંબંધી તો ઉદ્યાન–નગરમાં પૂછવાનું જ શું ? સ્વચ્છતાની ખાતર તો ઉદ્યાન–નગરે જન્મ લીધો છે. દુર્ગંધ, કચરો, કદરૂપાપણું, મચ્છરો, મેલેરિયા, જંતુઓ, અંધકાર, આદિ ગંદકીને દેશવટો આપવાને જ ઉદ્યાન—નગર ઉભું થયું છે. દુર્ગંધ મારતાં સંડાસો, મોરીઓ, ગલીઓ, ખોલીઓ અને ચાલીઓ તો મુંબઈ જેવા શહેરમાં જ રાજ્ય કરી શકે, ઉદ્યાન—નગરમાં તો તે સર્વની આંખના પલકારામાં હોળી જ થઈ જાય. ઉદ્યાન—નગરમાં માત્ર બહારનો જ ભપકો સમજવાનો નથી, માત્ર ગવર્નર કે વાઈસરોય કે મહારાજાની જ આંખ રીઝે એટલી જ બાહ્ય ટાપટીપ નથી: પરંતુ ઘેરેઘેર પવિત્ર સ્વચ્છતાનું ત્યાં ભાન થાય છે, રે ! ત્યાં દરેક ગૃહમાં દેવાલયની પવિત્રતા વિરાજે છે; જેવાં બહારનાં સૌંદર્ય અને સ્વચ્છતા તેથી વિશેષ કલા અને સુઘડતા અંદર હોય છે.

જે નગરોમાં આવી ખુલ્લી હવા, આવો ખુશનુમા પ્રકાશ, આવી કલાપૂર્ણ અનુકૂલતા હોય, તે નગરોનાં શહેરીઓ તંદુરસ્ત, સુંદર, લાલ સુરખીવાળાં, ઉદ્યમી, ચાલાક અને પ્રતાપી થાય તેમાં આશ્ચર્ય શું ? અને આપણાં હાલનાં શહેરો કે જ્યાં આમાંનું કશું જ નથી અને જ્યાં આ સર્વથી તદ્દન ઉલટી પરિસ્થિતિ છે ત્યાંનાં શહેરીઓ માંદલાં, મુવાલી, કદરૂપાં, ફીક્કાં ફ્ચ, આળસુ, એદી અને પ્રમાદી થાય તેમાં પણ આશ્ચર્ય શું ? પરંતુ આપણાં શહેરો અને ગામડાંઓની અતિશોચનીય અને શરમાવા જેવી સ્થિતિ સુધારવી હોય, તો આંખો મીંચીને જંગલી ઝાડોની માફક મકાનો અને શહેરોને ઉગવા દેવાથી

અથવા તો મકાનો ઉપર પૈસાના ઇજારદારોનાં વ્યાજનો જ હિસાબ ગણવાથી જ બનવાનું નથી; પરંતુ વ્યવસ્થાથી, શાસ્ત્રીય શિલ્પકલાથી, દરેક શહેરીની જરૂરિયાતનો સૂક્ષ્મ વિચાર કરીને, સર્વનાં સુખ તરફ ધ્યાન આપીને, દેવોને રહેવાનાં સ્વર્ગ ગણીને અને નહિ કે જનાવરોને રહેવાનાં નર્ક સમજીને, સુવ્યવસ્થિત, મનોહર, સ્વચ્છ, સુઘડ શહેરો અને મકાનો રચવાં જોઇએ.

[ "સમાલોચક," ફેબ્રુઆરી ૧૯૧૫. ]



## ( ૫ )

# મુંબઈની તનદુરસ્તી.

મુંબઇ શહેરના હેલ્થ ઑફિસર ડૉકટર ટર્નરનો સને ૧૯૧૪ ના છેલ્લા હફતાનો રિપોર્ટ હમણાં બહાર પડયો છે. તે ઉપરથી એમ જણાય છે કે છેલ્લાં ૨૦ વર્ષ કરતાં આ વખત મુંબઈની જન સુખાકારી ઘણી વધારે સારી હતી. તે ખાતે અમે ડૉકટર ટર્નર તેમજ મુંબઇને અભિનંદન આપીએ છીએ. ખાસ કરીને ગયા વર્ષના છેલ્લા ત્રણ માસમાં મુંબઇએ જે સુખાકારી ભોગવી છે તેવી સને ૧૮૯૩ થી આજ દિન સુધી, ભોગવી નથી; અને વધારે સંતોષની વાત તો એ છે કે ૧૮૯૩ થી વસતીમાં ઘણો વધારો થયા છતાં છેલ્લા ત્રણ માસમાં મરણની સંખ્યા છેલ્લા વીસ વર્ષ કરતાં સૌથી ઓછી છે.

વળી છેલ્લા ઑકટોબર, નવેમ્બર અને ડિસેમ્બરનાં અઠવાડી-યામાં મરણ કરતાં જન્મ વધારે નોંધાયા છે તેવું આ શહેરના આરો-ગ્યના આખા ઇતિહાસમાં કોઇવાર બન્યું નથી.

આ ઉપરાંત રિપોર્ટમાં જણાવેલી મુદ્દતમાં બીજી એક ઘણી અગત્યની હકીકત એ છે કે નીચે જણાવેલાં દરદોથી મરણોની જે સંખ્યા આવી છે તેટલી નાની સંખ્યા કોઇ દિવસ જોવામાં આવી નથી. દાખલા તરીકે પ્લેગને લીધે ૨૨ મરણ, ક્ષયને લીધે ૩૪૬, તાવને લીધે ૫૨૧, અને જ્ઞાનતંતુના દર્દને લીધે ૩૬૯: ફેફસાંનાં દર્દોને લીધે મરણની સંખ્યા ( ૧૪૯૦ ) પણ જો સને ૧૯૦૧ નો અપવાદ ( ૧૩૯૨ ) બાદ કરીએ તો સને ૧૮૯૫ થી આજસુધીમાં સૌથી ઓછી હતી. તેવીજ રીતે બાળકોનાં મરણની સંખ્યા પણ સને ૧૮૯૫ થી આજ સુધીની સરખામણી કરતાં સૌથી ઓછી (૧૫૦૧) હતી.

મુંબઇ શહેરમાં ક્ષયને લીધે ઉપજતાં મરણોની સંખ્યા ચોક્કસ રીતે ઘટતી જાય છે તે જાણવા જેવું છે. સને ૧૯૦૦ માં ક્ષયથી ૮૧૯૯ મરણો ઉપજ્યાં હતાં; ત્યારે ૧૯૦૫ માં ૨૫૫૮, ૧૯૧૦ માં ૨૨૮૨, ૧૯૧૩ માં ૧૮૨૮, અને ૧૯૧૪ માં ૧૫૨૨ મરણો ઉપજ્યાં હતાં. બધાં કારણોથી કૂલ મરણ છેલ્લા વરસમાં ૩૧,૮૫૩ હતાં, અને તે ૧૯૧૩ ની સાલ કરતાં ૪૭ વધારે હતાં. પરંતુ છેલ્લાં દસ વર્ષની સરાસરી કાઢતાં વાર્ષિક મરણની સંખ્યા ૩૯,૮૫૦ આવે છે, અને તેથી સને ૧૯૧૪ માં આ સરાસરી કરતાં ૭૭૨૭ મરણો ઓછાં થયાં હતાં તે પરમ સંતોષની વાત છે.

પરંતુ જન્મના આંકડા તપાસતાં માલૂમ પડે છે કે ૧૯૧૪ માં ૧૯,૬૭૯ જન્મ નોંધાયા હતા, અને તે ૧૯૧૩ ની સાલ કરતાં ઓછા છે, એટલુંજ નહીં પરંતુ છેલ્લાં દશ વર્ષની સરાસરી કરતાં ૪૬૯ ઓછા છે.

ડૉક્ટર ટર્નર બહુ ભાર દઇને કહે છે કે જોકે મરણની સંખ્યા ઓછી થતી જાય છે તે શહેરની આરોગ્ય વ્યવસ્થામાં સારો સુધારો થયો છે એમ સૂચવે છે, તોપણ જો આ સુખાકારી જાળવી રાખવી હોય, અને વધારે સારાં પરિણામોની આશા રાખવી હોય તો હર વખતે જે સુધારાઓ માટે સૂચનાઓ કરવામાં આવે છે તે સૂચનાઓને અમલમાં મૂકવી જોઇએ. અમે ડૉક્ટર ટર્નર સાથે સંપૂર્ણ રીતે મળતા થઇએ છીએ, કારણ કે મુંબઇ નગરી શહેર સુધારાની ટોચે પહોંચી ગઇ છે એમ સમજવાનું નથી. એટલુંજ નહિ પરંતુ ડૉક્ટર ટર્નર કહે છે કે મરણની સંખ્યામાં આ ઘટાડો છેલ્લા વર્ષમાં આપણી મ્યુનિસિપાલિટીએ તંદુરસ્તી ખાતાં માટે કરેલા ખર્ચને આભારી નથી. કારણ કે મજૂર વર્ગ માટે થોડી ચાલો અને બળદોને માટે થોડા તબેલાઓ બાંધવા ઉપરાંત ગયે વર્ષે મુંબઇ કૉર્પોરેશને બીજો કશો જાણવાજોગ ખર્ચ કર્યો નથી.

મુંબઈમાં હાલ ત્રાસ ઉપજાવે તેવા કોઈ ચેપી રોગનો ભય નથી, તેથી કેટલાક કરકસરીઆ તંદુરસ્તી ખાતામાં કરકસર કરવાનું સૂચવશે પણ ખરા. પરંતુ તેઓને અમારે કહેવું જોઇએ કે હજુ મુંબઈમાં અનેક સુધારાઓ કરવાના બાકી છે, અને જરા ઝીણવટથી જોવામાં આવશે તો જણાશે કે આપણાં શહેરની ઠેકઠેકાણે ગલીચી, ગંદકી, તંદુરસ્તીના નિયમોનું અજ્ઞાન, અને એક સુધરેલા શહેરને અણુછાજતી સ્થિતિ દૃષ્ટિએ પડે છે. શહેરમાં જે ગંદા, અંધારા અને ગલીચ ખૂણાઓ પથરાયેલા છે તેને સુધારવાને હજુ સુધી આપણી કૉરપોરેશને કશું પણ કર્યું નથી અને હેલ્થ ઑફિસરની ફરિયાદો તરફ જોઇતું ધ્યાન બિલકૂલ આપ્યું નથી, તે અમારે કહ્યા વિના ચાલતું નથી.

ગરીબ સ્ત્રીઓની સુવાવડ માટે આ ગંજાવર શહેરમાં સત્તાવાળાઓ તરફથી એક પણ સારી હૉસ્પિટલ [Lying-in-hospital] નથી તે આપણે જેવું તેવું શરમાવાનું કારણ નથી. શહેરની ગંદકી લઇ જવા માટે તેમજ કચરો બાળી નાખવાને માટે જે સગવડો જોઇએ તે સગવડો હજુ સુધી પૂરી પાડવામાં આવી નથી. બાળકોની મરણ સંખ્યા ઓછી કરવાની અતિશય આવશ્યકતા છે, છતાં કૉર્પોરેશનની આંખો હજુ ઉઘડી હોય એમ અમે માનતા નથી. કારણકે જો આ ગંભીર પ્રશ્નનો વિચાર કરવાની તેઓએ જરા પણ તસ્દી લીધી હોય તો એ મરણ સંખ્યા ઓછી કરવાનાં જે જે સાધનો છે તે તે સાધનો જલદીથી યોજવામાં તેઓ અત્યારસુધી પછાત પડયા નહોત.

અને શહેરની આ બધી જરૂરિયાતો પૂરી પાડવાને મ્યુનિસિપાલિટી પાસે પૂરતો પૈસો નથી એમ કોઇથી પણ કહી શકાશે નહિ. હવે તો કૉર્પોરેશન પૈસાની બચત કરવા મંડી છે, અને બચેલા પૈસાનો શો ઉપયાગ કરવો તેટલા માટે કૉર્પોરેશનના સભાસદોમાં મોટી ચર્ચા થાય છે. પરંતુ અફસોસની વાત છે કે કૉર્પોરેશનનું

ધ્યાન આજકાલ બહારના ડોળડમાક તરફ વધારે ખેંચાય છે, અને શહેરની તંદુરસ્તીને ખાતર જે ઉપાયો લેવા જોઇએ, જે સાધનો પૂરાં પાડવાં જોઇએ અને જે ખર્ચ ઉઠાવવો જોઇએ તે તેઓનાં રસિક મગજોને તદ્દન રસહીન વાતો જણાય છે.

કદાચ કૉર્પોરેશનની વકીલાત કરનારા કહેશે કે આ બધી ખામીઓ અમારા ધ્યાનમાં છે અને શહેરની તંદુરસ્તી માટે શી શી યોજના જરૂરની છે તેથી હવે દરેક જણ માહિતગાર છે. પરંતુ અમે કહીશું કે આ જરૂરિયાતોથી માહિતગાર થવું એટલુંજ બસ નથી. અમુક જરૂરિયાત આપણને બહુ જાણીતી થઈ જાય તેથી તેની અનિવાર્યતા ઓછી થતી નથી. તેટલા માટે કૉર્પોરેશને પૈસાનો વ્યય બીજી બાબતોમાં કરવા પહેલાં હમેશાં ગંભીરતાથી વિચારી જવાનું છે કે શહેરના તંદુરસ્તી ખાતાની જરૂરીયાતો તરફ પૂરતું લક્ષ અપાયું છે કે કેમ; કારણ કે એટલું યાદ રાખવાનું છે શહેરનું સૌંદર્ય શહેરની તંદુરસ્તી વિના નકામું છે, ભારરૂપ છે, શરમાવનારૂં છે. અમારે ફરીફરીને કહેવું જોઇએ છીએ કે જેમ વ્યક્તિ જીવનમાં તેમજ સામાજિક જીવનમાં મોજશોખો પછી. અને જરૂરિયાતો પહેલી, એ સિદ્ધાંતથીજ આપણે આપણા પૈસાનો, સમયનો અને શક્તિનો વ્યય કરવાનો છે.

છેવટે એટલુંજ કહીશું કે ગયા વર્ષનો અને ખાસ કરીને તેના છેલ્લા ત્રણ માસનો તંદુરસ્તી ખાતાનો રિપોર્ટ ઘણો સંતોષકારક છે, અને તેટલા માટે આપણા શહેરે મગરૂર થવાનું છે. પરંતુ જો આ સંતોષ અને આ મગરૂરી જાળવી રાખવાં હોય, એટલુંજ નહિ પરંતુ જો તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ કરવી હોય તો ડૉક્ટર ટર્નર તંદુરસ્તી ખાતા તરફથી જે જે અતિ ઉપયોગી માગણીઓ અને સૂચનાઓ કરે છે તેનો જલદીથી અમલ કરવાને આપણી કૉર્પોરેશને આગળ પડવું જોઇએ.

[ "**હિન્દુસ્તાન**," અગ્રલેખ,
તા. ૨૨–૧–૧૫, શુક્ર.]

( ૬ )

# શહેરોની બાંધણી.

પ્રોફેસર પૅટ્રિક ગેડઝ હાલ થોડો વખત થયાં શહેરોની બાંધણી ઉપર પોતાના વિચારોનો ફેલાવો કરવા હિંદુસ્થાન આવેલા છે. એમણે શિલ્પશાસ્ત્રનો બહોળો અને સંગીન અભ્યાસ કર્યો છે, અને જુદા જુદા દેશમાં શિલ્પકળાના અનેક નમુનાઓ જોયા છે. ગયા અઠવાડિઆમાં મદ્રાસની પ્રજા સમક્ષ એમણે કેટલાક મનનીય વિચારો જણાવ્યા છે તે જાણવા જેવા છે.

પ્રોફેસર ગેડઝનો પહેલો સિદ્ધાંત એ છે કે શહેરોની જુની બાંધણીનો નાશ કરવાને બદલે, છે તેને સુધારો. અનેક વર્ષો થયાં જે શહેરો અને ગામો બંધાઈ ગયાં છે તે બધાંનો નાશ કરવો મુશ્કેલ છે. પશ્ચિમની બાંધણીનું અનુકરણ કરી આપણે ત્યાં જે શિલ્પકળાના નમુનાઓ છે તેને તોડી પાડી નવું ચણતર ચણવું તેમાં નહિ કળા જળવાય કે નહિ સૌંદર્ય જળવાય.

દાખલા તરીકે, આપણાં ગામોમાં અને મંદિરોમાં જે તળાવો અને કૂવાઓ છે તેને પૂરી નાંખવાં અને હમેશને માટે તેનો ઉપયોગ ન કરવો તેમાં પ્રોફેસર ગેડઝ કાંઈ પણ ડહાપણ જોતા નથી. તેઓ કહે છે કે તળાવો કે કૂવાઓમાં માછલાંઓ, હંસલાંઓ કે બતકોની ભરતી કરો, અને તેથી પાણી સ્વચ્છ અને નિર્મળ થયા વિના નહિજ રહે. કૂવાઓ પૂરાવી નાંખવા અથવા તળાવોનાં ખેતરો કરી નાંખવાં એમાં વધારે શાણપણ છે કે આ રીતે ઉપદ્રવ આપનાર વસ્તુને ઉપયોગી બનાવવામાં ? મુંબઈમાં મલેરિયા સામે લડત ચલાવનારા મહેરબાનોએ પ્રોફેસર ગેડઝની આ સૂચનાઓ અમલમાં મૂકી છે ખરી કે ?

આપણા કેટલાક "એકસપર્ટો" અને સ્પેશ્યલ જ્ઞાતાઓ સીધા રસ્તાઓ બનાવવા માટે બહુ મજબૂત ભલામણ કરે છે. પ્રોફેસર ગેડઝ કહે છે કે શહેરની સારી બાંધણી ત્યારેજ કહેવાય કે જ્યારે બધા રસ્તાઓ અને મકાનોની વચ્ચે સરલ જોડાણ હોય, અને અમુક મકાનોએ પહોંચવામાં લાંબો પંથ કરવો ન પડે.

આપણાં ગામડાંઓ અને શહેરોની બાંધણી ઘણી ખામીભરેલી છે તેમાં જરા પણ શંકા નથી. પરંતુ એ ખામીઓ દૂર કરવાનો સૌથી ઉત્તમ માર્ગ એ છે કે હાલ જે છે તેનો સારામાં સારો ઉપયોગ કરી લઇ જ્યાં અનિવાર્ય જરૂર જણાય ત્યાંજ યોગ્ય ફેરફાર કરવો. બધું સમુળગું તોડી પાડવું તેમાં સમય, શક્તિ, મિલ્કત અને પૈસાની અતિશય ખુવારી છે. વળી શહેરોમાં સુધારો કરવો તે માત્ર પૈસાદારોને માટેજ અથવા સત્તાવાળાઓના લાભને માટેજ હોવો ન જોઇએ. ગરીબ, મધ્યમ તેમજ શ્રીમંત વર્ગ જે સુધારાઓથી એકસરખો લાભ લઈ શકે તેવા સુધારાઓએ મ્યુનિસિપાલીટીઓનું ધ્યાન પ્રથમ ખેંચવું જોઇએ. મુંબઈ શહેરની અંદર હજારો ઘરો તોડી પાડવામાં આવ્યાં છે, અને તેનું કારણ એમ આપવામાં આવે છે કે એ લત્તાઓમાં બહુ ગીચ વસ્તી અટકાવવાને માટે અને મોકળાશ કરી આપવાને માટે આમ કરવું પડયું છે. અલબત્ત, તેથી અમુક લોકોને ફાયદો થશે, પરંતુ પરિણામે સંકડાસ બીજા ખુણાઓમાં હતી તેથી પણ વધી છે એ ભુલી જવાનું નથી. અને આને અમે શહેર વ્યવસ્થાના જ્ઞાનની ગંભીર ખામી કહીએ છીએ.

તોડી પાડવું તે ગમે તેવો મૂર્ખ માણસ પણ કરી શકે છે. પણ સમીકરણ કરવું, હોય તે જાળવી રાખી સુધારા કરવા, અને ન હોય તે ઉત્તમ રીતે વસાવવું, તેમાંજ ખરી મુશ્કેલી છે, અને તેમાંજ અનુભવ અને જ્ઞાનની કસોટી છે. પ્રોફેસર ગેડઝ કહે છે કે શહેરોની બાંધણીમાં ત્રણ પ્રકારના કલાકારો જોવામાં આવે છે. એક તો પુરાણો

કલાકાર. આ જાતનો કલાકાર માત્ર પ્રાચીન ઇતિહાસ, પુરાણ, ઉત્પત્તિ, વિકાસક્રમ, વિગેરેની વાતો કર્યા કરે છે, પરંતુ આધુનિક જરૂરિયાતો તેના ભેજામાં પ્રવેશ પામતીજ નથી. બીજા પ્રકારનો કલાકાર ભૂતકાળ કે ભવિષ્યની બિલકૂલ દરકાર કરતોજ નથી, અને ચાલતો સમય જાળવી લેવાની ખાતરજ જે કરવું ઘટે છે તે કરે છે. ત્રીજા પ્રકારનો કલાકાર ભાવનાઓ અને સ્વપ્નાંઓમાંજ રમ્યા કરે છે, અને તેથી ભૂતકાળમાં શું થઇ શક્યું છે અને હાલની શી જરૂરિયાતો અને મુશ્કેલીઓ છે તે તરફ તેનું ધ્યાન જરા પણ ખેંચાતું નથી.

હવે, આ સર્વ વચ્ચેથી આપણે રસ્તો કરવાનો છે. હાલનાં શહેરોમાં જેમ કેટલીક સારી વ્યવસ્થા જોવામાં આવે છે તેમ ખરાબ વસ્તુઓ અને ખામીઓ પણ ઘણી દષ્ટિગોચર થાય છે. જ્યાં સૌંદર્ય છે ત્યાં ઉપયોગિતા નથી; જ્યાં ઉપયોગિતા છે ત્યાં કરકસર નથી; જ્યાં કરકસર છે ત્યાં સ્વચ્છતા કે સૌંદર્ય નથી. અને આ વસ્તુસ્થિતિનું મૂળ કારણ એટલુંજ કે હાલ જે ગામડાંઓ અને શહેરો આપણી દષ્ટિએ પડે છે તે સર્વ શાસ્ત્રીય રીતે, કળાપૂર્વક અને અગાઉથી વિચાર કરીને બાંધવામાં આવ્યાં નથી. કેટલાંક શહેરો અને ગામો રાજકીય કારણથી ઉભાં થઈ ગયાં છે, તો કેટલાંકોની ઉત્પત્તિ વેપાર રોજગારને આભારી છે; ત્યારે બીજાંઓ ધાર્મિક કારણોને લીધે બંધાવા પામ્યાં છે. અને તેથી ક્યાંય નિયમિતતા, યુક્તિ, વ્યવસ્થા, શાસ્ત્રીયતા, કે વ્યાપક કળાનાં દર્શન થતાં નથી. વળી જે જરૂરિયાતો અને કારણોને લીધે આ શહેરો અને ગામડાંઓ બંધાયાં હશે તે કારણો અને જરૂરિયાતોની હવે હયાતી નથી, તેથી આધુનિક સમયને અનુકૂળ કરવાને માટે આપણાં શહેરો અને ગામોની બાંધણીમાં ઘણા ઘણા સુધારા કરવાની જરૂર છે એ નિર્વિવાદ છે.

શહેરો અને ગામડાંઓ બાંધવામાં માત્ર ઇજનેર કે શિલ્પશાસ્ત્રી કે મ્યુનિસિપાલ કમિશનરનીજ સલાહ બસ નથી. પરંતુ તેમાં દરેક

શહેરીની સગવડોનો વિચાર કરવાનો છે, આખા સમાજની સર્વ સંસ્થાઓની અનુકૂળતા વિચારવાની છે; ગરીબ કે તવંગર, સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ, સર્વનાં સુખ અને આરોગ્ય સચવાય તેવી વ્યવસ્થા કરવાની છે.

તેટલા માટેજ પ્રોફેસર ગેડઝ આપણાં મુંબઇ જેવાં શહેરોની ખૂબ ઝાટકણી કાઢે છે. શહેરની મધ્યમાં ખીચોખીચ વસ્તી, અને ઉત્તર દક્ષિણમાં કોઈ પણ જાતના નિયમ વિના શ્રીમંતોને માટે વિશાળ સગવડો;—આ જાતની બાંધણી ઘણીજ મૂર્ખાઈભરેલી અને નુકસાનકારક છે એમ પ્રોફેસર ગેડઝ કહે છે. તેવીજ રીતે, અંધારી ચાલીઓ અને વેંત વેંતનાં મજબૂત માળીયાંઓ સામે પણ તેઓ વિરોધ બતાવે છે. ગગનચુંબિ પાંચ–છ–સાત માળનાં મકાનોથી અને સાંકડી ગીચ ચાલીઓથી પૈસાદારોનાં ખીસાં તર થાય છે, પરંતુ ગરીબોની જીંદગી ટૂંકી થાય છે, તેના ઉપર પ્રોફેસર ખાસ ભાર મૂકે છે. મુંબઈ અને મદ્રાસમાં ગરીબોનાં મકાનો અને લત્તાઓ તરફ કેટલી ક્રૂર બેદરકારી બતાવવામાં આવે છે અને શ્રીમંતો તથા સત્તાવાળાઓના બંગલાઓ અને બાદશાહી રસ્તાઓ ઉપર કેટલો અઢળક પૈસો ખર્ચાય છે તેના તરફ પણ પ્રોફેસરનું ધ્યાન ખેંચાયું છે, અને તેની ઝાટકણી કાઢતાં તેઓ ભૂલતા નથી.

પ્રોફેસર ગેડઝના આ મનનીય અને અતિ ઉપયોગી વિચારો તરફ મુંબઈની કૉરપોરેશનમાં બિરાજતા અને પ્રજાના પ્રતિનિધિ કહેવરાવતા મહેરબાનોએ નજર કરવાની તસ્દી પણ લીધી છે ખરી કે ?

[ " હિન્દુસ્થાન, " અગ્રલેખ,
તા. ૨૯–૧–૧૫, શુક્ર. ]

( ૭ )

# આપણા શહેર સુધારા ખાતાની નિષ્ફળતા.

ગયા સોમવારે મુંબઇ કૉરપોરેશનમાં આપણા શહેર સુધારા ખાતાની ઝાટકણી કાઢનારી ડાક્ટર ડી૦ બી૦ માસ્તરની દરખાસ્ત સંબંધી પાછી ચર્ચા ચાલી હતી. ડાકટર માસ્તરની દરખાસ્તનો મુદ્દો એ છે કે મુંબઇ શહેરમાં ગંદી ચાલીઓ અને ગરીબોનાં અંધકારમય, દુર્ગંધમય, અને રોગમય રહેઠાણોનો અંત લાવવાને અને તેને બદલે વધારે સુઘડ અને રહેવા લાયક મકાનો તૈયાર કરવાને જોકે આપણું શહેર સુધારા ખાતું (The City Improvement Trust) હયાતીમાં આવ્યું છે, અને જો કે તેની ફરજો અદા કરવાને અનેક વાર આ ખાતાને જાહેર રીતે કહેવામાં આવ્યું છે, છતાં આ મૂળ હેતુને આ ખાતાંએ તિલાંજલિ આપી છે, અને તેને બદલે મોટા અને પહોળા રસ્તાઓ આદિમાં લાખો રૂપિયા ખર્ચી નાંખ્યા છે; તેથી હવે શહેર સુધારા ખાતાની આ અસહ્ય પદ્ધતિ જલદીથી ફેરવવી જોઇએ.

ડૉ૦ માસ્તરની દરખાસ્ત ઉપર થોડી ચર્ચા થયા બાદ તેને મૂલતવી રાખવામાં આવી છે. પરંતુ એ ચર્ચામાં શહેર સુધારાખાતા તરફથી કેટલોક જાણવા લાયક તેમજ હસવા લાયક બચાવ કરવામાં આવ્યો હતો તેની નોંધ લીધા વિના અમને ચાલતું નથી. એ બચાવ કરનારા ગૃહસ્થો મેજર ગ્લેનલિસ્ટન તથા શહેર સુધારા ખાતાંના માજી પ્રમુખ મિ. હ્યુ હતા. તેઓએ બચાવમાં અનેક દલીલો રજુ કરી હતી. તેમાં એક મુખ્ય દલીલ એ હતી કે અલબત્ત, ગરીબોનાં ગંદકીથી ખદબદતાં મકાનોનો અંત લાવવાને આ ખાતું ૧૬ વર્ષ પહેલાં જન્મ પામ્યું હતું; પરંતુ એ ઉદ્દેશ ભૂલભરેલો હતો એમ પાછળથી આ ખાતાને જણાયું છે ! અને તેથી તે ભૂલ સુધારીને પ્રથમ શહે-

રમાં પહોળા રસ્તાઓ કરવાનું તથા પરાંઓ વસાવવાનું કાર્ય ખાસ મોખરે મૂકવામાં આવ્યું છે, અને ત્યાંસુધી ગંદાં રહેઠાણો સુધારવાનું કાર્ય અશક્ય હોઇને મૂલતવી રાખવામાં આવ્યું છે !

બીજી દલીલ એવી આપવામાં આવે છે કે ગંદાં રહેઠાણો આ સુધારા ખાતાંએ છેલ્લાં સોળ વર્ષમાં સુધાર્યાં નથીજ એમ નથી. કારણકે કુલ ૧૨૦૦ એકર ગલીચીવાળી જગામાંથી ૧૧૭ એકર જગાનો ઉદ્ધાર કર્યાનું માન અત્યારે આ ખાતું ધરાવે છે ! અને સાદી ત્રિરાશિ મૂકીએ તોપણ લગભગ ૧૬૦ વર્ષમાં મુંબઇનો આખો ગરીબ અને મધ્યમ વર્ગ મનુષ્ય જીવી શકે તેવાં મકાનોમાં અવશ્ય ગોઠવાઇ જશે !

ઉપરાંત, બર્મિંગહામ અને લિવરપુલ જેવાં શહેરોમાં શું બને છે તેનો ખ્યાલ શહેર સુધારા ખાતાંના વકીલોએ બહુ લંબાણથી આપ્યો છે; અને જોકે અમે આ શાસ્ત્રીય શિલ્પકળામાં બહુ ચંચુપાત કરી શકીએ તેમ નથી, તોપણ આ બે શહેરોનું અનુકરણ મુંબાઇમાં થઇ શકે એમ નથી એમ મિ. હેંચે પણ કહ્યું છે એટલો દિલાસો અમારા વાચકોને અત્ર આપવાની ફરજ સમજીએ છીએ. અને શહેર સુધારા ખાતાંના ચાલકોને એટલીજ વિનતિ કરીએ છીએ કે તેઓને તેમજ ઇશ્વર કૃપાથી એમના જેવી અનુકૂળ સ્થિતિ ભોગવનારા બીજા ગૃહસ્થોને કદાચ આ સર્વ પ્રયોગો બહુ રસભર અને ઉપયોગી પણ લાગતા હશે, પરંતુ એ પ્રયોગો પૂરા થાય તે પહેલાં જેઓને માટે એ પ્રયોગો છે તેઓ તેઓનાં સડેલાં મકાનોની સડેલી હવામાં હમેશને માટે પોઢી ન જાય એટલું ધ્યાનમાં રાખવાનું છે.

શહેર સુધારા ખાતાની મુશ્કેલીઓ તેમજ પોતાની ફરજ બજાવવાને તેની પ્રમાણિક ઉત્સુકતા અમારા ધ્યાનમાં છે. પરંતુ તેથી તેઓએ અત્યાર સુધી લીધેલો માર્ગ ભૂલભરેલો તેમજ માફ ન કરી શકાય તેવો છે એમ કહેવાનો અમારો હક્ક ચાલ્યો જતો નથી. શહેર

સુધારા ખાતાના ૧૬ વર્ષના ઇતિહાસનું પરિણામ અત્યારે આપણે શું જોઇએ છીએ ? એજ કે આ સોળ વર્ષમાં ૧૨૦૦ એકર ગંદા ઉકરડામાંથી માત્ર ૧૧૭ એકર જમીન રહેવા લાયક તેઓ કરી શકયા છે, અને તે પણ સાડા પાંચ કરોડ રૂપિયાને ખર્ચે ! એટલુંજ નહિ પણ બીજી વાત યાદ રાખવાની છે કે આ ૧૧૭ એકર જમીનનો સુધારો પણ ખાસ ગરીબોની ખાતર હાથમાં લેવામાં આવ્યો નથી, પરંતુ તેમાંથી મોટો ભાગ તો પહોળા રસ્તાઓની યોજનામાં સમાવેશ પામે છે. માત્ર નાગપાડામાંજ ખાસ ગંદાં રહેઠાણો સુધારવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું, પરંતુ ધોબીતળાવ અને ચંદનવાડીમાં જે થોડો સુધારો થયો છે તે તો પ્રિન્સેસ સ્ટ્રીટને પહોળી કરવાની ખર્ચાળ યોજનાને આભારી છે. છતાં ચંદનવાડી અને ધોબીતળાવનો મોટો ભાગ હજુ પહેલાંની કંગાળ સ્થિતિમાં સડે છે તે ભૂલી જવાનું નથી; અને જો પ્રિન્સેસ સ્ટ્રીટની યોજનામાં પૈસાનો જે મોટો ભોગ આપવામાં આવ્યો છે તેનો ઉપયોગ ચંદનવાડી અને ધોબીતળાવ માટે કરવામાં આવ્યો હત તો આ લત્તાની આવી શોચનીય સ્થિતિ રહેત નહિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, અલબત્ત, સામાન્ય સાંદર્ય દૃષ્ટિને કંઇક સંતોષ આપતી હશે, પરંતુ ચંદનવાડી અને ધોબીતળાવમાં રહેનારાં માણુસોની જીંદગી શહેર સુધારા ખાતાંની સૌંદર્ય દૃષ્ટિ કરતાં વધારે કિમતી છે એટલું તો એ ખાતું પણ કબૂલ કરશેજ.

તેવીજ રીતે પરેલ રોડની ૮૦ ફીટની પહોળાઇ વધારીને ૧૨૦ ફીટની પહોળાઇ કરવામાં ૯૫ લાખ રૂપિયા વાપરી નાંખવાની યોજનાનો બચાવ શહેર સુધારા ખાતું આપી શકશે ખરૂં કે ? ૯૫ લાખ રૂપિયા જેવી ગંજાવર રકમ ગરીબ અને મધ્યમ વર્ગનાં રહેઠાણોમાંથી ગંદકી, અંધકાર, અને રોગનાં જંતુઓ દૂર કરવામાં વાપરવાને બદલે એક રસ્તાને ૮૦ ફીટને બદલે ૧૨૦ ફીટ પહોળો કરવામાં વાપરવાથી શહેર સુધારાખાતું પોતાની ફરજ વધારે અદા કરશે એ કોણ કહી શકશે ? શહેર સુધારા ખાતાંના પ્રમુખ મિ. ઑર પોતેજ

કહે છે કે આ રસ્તાની યોજના વિના હાલ ચાલી શકે તેમ નથ
એમ નથી, છતાંએ યોજનાને હજુ આ ખાતું શા માટે વળગી
છે તે અમે સમજી શકતા નથી.

આવી અસહ્ય સ્થિતિમાં શહેર સુધારા ખાતાંની કાર્યપદ્ધતિ
વધારે વાર આગળ ચલાવવા દેવી ન જોઇએ એમ અમારો અભિપ્રાય
આ ખાતાની કાર્યપદ્ધતિ સંબંધી સંપૂર્ણ માહિતી મેળવવાને અને ત
ખામીઓ જાહેર પ્રજા સમક્ષ સત્તાવાર મૂકવાને માટે સ્વતંત્ર શહે
ઓનું એક કમીશન નિમાવું જોઇએ એમ અમારૂં માનવું છે. ત્યાં
આ પ્રયોગોની પદ્ધતિ અટકશે, ત્યારેજ અંધારી અને ગંદી ખોલ
અને ચાલીઓમાં રહેનારી મુંબઇની અસંખ્ય પ્રજાની સગવડો ધ્યાન
લેવામાં આવશે, અને ત્યારે મુંબઇ શહેરનો અઢળક પૈસો મુઠ્ઠી
લોકોની કળાદષ્ટિ સંતોષવાને બદલે લાખો લોકોની જીંદગી પે
વામાં વપરાશે.

[ " **હિન્દુસ્થાન,** " અગ્રલેખ,

તા. ૧૮–૨–૧૫, ગુરૂ



( ૮ )

# ૨૫ વર્ષ પછીનું મુંબઈ.

ગયા મંગળવારે મ્યુનિસિપાલ કૌંસિલ ચેંબરમાં મુંબઇ કૉરપોરેશનની જુબિલીનું ખાણું આપવામાં આવ્યું હતું, તે વખતે નામદાર ગવર્નર લૉર્ડ વિલિંગડન પણ હાજર હતા. આ ખાણા વખતે નામદાર ગવર્નરે એક સુંદર ભાષણ આપ્યું હતું, અને તેમાં ૨૫ વર્ષ પછીનું મુંબઇ કેવું થશે તેનું એક આકર્ષક ચિત્ર ચીતર્યું હતું. એ ચિત્ર જોકે ઘણુંજ રમણીય છે, તો પણ તેમાં કંઇક વધારો કરવાની હિમ્મત અમે કરીશું.

કોલાબાથી ચોપાટી સુધીની સફરમાં આ દરિઆ કિનારા અને ક્વીન્સ રોડની વચ્ચે એક મેદાન સિવાય ભવિષ્યમાં બીજું કશું જોવામાં નહિ આવે એમ નામદાર ગવર્નરે આશા બતાવી હતી: અને અને હાલ જે રેલ્વે તેની જગાએ દેખાય છે તે તે વખતે કાંતો જમીનની નીચે ગોઠવાઇ ગઈ હશે અથવા તો ત્યાંથી તેને તદ્દન ખસેડી નાંખવામાં આવી હશે. તેવીજ રીતે વર્લી અને માહિમ તરફ સુઘડ, રહેવાનાં મકાનોનો દેખાવ નજરે પડશે, અને લવગ્રોવની ગંદકી હમેશને માટે જતી રહી હશે. વળી, શહેરમાં ઠેકઠેકાણે નવા ઉદ્યોગોનો જમાવ થઇ રહ્યો હશે, તેમજ રેલ્વે, મોટાં ગોડાઉનો, ડૉક, વિગેરે અનેક સગવડો દૃષ્ટિગોચર થશે. આ ઉપરાંત અમે આશા રાખીએ છીએ કે જ્યારે લૉર્ડ વિલિંગડન મુંબઇ ૨૫ વર્ષ પછી પધારશે ત્યારે હાલની જે અંધારી, ગંદી ખોલીઓ ઠેકઠેકાણે જોવામાં આવે છે તે બિલકૂલ અદૃશ્ય થઇ ગઇ હશે; ત્યારે મોટા રસ્તાઓ જેટલા સુઘડ અને સુંદર દેખાશે તેવાંજ ન્હાનાં ઝુંપડાંઓ પણ પ્રકાશમય, સુઘડ, અને સ્વચ્છ જોવામાં આવશે.

૨૫ વર્ષ પછી આપણે એવી આશા રાખીશું કે જેમ હરવા ફરવાનાં અનેક વિશાળ અને રમણીય સ્થળો ઉભાં થયાં હશે, તેમ ગરીબ મજૂરો અને નોકરિયાત વર્ગને માટે બીજી અનેક સગવડે ઉભી થઇ હશે. જ્યાં કામદાર વર્ગને રહેવાનું હશે ત્યાં આસપાસ સ્વચ્છતા, ખુલ્લી હવા, સંપૂર્ણ પ્રકાશ, અને મનોહર કુદરતી દેખાવ નજરે પડશે, અને એવાં સુંદર મકાને પહોંચતાં હાલ જેમ કલાકોના કલાકો ટ્રામ, અને રેલ્વેમાં અથડાવું પડે છે તેમ નહિ થતાં બહુજ થોડા સમયમાં પહોંચી શકાશે; અથવા તો મજૂરવર્ગને પોતાને આજીવિકા કમાવાનાં સાધનો, જેવાં કે મિલો, કારખાનાંઓ વિગેરે તેનાં સગવડભરેલાં રહેવાનાં મકાનોની નજદીકમાંજ આવેલાં હશે.

વિશેષમાં તે સમયે કૉરપોરેશનમાં હાલ જેમ કમીશનર આગળ વધેલા અને પ્રગતિના વિચાર ધરાવતા જણાય છે, અને બીજા કૌંસિલરો પ્રમાણમાં બહુ સાવચેત અને ધીમે ધીમે ચાલનારા જણાય છે તેમ જોવામાં નહિ આવે, પરંતુ કૉરપોરેશનમાં મુંબઇના મધ્યમ અને ગરીબ વર્ગના પ્રતિનિધિઓ પણ વિરાજતા હશે તેથી પ્રગતિનો પોકાર પ્રજાના આગેવાનો તરફથી જેટલો સંભળાશે તેટલો કોઇના મુખમાંથી નહિ સંભળાય. અત્યારે કૌંસિલરોનો મોટો ભાગ કર ભરનારાઓનો છે અને તેઓ પોતે એસ્ટેટવાળાઓ છે, તેથી સરકારને સ્થાનિક સુધારાઓની સૂચના કરતાં જેટલો સંકોચ થાય તેથી વિશેષ કૌંસિલરોને થાય તે સ્વાભાવિક છે. સર ફિરોઝશાહે કૉર્પોરેશનની નિષ્ફળતાનું આ કારણ આપ્યું છે તે ઘણું અગત્યનું છે. તેથી ભવિષ્યમાં જો શહેરના બધા ઉમ્મરલાયક શહેરીઓને કૉરપોરેશન માટે વોટ આપવાનો હક્ક મળશે તો તે વખતના લોકપ્રતિનિધિઓ હાલના કેટલાક કૌંસિલરો કરતાં વધારે મજબૂત રીતે આગળ જઇ શકશે, અને તે સમયે સરકારને પણ સ્થાનિક સુધારાના મહાન કાર્યમાં ઘણી મોટી મદદ આપવી પડશે. સંભવિત છે કે હાલ કદાચ કેટલાક કૌંસિલરોને એમ શંકા રહે કે અમુક સુધા-

રાઓમાં વધારે ખર્ચની વાતો કરીશું તો આપણા ઉપર બધો ખર્ચ આવી પડશે. તેથી એ દિશામાં તેઓને ઘણું સાવચેત રહેવું પડે છે. પરંતુ આપણે આશા રાખીશું કે ૨૫ વર્ષ પછી લોક પ્રતિનિધિઓ મોટા પ્રમાણમાં કોરપોરેશનમાં જોવામાં આવશે તેમજ સરકાર પણ વિશેષ ઉદાર થઈ હશે, તેથી શહેરની આબાદી માટે જે પગલાં ભરવામાં આવશે તે વેગભર્યાં અને ઉત્સાહભર્યાંજ હશે.

૨૫ વર્ષ પછીના મુંબઈમાં હાલ જે સખ્ત ભાડાંઓ ભાડુતો પાસેથી લેવામાં આવે છે અને છતાં રહેવાની સગવડો શૂન્ય છે, તેવી સ્થિતિ જોવામાં નહિ આવે એમ સર્વ ભાડુતોની આશા નહિ તો ઇચ્છા તો હશેજ. તેવીજ રીતે ભવિષ્યનાં મુંબઇમાં કેટલીક જાહેર તેમજ ખાનગી સંસ્થાઓ હાલના કરતાં વધારે સંતોષકારક સ્થિતિમાં દેખાવ આપશે એમ માનવું વધારે પડતું ગણાશે નહિ. તે વખતે નિશાળો તબેલાઓ જેવી દેખાશે નહિ ! તેમજ કારખાનાંઓ કારાગૃહનું ભાન નહિ કરાવે ! તે સમયે શરતના ઘોડાઓને દોડવાના રસ્તાઓ જેવા મનુષ્યને ચાલવાના રસ્તા સુઘડ રાખવામાં આવશે ! તે સમયે મોટરોને સંગ્રહવાના તબેલાઓ કરતાં મનુષ્યને રહેવાનાં મકાનો વધારે પ્રકાશવાળાં તેમજ મોકળાસવાળાં માલૂમ પડશે ! તે સમયે વિદ્યાર્થીઓને બેસવાની જગાને અભાવે એક બે વર્ષ સુધી કોરટોના મુકરદમાની માફક અભ્યાસ મુલતવી રાખવો નહિ પડે !

નામદાર ગવર્નર આ કેટલીક બાબતો સમય નહિ હોવાથી પોતાના રમણીય ચિત્રમાં ચીતરી નહિ શક્યા હોય, પણ અમારી ખાત્રી છે કે તેઓ નામદાર આ હકીકતનો પણ તેમાં સમાવેશ કરવાની તરફેણમાંજ હશે. તે સિવાય ભવિષ્યના મુંબઈમાં હાલના જેટલી નિરક્ષરતાનો અનુભવ નહિ થાય એ પણ આપણે સર્વ ઇચ્છીશું. પ્લેગે તે વખતે હમેશને માટે રજા લીધીજ હશે. મેલેરિયાને ઉત્પન્ન કરનારાં કારણો પણ દૂર કરવામાં આવ્યાંજ હશે. અને જેમ વેપાર રોજગાર તથા ઉદ્યોગોની ઘણી સરસ આબાદી જોવામાં આવશે,

તેમ ગરીબ તથા મધ્યમ વર્ગની આર્થિક સ્થિતિ પણ વધારે સંતોષકારક થઈ હશે, અને મુડીવાળા શ્રીમંતો પોતાના કામદાર વર્ગને પોતાની ગંજાવર કમાણીઓનો વધારો સારો હિસ્સો આપતા હશે. જેમ મોટાં કારખાનાંઓ ધમધોકાર ચાલતાં હશે, તેમ ન્હાના ન્હાના ઉદ્યમો પણ વધારે આબાદ સ્થિતિમાં નજરે પડશે, તે વખતે હાલના કરતાં શહેરીપણાની જવાબદારીઓ સર્વ વર્ગમાં વધારે સ્પષ્ટ રીતે સમજાશે અને અદા થશે.

વળી, ૨૫ વર્ષ પછી ધર્માદા ખાતાંઓ જેમ પાંજરાપોળો, મંદિરો અને એવી બીજી સંસ્થાઓને પરમ સહાય આપતાં હશે, તેમ મનુષ્યખાતાંઓ, સરસ્વતી મંદિરો, વિગેરે હીલચાલોને પણ અત્યંત મદદરૂપ થતાં જોવામાં આવશે. જેમ બંગલાઓ ખુશનુમા હવામાં ઝૂલતા હશે તેમ ઝુંપડાંઓ પણ ગરીબોને આરામ આપી રહ્યાં હશે. જેમ હૉર્નબી રોડ શહેરની રિદ્ધિસિદ્ધિનું ભાન કરાવશે તેમ મુંબઈ શહેરનું હૃદય પણ ગરીબીનું ભાન નહિ કરાવે. જેમ મોટા રસ્તાઓ મોટરોને આશીર્વાદરૂપ થઈ પડયા હશે, તેમ ન્હાની શેરીઓ પણ લાખો મનુષ્યોના પગને અને ઘ્રાણેંદ્રિયને શાપરૂપ જોવામાં નહિ આવે. જેમ રેલવેના ફર્સ્ટ અને સેકંડ ક્લાસના ડબ્બાઓ આરામની અવધિનો ખ્યાલ આપશે, તેમ ત્રીજા વર્ગના ડબ્બાઓ પણ મેંઢાંઓનાં પાંજરાનું ભાન નહિ કરાવે. જેમ હાલના મ્યુનિસિપાલ કમીશનર સ્થાનિક સુધારાઓમાં બહુ આગળ પડેલા જોવામાં આવે છે, તેમ ભવિષ્યમાં સરકારની ઉદારતાને લીધે લોકપ્રતિનિધિઓ સર્વ કરતાં મોખરે ઉભા રહેશે. જેમ કર ભરનારાઓ તેમજ સરકાર પોતપોતાનાં ખીસાં સંભાળવાની અત્યારે સાવચેતી બતાવે છે, તેમ ૨૫ વર્ષ પછી લોકપ્રતિનિધિઓ આ બન્ને વર્ગનાં ખીસાંઓનો ભાર ઓછો કરવાની ઉદારતા બતાવશે.

અત્યારે જેમ રસી મૂકીને અને ઝેર શરીરમાં દાખલ કરીને દર્દોને અટકાવવાની ફરજ પડે છે, તેમ ૨૫ વર્ષ પછી આખા શહે-

રમાં સર્વત્ર સ્વચ્છતા, સુઘડતા, પ્રકાશ અને ખુલ્લી હવાના આશી-
ર્વાદથી આજે આવકારદાયક જણાતી આ પ્રયોગશાળાઓએ પલાયમાન
થવું પડશે. હાલ દર્દ ઉત્પન્ન કર્યા પછી તે દૂર કરવાને જે વલખાં
મારવામાં આવે છે, તેને બદલે ભવિષ્યમાં આસપાસ એવું તંદુરસ્ત
વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવશે કે દવાશાળાઓની સંખ્યા ઘણી
ઓછી થઈ જશે, અને કુદરતશાળાઓની સ્થાપના ઠેકઠેકાણે કરવામાં
આવશે. હાલ જેમ ગરીબી ઉત્પન્ન કરવાના પ્રત્યક્ષ તેમજ પરોક્ષ માર્ગો
પકડીને પછી ગરીબ ખાતાંઓ ખોલાય છે, તેમ હવે પછી ગરીબી
ઉભી ન થાય તેવાજ ઇલાજો શરુઆતથી લેવામાં આવશે. હાલ જેમ
ગંદાં મકાનો બાંધીને પછી તેને જમીનદોસ્ત કરવામાં આવે છે, તેમ
ભવિષ્યમાં ઉદ્યાન—નગર ચણાતું હોય એવીજ સંભાળ મુંબઈ નગ-
રીમાં રાખવામાં આવશે.

[ "હિન્દુસ્થાન," અગ્રલેખ,
તા. ૪–૩–૧૫, ગુરૂ. ]



[ ૯ ]

# શહેરોની રચના.

શહેરોની બાંધણીમાં પ્રમાણભૂત વિદ્વાન પ્રોફેસર ગેડઝ થોડા સમય થયાં મુંબઇમાં આવ્યા છે, અને બહુ થોડા દિવસોમાં પાછા મુંબઈ છોડી જનાર છે. એમના અતિ સુંદર અને અર્થપૂર્ણ પ્રદર્શનનો તેમજ એમનાં અતિ ઉપયોગી ભાષણોનો પૂરતો લાભ મુંબઇના કહેવાતા સુધરેલા અને કેળવાયેલા શહેરીઓના મોટા ભાગે લીધો છે કે નહિ તેની અમને ખાત્રી નથી. આ લાભ પૂરતા પ્રમાણમાં લેવાતો નથી અને તે ટાઉન હૉલમાં જનારને જણાયા વિના રહેશે નહિ. કારણકે જો કે કેટલાક ઉત્સાહી વિદ્યારસિક પુરૂષોની સારી સંખ્યા ત્યાં દષ્ટિએ પડે છે, છતાં મુંબઇની વસ્તીના પ્રમાણમાં અને શહેરીપણામાં મુંબઇએ જે સાચી ખોટી નામના બહાર મેળવી છે તેના પ્રમાણમાં આ પ્રદર્શનની મુલાકાત લેનારાઓની સંખ્યા ઘણીજ નહાની છે એ નિર્વિવાદ છે. મુંબઇના લોકો સિનેમેટોગ્રાફ, નાટકો, અથવા બીજા ભપકાબંધ તમાશાઓમાં જે રસ લે છે તેનો અર્ધો રસ આવી લોકોપયોગી અને કાર્યસાધક હીલચાલોમાં લેવા મંડે તો મુંબઇ જેટલું બહારના ડાકડમાકથી શોભે છે તેટલુંજ સંગીન માણસો અને સંગીન સંસ્થાઓથી પણ દીપે.

પ્રોફેસર ગેડઝ હંમેશાં ટાઉન હૉલમાં સાંજે શહેરોની બાંધણી ઉપર ઘણાં રસપૂર્ણ અને અર્થપૂર્ણ ભાષણો આપે છે. ભાષણોનું ક્ષેત્ર એટલું વ્યાપક અને વિશાળ હોય છે કે તેનું માત્ર તારતમ્ય આપીનેજ અમે એમના કેટલાક ઉપયોગી મુદ્દાઓમાંથી એક બે બિંદુઓ અત્રે રજુ કરી શકીશું. પ્રથમ તો પ્રોફેસર ગેડઝ એક બહુ કિમતી સિદ્ધાંત ઉપર ભાર મૂકે છે, અને તે એ કે શહેરોને સુધારવામાં જેમ બને તેમ

ઓછી ભાંગતોડ કરવી પડે એવો માર્ગજ પકડવો ઉપયોગી છે, અને એ માર્ગજ સર્વથી સોંઘો માર્ગ છે. આજકાલ કેટલાક માત્ર ગણિતનાં પોથાં વાંચીને એન્જિનિયર થયેલા લોકો આસપાસના સંજોગો તપાસ્યા વિના, ભૂતકાળ કે ભવિષ્યકાળનો ખ્યાલ રાખ્યા વિના અને સાંદર્ય કે કલાની જરા પણ દરકાર કર્યા વિના, સેંકડો વર્ષ થયાં બંધાયેલાં અને વિકાસ પામેલાં ગામો અને શહેરો સુધારવા બહાર પડે છે. આ એન્જિનિયરો માત્ર અંકગણિતનો ઉપયોગ કરે છે, પરંતુ ભૂમિતી ભૂલી જાય છે ! પરિણામે બેડોળ સુધારાઓ મોટા ખર્ચને ભોગે કરવામાં આવે છે, અને જે હેતુથી આ સુધારાઓ કરવામાં આવ્યા છે તે હેતુ છેવટે સિદ્ધ થતો નથી.

પ્રોફેસર ગેડઝ કહે છે કે આજ કાલના શિલ્પશાસ્ત્રીઓ પોતાની ઑફિસમાં કાગળ ઉપર સીધી અને આડી લીટી દોરી જાય છે, અને તે લીટીઓ પ્રમાણે પછી શહેરમાં રસ્તા તૈયાર કરવાને બહાર પડે છે ! હવે આ લીટીઓ તો સરખે અંતરે સીધી કાઢવામાં આવી હોય છે પરન્તુ શહેરની અન્દર તો તે લીટીઓ ઉપર અનેક નહાનાં મોટાં મકાનો આવેલાં હોય છે. તેથી પોતાની ઑફિસમાં દોરેલી સીધી લીટીઓને અનુકૂળ થાય તે માટે આ મકાનોને તોડી પાડવામાં આવે છે, અને સર્વત્ર સીધાસટ અને ગણિતના હિસાબે સરખે અંતરે રસ્તાઓ તૈયાર કરવાનો હુકમ આપવામાં આવે છે ! પરંતુ મિ૦ ગેડઝ કહે છે કે શહેરો મેદાનમાં ઉભીને બાંધવાનાં છે, એન્જિનિયરની ઑફિસમાં બેસીને નહિ. જ્યાંસુધી તમે શહેરની રચના, મકાનોની સ્થિતિ, લોકોની જરૂરિયાત, સુધારો કરવાનો ખર્ચ, વિગેરે સર્વ બાબતોનો વિચાર કરો નહિ ત્યાં સુધી તમારી સીધી લીટીઓ શા કામની ? મકાનો એ કાંટાનાં ઝાડ નથી કે જેમ ફાવે તેમ તેને કુહાડી વતી કાપી શકાય. મકાનો મનુષ્યની વહાલામાં વહાલી વસ્તુ છે, મકાનો મનુષ્યનાં ખોળિયાં છે, તેથી અને તેથી બીજી કોઇ દવા લાગુ પડે નહિ ત્યારેજ તેના ઉપર શસ્ત્રક્રિયા ચલાવવી જોઇએ.

પ્રોફેસર ગેડઝનો એવો મજબૂત અભિપ્રાય છે કે એક સાંકડી ગલ્લીને પહોળી કરવા માટે મકાનોની આખી લાઇન કાપી નાખવા કરતાં, એજ ગલ્લીમાં થોડે થોડે અંતરે પહોળા ચોક બનાવવામાં આવે તો તેને પવન અને પ્રકાશ પૂરતા પ્રમાણમાં મળશે, ખર્ચ ઘણોજ ઓછો થશે, અને અનેક મકાનોનો નાશ થતો બચી જશે. વળી, તમે એક ઠેકાણે મકાનો હારબંધ તોડી પાડી અતિશય પહોળો રસ્તો બનાવો અને નવાં મકાન ઉભાં કરો તેથી ગંજાવર ખર્ચ કરવો પડશે, એટલુંજ નહિ પરંતુ તેથી આસપાસનાં મકાનોની અને જમીનની કિમ્મત ઘટી જશે, કારણ કે પછી આસપાસનાં મકાનો અને રસ્તાઓ પ્રમાણમાં અતિશય કંગાળ દેખાશે. અલબત્ત, નવાં શહેર ઉભાં કરતી વખતે તમે સર્વ પ્રકારની તમારી ઉંચી ભાવનાઓ સંતોષી શકો છો, પરંતુ જૂનાં શેહેરોને સુધારવામાં તમારે બહુ સાવચેત રહેવાનું છે, અને તેમાં તમારા મહાન આદર્શો પ્રમાણેજ બની શકતું નથી.

જે કોઇ શહેર સુધારવું હોય તેનું બારીકીથી ચારે પાસ અવલોકન કરવામાં આવે તો એવા અનેક માર્ગ મળશે કે જેથી બહુ ભાંગતોડ કરવાની કે સીધી લીટીઓ દોરવાની જરૂર નહિ પડે. તે ઉપરાંત આ પ્રકારના અવલોકનથી એન્જિનિયરના ધ્યાનમાં આવશે કે કયે કયે સ્થળે તેની સીધી લીટીઓ નકામી થઈ પડશે. શહેર સુધારણા પેન્સિલ, ફુટ અને કાગળથી થતી નથી, પરંતુ તેમાં ઉંચા પ્રકારની કળા, વ્યવસ્થાશક્તિ, સમજશક્તિ, અને અવલોકનશક્તિની જરૂર છે. આજકાલ મોટાં દેવળો, મંદિરો, મિનારાઓ, કીર્તિસ્તંભો, કબરો, ફુવારાઓ, વિગેરે તોડી પાડવાં એ વાત તો કાંઇ હિસાબમાં લેખાતી નથી! પરંતુ એન્જિનિયરો અને મ્યુનિસિપાલિટીઓ ભૂલી જાય છે કે આ જમાનામાં નિશાળો અને દવાશાળાઓ બાંધવાને મ્યુનિસિપાલ ખાતાંઓ ખર્ચ આપી શકશે, તેમજ પહોળા રસ્તાઓ ખર્ચવા પાછળ અથવા મેલેરિયાના મચ્છરો મારવા ખાતર, અથવા

ઝેરની રસી મૂકવા અર્થે બજેટમાં વ્યવસ્થા કરી શકશે; પરંતુ ભૂતકાળમાં બંધાયેલાં ભવ્ય મંદિરો અને મિનારાઓ જેવાં હવે ફરીથી બાંધતાં જમાનાઓ વીતી જશે. છતાં સૌંદર્ય અને કલાના આ અમૂલ્ય નમુનાઓને તોડી પાડતાં મ્યુનીસીપાલીટીઓના હૃદયમાં કે એન્જિનિયરોના દિલમાં 'હાય' થતી નથી તે જોઇને આશ્ચર્ય થાય છે.

આવી ભાંગફોડ કર્યા વિના પણ શહેરો સ્વચ્છ, સુંદર અને રહેવા લાયક થઇ શકે છે તેનાં સેંકડો દૃષ્ટાંતો પ્રોફેસર ગેડઝ પાસે મોજુદ છે. જે કાર્ય ૫૦૦ સીધાસટ અને દોરીથી આંકેલા રસ્તાઓથી થઇ શકે છે તેટલુંજ, બલ્કે તેથી વિશેષ ૨૦૦ સુંદર વાંકા વળતા, ઠેકઠેકાણે ખુલ્લા ચોકથી શોભતા, અને ઘણી ઓછી જમીન ઉપર પડાવ નાંખતા રસ્તાઓ કરી શકે છે. અમે આશા રાખીએ છીએ કે મુંબઇ ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ પ્રોફેસર ગેડઝ પાસેથી કેટલાક ઉપયોગી પાઠ શીખશે, અને શહેર સુધારાની વાતો પોતાની ઑફિસમાં બેસીને કરવાને બદલે શહેરના સર્વ ભાગોની કાળજીથી મુલાકાત લઇને, લોકોની જરૂરિયાતો સમજીને, અને સૌંદર્ય, ઉપયોગિતા તથા કરકસર, એ ત્રણે વસ્તુ સાચવીને આગળ પગલાં ભરશે.

[ "**હિન્દુસ્થાન**," અગ્રલેખ,
તા. ૨૭–૩–૧૫, શનિવાર.]



[ ૧૦ ]

# લેખક થવાની પ્રથમ લાયકાત.

વાચક મહાશય ! આ ગંભીર વિષય ઉપર હું પોતે જે કાંઈ લખું તે મને પોતાને યતકિંચિત્ લાગુ પડતું નથી, એ અનિવાર્ય સિદ્ધાંતરૂપ પ્રસ્તાવના અને પ્રસ્તાવનારૂપ સિદ્ધાંત આપ સ્વીકારશો તો જ આ લેખનું ખરૂં રહસ્ય બરાબર સમજી શકાશે !

હવે, લેખકો લખે છે અનેક કારણો તેમ જ અકસ્માતોને લીધે. કેટલાકોને લખવું એ એક પ્રકારનું વ્યસન થઇ ગયું હોય છે તેથી લખે છે; કેટલાકો પોતાના અંતરમાં ધુંધવાતો જ્વાળામુખી બહાર ન કહાડે ત્યાં સુધી સ્વસ્થ બેસી શકતા નથી તેથી લખે છે; કેટલાકો કીર્તિ કે અપકીર્તિ કમાવાના અભિલાષથી લખે છે; કેટલાકો આખી દુનિઆ આડે માર્ગે જતી જોઇ તેને સીધે માર્ગે દોરવાની ઉદારતાથી દોરાઇને લખે છે; કેટલાકો પોતાની મૂર્ખાઈ " પબ્લિક" કરવાના હેતુથી લખે છે; કેટલાકો પોતાની મૂર્ખાઇ "પબ્લિક " થઇ ગઇ હોય તેને " પ્રાઇવેટ " માં બદલી નાંખવાના મનોરથથી લખે છે; કેટલાકો સમય ગાળવાનું અન્ય સાધન નહિ મળવાથી લખે છે; અને કેટલાકો એકસામટાં આ સર્વ કારણોને લીધે લખે છે; લખવાને પ્રેરનાર આ સર્વ કારણો અને અકસ્માતો માનને તેમ જ ઉત્તેજનને પાત્ર છે એટલી વાત તો કબૂલ કરવી જોઇએ, અને બીજા કોઇ નહિ તો લેખકો કે જેઓને આ સત્ય અનુભવસિદ્ધ છે તેઓ તો કબૂલ કરશે જ. તેટલા માટે લખવાનું નિમિત્ત કારણ કે આપત્તિકારણ ગમે તે હો, પરન્તુ સૌથી વધારે અગત્યનો પ્રશ્ન એ જ છે કે, લખનારે પોતાની કૃતિ કેવી રીતે સફલ કરવી.

અલબત્ત, અમુક કૃતિની સફલતા શામાં છે તે એ કૃતિના મૂલ હેતુ ઉપર આધાર રાખે છે. દષ્ટાંત તરીકે, જો અમુક પુસ્તક, નાટક

કવિતા કે લેખ લખવાનો પ્રધાન હેતુ લેખકની મૂર્ખતા જેમ અને તેમ જાહિરાતમાં લઈ આવવાનો હોય, તો પછી તેની સફલતા ત્યારે જ થાય કે જ્યારે એ મૂર્ખતામાં વાચક સરલતાથી પ્રવેશ કરી શકે. તેમાં પછી ડહાપણના પડદાનું કે ભાષાના આડંબરનું આવરણ આડું આવવું ન જોઇએ, જો કે તેથી મૂર્ખતાનો વધારે સુંદર પ્રકાશ થઈ શકતો હોય તો જરાયે બાધ નથી. પરન્તુ આ સફલતા લેખકે મેળવવી હોય તો તેણે વાચકનો સ્વભાવ, વાચકના મનનું નિદાન જાણ્યા વિના લખવાનું સાહસ કરવા જેવું નથી. તેણે સમજવું જોઇએ કે કઇ શૈલીમાં કઈ વસ્તુ તેના લેખના સંભવિત અને સંભાવિત વાચકોને રૂચિકર તેમ જ પાચક થઈ પડશે, અને તેથી પોતાનો મૂલ હેતુ જે આ દૃષ્ટાંતમાં મૂર્ખતા પ્રકાશ કરવાનો છે તે–સંપૂર્ણ રીતે પાર પડી શકશે. બીજી ભાષામાં કહીએ તો લેખક વાચકના મગજના ધમકારા જાણવાની અતિશય આવશ્યકતા છે. ત્રીજી ભાષામાં કહીએ તો લેખકે મનુષ્ય સ્વભાવના જ્ઞાતા થયા વિના પેન્સિલ, સ્ટીલ પેન, ફાઉન્ટન પેન, કે બીજી કોઈ પણ પેન "પબ્લિક" ને માટે હાથમાં ઝાલવાની તસ્દી લેવી ન જોઇએ.

આ પ્રાથમિક, મહાન સૂત્રનું ભયંકર વિસ્મરણ થવાથી જ આખી દુનિઆના અને ખાસ કરીને આપણી "ગરવી ગુજરાત" ના ડાહ્યા લેખકોમાંનો મહોટો ભાગ પોતાના ડહપણની સંક્રાંતિ વાચકમાં કરી શક્તા નથી, અને મૂર્ખ મહાપુરૂષોમાંનો નહાનો ભાગ પોતાના મૂર્ખતાની આપ–લે યથાશક્તિ કરી શક્તા નથી, એટલું જ નહિ પરન્તુ તેથી પૈસાના પ્રેમીઓ પૈસો પ્રાપ્ત કરી શક્તા નથી, અને અપકીર્તિના આશકો અપકીર્તિની પણ મૈત્રી કરી શક્તા નથી.

વાત દીવા જેવી સ્પષ્ટ છે કે, ગુજરાતી ભાષામાં અનેક પુસ્તકો, માસિકો, સાપ્તાહિકો, દૈનિકો, અને છપાઇવાયા લેખોની જે કરૂણાજનક નિષ્ફલતા જોવામાં આવે છે તેનું મૂલ કારણ લેખકોમાં મનુષ્યસ્વભાવના જ્ઞાનની ખામી, અને મનુષ્યના મનનાં દર્દોનું નિદાન

કરવાની અશક્તિ જ છે. વાચકને શું જોઇએ છીએ, અને વાચકને જેની જરૂર છે તે કેવી યુક્તિથી અપાય તો તે પચાવી શકે, તેટલું જ્ઞાન લેખકમાં સામાન્ય બુદ્ધિ હોય તો આવ્યા વિના રહે નહિ. અને કદાચ "સામાન્ય બુદ્ધિ" એ સંસ્કૃત શબ્દો હોઇને કોઇને કંઇક ભયંકર અપ્રાપ્ય વસ્તુ લાગતી હોય તો કહેવાની જરૂર છે કે, આમાં માત્ર "સાદી અક્કલ" નો જ ઉપયોગ કરવામાં આવે તો લેખકની કૃતિ સફલ થાય જ. પરન્તુ અફસોસ એટલો જ છે કે, આપણા લેખકોનો મ્હોટો સમૂહ અસાધારણ અક્કલ ધરાવે છે, એટલે એ અસાધારણ અક્કલના નમુનાથી જ પ્રદર્શન ભરચક ભરાઇ જાય છે, તેથી સાદી અક્કલવાળાં મનુષ્યોને ખરીદી કર્યા વિના પાછું જવું પડે છે. દાખલા તરીકે, અંગ્રેજી ઉચ્ચ સાહિત્યના તરજુમાઓ અને અનુવાદો, અથવા ચોરેલા વિચારો એવા લોકસમૂહ પાસે મૂકવામાં આવે છે અથવા તો એવા લોકસમૂહ માટે છે એમ કહેવામાં આવે છે કે જે લોકસમૂહને એ વિષયમાં તલભાર પણ રસ પડવો અશક્ય હોય છે, અને જેઓ રસ લઇ શકે તેમ હોય છે તેઓ અંગ્રેજી ભાષામાં મૂલ લેખો વાંચવાને શક્તિવાળા હોય છે! ગુજરાતી લેખોમાં સંસ્કૃત અને અંગ્રેજી અવતરણો ભારોભાર મૂકવામાં આવે છે અને છતાં તેના અક્ષરશઃ તરજુમાઓ સાથે ટાંકવામાં આવે છે,—અવતરણો કોને માટે અને તરજુમાઓ કોને માટે, તે તો લેખકની અસાધારણ બુદ્ધિ જ સમજી શકે! અમુક માસિક કે સાપ્તાહિકને રાજકીય અને સાંસારિક પ્રશ્નોની જ ચર્ચા કરનાર માસિક કે સાપ્તાહિક તરીકે બહાર પાડવામાં આવે, અને તેમાં ૯૫ ટકા લેખ વ્યાકરણ, વ્યુત્પત્તિ અને શબ્દકોષ ઉપરની ચર્ચાથી ભરી દેવામાં આવે! અમુક છાપાંઓ "મૅસિઝ"—સમસ્ત જનસમાજ માટે છે, એમ દાવો કરવામાં આવે, છતાં સંસારસાગરની ભરતી ઓટમાં તણાતાં એ સાદાં, અભણ, "મૅસિઝ" માટે "પાંચમા સૈકાની અમુક કવિતાનો લેખક કોણ?" "અમુક જૂનાં ખંડેરના અમુક જૂના પથરાઓનો શોધક કોણ?" "બાયરન મ્હોટો કવિ કે રા. 'મુગ્ધ'?" "રા. ભોલારામ ભટ્ટ

વ્યુત્પત્તિશાસ્ત્રી કે શા. રામચેલા ?," "નાટકકાર મહાન કે ટીકાકાર ?" "દુષ્મન સ્નેહી કે સ્નેહી દુષ્મન ?" "શ્રીયુત અક્કલમંદપ્રસાદ કવિ કહેવાય કે સાક્ષર કે રાક્ષસ કે રસિક કે ઈશ્કી ?" "બાપુડાંઓને આમંત્રણ અને બાપુડાંઓને નિમંત્રણ," "કોયલડી ટહુકે અને મયૂરડી મલકે," "મલકવું, મલપવું, કે મલપાવું ?" "તપોધન બ્રાહ્મણોનું ગોત્ર શું ?" "વર્ષફળ જોવાનો કોઠો કેવી રીતે બનાવવો ?" વિગેરે વિગેરે અસંખ્ય, અવર્ણનીય, અનિર્વચનીય, અવિચારણીય, લેખોની સુવર્ણમાલા વિજળિક લાઈટના દમામ સાથે રજુ કરવામાં આવે છે. આવા ઝહહળતા દમામથી અંજાઈ ગયેલી આંખોમાં એ સુવર્ણમાલા તરફ જોવાની શક્તિ ન રહી હોય તો લેખક મહાશયોએ પોતાના માલની કદર થતી નથી, એમ માઠું લગાડવાનું નથી. પોતાની કૃતિ કોઈ વેચાતી લેવા ન લલચાય તો "ઉપહાર" તરીકે તેની વહેંચણી કરવાથી તો કદર થશે જ. અને એટલો દિલાસો તો કવિ ભવભૂતિની માફક લઈ શકાય કે આ જમાનામાં નહિ તો આવતા જમાનામાં, નહિ તો "ગત" જમાનામાં તેની કદર થશે, કારણ કે બેકુંના બિચારા "ગત" નો અર્થ સમજવાની માથાકૂટમાં ભાગ્યે જ પડશે.

આવી સ્થિતિમાં લેખકોએ એવી સ્થિતિસ્થાપકતા રાખવાની જરૂર છે કે, જેથી તેઓની પોતાની અક્કલમાં "સુધારો વધારો" કરવાની જરૂર રહે નહિ. જ્યાં અક્કલની બહુ ખામી દેખાઈ જવાનો ભય હોય ત્યાં "સામાન્ય લોકસમૂહ માટે છે" એવી દલીલ કરવી જોઈએ અને જ્યાં અક્કલ વધારે પડતી પ્રકાશી નીકળતી હોય ત્યાં "આવતા જમાનાના માત્ર થોડા ચૂટેલા વિદ્વાનો માટે જ છે" એમ ભાવ જડાવી દેવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, મનુષ્ય સ્વભાવ ઓળખીને તેને અનુસરવું તેના કરતાં આવો અમારી ખુલાસો કરવો તે લેખકોની "પોઝિશન"-ને વધારે યોગ્ય છે. મનુષ્યોની મધ્યમાં રહેનારા, મનુષ્યોનાં મન અવલોકનારા, અને મનુષ્યો માટે જ લખવાનો દાવો કરનારા લેખકો

પોતાની લેખિનીથી આકાશ કે પાતાળમાં વિહરનારા દેવો કે દાન-વોની લેખિની અને રસજ્ઞતાનું ભાન કરાવે ત્યારે જ તેઓ લખીને તેમ જ જીવીને કૃતકૃત્ય થયા કહેવાય. અલબત્ત, કદાચ કોઈ કહેશે કે આ માનસશાસ્ત્રનું માપ ન કરી શકાય તેવું અજ્ઞાન સૂચવે છે, પરંતુ લેખકો સચોટ રીતે ઉત્તર દઈ શકે કે મનુષ્યસ્વભાવનું જ્ઞાન જેમ સુલભ નથી તેમ તેનું અજ્ઞાન પણ સુલભ નથી. મનુષ્યસ્વભા-વના જ્ઞાનથી તો મનુષ્યમાત્ર જન્મે છે, તેમાં કંઈ નવીન મેળવવાનું નથી, પરન્તુ તેનું અજ્ઞાન મેળવવામાં તો જાણેલું ભૂલી જવાનું છે અને નહિ અનુભવેલું કલ્પવાનું છે.

લેખકોનાં આ દલીલચક્રો સર્વથા સંપૂર્ણ છે એટલે તેમાં ખામી કહાડવા આપણે થોભવાનું કારણ નથી. હવે સામાન્ય વાચકવર્ગ તો જાણતાં અજાણતાં એમ માને છે કે, જે કલા કે કૃતિ પોતાની જીંદગી સાથે ગાઢ સંબંધ ધરાવે નહિ, તે પુસ્તકો, કવિતાઓ, છાપાંઓ, કે નાટકો અને કહેવાતી કલાનાં પ્રદર્શનોની હોળી કરી આસપાસની હવા શુદ્ધ કરવાની જરૂર છે; જે લેખક કે કલાકાર વાચકની રસજ્ઞતા, તેની જરૂરિયાતો, તેના અંતરના જખમો, તેની ઉંડી પુરાણી વાસ-નાઓ, જાદુગરની માફક કળી શકે નહિ તે લેખક કે કલાકારે હમેશને માટે "પેન્શન" લેવું જોઇએ, અને પેન્શન લીધા છતાં પણ તે પોતાની કૃતિ કોઈની આંખમાં કે કોઈના કાનમાં બલાત્કારે ખોસે તો તેને નાયાગરાના ધોધમાં ધકેલી દેવો જોઇએ, કારણ કે પંચ કહેવાતા સાક્ષરો, કવિઓ, ભાષાશાસ્ત્રીઓ, વિદ્વાનો કે ધોકાપંથીઓ જ જે ચર્ચામાં, જે કલ્પનામાં, કે જે વિષયમાં રસ અને આનંદ લઈ શકતા હોય તે સર્વ વસ્તુઓથી, છાપખાનાંવાળાઓને લાંચ આપી, આખી દુનિઆને અભડાવવી તે મહાઘોર પાપ છે.

મનુષ્ય એક એવું પ્રાણી છે કે, બીજાઓને જે વસ્તુ અપ્રતિ-મ લાગતી હોય તે પોતાને ગમતી ન હોય છતાં તેને તે આપવામાં આવે, અથવા તો તેને ગમતી હોય પણ તેને જોઇએ તેના કરતાં

બહુ વધારે આપવામાં આવે તો તે અમૃતમય વસ્તુને પણ તે વિષમય માને છે. દાખલા તરીકે, ધર્મ સંબંધી, વેદવેદાંત સંબંધી, તેમ જ મંદિરો અને દેવળો સંબંધી મારામારી બહુ ઉપયોગી નહિ તો રસમય તો છે જ; પણ આ મારામારી એક જ તાલમાં હિન્દુસ્થાનના પ્રલયકાલ સુધી ચલાવવામાં આવે તો પછી વૈવિધ્યની ખાતર વાચકો કે પ્રેક્ષકોને ધર્મનો બૉયકોટ કરવાની ફરજ પડે ખરી. તેવી જ રીતિ ચોકસ કરેલા દશ કોમળ શબ્દોમાં, ચોક્સ કરેલી સવાત્રણ કોમળ કલ્પનાઓ, ચોકસ કરેલા કોમળ આકારમાં, કોઇ કોઇ વાર બહુ પ્રિય લાગે છે, પરંતુ જો તે દરેક દૈનિક, દરેક સાપ્તાહિક, દરેક પોણા બે માસિક, દરેક નાટક, અને દરેક કાવ્યકુંજ કે સ્ફુરણપુંજની બધી આવૃત્તિઓમાં નિરંતર જાહેર થયાં કરે, તો પછી લેખકનું પોતાનું મગજ વધારે પડતું કોમળ થઇ ગયાનું અનુમાન થવાનો ભય રહે છે. એ જ પ્રકારે પુરાણોના ઈતિહાસો અને ગપ્પાંઓ મનુષ્યોને હેરત પમાડે તેવાં હોય છે, પરંતુ રંગભૂમિઓ પુરાણોથી જ ઉભરાઇ જાય ત્યારે નાટકશાળાની ટીકિટ ઑફિસોને પડતર પુરાણી ટીકિટોથી ઉભરાઈ જવાનો ચેપ લાગુ પડવા સંભવ છે, વળી વિલાયત જઈ આવનારાં તેમ જ હાલનાં કેળવાયેલાં સર્વ સ્ત્રી પુરૂષો અત્યંત અધમ, નીતિભ્રષ્ટ, દારૂડીયાં, વ્યભિચારી, અને છીછરી બુદ્ધિનાં પ્રાણીઓ છે, એ સંબંધી બે મત હોઈ શકે જ નહિ, પણ જ્યારે અનેક છાપાંઓ, નાટકો અને નવલકથાઓમાં આવાં જ ચિત્રો ચીતરવામાં આવે ત્યારે એના લેખકો કેળવણીરૂપ આફતમાંથી મુકત હોવા જોઇએ, એમ વાંચકો અને પ્રેક્ષકોને શંકા કરવાનું કારણ મળે છે. ઉપરાંત જ્ઞાતિઓથી હિન્દુસ્તાનની પાયમાલી થઈ ગઈ છે અથવા તો જ્ઞાતિઓના ઝઘડા વિના હિન્દુસ્તાનમાં એકસંપી અને વીરત્વ ટકી શકવાનાં નથી, તેમ જ પુનર્વિવાહની છૂટ નહિ હોવાથી અથવા તો પુનર્વિવાહના સ્હાડાત્રણ કેસો બનવાથી હિંદુસ્તાનમાં વરસાદ વરસતો નથી, અને પરદેશગમનને લીધે હિંદુસ્થાનમાંથી પ્લેગ અને કૉલેરાનો નાશ થતો નથી,

અને હિંદુસ્થાનની બહાર પગ નહિ મૂકનારાઓ હિન્દુઓ માટે જ મોક્ષનો ઇજારો રાખવામાં આવ્યો છે,—આ સર્વ સિદ્ધાંતો વેદવાક્યો જેવા છે તે નિઃશંક છે, પરંતુ એ સંબંધી ચર્ચાની પરંપરા વેદની માફક અનાદિ અને અનંત થઈ પડે ત્યારે વાચક એમ અનુમાન કરી શકે કે, ચર્ચા કરનારાઓના મગજની ઊંડાઇ પણ અનાદિ અને અનંત હોવી જોઇએ.

આ ઉપરથી એટલું તો પ્રતીત થશે કે, જો લેખકને મનુષ્ય સ્વભાવનું જ્ઞાન હોય અને એ જ્ઞાનને આધારે લખાતું હોય તો છાપખાનાંઓમાં કામ કરનારાઓને હાલ મળે છે તેથી વિશેષ અવકાશ અને આરામ મળે, તો પુસ્તકો અને છાપાંઓમાં બે લીટીઓ વચ્ચે એક દશાંશ ઇન્ચ જેટલી જગા મૂકવામાં પણ સંકોચ કરી ઠાંસી ઠાંસીને કીડિયારાં પૂરવાં પડે છે તે ન થતાં વાચકની આંખોનું રક્ષણ થાય અને પરદેશી ચશ્માંઓમાં સ્વદેશી પૈસો બરબાદ ન જાય, વળી તેથી કોરા કાગળોના ભાવ પણ બહુ મોંઘા રહે નહિ, અને લેખકોને પોતાનાં મૂળ નામ છૂપાવી નવાં નામ ધારણ કરવાં ન પડે, છતાં પોતાના સ્નેહીઓને અમુક લેખ નીચે સહી કરનાર 'મુગ્ધ', 'દગ્ધ', 'શાંત' કે 'ભ્રાંત' હું છું એમ પરોક્ષ રીતે કહેવા નીકળવું ન પડે. આજકાલ આપણે જોઇએ છીએ કે વાચકોનો અમૂલ્ય સમય મ્યુનિસિપાલિટીની કચરાપેટી માટે લેખકોએ કરેલાં લ્હાણાંઓનો કચરો એકઠો કરવામાં વપરાય છે, તેમ જ બિચારા બુકસેલરોને ઘણાં મોટાં ગોડાઉનોનાં ભાડાં ભરવાં પડે છે. પણ જો લેખકોમાં ઉપર જણાવેલી લાયકાત આવ્યા પછી જ તેઓ લખવાનું મંગલાચરણ કરે તો, આ સર્વ મુશ્કેલીઓ દૂર થઈ જાય. આને માનસશાસ્ત્રનું જ્ઞાન કહો, કે મનુષ્યસ્વભાવ સમજવાની શક્તિ કહો, કે સાદી અક્કલ કહો, પણ આ લાયકાત વિના બીજી બધી લાયકાતો નકામી છે. કારણ કે યુનિવર્સિટીઓએ વ્હોડેલાં પૂછડાં ગમે તેટલાં લાંબાં હોય અથવા તો કેળવણીના ચેપી વાતાવરણથી મનને દૂર રાખી ગમે તેવું સાજુંતાજું રાખ્યું હોય, અગર પરસ્પર પ્રશંસક મંડળોના ઉત્તેજન સાથે સાક્ષરો,

કવિઓ, એડીટરો વિગેરેનો ગમે તેટલો અનુગ્રહ હોય, તો પણ જે લખાણ વાચકના મન ઉપર જરા પણ સ્થાયી અસર કરી શકે નહિ તે મફત લાઇબ્રેરીઓમાં ભેટ તરીકે મોકલાવવાને પણ લાયક ઠરશે નહિ. કઈ વસ્તુ કઈ ભાષા અને કઇ શૈલી પોતના વાંચનારાઓને અનુકૂલ થઈ પડશે, કયા વિષયો સમાજની જરૂરીયાતો તરીકે ગણાય અને કયા વિષયોનો સમાજની મોજશોખોમાં સમાવેશ કરી શકાય, કયાં લખાણો 'ભેંસ પાસે ભાગવત' જેવાં થઈ પડશે, કઈ ચર્ચાઓ વાચકોને ઉંઘના ડોઝની ગરજ સારશે, કયાં ગીતડાં દીવાનાપણાના નિદાન તરીકે લેખાશે, કયાં નાટકો મંગલવાર કે શુક્રવારના લિસ્ટ ઉપર દેખાવ આપશે, કયાં છાપાંઓ કેદખાનાના એકાંતમાં વાંચવા જેવાં થઇ પડશે, કયા લેખો છાપનારની જાહેર આંખ નીચે આવવાને યોગ્ય થઈ પડશે, આ સર્વ સમજ શું જનસમાજના મનની રગ જાણ્યા વિના લેખકમાં આવી જશે? અને આ સમજ વિના શું કોઈ પણ લેખક મનમાનતી ફત્તેહ મેળવી શકશે?

લેખકને ભાષાની બારાક્ષરી નહિ આવડે તો ચાલશે, પરંતુ તેનામાં આટલી ઝીણવટ નહિ હોય તો નહિ ચાલે. કાગળ ઉપર બે બિલાડાં તાણતાં ન આવડે તો ભાડુતી લખનારા પણ મળી શકે, પણ આ પ્રાથમિક લાયકાતનો તો દુષ્કાળ એટલો છે કે, તે વેચાતી મળવી પણ મુશ્કેલ છે. મનુષ્યનું જીવન ઉચ્ચ અને પવિત્ર બનાવવું, તેની આશા નિરાશાઓ ચીતરવી, તેના સંસારમાં તેનો માર્ગ સરલ કરી આપવો, તેની ગમગીનીમાં તેને આનંદ આપવો, સંક્ષેપમાં મનુષ્ય લીલા મનુષ્ય માટે આલેખવી—આટલું જે લેખક કરી શકે તેણે કોઈ પણ સાહિત્ય પરિષદ્‌માં હાજરી નહિ આપી હોય તો પણ વાંધો નથી. તેણે પાંચ દશ નાટકો, વાર્તાઓ, કવિતાઓ, પુસ્તકો કે છાપાંઓ ચીતરી કહાડયાનું સાર્ટીફીકેટ નહી મેળવ્યું હોય તો પણ તેના ઉપર મ્હોટી આફત આવી પડવાનો સંભવ નથી. એનામાં લેખક થવાની પહેલી અને છેલ્લી લાયકાત છે, તેથી તેની કૃતિ "કોપીરાઇટ રીઝર્વ્ડ"—"સર્વ હક્ક સ્વાધીન" પડી રહેવાની પણ દહેશત નથી!

("સમાલોચક" જુન ૧૯૧૪.)

[ ૧૧ ]

# આવતી સાહિત્ય પરિષદ્.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ આવતા મે માસમાં સુરત ખાતે મળવાની જાહેરાત બહાર પડી ચૂકી છે. થોડા સમય પહેલાં એવો ભય લાગતો હતો કે કદાચ લડાઇને લીધે ડિસેંબર સુધી પરિષદ્ મળી નહિ શકે. આ ભય પાંચમી પરિષદ્ના મંત્રીઓએ દૂર કર્યો છે, એટલે પરિષદ્ સંબંધી અત્યારથી ચર્ચા શરૂ થાય તો તે બહુ વહેલી ગણાશે નહિ. છેલ્લી ચાર બેઠકોમાં જે કાર્ય થયું છે તેથી કંઇક વિશેષ કરી બતાવવાનો ઉત્સાહ આ પરિષદ્ના મંત્રીઓ ધરાવે છે એમ અમે આશા રાખીએ છીએ, અને એ આશાથીજ બે શબ્દો સૂચના રૂપે કહેવાની હિમ્મત ધરીએ છીએ.

અત્યાર સુધી પરિષદ્માં જુદા જુદા લેખકો તરફથી નિબંધો મંગાવવા, અને આવેલી સંખ્યામાંથી અમુક ચુંટાયેલા નિબંધો ત્રણ દિવસ વાંચવા, તે સિવાય બહુ જાણવા જેવી પ્રવૃત્તિ પરિષદે હાથ ધરી નથી. ગુજરાતી વાંચનમાળા, યુનિવર્સિટીમાં ગુજરાતીને શું સ્થાન આપવું, આદિ વિષયોની ચર્ચા કરી કંઇક નિર્ણય ઉપર આવવા માટે બહુધા નિષ્ફળ પ્રયત્નો થયા છે તેની નોંધ ન્યાયની ખાતર લેવી જોઇએ, પરંતુ સરવાળે અમે ઉપર જણાવ્યું તેમ કાંઇ કાર્યવાહક પગલાં સાહિત્ય પરિષદે ભર્યાં હોય એમ અમારા જાણવામાં નથી. અલબત્ત, કહેવાનો એવો આશય નથીજ કે બે બે ત્રણ ત્રણ વર્ષે અમુક શહેરમાં આપણા ગુજરાતી વિદ્વાનો ભેળા મળી, નિબંધો વાંચી, આનંદથી છૂટા પડે તેમાં કાંઇ પણ લાભ નજ થાય. વિદ્વાનોનો પરસ્પર સમાગમ થાય એ પણ જેવો તેવો લાભ નથી. ગુર્જર સાહિત્યના વિકાસ માટે ઉહાપોહ થાય એ પણ એક પગલું આગ-

ભેજ સમજવાનું છે. આપણા જનસમૂહમાં સાહિત્યનું વાતાવરણ કોઈ કોઈ વાર ફેલાવવામાં આવે એ પણ પરમ સંતોષની વાત છે. બે ત્રણ વર્ષે સાહિત્યની સપ્તાહ બેસે એ પણ ઇષ્ટ છે. સાહિત્ય પરિષદની બેઠકો એક ઇંચ પણ આપણા સાહિત્યને આગળ લઇ જાય છે, પાછળ નહિજ, આ દૃષ્ટિથી અમે પરિષદની સામે ફર્યાદ કરવા ઇચ્છતા નથી.

પરંતુ આ ઉપરાંત એક બીજી પણ દૃષ્ટિ છે, અને એ દૃષ્ટિ તદ્દન તિરસ્કારવા જેવી નથી. ત્રણ વર્ષે વિદ્વાનો અને સાહિત્યપ્રિય સ્ત્રી પુરૂષો ભેળાં થાય તે સામે કશો વાંધો નથી. ત્રણ વર્ષને બદલે દર વર્ષે પરિષદ્ ભરાય એમ અમારી તો અભિલાષા છે. પરંતુ પરસ્પર સમાગમ અને નિબંધ વાંચનથી જે લાભ થાય તેથી વિશેષ લાભ મેળવવા માટે આપણે ત્વરિત આગળ વધવું જોઇએ એમ અમારો મજબૂત અભિપ્રાય છે. આરંભમાં આપણે આટલું કરી શક્યા તે ઠીક છે, પરંતુ આટલાં વર્ષ કાર્ય કર્યા પછી પણ એને એજ ચીલામાં ચાલ્યા કરવું, અને નવીન માર્ગ શોધવાને પ્રયત્ન પણ ન કરવો, તે પરિષદ્‌ને માટે આત્મઘાત સમાન છે.

જો ગુર્જર સાહિત્યને ઉચ્ચ સ્થિતિમાં મૂકવું હોય, જો કેળવણી અને સંસ્કૃતિનો પ્રકાશ ગુજરાતના દરેક ગૃહમાં લઈ જવો હોય, અને જો દુનિઆની આગળ વધેલી ભાષાઓની સાથે આપણા સાહિત્યને ઉભું રાખવાનો જરા પણ મનોરથ હોય, તો આપણી પરિષદ્ જેવી સંસ્થાએ નહાનાં ખાબોચિયામાં પડી રહેવાને બદલે મોટા સમુદ્રમાં ઝુકાવવું જોઇએ, અને ગુજરાતના સાહિત્ય વિકાસની અને જ્ઞાનપ્રકાશની સર્વ જવાબદારી પોતાને માથે લઈ લેવી જોઇએ. ગુજરાતના સર્વ સમર્થ વિદ્વાનો જ્યારે આ પરિષદ્ તરફ દિલસોજી ધરાવે છે, અને ગુર્જર સાહિત્ય માટે સર્વ એક થઇને કાર્ય કરવા માગે છે, ત્યારે પછી આ મહત્ત્વાકાંક્ષાને પાર પાડવાને શું આપણે બિલકુલ અશક્ત છીએ ? આખું સંસ્કારી ગુજરાત ગુર્જર સાહિત્યની ઉન્નતિ

માટે ભેળું મળે, અને છતાં આ અભિલાષા બહુ મોટી, અશક્ત અને દુર્લભ જણાય તો ગુજરાતનું ભવિષ્ય બહુ માઠું સમજવાનું છે.

પૈસા નથી, સરકારની પૂરતી મદદ નથી, લોકો અજ્ઞાન છે, આપણુ શું કરી શકીએ ?—વિગેરે વિચારો બીરૂતાના છે, પ્રમાદના છે. સમસ્ત કેળવાયલું ગુજરાત એક અવાજે બોલે કે ગુર્જર સાહિત્યને ખીલવવુંજ છે, ગુજરાતમાં કેળવણીનો ચોમેર ફેલાવો કરવોજ છે, આપણી સાહિત્યદેવી અને માતૃભૂમિની આ દિશામાં અપૂર્વ સેવા કરવીજ છે, તો પૈસો, સરકારની મદદ, લોકોનો ઉત્સાહ, અને સર્વ સાધન સંપત્તિ, આપોઆપ પરિષદ્‌ને બારણે આવીને અથડાશે. પરંતુ આપણે બીરૂ થઈ ગયા છીએ. વિદ્વાનો છતાં માર્ગ કાપવાની બહાદૂરી અને ધીરજનો છાંટો આપણામાં રહ્યો નથી. તેથીજ પ્રમાદી અને આળસુ લોકોને અનુકૂળ આવે તેવી યાંત્રિક સ્થિતિ આપણે આપણી દરેક જાહેર સંસ્થામાં ન હોય તો પણ ઉભી કરવામાં મદદરૂપ થઇએ છીએ, અને જો યંત્રમાં જરા પણ ચેતનનો પ્રવેશ થાય છે તો આપણે આશ્ચર્યમાં સ્તબ્ધ થઇ જઇએ છીએ, અથવા તો ઘેલછામાં ગુલાંટ ખાવા મંડીએ છીએ.

આ અનિષ્ટ સ્થિતિનો અંત લાવવાને પાંચમી સાહિત્ય પરિષદ્ કટિબદ્ધ થશે એમ અમે આશા રાખીએ છીએ. પરિષદ્‌નું હવે મોટા પાયા ઉપર સંગીન બંધારણ બંધાવું જોઇએ. પરિષદ્ માટે કાયમ સ્થાન હોવું જોઇએ, અને તેને માટે મુંબઈ કરતાં વધારે યોગ્ય સ્થળ અમારા ધ્યાનમાં આવતું નથી. મુંબઇમાં આ સ્થળે ગુજરાતની મોટામાં મોટી, અતિ વિશાળ પુસ્તકશાળા રાખવી જોઇએ. ગુજરાતી સાહિત્ય સંશોધન માટે અહિં સર્વ સાધનો પૂરાં પાડવાં જોઇએ. હાલ જ્યાં સુધી ગુર્જર સાહિત્ય બાલ્યાવસ્થામાં છે ત્યાંસુધી સાહિત્યની ખીલવણી માટે પરિષદે અનેક વિદ્વાનોની મદદ લઇને અતિ વ્યાપક પ્રયત્નો કરવા જોઇએ. આપણાં છાપાંઓ, માસિકો, પુસ્તકો, આદિની દુર્દશા

ઢાંકવાને માટે પરિષદે આ દિશામાં કેટલીક પ્રવૃત્તિઓ પોતાને હાથ લેવી જોઇએ. યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાને યોગ્ય સ્થાન અપાવવાને પરિષદે હિમ્મતથી બહાર પડવું જોઇએ. ગુજરાતી ભાષા જીવતી ભાષા છે, ગુજરાતી ભાષા વિચાર વહન અર્થે છે અને પુરાણાં ખંડેરોનાં પ્રદર્શનમાં મૂકવા અર્થે નહિ એ બતાવી આપવું તે ગુજરાતી સાહિત્ય પરિષદ્નું કર્તવ્ય છે.

બીજો કાંઈ ધંધો ન હોય ત્યારે પરિષદ્માં દિવસ રાત્રિ નિબંધો વંચાયાજ કરે એ બહુ સુંદર છે પરંતુ અનેક અતિ ઉપયોગી મહાપ્રશ્નોનાં નિરાકરણ કરવાનાં હોય ત્યારે નિબંધોને મોખરે કરવા તે બિચારા નિબંધ લખનારા વિદ્વાનોને દુનિઆની આંખે કરવા જેવું છે.

[ "હિન્દુસ્તાન" અગ્રલેખ
તા. ૧-૩-૧૫ ]

---

# [ ૧૨ ]
# સાહિત્ય પરિષદ્નું કાર્યક્ષેત્ર.

ગુજરાતી સાહિત્ય પરિષદ્ની ચાર બેઠકો થઇ ગઇ. અને પાંચમી બેઠક આવતા મે માસમાં થશે, છતાં આશ્ચર્યની વાત છે કે હજુ સુધી તેના કાર્યક્ષેત્ર સંબંધી કાંઇ પણ નિશ્ચયાત્મક મત બંધાયો નથી. કેટલાકો કહે છે કે સાક્ષરોના હાથથી લખાયેલા વિદ્વત્તાભરેલા નિબંધો ભેળા કરી વાંચવા અને ચર્ચવા એજ સાહિત્ય પરિષદ્નું મુખ્ય કાર્ય છે અને હોવું જોઇએ, ત્યારે બીજાઓ પરિષદ્નું કાર્યક્ષેત્ર તેથી કંઇક વિશેષ વિશાળ બનાવવું જોઇએ એવો અભિપ્રાય ધરાવે છે. જે વિદ્વાનોના શાસ્ત્રીય નિબંધો પરિષદ્માં આવે છે અને જેવા નિબંધો લખવાને ઘણા અગ્રેસરો સલાહ આપે છે તેઓને માટે અમને ઘણુંજ માન છે, પરંતુ એ નિબંધોથીજ સાહિત્ય પરીષદ્ની સફળતા થઇ જશે એમ અમે માનતા નથી.

અફસોસની વાત છે કે ગુજરાત એકવાર એક ચીલામાં ચાલવું શરૂ કરે છે પછી બીજા નવીન માર્ગ ઉપર જઇ શકતું જ નથી. તેમજ પાંચ વયોવૃદ્ધ વિદ્વાનોને જે માર્ગ અનુકૂળ લાગતો હોય તે પછી ભલે બીજા અનેક લોકોને અનુચિત જણાતો હોય તો પણ તેઓએ બહિષ્કારને જોખમે સ્વીકારવોજ જોઇએ એ પ્રકારની મમતા જાણતાં અજાણતાં આપણે ત્યાં દૃષ્ટિગોચર થાય છે. આરંભમાં પરિષદનું સ્થાયી બંધારણ ન બંધાયું તેથી હવે સ્થાયી બંધારણની વાત થઇ શકેજ નહિ એવા કેટલાક પૂજ્ય બુદ્ધિવાળા ગૃહસ્થોનું વળણ જોવામાં આવે છે. નિબંધોથી પરિષદનો જન્મ થયો તેથી નિબંધોથીજ તેની પૂર્ણાહુતિ થવી જોઇએ એવી મહત્વાકાંક્ષા કેટલાક નિર્બંધકુશલ સજ્જનો ધરાવે છે. પરંતુ, પરિષદ શા માટે અને કોને માટે છે ! જે સમય, શક્તિ અને ધનનો વ્યય પરિષદ નિમિત્તે કરવામાં આવે છે તેના પ્રમાણમાં ફળ મળે છે કે કેમ ? પરિષદથી થઇ શકે તેટલું કાર્ય તેની પાસેથી કરાવવાને પ્રયત્ન થયો છે કે નહિ ? પરિષદનું કાર્યક્ષેત્ર વધારી શકાય કે નહિ, વધારવાથી લાભ છે કે નહિ, અને લાભ હોય તો બીજી કાંઇ મોટી હાનિ છે કે નહિ ?—આ સર્વ બાબતોનો વિચાર કરવામાં અત્યાર સુધી યત્કિંચિત શ્રમ લેવામાં આવ્યો હોય એમ જણાતું નથી.

અમારા મિત્ર "ગુજરાતી" એ ગયા રવિવારેજ બહુ યોગ્ય રીતે જણાવ્યું છે કે જો પરિષદ નિબંધોથીજ પોતાને કૃતકૃત્ય માનતું હોય તો તે કાર્ય તો આજકાલ કેટલાંક જાહેર છાપાંઓના દિવાળીના અંકો પણ કરી શકે છે. એના જવાબમાં અમુક વિદ્વાનો એમ કહે છે કે પરિષદમાં કેટલીકવાર લાંબા અને મનનીય શાસ્ત્રીય લેખો આવે છે તે દિવાળીના અંકો પ્રકટ કરતા નથી અને પ્રકટ કરી નહિ શકે. આ દલીલ સત્ય છે કે નહિ તેનો નિર્ણય કરવાને બદલે એટલુંજ કહેવું બસ છે કે જે વિદ્વાનો આવા ઉત્તમ લેખો લખી શકે છે તેઓને સાહિત્ય પરિષદના ઉત્તેજનની જરા પણ અપેક્ષા હોય એમ

અમે માનતા નથી, અને એમ માનવું તે એ વિદ્વાનોને અત્યંત અન્યાય કરવા જેવું છે. તે છતાં અમારૂં કહેવું એમ નથી કે પરિષદે નિબંધોને ઉત્તેજન નજ આપવું. પરંતુ જ્યારે એમ કહેવામાં આવે કે સાક્ષરી નિબંધો એકઠા કરવા એજ પરિષદ્‌ની "પ્રધાન પ્રવૃત્તિ" હોવી જોઇએ ત્યારે સ્થિતિ અસહ્ય થઇ પડે છે, અને એવો મત ધરાવનારાઓનું ઉપરની દલીલો તરફ ધ્યાન ખેંચ્યા વિના ચાલતું નથી.

તેવીજ રીતે પરિષદ્‌નું બંધારણ કંઇક મોટા પાયા ઉપર અને કાયમનું રચવા માટે ઇશારો કરવામાં આવે છે ત્યારે કેટલીક દિશામાંથી એવો પ્રત્યુત્તર મળે છે કે "એવા બંધારણની જરૂર શી છે? ત્રણ મંત્રીઓ બધું કાર્ય કરે છે! અને બીજું કાર્ય છે પણ શું? તમને ઉત્સાહ હોય તો નિબંધો લખો અને ભેળા કરો એટલે પરિષદ્‌ની પરમ સેવા બજાવી ગણાશે! આપણે મોટા ડાકડમાકની જરૂર નથી! પાંચ દશ સાક્ષરો ત્રણ ત્રણ વર્ષે ભેળા થઇને સાહિત્યના ક્ષેત્રમાં પોતે કરેલાં પરાક્રમોની નોંધ પરિષદમાં રજુ કરે એટલુંજ બસ છે! સારા નિબંધો તૈયાર કરો એટલે બધાં સારાં વાનાં થઇ રહેશે! બંધારણો, કમિટીઓ, વ્યવસ્થા, નિયમો, આદિ સર્વ ઉપાધિ છે! સરસ્વતી દેવીની પૂજામાં વળી બંધારણ શાં?"—વિગેરે, વિગેરે, વિગેરે. આ અભેદ્ય દલીલચક્ર પાસે ઘડીભર લાચાર થઈ જવાય છે. તથાપિ હિમ્મત કરીને અમે મુરબ્બી સાક્ષરોને પૂછીએ કે તમારો અને પરિષદ્‌નો હેતુ શો છે? પરિષદ્ કોને માટે? નિબંધો કોને માટે? લખવું કોને માટે?—આ પ્રશ્નોનો ખુલાસો તેઓ મહેરબાની કરીને કરશે એમ અમે આશા રાખીએ છીએ.

અમારો નમ્ર અભિપ્રાય એવો છે કે પરિષદમાં માત્ર લેખકોની સગવડનોજ વિચાર કરવાનો નથી. પરિષદ્ માત્ર સાક્ષરો માટે પટ્ટાબાજી ખેલવાનો અખાડો નથી. પરિષદ્ સમસ્ત ગુજરાતી વાંચનારી આલમના હિત અર્થે છે. પરિષદ્‌માં કવિઓ અને સાક્ષરોને તાળીઓના અવાજથી વધાવવાની પ્રવૃત્તિ ઉપરાંત આખા ગુજરાતમાં વિદ્યા

તરફ, વાંચન તરફ, કેળવણી તરફ અભિરૂચિ ઉત્પન્ન થાય અને વિ. સ્તરે એવાં પગલાં ભરવાનાં છે. જેઓનાં ટાહ્યલાં પરિષદ્‌ની બહાર કોઇ ન સાંભળતું હોય તેઓના દિલાસાસ્થાન માટે પરિષદ્‌નો પાયો નંખાયો નથી, પરંતુ આપણા પ્રાંતમાં સર્વત્ર વિદ્યા અને વાંચનમાં રસ ઉત્પન્ન થાય, લોકો વધારે સંસ્કારી બને, ધેરેધેરે જ્ઞાનનો દીપક પ્રકટે, એવા ઉદાર હેતુથી આ સંસ્થા સ્થપાણી છે. કદાચ કોઇ પુરાણુ વસ્તુ શોધક વિદ્વાન એવું શોધી કહાડે કે શ્રીયુત રા. રા.........એ એમના ભાષણમાં ચોખ્ખું જણાવ્યું છે કે પરિષદ્ નિબંધોના પ્રદર્શન માટેજ છે, તો જણાવવાનું કે એ શ્રીયુત સાક્ષરના શબ્દો બ્રહ્માના અક્ષર ગણવાના નથી. કદાચ પ્રથમથી આવો વિશાળ હેતુ ન રખાયો હોય તો અમારે હવે રાખવો છે.

છેવટે બીજાઓનો ઉત્સાહ તોડી પાડવાને એક યુક્તિ વાપરવામાં આવે છે; તે એ કે, “ચાલો તમે કહો તેમ કરીએ, પણ કામ કરનારા ક્યાં છે? તમે પહેલાં કરી બતાવો, પછી પરિષદ્ ઉ. ઉપાડી લેશે!” પરંતુ આ દલીલ નિર્જીવ છે એમ કહ્યા વિના ચાલતું નથી. જેમ કામ કરનારાઓ હોય છે તો સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, તેમ અનેક વાર સંસ્થાઓ રચાય છે તો કામ કરનારાઓ પ્રકાશમાં આવે છે. અમુક ભાઈ આમ કહે છે, અને તમુક ભાઈ આ વિઘ્ન બતાવે છે, એવી ચીકાસમાં અને ખોટી ખુશામતમાં ગુજરાત કશું ઉપયોગી કાર્ય કરી શકતું નથી. એટલા માટે અમે આખા ગુજરાતને અપીલ કરીએ છીએ કે સાહિત્ય પરિષદ્‌ને વધારે વ્યવસ્થિત, વધારે વ્યાપક અને વધારે કાર્યસાધક બનાવવી હોય તો ઉંઘો નહિ, અને “ચાલવા દેવું” હોય તો સમય, શક્તિ અને પૈસાનો નિરર્થક વ્યય ન કરો.

[ “**હિન્દુસ્તાન**” અગ્રલેખ,
તા. ૧૭-૩-૧૫ ]

[ ૧૩ ]

# પાંચમી સાહિત્ય પરિષદ્‌નુ મંગલાચરણ.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ હજુ આવતા મે માસની આખરમાં સુરત ખાતે મળનારી છે ત્યાં સુરત નિવાસીઓએ ધ્યાન ખેંચનારૂં મંગલાચરણ કરી દીધું છે. અમે ઘણા સમય થયાં કહેતા આવ્યા છીએ કે પરિષદ્‌માં કંઈક નિયમિત અને વ્યવસ્થાપૂર્વક કાર્ય થાય તો ધારેલા ઉદ્દેશો પાર પાડવામાં સરળતા થઇ જાય. પરંતુ, વ્યવસ્થાશકિત એ આપણી સંસ્થાઓમાં છેજ નહિ, અને તેને પરિણામે આપણું જાહેર જીવન આટલું બધું અસ્તવ્યસ્ત દેખાય છે. પરિષદ્‌ના એક જાણીતા મંત્રી થોડા સમય પહેલાં એટલે સુધી બોલી ગયા છે કે પરિષદ્‌માં માત્ર દશ બાર સાક્ષરો તેઓના નિબંધો લઈ હાજર થાય તો બસ છે, પછી તેમાં વ્યવસ્થા, નિયમો, કાર્યકુશળતા, આદિ કોઇ વસ્તુની જરૂર નથી ! આવી જરૂર ન રહે એમ એ સાક્ષરશ્રીની ઇચ્છા ઘણી સુંદર છે. પરંતુ હકીકત શી છે એ તરફ એમણે દૃષ્ટિ કરી હત તો તેઓને ભાવનાસૃષ્ટિમાંથી બહાર આવવું પડત. આપણી પરિષદ્‌માં હવે જુદી જુદી પ્રકૃતિવાળા, જુદા જુદા વિચારવાળા, જુદી જુદી ભૂમિકાવાળા, ગુર્જરોને આવતાં આપણે અટકાવી શકવાના નથી, અને તેઓ સર્વ તેમાં રસપૂર્વક ભાગ લે એજ ઇષ્ટ છે. પરંતુ, જ્યારે આ પ્રમાણે આ સંસ્થા આટલી વિશાળ અને વિવિધ વિચારવાળી બની છે અને હજુ વિશેષ બનશે ત્યારે એ સંસ્થાને કુટુંબ તરીકે કે અંગત મિત્ર મંડળ તરીકે માની લેવી એ મોટામાં મોટી ભૂલ છે, અને એ જાહેર જીવનનાં મૂળ તત્ત્વોનું અજ્ઞાન સૂચવે છે.

આવી જાહેર સંસ્થાઓ માટે ધારાધોરણો, બંધારણો, નિયમો, ચોક્કસ કાર્ય પદ્ધતિઓ, આદિની ખાસ આવશ્યકતા છે. અને તોજ માંહોમાંહેના ઝઘડાઓ, ઈર્ષ્યાઓ, દ્વેષો, ટીકાઓ અને અંગત હુમલાઓના નિરાશાજનક વાતાવરણમાંથી મુક્ત રહી કંઇક કાર્યસિદ્ધિ કરવાને આવાં મંડળો સમર્થ થશે. અફસોસની વાત છે કે આપણા વિદ્વાન્ સાક્ષરોનો મોટો ભાગ માત્ર લખીજ જાણે છે, પરંતુ મોટી જાહેર સંસ્થાઓ વ્યવસ્થાપૂર્વક, વ્યાપક દૃષ્ટિથી અને ફત્તેહમંદીથી શી રીતે ચલાવવી તેનું તેઓને યત્કિંચિત્ જ્ઞાન નથી. તથાપિ અમારે એટલું તો કહેવુંજ જોઇશે કે આવતી પરિષદ્‌ના પ્રમુખની ચુંટણી સબંધી જે વાદવિવાદ ઉભો થયો છે તે એક બાજુ ધારા ધોરણો તરફ બેદરકારી અને બીજી બાજુ નિયમિતતા તરફ ગાઢ પ્રેમને લીધે ઉદ્ભવ્યો નથી. પરંતુ ખંડિત થયેલી માનની લાગણી, અથવા અણુધારેલી નિરાશા, અથવા પોતાનો કક્કો ખરો કરવામાં મળેલી નિષ્ફળતા, એવાં કારણોને લીધેજ આ મતભેદ અને વિગ્રહ સળગી ઉઠયો છે. ગ. રા. કમળાશંકર ત્રિવેદિ માટે અમને સંપૂર્ણ માન છે, અને એમણે બતાવેલા કેટલાક વાંધા યોગ્ય છે. પરંતુ તે છતાં શ્રીયુત ત્રિવેદિએ અત્યાર સુધી સુરત ખાતે પરિષદ્‌ની પ્રસ્તાવના એઓ કહે છે તેમ આટલી બધી ગેરવ્યવસ્થાથી ચાલવા શા માટે દીધી? શરૂઆતથીજ એમણે જાહેર છાપાનો તેમજ રાજીનામાનો આશ્રય શા માટે ન લીધો?

અમને તો એમ જણાય છે કે શરૂઆતમાં જેટલા વ્યવસ્થાપક મંડળના અને કારોબારી મંડળના સભ્યો નિયમિતતા અને ધારાધોરણ તરફ બેદરકાર હતા તેટલાજ શ્રીયુત ત્રિવેદિ અને એમના અનુયાયીઓ હોવા જોઇએ, નહિતર એમણે જે બધાખુંધી બહાર પાડી છે તે ક્યારની પ્રકાશમાં આવી હત. પરંતુ જ્યારે પોતાના કેટલાક વિચારોને અથવા કેટલીક આશાઓને અથવા કેટલીક ઉમ્મેદોને છેવટનો ફટકો અથવા આઘાત લાગ્યો ત્યારે રાવ બહાદુરની

નિયમપ્રિય બુદ્ધિ ખળભળી ઉઠી અને પરિણામે આ ભડકો સળગી ઉઠયો. અમે ઇચ્છીએ છીએ કે અમારૂં અનુમાન ખોટું હોય. પરંતુ જે હેવાલ અમને અત્યારસુધી મળ્યો છે તે ઉપરથી જેમ સુરતના બીજા કાર્યકર્તાઓની રીતિને માટે માન ઉપજતું નથી તેમ રા. કમળાશંકરની વર્તણુક માટે પણ બચાવ મળતો નથી. કાંતો પ્રથમ-થીજ દરેક કાર્ય વ્યવસ્થાપુર્વક અને ચોક્કસ કરેલા નિયમોને અધીન રહીને કરો. પરંતુ શરૂઆતમાં બધો ગોટાળો ચાલવા દેવો અને પછી પોતાને જ્યારે માફક ન આવે ત્યારે બાળકની માફક રીસાઇ બેસવું તે વયોવૃદ્ધ સાક્ષરોને શોભતું નથી. અમે આગળ જણાવી ગયા છીએ તેમ આવી સ્થિતિમાં આપણે નિભાવી લેવું જોઇએ અને જેમ બને તેમ આપણી જાહેર સંસ્થા ફતેહમંદ નિવડે તે માટે કેટલાક અંગત વિચારોનું બલિદાન પણ આપવું જોઇએ.

"સાંજ વર્તમાન" માં મિ. દોલતરામ દેસાઇ નામના ગૃહસ્થ જણાવે છે કે કારોબારી મંડળમાં કેટલાક સારા શહેરીઓ દાખલ થયા નથી, તેમજ એનો કારભાર કાંઇપણ વ્યવસ્થિતપણે ચાલતો હોય એમ લાગતું નથી. કારણકે કારોબારી મંડળે કેટલાક સારા લેખકોને નિમંત્રણ પણ કર્યું નથી. આ હકીકત આ છેલ્લી ઘડીએ બહાર લાવવાનું પ્રયોજન શું ? સારા લેખકોને નિમંત્રણ નહિ કરવાની જવાબદારીમાંથી જેઓ અત્યારે પરિષદથી રીસાઇ બેઠા છે તેઓ કાંઇ મુક્ત થતા નથી. તેઓએ સારા લેખકોના નામ ઉપર ધ્યાન ખેંચ્યું હોત, અને કારોબારી મંડળે તેમ કરવા ના પાડી હોત તો તેઓ દોષને પાત્ર હતા. હવે અમે આશા રાખીએ છીએ કે આવતી પાર-ષદમાં પરિષદનું બંધારણ વ્યવસ્થિત અને ચોક્કસ કરવામાં આવશે, અને ભવિષ્યમાં આવી ગેરસમજુતીઓ અને મારામારીઓ ઉભી ન થાય તેવાં ધારાધોરણ બાંધવામાં આવશે. આપણા વિદ્વાનો આ બાબત તરફ આટલા બધા બેદરકાર છે તે શોચનીય છે. પરિષદના એક મંત્રીને થોડા સમય પહેલાં આ દિશામાં કોઇક તરફથી સૂચના કર-વામાં આવી તો આ મહેરબાને જણાવ્યું કે હું પણો દૂર વસું છું

તેથી મેં તો બધી વાત રા. રા. અમુકભાઇ ઉપરજ મૂકી દીધી છે ! એ અમુકભાઇ જે કહે તે મને માન્ય છે અને એના વિચારો એજ મારા વિચારો છે ! હવે આ સરળ હૃદયના શ્રીયુત સાક્ષર પરિષદ્ સંબંધી પોતાના મગજને કશી તસ્દી આપવા માગતાજ નથી, અને એમણે બધી બાબતમાં એમના પ્રતિનિધિ મંત્રીને "પાવર-ઑફ્-ઍટર્નિ" આપી દીધેલ છે, તો પછી એઓ, સાહેબ ઉપર નાહક મંત્રિપદનો ભાર શા માટે નાંખવો જોઇએ ? આવો ઉત્સાહ ધરાવનારા સાક્ષરો આપણી પરિષદ્નું સુકાન ચલાવવાને ચુંટી કાઢવામાં આવ્યા છે ! આ મંદ ઉત્સાહ કંઇક જાગૃત થાય તે માટે આવા રાજેશ્રીઓને એમની જવાબદારીમાંથી થોડો સમય મોકળા કરવાની જરૂર છે એમ અમારૂં માનવું છે.

મિત્ર "સાંજ વર્તમાને" આ ચર્ચાની મધ્યમાં પરિષદ્ના પ્રમુખમાં શી લાયકાત હોવી જોઇએ તે ચર્ચા ઉપાડી ન હત તોજ યોગ્ય હતું. રા. નરસિંહરાવ બીજા વિદ્વાનો કરતાં ગુર્જર સાહિત્યમાં ઉતરતી પંક્તિના શી રીતે છે તે અમે સમજી શકતા નથી. ગુજરાતી સાહિત્યની કોઇએ બહુ વખાણવાલાયક સેવા કરીજ નથી, તો પછી તેમાં કોઇએ પાંચ કવિતાઓ કે ચર્ચાઓ ઓછી ચિતરી હોય એ ઝઘડાને બહુ સ્થાન નથી. પરંતુ મિ. નરસિંહરાવ એક સંસ્કારી, કેળવાયેલા, સાહિત્યપ્રિય, અનુભવી અને ખેડાયેલા સાહિત્યસેવક છે એ નિર્વિવાદ છે. અને આ લાયકાત ઉપરાંત પ્રમુખમાં બીજી મોટી કઇ લાયકાત જોઇએ તેનું સ્પષ્ટીકરણ કરવા "સાંજ વર્તમાને" તસ્દી લીધી નથી. તે કહે છે કે "બીજા સાક્ષરોએ સાહિત્યની જે મોટી સેવા બજાવી છે તે આગળ મિ. નરસિંહરાવની સેવાઓ ઘણી ઓછી છે." "સાંજ વર્તમાન" સેવાઓની આ સરખામણીની ટીપ રજુ કરશે તો આ પ્રશ્ન ઉપર વિશેષ અજવાળું પડશે. ત્યાં સુધી મિ. નરસિંહરાવને સર્ટિફિકેટની અપેક્ષા નથી એમ અમે માનીએ છિએ.

[ "હિંદુસ્તાન", અગ્રલેખ તા. ૨૫-૪-૧૫ ]

( ૧૪ )

# મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ્.

છેલ્લા ત્રણ દિવસ થયાં આઠમી મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ્‌ની બેઠકો મુંબઇમાં ભરાય છે. અને આ પ્રસંગે માધવબાગમાં અનેક સાહિત્ય રસિક સ્ત્રી પુરૂષો એકઠાં થાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની હજુ પાંચમી બેઠક ભરાનાર છે ત્યાં મહારાષ્ટ્રે આઠમી બેઠક ભરી છે તે સાહિત્ય ક્ષેત્રમાં ગુજરાતીઓ કરતાં મરાઠા લોકોનો વિશેષ ઉત્સાહ સૂચવે છે. અને મિરજના સરદાર સર ગંગાધરરાવ પટવર્ધન જેવા ગૃહસ્થો મહારાષ્ટ્ર પરિષદ્‌નું પ્રમુખસ્થાન લઇ પોતાની સહાનુભૂતિ બતાવે છે તે પણ બતાવી આપે છે કે મહારાષ્ટ્ર શ્રીમંત વર્ગનું સાહિત્ય તરફ સારૂં આકર્ષણ કરી શક્યું છે. મહારાષ્ટ્ર પરિષદ્‌ની કાર્યવાહી લગભગ ગુજરાતી પરિષદ્‌ને મળતીજ છે. તફાવત એટલોજ કે મરાઠા પરિષદ્‌માં ગુજરાતી પરિષદ્ કરતાં ચોકસ ઠરાવો વિશેષ પસાર કરવામાં આવે છે, અને ગુજરાતી પરિષદ્‌માં નિબંધો વાંચવામાં આવે છે. પરંતુ આ ભિન્નતામાં મહારાષ્ટ્ર વધારે યોગ્ય માર્ગ પકડે છે એમ અમારે કહેવું જોઇએ. નિબંધોના વાંચન કરતાં સાહિત્યને લગતા કેટલાક અગત્યના પ્રશ્નો સંબંધી ચર્ચા ચલાવી કોઇ ચોકસ ઠરાવ કે નિર્ણય ઉપર આવવું એ વિશેષ ઉપયોગી પ્રવૃત્તિ છે એ દેખીતું છે.

સત્કાર કમિટીના પ્રમુખ સર ભાલચંદ્રે પોતાના ભાષણમાં મહારાષ્ટ્ર સાહિત્યની જે કેટલીક ખામીઓ બતાવી તે ઘણે અંશે ગુજરાતી સાહિત્યને પણ લાગુ પડે છે. બંગાળી સાહિત્ય સાથેની સરખામણીમાં જેમ ગુજરાતી સાહિત્યની ખીલવણી ઘણી ઓછી થઇ છે તેમ સર ભાલચંદ્રના મત પ્રમાણે મહારાષ્ટ્ર સાહિત્યમાં પણ ખાસ વિષયના અભ્યાસીઓ અને લેખકો બહુ કમી છે. તેવીજ રીતે માસિક વર્તમાન પ-

ત્રોના લેખો કે નાટકો પણ બહુ બોધક કે ઉંચા પંક્તિનાં જોવામાં આવતાં નથી. યુનિવર્સિટીની ડિગ્રીઓ લઈ દર વરસે સંખ્યાબંધ ગ્રેજ્યુએટો બહાર પડે છે, પરંતુ તેમાંના બહુ થોડા યુવકો પોતાની માતૃભાષાની સેવા કરવાને બહાર પડે છે. તેમજ સ્ત્રીઉપયોગી સાહિત્યમાં પણ મરાઠી સાહિત્ય બહુ પછાત છે એમ સર ભાલચંદ્રની ફર્યાદ હતી. લગભગ આ સર્વ ફરિયાદો ગુજરાતી સાહિત્યને પણ લાગુ પડે છે તે ભૂલી જવાનું નથી. અમે આશા રાખીએ છીએ કે મરાઠા બંધુઓ તેમજ ગુજરાતી ભાઇઓ માત્ર ફરિયાદોથીજ તૃપ્ત નહિ થાય, અને પોતપોતાના સાહિત્યમાં આ ગંભીર ખામીઓ દૂર કરવાને કાર્યસાધક અને મજબૂત પ્રયત્નો કરશે.

સોમવારની બેઠકમાં કેટલાક અગત્યના ઠરાવો ચર્ચાયા હતા. એક ઠરાવ મોડી લિપીને લગતો હતો. સરકારી ઑફિસોમાં બાળબોધ લિપી સ્વીકારવામાં આવી છે અને મોડી લિપીને તિલાંજલિ દેવામાં આવી છે. મરાઠા બંધુઓનું કહેવું એમ છે કે મોડી લિપી પ્રાચીન છે, તેમજ લોકપ્રિય છે અને લખવામાં બહુ સરલ અને ઝડપવાળી છે, તેથી આ લિપી સરકારી ઑફિસોમાં દાખલ થવી જોઇએ. આ સંબંધી એક બે વાર પ્રયત્નો થઇ ગયા છે. આઠમી મહારાષ્ટ્ર પરિષદે ફરીથી સરકારને એક અર્જી કરવાનો ઠરાવ પસાર કર્યો છે. જો કે આ પરિષદમાં આ સંબંધી થોડો મતભેદ ઉત્પન્ન થયો હતો, તથાપિ મોટો ભાગ આ ઠરાવની તરફેણમાં હતો. અમે પણ હજુ આ પ્રશ્ન સંબંધી અમારો ચોકસ અભિપ્રાય આપી શકતા નથી. અલબત્ત, મોડી લિપી મરાઠા લોકોમાં બહુ પ્રચલિત અને ઘણી સરલ છે, તોપણ હિંદુસ્તાનની ઘણીખરી ભાષાઓની લિપી દેવનાગરી કરવાનો પ્રશ્ન ધ્યાનમાં લેતાં મોડી લિપીને ઉત્તેજન આપવું કે નહિ તે શંકાસ્પદ થઇ પડે છે. ગુજરાતી લિપી છાપવામાં તેમજ સામાન્ય વ્યવહારમાં એકજ છે તે છતાં તેને દેવનાગરીમાં ફેરવી નાંખવાનો ઉહાપોહ ઘણે ઠેકાણે થાય છે. મરાઠી લિપી છાપવાની બાળબોધ છે,

અને સામાન્ય વ્યવહારની બાળબોધ તેમજ મોડી છે, તેથી કદાચ મોડી લિપીનો સ્વીકાર ન કરવામાં આવે તો પ્રમાણમાં મરાઠાભાઇ-ઓને બહુ સહન કરવુ પડે એમ અમે માનતા નથી. વળી પ્રાચીન સમયની મોડી લિપી ઘણી શુધ્ધ અને વાંચી શકાય તેવી હતી. પરંતુ હવે તો અનેક ફેરફારોને લીધે તે અશુદ્ધ અને વાંચવાને મુશ્કેલ થઈ પડી છે. ઉપરાંત, રાષ્ટ્રિય જરૂરિયાતો પણ ભૂલી જવાની નથી, અને એ દષ્ટિથી જોઇએ તો દેવનાગરી લિપીને વિશેષ ઉત્તેજન આપવાની જરૂર છે.

શાળાઓના તેમજ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દેશી ભાષા-ઓને યોગ્ય સ્થાન આપવા સંબંધી તેમજ માધ્યમિક કેળવણી દેશી ભાષાદ્વારા આપવા બાબત બે અગત્યના ઠરાવો આ પરિષદ્માં પસાર થયા છે. બંગીય સાહિત્ય પરિષદ્, હિંદી પરિષદ્, તેમજ ગુજરાતી સાહિત્ય પરિષદ્ પણ આ જાતનો વિચાર ધરાવે છે. અમારી ખાત્રી છે કે આ ચારે સાહિત્ય પરિષદો એકત્ર થઇ આ અતિ મહત્ત્વના પ્રશ્નો સંબંધી પોતાના વિચારો જાહેર કરે અને સરકારને ખાસ અર્જ કરે તો કાંઇક પણ ફલ પ્રાપ્ત થયા વિના રહે નહિ. કેટલીક બાબતોમાં આખા હિંદુસ્તાનની લગભગ સર્વ સાહિત્ય પરિષદોની સ્થિતિ એકસરખીજ છે. તેથી જે જે પ્રશ્નો સર્વસામાન્ય હોય તે તે પ્રશ્નોમાં સહકાર કરી સંયુક્ત પ્રયત્ન કરવામાં આવે તો પરિણામ વધારે સત્વર અને વધારે ફત્તેહમંદ આવે એમ આમારૂં માનવું છે. તેટલા માટે સામાન્ય સવાલોમાં જુદી જુદી પરિષદોએ સહકાર કરવાની ખાસ આવશ્યકતા છે. બાળકોને માટે ખાસ સાહિત્ય ઉભું કરવાની પણ મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદે ભલામણ કરી છે. આ દિશામાં ગુજરાતી સાહિત્ય પરિષદે પણ ધડો લેવાનો છે. અંગ્રેજી સાહિત્યમાં બાળકોની જરૂરિયાતો પાછળ જે ધ્યાન આપવામાં આવે છે તેના હજારમા ભાગનું ધ્યાન આપણી દેશી ભાષાઓમાં અપાતું નથી તે અફસોસની વાત છે.

ઉપર દર્શાવેલી કેટલીક બાબતો તપાસતાં જણાશે કે મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદે કેટલાક અગત્યના વિષયોની નોંધ લીધી છે. આવતી તા. ૨૯–૩૦–૩૧ મોએ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાય છે, તેથી મહારાષ્ટ્ર પરિષદે ચર્ચેલા કેટલાક પ્રશ્નોને ગુજરાતી બંધુઓ પોતાની પરિષદ્‌માં પણ સ્થાન આપશે અને માત્ર નિબંધો વાંચીને બેસી નહિ રહે એમ અમે આશા રાખીએ છીએ. અત્યાર સુધી દર વર્ષે પ્રકટ થતાં પુસ્તકોની સંખ્યામાં ગુજરાતી ભાષા મરાઠી કરતાં પાછળ પડી નથી, તેમજ પરિષદ્‌ની બેઠકોમાં પણ મહારાષ્ટ્ર પરિષદ્ કરતાં ગુજરાતી પરિષદ્ એકંદરે ઉતરતી થઇ નથી એમ અમારૂં માનવું છે. અલબત્ત, દરેકની ખુબીઓ અને ખામીઓ છે. કેટલીક બાબતમાં મરાઠી સાહિત્ય વિશેષ ખીલેલું છે, તો કેટલીક બાબતમાં ગુજરાતી સાહિત્ય આગળ વધેલું છે. પરંતુ એકંદરે દેશી ભાષાઓમાં ગુજરાતી અને મરાઠીની પ્રગતિ અને સ્થિતિ લગભગ લગોલગ છે એમ કહીએ તો ખોટું નથી. આ બંને બહેનો એક બીજામાંથી સાર ગ્રહણ કરી વિશેષ આગળ વધવાને દિન પ્રતિદિન દોરાય એવી અમારી શુભેચ્છા છે.

[ “ હિન્દુસ્થાન ” અગ્રલેખ.

તા. ૧૮–૫–૧૫ ]

## [ ૧૫ ]

# સાહિત્ય પરિષદ્ અને સભ્યતા.



પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાવાને હવે બહુ થોડો સમય બાકી છે ત્યાં પરિષદ્‌ની કેટલીક ગેરવ્યવસ્થા બાબત નુકતેચીની કરતાં અમને ખેદ થાય છે. સાહિત્ય પરિષદ્ ભરવાનો ઉદ્દેશ માત્ર નિબંધ ભેળા કરી વંચાવવા એટલોજ નથી એ ખાસ યાદ રાખવાનું

છે. ગુજરાતના સાહિત્યવિલાસી તેમજ બીજા લોકો વચ્ચે સદ્ભાવ ઉત્પન્ન થાય અને તેથી સાહિત્ય પ્રતિ આખા દેશમાં અભિરૂચિ થાય એ પણ એક ખાસ હેતુ છે. તેવીજ રીતે પરિષદ્‌ને અંગે જે પ્રદર્શનની ગોઠવણ થઇ છે તેનો હેતુ માત્ર ચિત્રો ભેળાં કરી મોટો તમાશો કરવો એજ નથી, પરંતુ પ્રદર્શનમાં બતાવવામાં આવેલાં ચિત્રો જોઇને ગુજરાતી બંધુઓ અને બહેનોમાં કલા માટે પ્રીતિ ઉત્પન્ન થાય અને અનેક ગુજરાતીઓને થોડું ઘણું નવું જોવા જાણવાનું મળે—આ પ્રમાણે સીધા તેમજ પરોક્ષ હેતુઓ પરિષદ્‌ના છે. તે સિદ્ધ કરવાને પરિષદ્‌માં ભાગ લેનાર તેમજ પરિષદ્‌ના વ્યવસ્થાપકોએ ખાસ પ્રયત્ન કરવાનો છે. પરંતુ અફસોસની વાત છે કે પરિષદ્‌ના કેટલાક વ્યવસ્થાપકોમાં આ જાતની ચીવટ જોવામાં આવતી નથી, અને કેટલીક અસભ્ય વર્તણુકને લીધે કલાકારો, લેખકો કે જાહેર પ્રજાને કારણ વિના અણગમો આપવામાં સાધનભૂત થાય છે.

હમણાંજ અમારે કાને ચોકસ હકીકત આવી છે કે ગુજરાતના એક અગ્રગણ્ય ચિત્રકારનું પરિષદ્‌ને અંગે કામ કરનાર બે ગૃહસ્થોએ અપમાન કર્યું છે. આ ચિત્રકાર પોતાનાં તથા વિલાયતના જાણીતા ચિત્રકાર ફ્રૅન્ક બ્રુક્સનાં ચિત્રો પ્રદર્શનમાં મુકવા આવેલ તે દરમિઆન પ્રદર્શનમાં ટિંગાતા એક ચિત્ર ઉપરનો પડદો સહજ ખસેડી તે ચિત્ર જોવાનો તેણે પ્રયત્ન કર્યો. પરંતુ તુરતજ ત્યાંના બે કાર્યકર્તાઓ અપમાન ભરેલા શબ્દોથી આ ચિત્રકાર ઉપર તુટી પડયા અને તમારાં ચિત્રોની પરિષદ્‌ને ગરજ નથી વિગેરે શબ્દોથી તેઓએ આ ઉત્સાહી ચિત્રકારને પુષ્પાંજલિ આપી. એટલું સારૂં થયું કે આ ચિત્રકારે પોતાનું મગજ ઠંડું રાખી પોતાનાં ચિત્રો પ્રદર્શનમાંથી ખેંચી નહિ લેતાં માત્ર પરિષદ્‌ના મંત્રીઓને લેખિત ફરિયાદ કરી છે. અમે આશા રાખીએ છિએ કે પરિષદ્‌ના વ્યવસ્થાપકો આ બે ગૃહસ્થોદ્વારા આ ચિત્રકારને માફી પત્ર મોકલાવી યોગ્ય સભ્યતા બતાવશે. ચિત્ર નીચે પાટિયું મારવામાં આવ્યું નહોતું કે ચિત્રને કોઈએ જોવાને પ્રયત્ન ન કરવો.

અને કદાચ કોઈ અયોગ્ય છૂટ લેતું હોય તો વિવેકભર્યા શબ્દોમાં તેને અટકાવી શકાય છે. પરંતુ આ જાતની ઉદ્ધતાઇ પરિષદ્‌ને કોઇ રીતે શોભા આપતી નથી.

આતો માત્ર એકજ દૃષ્ટાંત છે. અને તે ઉપરથી પરિષદે તેમજ સમસ્ત ગુજરાતે ઘણું શિખવાનું છે. આપણા ઘણા લોકો એમ માને છે કે વિવેક બતાવવો, સભ્યતા બતાવવી, તે એક પ્રકારની નબળાઇ છે. અને તેથીજ આપણે ઘણીવાર અંગ્રેજોના "થૅંક યુ," "સૉરી" આદિ પ્રયોગોની હાંસિ કરીએ છિએ. પરંતુ ઉપરટપકેના આ વિવેકના શબ્દો પણ સમાજમાં આવશ્યક છે. મુખના શબ્દો હૃદયના પ્રતિબંબ-રૂપ છે. ખાસ કરીને જાહેર સભાઓ અને ખાતાંઓના વ્યવસ્થાપકોએ અને ચાલકોએ સભ્યતા અને નમ્રતા શિખવાની જરૂર છે. નહિતર આપણે આપણા દેશનાં અસંખ્ય માણસોની આપણી જાહેર હીલચા-લોમાં પૂરતી સહાનુભૂતિ શી રીતે મેળવી શકીશું? સાહિત્ય પરિષદ્‌માં જેમ લેખકો અને સાક્ષરો માનને પાત્ર છે તેમ ચિત્રકારો અને કલાકારો એમના ક્ષેત્રમાં ઓછા માનને પાત્ર નથી. બેદરકારી, અક્કડપણું, અને અભિમાન ખાનગી વ્યવહારમાં ગમે તેટલાં કિમતી હોય, પરંતુ જાહેર જીવનમાં તે અતિશય હાનિકારક છે એમાં શક નથી. તેટલા માટેજ રા૦ કમળાશંકરનો દોષ ગમે તેટલો હોય તો પણ રા. રણજીતરામે રા. કમળા-શંકરનું રાજીનામું પાછું ખેંચવાને માટે જાતે પ્રયત્ન કરવાની જે ઉદારતા દર્શાવી હતી તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. અમારે કહેવું જોઇએ કે ઉપર જણાવેલા શોચનીય પ્રસંગ વખતે પણ રા. રણજિતરામ હા-જર હતા, અને એમની સભ્યતાને લીધેજ તે ચિત્રકાર ઉત્સાહભંગ થતા અટક્યા હતા. રણજિતરામ જેવા આપણે ત્યાં જાહેર સંસ્થા-ઓના થોડા વધારે ચાલકો હોય તો આપણું જાહેરજીવન કેટલું બધું વધારે સાર્થક નિવડે!

અમે આશા રાખીએ છીએ કે પરિષદ્‌ની બેઠક વખતે પરસ્પર સંપૂર્ણ સભ્યતા બતાવવાને દરેક જણ પ્રયત્ન કરશે. કારણ કે આપણે

અનેકવાર વાર જોયું છે કે તદ્દન નજીવા પ્રસંગોમાં યોગ્ય વિવેકની ખામીને લીધે ગંભીર ચકમક ઉભી થાય છે અને જાહેર કાર્યમાં મોટાં વિઘ્ન અચાનક આવી પડે છે. આ પ્રસંગે ખાસ કરીને ચેતવાનું છે, કારણ કે કમનસીબે આપણે ત્યાં શરૂઆતથીજ મતભેદ ઉત્પન્ન થયો છે. જાહેર પ્રજાને આવી ઉત્તમ પ્રવૃત્તિઓમાં આકર્ષવી હોય તો એખલાસથી અને વિવેકથી કાર્ય કરવાનું છે, અને ત્યારેજ જાહેર હીલચાલો સંપૂર્ણ રીતે ફતેહમંદ થઇ શકશે. નહાનામાં નાહાના માણસને ગૃહસ્થ તરીકે માન આપવું અને તેની સ્વતંત્રતા કબૂલ રાખવી તે આ જમાનામાં અતિશય જરૂરનું છે. જાહેર સંસ્થાઓમાં આ પાઠ આપણે નહિ શીખીએ ત્યારે ક્યાં શીખીશું! "ગુજરાતી" પત્ર આ પરિષદ્ના પ્રમુખ રા. નરસિંહરાવ ભોળાનાથ સામે કેટલાંક અસભ્ય ચર્ચાપત્રો દાખલ કરે છે તે ખરેખર શોચનીય છે. આવી નિર્માલ્ય ખામીઓ અને આવાં નહાનાં છિદ્રો ગમે તેવા મહાત્માના જીવનમાંથી પણ શોધી શકાય છે પરંતુ તેથી જે ક્ષેત્રમાં એક પુરૂષ કુશળ હોય તે ક્ષેત્રમાં તેની મહત્તા ઓછી થતી નથી. આપણા દેશના વિદ્વાન અને સારા માણસોને આ પ્રમાણે હસનીય સ્થિતિમાં મૂકવાનો પ્રયત્ન કરવાથી આપણે દેશને કેટલી બધી હાનિ પહોંચાડીએ છિએ તે "ગુજરાતી" પત્ર આટલા વર્ષની કારકીર્દિ પછી પણ સમજ્યું નથી તે મોટા અફસોસની વાત છે. "ગુજરાતી" ને ખરેખર પરિષદ્નું હિત હૈયે હોય તો તેણે આવી બાબતમાં પોતાના વિરોધીઓ તરફ પણ સભ્યતા બતાવવી જોઇએ. ગાળાગાળીથી અને મારામારીથી આપણી સંસ્કૃતિને કલંક લાગે છે, આપણી ઉછરતી પ્રજામાં આપણે ખોટો દાખલો બેસાડીએ છિએ, અને દેશમાં અગ્રગણ્ય લોકોની ઉપયોગિતા અતિશય ઓછી કરી નાંખીએ છીએ. તેટલા માટે અમે સમસ્ત ગુજરાતને અપીલ કરીએ છિયે કે આગામી પરિષદ્માં નિબંધો, ચર્ચાઓ અને ઠરાવો કરતાં પરસ્પર સાહાય્ય, સભ્યતા અને વિવેકને ઓછાં ઉપયોગી ગણવાનાં નથી. [ "**હિંદુસ્થાન**" અગ્રલેખ.

તા. ૨૬-૫-૧૯]

# [ ૧૬ ]

# સુરતમાં મળેલી સાહિત્ય પરિષદ્‌નું અવલોકન.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની પૂર્ણાહુતિ થઇ ગયા પછી તેનું અવલોકન કરી જવું અમને જરૂરનું લાગે છે. આ પરિષદ્‌માંથી અનેક ઉપયોગી બાબતો શિખવાની મળી આવે છે, અને ભવિષ્યમાં પરિષદ્‌ને અંગે કેટલીક ખામીઓ શી રીત દૂર કરવી તે સંબંધી સુરતની પરિષદ્ કેટલેક અંશે માર્ગદર્શક થઈ પડે તેમ છે. સુરતની પરિષદ્‌માં ખાસ નોંધ લેવા લાયક હકીકત એ હતી કે ગુજરાતના કેળવાયેલા યુવાન વર્ગની ઉપયોગિતા આ પરિષદ્‌ના ચાલકો આ વખતે વધારે તીવ્ર રીતે સમજતા થયા હોય એમ જણાતું હતું, અને યુવાન વર્ગે પોતાનું પોતાતણું આ વખતે વધારે મજબૂત રીતે પરિષદ્ ઉપર ઠસાવ્યું હતું. અને પરિણામે પરિષદ્‌ની કાર્યવાહી આગળની ચારે પરિષદો કરતાં વધારે નિયમિત અને વધારે વ્યવસ્થિત થઇ હતી ખાસ કરીને વિષય કમિટીમાં ઉત્સાહી યુવકોની મોટી સંખ્યા હતી તેથી તેમાં વિશેષ ચેતન અને જાગૃતિ દેખાઇ આવતાં હતાં. જો કે આ ચુંટણીમાં કાંઇ પણ ધોરણ જણાતું નહોતું. વધુ ઉદાર ધોરણે આ ચુંટણી ભવિષ્યમાં થવાની જરૂર છે.

પરિષદે કેટલાક ઉપયોગી અને કાર્યસાધક ઠરાવો પસાર કર્યા છે. તેમાં પરિષદે એક આગળ પગલું ભર્યું છે તે નિર્વિવાદ છે, જો કે કેટલાક ઠરાવોમાં માત્ર પરિષદ્‌ની શુભેચ્છાઓનીજ નોંધ થઈ હોય એમ પણ લાગ્યા વિના રહેતું નથી. આ ઠરાવોમાં પરિષદ્‌ને સ્થાયી સ્વરૂપ આપવા અર્થે એક કમિટી નિમવાનો ઠરાવ અમારા મત પ્રમાણે ઘણોજ મહત્વનો છે, અને આ ઠરાવ પસાર કરાવવામાં ઉત્સાહી

યુવાન વર્ગે જે ફત્તેહ મેળવી છે તે ખાતે અમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છિએ, પરંતુ તેની સાથે પરિષદ્‌ના વયોવૃદ્ધ અગ્રેસરોને પણ ધન્યવાદ આપવો ઘટે છે, કારણકે તેઓએ આ વખતે ઉત્સાહી સભાસદોના ઉછળતા ઉત્સાહને અનુકૂળ થઇને પરિષદ્‌ને પ્રગતિ માર્ગે ચ્હડાવવાની બહાદુરી બતાવી છે. પરિષદ્‌ના પ્રમુખ રા. રા. નરસિંહરાવ ભોળાનાથે પહેલેથી છેવટ સુધી આ દિશામાં ઘણું સારૂં વલણ રાખ્યું હતું એમ અમારે કહેવું જોઇએ. એમણે અલબત્ત મોટરકારની ઝડપથી આગળ જવાની ના પાડી હતી તોપણ પ્રગતિમાર્ગ એમને રૂચ્યો હતો તે સંતોષની વાત છે. અહિં અમારે એટલી સૂચના કરવી જોઈએ કે રા. નરસિંહરાવ ધારે છે તેમ યુવાન વર્ગ મોટરકારની ઝડપથી આગળ દોડવા નથીજ માંગતા. તેઓ પણ સંભાળીને સહીસલામતીથી આગળ જવા માંગે છે, પરંતુ એ ગતિ હાલ છે તેથી ઘણી વધારે કરી શકાય એમ તેઓની દૃઢ માન્યતા છે.

પરિષદ્‌માં આવેલા નિબંધોમાંના બહુજ થોડા ઉચ્ચ કોટિના હતા એમ કહ્યા વિના ચાલતું નથી. અને તેમાંના બહુજ થોડા અસરકારક રીતે વાંચવામાં આવ્યા હતા. આ બાબતમાં પરિષદે હજુ ઘણું સુધરવાનું છે તે દેખીતું છે. સારા નિબંધો લખાઇ આવવા જોઇએ એટલુંજ નહિ પરતુ તે સારી રીતે વંચાવા જોઇએ. અસરકારક રીતે લખાયેલા અને વંચાયેલા નિબંધો આખી સભાનું ધ્યાન કેવી રીતે ખેંચી શકે છે, અને નિર્માલ્ય રાગડામાં અથવા ઉંઘતાં ઉઘતાં વંચાયેલા લેખોથી સભાસદોને કેટલો કંટાળો આવે છે તે સુરતની પરિષદ્‌માં સાફ રીતે જણાઈ આવ્યું હતું. નિબંધો માટે હજુ પણ વધારે ઉચ્ચ ધોરણ રાખવું જોઇએ એમ આમારૂં માનવું છે, અને પરિષદ્‌ની બેઠકમાં ઉચ્ચ કોટિના વક્તાઓ પાસે નિબંધો વાંચવાનું રાખવામાં આવશે તોજ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી શકાશે. કારણ કે નિબંધો તો ઘેરબેઠાં પણ વાંચી શકાય છે; પરંતુ પરિષદ્‌ની બેઠકમાં તે વાંચવાનું કારણ એટલુંજ કે તેથી પ્રેક્ષકો ઉપર ધારેલી અસર કરી શકાય.

આગલી પરિષદો કરતાં આ પરિષદમાં ઠરાવોને વિશેષ સ્થાન આપવામાં આવ્યું હતું. અમે હવે એટલી આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં આથી પણ વિશેષ કાર્યસાધક અને ઉપયોગી ઠરાવો હાથ લેવામાં આવશે, અને કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઉપર વધારે વિસ્તારથી ચર્ચા કરવામાં આવશે. પ્રમુખનું ભાષણ વિદ્વતાભર્યું હતું તેમાં શક નથી, પરંતુ તે વધારે માર્ગદર્શક થઈ શકત એમ અમને લાગે છે. ગુર્જર સાહિત્યના જુના ઇતિહાસમાં રા. નરસિંહરાવ ઓછા વિહર્યા હત અને નવા જમાનાની જરૂરિયાતો તરફ એમણે વધારે ધ્યાન આપ્યું હત તો અમારી ખાત્રી છે કે તેથી પરિષદને ઘણો મોટો લાભ થાત. તેવીજ રીતે સ્વાગત કમિટીના પ્રમુખ રા. મધુવચરામે સુરત શહેરના વર્ણનમાં બહુ કાલક્ષેપ કરવાને બદલે ગુર્જર સાહિત્યને અંગે અને પરિષદના કાર્યક્ષેત્રને અંગે કંઇક વિશેપ કહ્યું હત તો તે વધારે સમયોચિત થઇ પડત.

પરિષદની સાથે ખુલ્લું મૂકેલું પ્રદર્શન એકંદરે નિરાશાજનક હતું એમ કહ્યા વિના ચલતું નથી. પ્રથમ ખામી તો એજ જણાતી હતી કે પ્રદર્શન મોડામાં મોડું પરિષદના પહેલે દિવસે તો ખુલ્લું મૂકવુંજ જોઇએ, છતાં ઠેઠ બીજે દિવસે રાત્રિએ તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું, જેથી તેનો પૂરતો લાભ સૌ કોઇ લઈ શકયું હશે કે નહિ તે શંકાસ્પદ છે. પ્રદર્શનમાં ગોઠવેલી વસ્તુઓની વ્યવસ્થા પ્રદર્શન કરતાં એક પ્રકારના ગોડાઉન અથવા સ્ટોર હાઉસને વિશેષ શોભે તેવી હતી. સૌંદર્ય, કળા કે નિયમિતતાની જરાપણ દરકાર રાખ્યા વિના ચિત્રો, સિક્કાઓ, જુના લેખો, તામ્રપત્રો, આદિ જેમ ફાવે તેમ ખડકી દેવામાં આવ્યાં હતાં. કેટલાંક સારાં ચિત્રોને, બેડોળ, વાંકા ચુંકા અવ્યવસ્થિત વાંસડાઓ ઉપર ટિંગાડવામાં આવ્યાં હતાં. અને જે ઓરડાઓમાં આ ભંડાર ગોઠવ્યો હતો તે પૂરતા ઉજાસ વિનાના અને બિલકુલ સાંકડા હતા. તેથી પ્રેક્ષક ઉપર આવાં પ્રદર્શનથી જેવી અસર થવી જોઈએ તેવી અસર કરવાને આ પ્રદર્શન ફળીભૂત થયું હોય એમ અમે માનતા

નથી. અમે ઇચ્છીએ છિએ કે ભવિષ્યમાં પ્રદર્શન ભરવાની ખાતર ભરવામાં નહિ આવે, પરંતુ કળાના પ્રકાશ અર્થે અને પ્રેક્ષકોના આનંદ તેમજ ફાયદા માટે ભરવામાં આવશે.

ખાસ વિષયો માટે જુદા વિભાગમાં નિબંધો વંચાવવાને જે પ્રયોગ એક સવારે કરવામાં આવ્યો હતો તે નિષ્ફળ નીવડયો છે એમાં શક નથી. તેને લીધે બંને વિભાગમાં નીરસતા, ક્ષોભ અને નિ-રાશા ઉત્પન્ન થયાં હતાં. આ જાતના ખાસ વિભાગો માટે હજુ આપણે ત્યાં ઘણો વખત છે, અને અમારી ખાત્રી છે કે આ પ્રયોગ હાલ થોડાં વર્ષ ફરીથી કરવામાં નહિ આવે. છેવટે પરિષદ્‌ના કાયમના મંત્રી-ઓની નિમણુકમાં જે બે વધારા થયા છે તે ખરેખર બહુજ સંતોષ-કારક છે. રા. રણજિતરામ તથા રા. કૌશિકરામ ઉત્સાહી, કાર્યકુશળ અને વિદ્વાન, સાહિત્યરસિકો છે. અને તેઓની મંત્રીઓ તરીકે નિમ-ણુક થવાથી પરિષદ્‌ના કાર્યમાં નવીન ચેતન આવશે એમ અમારી ખાત્રી છે. સુરતના મુકામથી પરિષદ્ પ્રગતિપથે ચ્હડી એમાં શક નથી. આવતી પરિષદ્ મુંબઈમાં ભરવામાં આવે તો તે પ્રગતિના પાયા વધારી સુદૃઢ અને વિશાળ બનશે એમ અમારૂં માનવું છે. શું મુંબઇના સાહિત્યવિલાસી ગુર્જરો પોતાની જવાબદારી અદા કરવાને બહાર નહિ આવે ?

[ "હિંદુસ્થાન" અગ્રલેખ.

તા.–૩–૬–૧૫ ]

# [ ૧૭ ]

# હિંદ માટે એક ભાષા.

આઠમી મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ્‌માં હિંદુસ્તાન માટે એક લિપી તથા એક સામાન્ય ભાષા સંબંધી ચર્ચા ઉભી થઈ હતી, અને છેવટે દેવનાગરી લિપી અને હિંદી ભાષાને આ સ્થાન મળવું જોઇએ એમ બહુ મત થયો હતો. હિંદુસ્તાન માટે એક ભાષાનો પ્રશ્ન ઘણો વિકટ છે એ તો કબૂલ કરવું જોઇશેજ. જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી દેશી ભાષા બોલાય છે, અને આવી અનેક દેશી ભાષાઓ છે કે જે સારી રીતે વિકાસ પામેલી છે અને જેનો નાશ કરવો હવે અશકય છે. પરંતુ આ જુદી જુદી પ્રાંતિક ભાષાઓ આખા હિંદુસ્તાનના લોકો સમજી શકતા નથી. અમુક પ્રાંતિક ભાષા તે પ્રાંતમાં રહેનારા લોકોજ સમજી શકે છે, તે છતાં હિંદી ભાષા ઘણા મોટા પ્રદેશમાં સમજી શકાય છે તે વાત નિર્વિવાદ છે, જો કે બ્રહ્મદેશ તેમજ મદ્રાસ આદિ પ્રાંતોમાં હિંદી ભાષા સમજનારાની સંખ્યા નહિ જેવી છે તે ભૂલી જવાનું નથી.

આવી પરિસ્થિતિમાં કોઇ એક ભાષા હિંદમાં સર્વસામાન્ય ભાષા તરીકે સ્વીકારી શકાય કે નહિ તે ઉપયોગી પ્રશ્ન થઈ પડે છે. કેટલાક કહે છે કે હિંદી ભાષા એવી રીતે સ્વીકારી શકાય તેમ છે. આનો અર્થ એટલોજ કે જે જે પ્રાંતોમાં હિંદી ભાષા હાલ પ્રચલિત અથવા જ્ઞાત ન હોય તે તે પ્રાંતોમાં હિંદી ભાષાનો અભ્યાસ શરૂ થવો જોઇએ એટલે કે એક તો માતૃભાષા શિખવી જોઇએ; બીજી ઉંચો અભ્યાસ કરનારાઓને અંગ્રેજી ભાષા શિખવાની; અને તે ઉપરાંત હિંદી ભાષા તેમજ હાઈસ્કુલ અને કૉલેજમાં ઐચ્છિક ભાષા તરીકે

સંસ્કૃત અથવા બીજી કોઇ ભાષા શિખવાની તે જૂદી. આ પ્રમાણે ચાર ભાષાઓ શિખવી અને શિખવવી યોગ્ય કે શક્ય છે કે નહિ તે અમને બહુ શંકાભરેલી વાત લાગે છે. હાલ દરેક પ્રાંતમાં માતૃભાષાનો પણ પૂરતો અભ્યાસ થતો નથી, અને તેથી તેની સામે ચોગરદમ ફરિયાદો કાને અથડાય છે. તો પછી માતૃભાષા ઉપરાંત હિંદી ભાષા માટે અવકાશ અને શક્તિ શી રીતે ફાજલ પાડી શકાશે?

હા, હિંદી ભાષા માત્ર વ્યવહાર અર્થે અને પરસ્પર વાતચીત અર્થે શિખવવામાં બાધ નથી. અને તે તો વેપારીઓ અથવા બીજા લોકો પોતાની જરૂરિયાત પૂરતું શિખ્યા વિના રહેવાના નથીજ. મુંબઇમાં એવા અનેક ગુજરાતી લોકો છે કે જેઓ પોતાના ઘાટીઓને સમજવાની ખાતર મરાઠી ભાષા સ્વાભાવિક રીતે શિખ્યા છે. પરંતુ આ ભાષા માત્ર વ્યવહારમાંજ ઉપયોગી થઇ શકશે, ખાસ સાહિત્ય સમજવામાં તે બહુ ઉપયોગી થાય એ સંભવિત નથી. પરંતુ આ વાત તો દરેક હિંદીની મુનસફી અને જરૂરિયાત ઉપર મૂકી દેવાની છે. બંગાળામાં નિવાસ કરેલા અનેક હિંદુસ્તાની તથા ગુજરાતી ભાઇઓ બંગાળી શિખે છે, અને ગુજરાતમાં આવેલા હિંદુસ્તાની કે મરાઠા લોકો જરૂરને લીધે ગુજરાતી શિખે છે. અને આ પ્રમાણે હિંદુસ્તાનમાં પરસ્પર વ્યવહારની અંદર બહુ મુશ્કેલી રહેતી હોય એમ અમે માનતા નથી. જેઓને હિંદી ભાષા સાથેનો વ્યવહાર નથી, જેઓને એવો વ્યવહાર કરવાની એક પણ તક આવે તેમ નથી તેઓએ નાહક એક વધારે ભાષા ખાસ શિખવવામાં સમય શા માટે વ્યતીત કરવો જોઇએ? અને ભાષાની ભિન્નતાને લીધે સ્વદેશાભિમાન ઓછું થઇ જશે તે શું બેહુદું નથી? હિંદી સિપાઈઓ અત્યારે ફ્રાન્સ અને બેલ્જિયમમા બ્રિટિશ સિપાઈઓની સાથે ઉભા રહીને લડે છે, અને બ્રિટીશ સામ્રાજ્ય માટે પરમ ભક્તિ દાખવે છે, છતાં ભૂલી જવાનું નથી કે તેમાંનો લગભગ કોઈ અંગ્રેજી, ફ્રેંચ કે બેલ્જિયન ભાષા જાણતો વથી. અલબત્ત, એકજ દેશના લોકોને વિચાર–વિનિમયની અનિવાર્ય જરૂર છે,

પરંતુ આ વિનિમય હિંદી ભાષા કરતાં અંગ્રેજી ભાષાદ્વારા વિશેષ થાય છે.

દરેક પ્રાંતમાં અલબત્ત તે પ્રાંતની ભાષાદ્વારા વિચારોની આપ લે મોટે ભાગે થાય છે. પરંતુ સમગ્ર હિંદુસ્તાનનો વિચાર કરીશું તો જણાશે કે આપણા દેશને લગતા ગંભીર અને ઉપયોગી પ્રશ્નો સંબંધી ચર્ચાઓ, વિચારો અને અભિપ્રાયો હિંદી અથવા બીજી કોઇ પ્રાંતિક ભાષાદ્વારા કરતાં અંગ્રેજી ભાષાદ્વારા વિશેષ જાહેર થાય છે અને આખા હિંદમાં ફેલાય છે. મતલબ કે કેળવાયેલાઓની સામાન્ય ભાષા અંગ્રેજી થઈ પડી છે એમ કહીએ તો ખોટું નથી. આ હકીકત સંતોષકારક છે કે નહિ તે ખરો પ્રશ્ન નથી, પરંતુ વસ્તુસ્થિતિ શી છે તેનીજ નોંધ લેવાની જરૂર છે. હિંદના જાહેર જીવનની ભાષા અંગ્રેજી થઇ ગઇ છે અને કાયમ રહેશે તે અમારૂં માનવું છે, તેથી પ્રાંતિક ભાષાઓ પોતાનો પાઠ નહિ ભજવે એમ કહેવાનો આશય નથી. પરંતુ અંગ્રેજી ભાષા હિન્દના ચેતનનું ખાસ સંગ્રહસ્થાન છે. આ સંગ્રહસ્થાનમાંથી પ્રાંતિક ભાષારૂપી નહાની નહાની વીજળિક બેટરિઓદ્વારા એ ચેતનની દેશના ખૂણેખૂણામાં વાટણી થાય છે અને થવાની, અને આમ થવાથી સામાન્ય લોકોના વ્યવહાર માટે હિંદી ભાષાની ઉપયોગિતા ઓછી થવાની નથી. જેઓને જરૂર હશે તેઓ હિંદી શિખવાના. જેઓને બીજી કોઈ પ્રાંતિક ભાષા વધારે ઉપયોગી હશે તેઓ તે શિખવાના. જેઓ સાહિત્યની દૃષ્ટિથી બીજી કોઈ પ્રાંતિક ભાષાનું જ્ઞાન મેળવવા ઇચ્છતા હશે તેઓ તેનો ખાસ અભ્યાસ કરશે, જેઓને વ્યવહાર જેટલુંજ જાણવાની અપેક્ષા હશે તેઓ તેટલુંજ શિખશે અને જેઓને પોતાની ભાષા અથવા તો અંગ્રેજી ભાષા ઉપરાંત બીજી દેશી ભાષાની ખાસ જરૂર નહિ હોય તેઓ તે શિખવાની તકલીફ નહિ લે. તેટલા માટે હિંદ માટે એક ભાષા થવી મુશ્કેલ છે—લગભગ અશક્ય છે.

દિવસે દિવસે ભિન્ન ભિન્ન દેશી ભાષાનો વિકાસ આગળ વધતો જાય છે, દેશી ભાષાઓનાં હવે સાહિત્યસંમેલનો ભરાવા માંડ્યાં છે,

દેશી ભાષાની ખીલવણી માટે અપૂર્વ જાગૃતિ દેખાય છે. આ પ્રમાણે દરેક દેશી ભાષાનાં મૂળ વધારે ઊંડાં અને મજબૂત થતાં જાય છે. તેથી માતૃભાષાને બદલે બીજી કોઈ સર્વસામાન્ય ભાષા કોઈપણ પ્રાંતમાં વધારે ધ્યાન ખેંચે અથવા વધારે ખીલવવામાં આવે તેની સાથે શક્ય શું છે તે પણ તપાસવાનું છે. કાર્યસિદ્ધિ કરવી હોય તો ઇષ્ટતાના પાઠ વાગોળવા એટલું બસ નથી, પરંતુ શક્યતા તરફ પણ નજર કરવાની છે. અમે આગળ કહ્યું છે તેમ હિંદ માટે એક ભાષાનો સવાલ ઘણોજ મુશ્કેલ અને ગંભીર છે. ઉતાવળા થઈ તેના ઉપર ઉપલકિયા અભિપ્રાયો બાંધી મોટા ઠરાવો કરવા તે યોગ્ય નથી. આખા દેશના વિદ્વાન્ પ્રતિનિધિઓએ એકઠા થઈ આ પ્રશ્ન ચર્ચવો જોઇએ અને ત્યાર પછીજ કંઈક નિર્ણયાત્મક અભિપ્રાય ઉપર આવી શકાય. અમે આશા રાખીએ છિએ કે આ બાબતમાં મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદે ઠરાવ ઘડવાની હદ સુધી પહોંચવાની ઉતાવળ કરી છે તેની ઉતાવળ આગામિ ગુજરાતી સાહિત્ય પરિષદ્ નહિ બતાવે.

[ **હિંદુસ્થાન** અગ્રલેખ,
તા. ૫-[illegible]-૧૫ ]

[ ૧૮ ]

# ગુજરાતી ભાષામાં દશ ઉત્તમ નવલકથાઓ.

" **સત્ય** " ના તંત્રી જોગ,

**મુંબઇ.**

**મહાશય—**

" ગુજરાતી ભાષામાંનાં દસ ઉત્તમ નવલકથાનાં પુસ્તકો " સંબંધી જે ચર્ચા સૌ. સુશીલા દીવેટિયાએ ઉપસ્થિત કરી છે અને

આપે સહર્ષ વધાવી લીધી છે, તેથી આપના માસિકના વાંચનારાઓને રસ તો પડશેજ એમ મારૂં માનવું છે.

ભાષાંતરો અને મૂલ ગ્રંથો વચ્ચે સૌ. સુશીલાઓ તફાવત નથી રાખ્યો, એ ઉપરથી એમ જણાય છે કે આ ચર્ચામાં લેખકોના સત્કાર કરતાં વાચકોને માર્ગસૂચન કરવાનો ઉદ્દેશ વિશેષ પ્રધાન છે. પરતુ આવી ચર્ચા પૂરતો ગુજરાતી ભાષાનો વિકાસ હજુ થયો હોય એવા અભિપ્રાય ઉપર આવવાનું કારણ મને મળતું નથી. આપણી માતૃભાષામાં ઉત્તમ પ્રકારની નવલકથાઓ એટલી બધી ઉભરાઈ જતી નથી કે તેથી ચુંટણી કઠિન અથવા તો ચર્ચા આવશ્યક હોય. મારા નમ્ર મત પ્રમાણે આ જાતની ચર્ચા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાને હજુ આપણે આપણી માતૃભાષામાં ઘણું ખેડવાનું છે, અને તે માત્ર સમગ્ર રીતે નહિ, પરંતુ નવલકથાના ખાસ ક્ષેત્રમાં પણ.

કદાચ ગુજરાતી નવલકથાઓનું મારૂં વાંચન બહુ સંકુચિત હશે, તો પણ પ્રયત્ન કરતાં એક, બે, ત્રણ—એમ દશ સુધીની આપે જે પરંપરા માગી છે તે પૂરી કરવાને હું અશકત નીવડયો છું—તે મારી શોચનીય નિષ્ફલતા આપને જણાવવી અનુચિત નહિ લેખાય એમ હું આશા રાખું છું. આથી આપને અને સૌ. સુશીલ દીવેટિયાના પરમ શુભાશયને હું કોઇ રીતે અન્યાય કરવા ઈચ્છતો નથી. તેમજ આ ચર્ચા અન્યોને હિતકારક કે ફલદાયિની ભાસતી હોય તો તેમને હું કોઈ રીતે અટકાવી નજ શકું. હું તો માત્ર આપના કૃપામય પત્રના ઉત્તરમાં આ ચર્ચા સંબંધી મારી પોતાની મુશ્કેલી અને અશક્તિ આપને રજુ કરી મારી ફરજ અદા કરૂં છું.

ચર્ચામાં અમુક પ્રકારનો ભાગ લેવાની અનિચ્છા છતાં પરોક્ષ રીતે હું આટલો દોરાયો, તેથી કદાચ આપના કેટલાક હાસ્યાનુરાગી વાચકોના મનોરંજનાર્થે ઠીક વસ્તુ મળશે.

મુંબઈ—કાંદાવાડી,<br>
તા. ૨ જાનેવારી ૧૯૧૪.

તા. ક. મને લાગે છે કે આ ચર્ચા સંબંધી આપ આપના વાચકોને એક સૂચના કરશો તો કંઇક વિશેષ ફલપ્રાપ્તિ થશેઃ તે સૂચના એજ કે જેઓ ઉત્તમોત્તમ નવલકથાઓની ટીપ આપે તેઓ કૃપા કરી સાથે સાથે તે નવલકથાઓની ઉત્તમતાનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ સમર્થન આપે. જો કે કલાના અમુક સ્વરૂપથી ઘાયલ થવાનાં કારણો ઘણી વાર મળી શકતાં નથી, તથાપિ એ સ્વરૂપની વ્યાપક સમાલોચના કરી ખુબીઓ ન જણાવી શકાય તેમ પણ નથી; અને અમુક નવલકથા શા માટે ઉત્તમ છે તે કહ્યા વિના તે ઉત્તમ છે એટલીજ હકીકત બહુ ઉપયોગી થઈ નહિ પડે એવો મને ભય રહે છે. અલબત્ત, આથી આપના માસિકમાં સ્થલાભાવનું વિઘ્ન નડશે પરંતુ એ વિઘ્ન દૂર કરવાની યુક્તિઓ આપને અવશ્ય જડી આવશે એમ હું આશા રાખું છું. મારી અશક્તિ છતાં બીજાઓના માથા ઉપર વિશેષ બોજો મૂકવાનું મ્હારૂં સૂચન કંઇક માર્ગદર્શક લાગે તો ક્ષંતવ્ય ગણશો.

[ "સત્ય" ફેબ્રુઆરી, ૧૯૧૪. ]

[ ૧૯ ]

# આપણી નાટકશાળાઓ.

લડાઇની બીજી અસર ગમે તેટલી થઇ હશે, પરંતુ મોજશોખનાં સ્થળો ઉપર તેની બહુ અસર થઇ નથી. ખાસ કરીને મોટાં શહેરોમાં હજુ પણ નાટકશાળાઓ અને બીજાં ગમતરમતનાં સાધનો ધમધોકાર ચાલતાં જણાય છે. બર્લિનમાં, વિએનામાં કે લંડનમાં, નાટકશાળાઓ, સિનેમેટોગ્રાફો, વિગેરે આગળની માફક હજુ ચાલુ છે એમ ખબર મળતા રહે છે. એટલુંજ નહિ પરંતુ આ આનંદનાં સાધનો લડાઇના વખતમાં ખાસ વધારે ઉત્સાહથી ચલાવવાં જોઇએ એમ કેટલાકોની સલાહ છે. મુંબઇમાં પણ ઠેકઠેકાણે નાટકનાં પાટિ-

યાંઓ દૃષ્ટિગોચર થાય છે, અને જાણે લડાઇ ચાલતીજ ન હોય એમ કેટલીકવાર ઉપર ઉપરથી ભાન થઇ આવે છે. પરંતુ પાટિયાને બદલે મુંબઇમાં અંદરની રંગભૂમિનું અવલોકન કરતાં એક પ્રકારની અસહ્ય શિથિલતા જોવામાં આવે છે તેથી કદાચ લડાઈની અસર મુંબાઈની નાટકશાળાઓ ઉપર ખાસ થઈ હોય એવું અનુમાન કરવા કારણ મળે છે.

પરંતુ વધારે બારિકીથી તપાસતાં માલૂમ પડશે કે આપણી રંગભૂમિની નીરસતા અને શુષ્કતા લડાઇને લીધે ઉત્પન્ન થઇ નથી પરંતુ આપણા કલાકારોની મોટી ખામીને લીધેજ થયેલી જોવામાં આવેછે.

આજકાલ ઘણાંખરાં નાટકોનું અવલોકન કરતાં એમજ જણાય છે કે જાણે હવે સાહિત્ય-પ્રદેશમાં આપણે આવી રહ્યા હોઈએ અને જાણે કાંઇ પણ નવીન ચમત્કાર બતાવવાને આપણે અશક્ત થઈ ગયા હોઇએ ! ગુજરાતી તેમજ પારસી રંગભૂમિ ઉપર હવે પિષ્ટસ્ય પેષણમ્ બહુ મોટા પ્રમાણમાં જોવામાં અવે છે. વસ્તુ સંકલનાઓ, હાસ્યરસની યોજનાઓ, અને લેખોમાં કોઇ જાતની નવીનતા અથવા તો નવા જમાનાની જરૂરિયાતોને સંતોષનારી કલ્પનાઓ ભાગ્યેજ નજરે પડે છે. નાયક નાયિકાનાં આકસ્મિક તારામૈત્રક, વચમાં કોઈ પ્રતિસ્પર્ધી અને છેવટે ધર્મનો જય તથા પાપનો ક્ષય, આ જાતની સંકલના સર્વસામાન્ય થઇ પડી છે. આધુનિક કેળવણી ઉપર પ્રહારો, સુધારાવાળાઓ સર્વ બગડી જાય છે, અને ફૅશનની ફિશિયારી વધી પડી છે,–આ પ્રકારનું બકાલું હવે ઠેકઠેકાણે વ્હેંચાય છે. પ નમ્રતા સ્રીઓના ધર્મ અને ભણેલી સ્રીઓનાં કુકર્મ આપણી રંગભૂમિ ઉપર અતિ સામાન્ય થઇ પડયાં છે. પંતુ આપણા સમાજને હવે શું જોઇએ છિએ અને તે શી રીતે મેળવી શકાય, તેમજ આપણી સાંસારિક સર્વ મુશ્કેલીઓ શી રીતે ઉકેલી શકાય તેના ઉપર ગંભીર અને કાર્યસાધક વિચારો ઉત્તમ કલાદ્વારા જનસમૂહ પાસે મૂકવાને કોઈપણ રંગભૂમિ ઉપર પ્રયત્ન થતો નથી.

આપણે ત્યાં જ્યારથી દૃશ્ય નાટકોનો આરંભ થયો ત્યાર પછીના અરસામાં કદાચ આપણે જુદી જુદી દિશામાં ઠીક પ્રગતિ કરી હશે. પરંતુ છેલ્લા દશકામાં આપણે બહુ આગળ વધ્યા છિએ એમ કોઇથી કહી શકાશે નહિ. અલબત્ત, આપણી રંગભૂમિનો વિકાસ આટલો બધો અટકી પડયો છે તેનાં ગંભીર કારણો છે. બહુ થોડા કેળવાયેલા અને સંસ્કારી લેખકો રંગભૂમિને માટે લખવાને બહાર આવ્યા છે. રંગભૂમિનું જ્ઞાન તેમજ સાહિત્યની પ્રસાદી પામેલા વિદ્વાનો ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે. નાટકનું અતિ વિશાળ અને ઉપયોગી ક્ષેત્ર માત્ર સામાન્ય કેળવણી પામેલા, સંસ્કાર રહિત અને લગભગ અભણ માણસોના હાથમાં મૂકી દેવાથી ગુજરાતે કેટલી મોટી ભૂલ ખાધી છે તેનો ખ્યાલ હાલની આપણી રંગભૂમિનું બારીક અવલોકન કર્યા વિના આવવો મુશ્કેલ છે. નાટકને હલકું લેખવાથી સારા માણસોએ તેને હાથ ધર્યું નહિ, અને સારા માણસોએ નાટકને હાથ નહિ ધર્યાથી તે હલકું થયું છે, એમ પરસ્પર અસર થવા પામી છે.

હાલ થોડો સમય થયાં મુંબઇમાં "સિનેમા" વાળાઓએ પણ નાટકશાળાઓને ઓછું નુકસાન પહોંચાડયું નથી. પરંતુ આ સ્પર્ધા જરૂરની હતી, કારણકે નહિતર આપણી નાટકશાળાઓની આંખ ઉઘડે તેમ નહોતી. તેઓ તો એમજ માનતા હતા કે આપણાં નાટકો આટલા બધા લોકો જોવા આવે છે તેથી તે ઉત્તમ હોવાંજ જોઇએ. પરંતુ હવે તેઓ સમજી શકયા હશે કે તેઓનાં નાટકો લોકો જોવાને આવતા તેનું મૂળ કારણ એ હતું કે તે વખતે મુંબઇમાં આનંદનાં બીજાં સાધનો બહુ નહોતાં, અને કયાંય પણ આનંદ અને આરામ લેવાના હેતુથીજ તેઓની મુલાકાત લેવાને લોકો આવતા હતા, નહિ કે તેઓની કૃતિઓના ઉત્તમપણાને લીધે. હવે હજારો લોકો સિનેમેટોગ્રાફ તરફ આકર્ષાવા લાગ્યાં છે. કારણ કે તેમાં કંઇક નવીન, કંઇક જાણવા જેવું, કંઇક સમજવા જેવું, અને કંઇક ચમત્કારવાળું જોવાનું મળે છે. ત્યારે આપણાં નાટકોમાં એનું એજ પુરાણું પિંજણ હજુ

ચાલ્યાજ કરે છે, અને તેમાં કોઈ પણ જાતની નવીનતા કે અપૂર્વતા જોવામાં આવતી નથી. તેટલા માટે હાલનાં નાટકોની કમાણી અતિશય ઘટી ગઈ છે, અને આગલા સમયમાં જેમ બે બે ત્રણ ત્રણ વર્ષ સુધી એક નાટક લોકોનું આકર્ષણ કરી શકતું હતુ તેમ હવે બે મહિના સુધી પણ એક નવું નાટક ટકી શકતું નથી.

આમ છતાં હજુ પણ નાટક કંપનીઓના માલેકોની આંખ ઉઘડી હોય એમ દેખાતું નથી. નાટકોમાં ઉચ્ચ કલા લઇ આવવાને બહુ થોડી કંપનીઓ પ્રયત્ન કરતી જણાય છે. ગાડરિયા પ્રવાહમાં હજુ લગભગ સર્વ તણાતા નજરે પડે છે. સિનસિનરીના તમાશામાં જે શક્તિ અને ધન ખર્ચાય છે તેનો હજારમો ભાગ નાટકના લેખમાં ખર્ચાતો હોય એમ અમે માનતા નથી. ઉત્તમ સાહિત્યના નમુનાઓ વિદ્વાન તેમજ અજાણ વર્ગને સરખી રીતે રૂચે છે તે હજુ તેઓ સમજ્યા નથી. જ્યાં ત્યાં નાટકનું વસ્તુ ભેળું કરી કોઇ ઍક્ટર પાસે કે વાંચતાં લખતાં આવડતું હોય એવા કોઈ કહેવાતા " કવિ " પાસે અથવા તો પોતાના શ્રીહાથે નવું નાટક ઉભું કરી દેવું એટલે બસ, એમ લગભગ સર્વ માલેકો સમજે છે. " નાટક તો ભજવવાનું છે; વળી તેમાં સારા લેખકની શી જરૂર ? "–આ જાતની માન્યતા લગભગ સર્વ નાટકશાળાઓમાં ઘર કરી રહી છે. પછી આપણી રંગભૂમિનું દર્શન કરનારને તેના ઉપર લડાઇ કરતાં પણ વધારે ભયંકર અસર થયાનું ભાન થાય તેમાં આશ્ચર્ય શું ?

[ " **હિન્દુસ્તાન** " અગ્રલેખ.
૧૪, મે ૧૯૧૫. ]

[ ૨૦ ]

# વીસમી સદી.

**વીસમી સદી! વીસમી સદી એટલે શું? ૧૯૦૧, ૧૯૧૬, કે ૧૯૯૯? વીસમી સદી હિંદની કે ઇંગ્લંડની, જર્મનીની કે અમેરિકાની, જપાનની કે રશિયાની? આ જમાનો સૈકા કરતાં દશકાનો, અને દશકા કરતાં પંચકનો વિશેષ છે. સને ૧૯૦૧ અને સને ૧૯૧૬ બંને વીસમી સદીના સમય; છતાં બંને વચ્ચે અંતર? યુગાંતરનું.**

આ યુગમાં આખા સૈકાનું ભવિષ્ય ભાખવું અશકય છે—દીવાનાપણું છે. વીસમી સદીના નામથી ૧૯૧૬ ના સુધારાઓ અને કુધારાઓ, સંસ્થાપનો અને વિપ્લવો, ઉત્ક્રાંતિઓ અને અવનતિઓને ઓળખાવવાં એ ધૃષ્ટતા છે—વિભ્રમ છે. તેટલા માટેજ, તંત્રી સાહેબ, હું માનું છું કે આપની " વીસમી સદી " બહુ યોગ્ય સમયે બહાર આવે છે, તેટલા માટેજ તે અત્યંત આવકારદાયક છે. કારણ કે ઝડપથી જતા જમાનાની " અપ-ટુ-ડેટ " નોંધ રાખનારાં જાહેર પત્રોની હજુ આપણે ત્યાં ઘણી ઉણપ છે. કેટલાંક ૧૯૧૬ ની સાલ છાપનારાં પુસ્તકો અને છાપાંઓમાં હજુ ઓગણીસમી સદીના વિચારો, વિગતો અને આદર્શો રજુ થાય છે. કેટલાક ચુસ્ત પુરાણીઓની કૃતિઓમાંથી ૧૮૯૬ અને ૧૯૧૬ ની કૃતિઓ વચ્ચે બહુ તફાવત જોવામાં નહિ આવે. જમાનાની સાથે ન ચાલવું એ મહા પાપ છે એમ હું નથી કહેતો, અથવા તો ઝડપથી ચાલનારાઓ માટે મોક્ષના દરવાજા વહેલા ખુલી જશે એના ઉપર પણ ઘણી દલીલો થઈ શકે તેમ છે. હું તો એટલુંજ કહુંછું કે આ પુરાણી પદ્ધતિ ઇતિહાસથી વિરૂદ્ધ છે, અને જે છાપાંઓ કે પુસ્તકો આપણા સામાજિક ઇતિહાસની ઝાંખી ઝાંખી પણ નોંધ આપવાનો દાવો કરતાં હોય તેઓને માટે આ માર્ગ અનુચિત છે.

એટલા માટે આપની "વીસમી સદી," દૃષ્ટાંત તરીકે, ૧૯૧૬ ના કૈસરની અને આવતે વર્ષે તે બદલી જાય તો તે વખતના કૈસરની ઓળખાણ આપવાનું સાહસ કરે, તો હું તે સાહસ બહુ ઉપયોગી અને સાર્થક સમજું છું. કારણકે આ યુગમાં પળપળમાં સ્થૂલ તેમજ સૂક્ષ્મ પરિવર્તન થઈ રહ્યું છે. સને ૧૯૦૯ ના કૈસર માટે સુલેહવાદીઓના નેતાઓનો અભિપ્રાય શો હતો? "કૈસર સુલેહ—શાંતિનો ચાહનારો છે. અલબત્ત, દારૂગોળો તૈયાર રાખીનેજ તે સુલેહ રાખવા માગે છે, છતાં તેનો અંતિમ હેતુ તો સુલેહજ છે,—વિગ્રહ નહિજ." સને ૧૯૧૫—૧૬ ના કૈસર માટે હવે એ અભિપ્રાય છે ખરા?

આ તો અભિપ્રાયોની વાત થઈ. પણ આખી દુનિયાનું આ બે વર્ષમાં કેટલું પરિવર્તન થયું તેનો કાંઇ હિસાબ? એ હિસાબ કરવાને પણ એક જમાનો જોઇશે. જેમ સમસ્ત પૃથ્વી આંખના પલકારામાં પલટાતી જાય છે, તેમ તેના અણુ અણુમાં પણ પ્રત્યેક ક્ષણે ક્ષોભ, પરિવર્તન, સમીકરણ, નવીકરણ, ઉન્મૂલન, ચાલી રહેલ છે. જ્યાં સવારે ખુશનુમા પ્રકાશ પ્રકાશી રહ્યો હતો ત્યાં મધ્યાહ્ન વખતે બૉમ્બમાંથી ફાટી નીકળતા ઝેરી ધુમાડાઓની ઘનઘોર ઘટાઓ છવાઈ રહી છે. જ્યાં ગઇ કાલે વિશ્વબંધુભાવની વાતો થતી હતી ત્યાં આજે રક્તની નદીઓ વહેવા માંડી છે. જે હાથથી થોડા સમય ઉપર સુલેહ—શાન્તિનું તત્વજ્ઞાન લખાતું હતું તે હાથ આજે "મશીન ગન" ઉપર રોકાયેલો છે. જે અવાજ હમણાંજ દેવળમાં પ્રભુનાં ગુણગાન સંભળાવતો હતો તે આ ક્ષણે યમદેવનું આહ્વાહન કરી રહ્યો છે.

સને ૧૯૧૪ ના મે અને જુન માસમાં જર્મની સ્વર્ગનું ધામ લેખાતું હતું. અમેરિકનો તેમજ રશિયનો, અંગ્રેજો તેમજ હિંદીઓ, છેલ્લી ઘડી સુધી જર્મનીની મહત્તાનાં ગુણગાન ગાઇ રહ્યા હતા. તે સમયે જર્મનીની સરખામણીમાં અમેરિકા પણ ગંદું તથા ત્રાસદાયક લાગતું હતું; પારીસ અશાન્ત અને ઉદ્વેગવાળું, સ્વદેશાનુરાગ વિનાનું,

મોજશોખમાં ડૂબેલું, રાષ્ટ્રીય ભાવના રહિત દેખાતું હતું; ઇંગ્લંડ મજૂરો અને સ્ત્રીઓના ઝઘડાઓથી ક્ષુબ્ધ, "હોમ રૂલ"થી હચમચાયેલું, ક્ષુદ્ર વાસનાઓવાળું, સંકુચિત દૃષ્ટિમર્યાદા રાખનારૂં, કૂવા માંહેલા દેડકા જેવું, લેખાતું હતું; ત્યારે જર્મની નિયમિતતા, શાસ્ત્રીયતા, કર્તવ્યનિષ્ઠતા, અભિનિવેશ, આત્મમાન, આત્મબળ, ગંભીરતા, દેશાભિમાન, અને રાષ્ટ્રીય ગૌરવથી દીપતું, શાંતિનું ધામ, ઉન્નતિનું સ્થાન, બળદના રેંકડાઓમાં જાણે એક વિમાન સમાન ઓળખાતું હતું ! એ અરસામાં કોઇ બીજી દુનિયામાંથી કોઇ દેવ કે માનવીને આ દુનિયામાં અવતરવાની પસંદગી આપવામાં આવી હત તો તે પોતાની જન્મભૂમિ તરીકે કયો દેશ પસંદ કરત ? ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ, રશિયા, જપાન, હિંદ કે જર્મની ? આખી દુનિઆના અભિપ્રાયો એકઠા કરીને તે નિશ્ચય ઉપર આવવા માગત તો અવસ્ય જર્મનીનેજ તે પોતાની જન્મભૂમિ તરીકે માન્ય કરત.

અને આજે ? આજે દુનિયામાં એવું કોઇ પણ સ્થળ હોય કે જ્યાં એક ક્ષણની પણ શાન્તિ નથી, જ્યાં આત્માનાં સર્વ સૂક્ષ્મ તત્ત્વોની હોળી સળગાવવામાં આવી છે, જ્યાં સ્વાર્થ અને વિનાશનું વાતાવરણ સર્વત્ર છાઈ રહ્યું છે, અને જ્યાં આત્માને વહેંચીને સ્થૂલ માટી ખરીદવાને લાખો મનુષ્યોનાં બલિદાનો અપાઇ રહ્યાં છે, તો તે સ્થળ ૧૯૧૪ ના જૂન માસનું જૂનું જર્મનીજ છે એમ આખી દુનિયા એક અવાજે કહેશે. યુરોપના પ્રાણ સમાન લેખાતા જર્મનીએ આંખ મીચીને ઉઘાડીએ તેટલા સમયમાં યુરોપની કેટલી દુર્દશા કરી નાંખી છે ! ૧૯૧૮ ના જુન મહિનામાં યુરોપ પૃથ્વીનું શિરોમણિ હતુ. અને ૧૯૧૪ ના ઑગસ્ટની પહેલીનું યુરોપ ? ૧ લી ઑગસ્ટ ૧૯૧૪ ને દિવસે યુરોપના ચૂરેચૂરા થઇ ગયા. ત્યાર પછી આજ દિન સુધી દરેકે દરેક દિવસ અપૂર્વ શોકનો નોંધાઈ ચૂકયો છે, અને એ શોક એટલો ઉંડો, એટલો વ્યાપક, એટલો હૃદયસ્પર્શિ છે કે તે યુગના યુગ જશે તો પણ ભૂંસાશે નહિ, એટલે કે હવે પછી

આવનાર દરેક વર્ષનો પ્રત્યેક દિવસ શોકસંવત્સરીનોજ લેખાશે. એ-કેજ વર્ષમાં આવી ૩૬૫ શોકસંવત્સરીઓનું ઉત્પાદક કોણુ? ૧૯૧૪ ના જુન માસનું અદ્વિતીય જર્મની!

હવે સને ૧૮૭૦, જુલાઈ ૧૯ મી તારીખ એક એવી તારીખ થઇ ચૂકી છે કે જેનું રહસ્ય દિન પ્રતિદિન વધતુંજ જાય છે, અને જેનો મહિમા ક્યાં સુધી વધશે તેનો અત્યારે ભાગ્યેજ ખ્યાલ આવી શકે છે. આ ભયાનક તવારીખ સાથે રાજ્યોની ઉથલપાથલનો ઇતિહાસ ગાઢ રીતે જોડાયેલો છે. પ્રજાકીય અને રાજકીય આત્માના ગંજાવર સોદા ૧૮૭૦ ના જુલાઇની ૧૯ મીથી શરૂ થયા છે. એ અપૂર્વ દિને ફ્રાન્સે પોતાનો આત્મા એક શહેનશાહના હાથમાંથી ઝુંટવી લઇને પ્રજાના હાથમાં સોંપ્યો; તેજ સમયે જર્મનીએ પોતાનો આત્મા એક શહેનશાહને અર્પણ કર્યો. હાર્યું ફ્રાન્સ, છતાં બોનાપાર્ટીથી મુક્ત થયું પણ ફ્રાન્સ; જીત્યું જર્મની, છતાં કૈસરોના હાથમાં કેદ થયું પણ જર્મની. પણ આપણી આ દૃષ્ટિ ઠેઠ ૪૫ વર્ષે ઉઘડે છે! ૧૮૭૦ થી ૧૯૧૪ ના જુન સુધી તો, તે સમયે જીતનારનીજ જીત અને હારનારનીજ હાર ગણાઈ હતી! ૧૯૧૪–૧૫–૧૬ માં જગતનાં પડળ ઉઘડી ગયાં, અને સર્વની ખાત્રી થઈ કે ખરી જીત ફ્રાન્સની, અને ખરી હાર જર્મનીની હતી.

અને જર્મનીને આ ફટકો મારનાર તે પોતેજ છે. જર્મનીનું ખૂન નથી થયું, પણ આત્મઘાત થયો છે. જર્મનીએ જગતને જાણવાની પરવા ન કરી તેથીજ તે છેલ્લી ઘડીએ છેતરાયું. સર્વિયા, બેલ્જિયમ, ફ્રાન્સ, ઈંગ્લંડ, રશિયા, જપાન, સર્વને તે સમજી ન શક્યું તેનું કારણ એજ કે ૪૫ વર્ષ સુધી જર્મનીએ પોતાની આસપાસ માનસિક દીવાલ ચણી હતી, અને તે દીવાલની બહાર એક પણ જર્મન જાય તો તેને દેહાંત–દંડની શિક્ષા હતી. પ્રશિયન કવાયતમાં તે એટલું બધું મશગૂલ હતું કે આસપાસ નજર કરવાનો તેને વખત નહોતો. વીસમી સદીમાંથી પોતે એકલુંજ નહિ પણ આખી દુનિઆ

પસાર થતી હશે તેનું તેને સ્વપ્ન પણ નહોતું. અર્ધા સૈકા સુધી માનસિક તથા સ્થૂલ દારૂગોળો તૈયાર કરવામાં તલ્લીન થવાથી તે આત્મિક દારૂગોળાની કિમ્મત કે શક્તિ સમજી ન શક્યું. નહાનાં રાજ્યોમાં વીજળીની ચમક હોઈ શકે તેનો અનુભવ તેને વીસમી સદીના બેલ્જિયમેજ કરાવ્યો. પ્રમાદી બ્રિટન ધારે તો આંખની મીટમાં ચેતનમય બની શકે તે ૧૯૧૫ માં પહેલી વાર સિદ્ધ થયું. શોખીન ફ્રાન્સ ખાઇઓને સ્વર્ગમાં પલટાવી શકે તે પ્રશિયન કવાયતમાં કોઇએ નહિ જ શિખવેલું! "સ્ટીમ–રોલર" રશિયામાં પણ વીસમી સદીની ઝડપ હોઇ શકે તે કૈસરે કોઇને નહિજ કહેલું! માનસિક દીવાલ ચણનાર પોતેજ ફસાયો.

બસ, આ દારૂણ શોકમાં એટલોજ દિલાસો છે કે સ્થૂલ વાસનાઓ રક્તથી ધોવાઇને દિન પ્રતિદિન શુદ્ધ અને પવિત્ર થતી જાય છે. બેલ્જિયમ તેના દુઃખની વાતો નથી કરતું, પણ પોતાના ગૌરવનુંજ સ્મરણ કરે છે. ફ્રેન્ચ લોકો અર્ધા સૈકા સુધી પોતાને દુર્ભાગી, નિર્બલ, આશાવિહીન, મૃતપ્રાય, સમજતા હતા. ફ્રાન્સ મરેલું નથી પણ સજીવન છે, આશામય છે, ચેતનમય છે, મહાન્ છે, એવાં ઉત્સાહપ્રેરક ગીતો હવે ફ્રાન્સમાં ઘેરેઘેર ગવાઇ રહ્યાં છે.

છતાં હજુ વીસમી સદીના ગર્ભમાં શું છે તે કોણ કહી શકશે? જે દાવાનળ ફાટી નીકળ્યો છે તેનાં સર્વ પરિણામો મનુષ્યની બુદ્ધિ અત્યારે તો કળી શકે તેમ નથી. એટલુંજ નહિ પણ દાવાનળની મર્યાદા માપતાં માપતાં પણ માનવીનું મગજ થાકી જાય તેટલી તેની વ્યાપકતા છે. યુરોપની વસ્તી લગભગ ૪૦ કરોડની ગણાય, તેમાંથી લગભગ ૩૪ કરોડ એક બીજાનાં માથાં કાપવાના કાર્યમાં ગુંથાયેલા છે! પરંતુ તેથી બીજા દેશો લડાઈની અસરથી મુક્ત નથી. એશિઆનો $\frac{૧૯}{૨૦}$ મો ભાગ હાલ લડનારાં રાજ્યોની માલિકીનો છે. યુદ્ધના ગોળાઓ ઉત્તર સમુદ્રથી બંગાળના અખાત સુધી સંભળાયેલા છે: શાન્ટુંગનાં ખેતરો અને પાસિફિકના ટાપુઓ, ચીલીનો કિનારો અને

ફૉકલૅંડના દ્વીપો, નાઇલ નદીનો તટ અને પર્શીયન અખાત, ટાઇગ્રીસ તથા યુફ્રટીસની સપાટી અને આફ્રિકાનાં રણો, ટોગોલૅન્ડ તથા કૅમેરૂનની ઘટાઓ અને કૉકેસસ તથા આલ્પ્સનાં ગગનચુંબિ શિખરો, ડાર્ડેનલ્સ અને સીરીઆથી પર્શિયા સુધી, બ્રીટનના પૂર્વ કિનારાથી યુરોપના હૃદય સુધી, પારીસથી વૉર્સો પર્યંત, સ્વિટ્ઝરલૅંડથી આર્કિપેલેગો સમુદ્ર પર્યંત, ડાન્યુબથી બાલ્ટિક પર્યંત, સર્વભૂમિ, લડાઇ, લડાઇ, લડાઇના ઘંટનાદથી ગાજી રહેલ છે. સૈકાના સૈકા સુધી જે મહાપ્રશ્નો દુનિઆનું ધ્યાન ખેંચી રહ્યા હતા તે સર્વ આ મહા યુદ્ધમાં સંડોવાયેલા છે. દુનિઆના નકશા ઉપર સેંકડો વર્ષ થયાં જે ફેરફારો નહોતા થઇ શક્યા તે બે વર્ષમાં થઇ ચૂક્યા છે. પરંતુ રાજ્યોની ઉથલ પાથલ, દેશોની વહેંચણી, પ્રજાઓની ઉન્નતિ–અવનતિ, આ યુદ્ધનાં માત્ર ક્ષુદ્ર પરિણામો છે; ખરૂં પરિવર્તન તો ભાવનાઓનું, આદર્શોનું, વિચારોનું, લાગણીઓનું, કરોડો માનવીઓના જીવન પ્રવાહનું, થયું છે, થતું જાય છે, અને થશે.

તેટલા માટે આ સર્વવ્યાપી યુદ્ધના ઘંટનાદથીજ જમાનાની ત્વરિત ગતિ માપવાની નથી, પરંતુ રાજકીય, સાંસારિક, વૈજ્ઞાનિક, ઔદ્યોગિક, આર્થિક, ફેરફારોથી દુનિઆ દિન પ્રતિદિન જે નવું રૂપ ધારણ કરતી જાય છે તેના ઉપરથી ભવિષ્યનું ચિત્ર દોરવાનું છે. અને તે માત્ર યુરોપ, અમેરિકા કે જપાનમાંજ નહિ, પણ આપણા રગશિયા ગાડા જેવા દેખાતા પુરાણા હિંદુસ્તાનમાં પણ. આપણી રાજકીય પ્રગતિનોજ દાખલો લઇએ. હજુ આપણે મંઝલ ઘણી કાપવાની છે તે નિર્વિવાદ છે. છતાં જોતજોતામાં આપણે ઘણા આગળ ઘસ્યા છિએ એમ નિરાશાવાદિઓને પણ કબૂલ કરવું પડશે. ગઇ કાલેજ સ્વરાજ્યની વાત કરવી તે મહા પાપ હતું,--આજે સરકારી ઑફિસરો આપણને સ્વરાજ્ય ઉપર ભાષણ આપે છે! ૧૯૦૧ ની પહેલાંના ઉદ્દામો ૧૯૧૬ માં મવાલો ગણાય છે; આજના ઉદ્દામો આવતી કાલે કેવા ગણાશે તે કોણ કહી શકશે? ગઇ રાત્રિએ લશ્કરી દુનિઆમાં

આપણું નામ નિશાન નહોતું; ઉંઘ કરીને પ્રાતઃકાળમાં ઉઠીએ છીએ તો આપણે વિસ્મયપૂર્વક ફ્લૅન્ડર્સમાં અને ઇજીપ્તમાં, યુરોપમાં અને આફ્રિકામાં, હિંદના કાળા બહાદુરોનો ડંકો વાગતો સાંભળીએ છીએ ! એક સમય એવો હતો કે આપણે આપણી વફાદારી માટે વાજાં વગડાવતા તોપણ આપણે સર્વ દેશનિકાલ થવાના ભયથી મુક્ત નહોતા; આજે આપણી વફાદારી ઉપર શંકા લઈ જનારને આપણે દેશનિકાલ કરી શકીએ તેમ છીએ. આપણી જે રાજકીય મહત્વાકાંક્ષા મૃગજળવત્ અને આકાશમાંના "ચાંદા" જેવી ગણાતી હતી, તે હવે શકય, યોગ્ય, ઇષ્ટ, અનિવાર્ય ગણાય છે.

તથાપિ મનુષ્યની દૃષ્ટિમર્યાદા કેટલી બધી સંકુચિત છે ! આપણી હયાતીમાંજ અનુભવેલો ઇતિહાસ હવે પછી આવનાર ભવિષ્યને લાગુ પાડતાં આપણે કેટલા બધા અચકાઇએ છીએ ! આપણે પ્રથમ માની લીધેલી અશક્યતાઓને આપણી નજર આગળ શક્યતાઓમાં બદલાઇ ગયેલી જોઈએ છીએ, છતાં આજની નવી ભાવનાઓ નવા આદર્શો, આવતી કાલે મૂર્તિમંત થઇ શકે એવી આપણે સાફ ધસીને ના પાડીએ છીએ ! ભિન્ન ભિન્ન જાતિઓ, પંથો, અને પ્રણાલિકાઓથી વિંટળાયેલો ભારતવર્ષ છેવટે એકરૂપ ધારણ કરશે, એક રાષ્ટ્ર બનશે, એક ચેતનવતી પ્રજામાં પ્રાદુર્ભાવ પામશે,—આ આદર્શ શું તદ્દન સ્વપ્નમયજ છે ? ભૂતકાળના નિરાશાવાદીઓ જૂઠા પડયા, તો વર્તમાનકાળના નિરાશાવાદીઓ શા માટે જૂઠા નહિં પડે ?

જેમ આપણા રાજ્યદ્વારી આશાવાદીઓ સાચા ઠર્યા છે અને ઠરશે, તેમ આપણા સામાજિક આશાવાદીઓનાં સ્વપ્નાંઓનો પણ કોઇ દિવસ સાક્ષાત્કાર શા માટે નહિ થાય ? આપણી સામાજિક નિશ્ચેતન સ્થિતિ હવે રહી નથી. આપણો સંસાર કેટલી ઝડપથી બદલાતો જાય છે તે યથાર્થ અવલોકન કર્યા વિના સમજી શકાય તેમ નથી. ગુજરાતના એક ગામડામાં થઈને મુંબઇમાં આવો એટલે સમજાશે કે જમાનાએ આપણા જીવનમાં શા શા ફેરફારો કર્યા છે.

જે સાંસારિક બંધનો ગામડાંઓમાં શાસ્ત્રવિહિત, પવિત્ર, અભેદ્ય, અનિવાર્ય ગણાય છે, તે શહેરોમાં આવતાં સાગરમાં મીઠાની પૂતળીની માફક કોણ જાણે ક્યાં ગળી જાય છે ? છતાં આ સામાજિક જાદુ ઉત્પન્ન કરનાર સુધારકો નવીન સુધારકોના મનોરથોને અશક્ય અને આકાશપુષ્પવત્ માની રહ્યા છે. તેઓના મનથી વિધવા-વિવાહ, બાળલગ્ન, પરદેશગમન, વિગેરે પ્રશ્નો હજુ સંસાર સુધારાની પરાકાષ્ઠાનું ભાન કરાવે છે. એમના સમયના આ " ભયંકર સુધારકો "ને જ્યારે નવા સુધારકો કહે છે કે આ જૂના પ્રશ્નો હવે પંડ્યાઓ, શાસ્ત્રી-બાવાઓ, નગરશેઠો અને જ્ઞાતિમંડળોના હાથમાં સોંપાવા જોઈએ, અને દેશના કેળવાયેલા તથા બુદ્ધિશાળી વર્ગે આ ઉપરાંત વધારે વ્યાપક, વધારે મૂલગામી, વધારે સંસ્થાપક, વધારે મહાન્ સાંસારિક વાતો હાથ ધરવી જોઈએ, ત્યારે એ " ભયંકર સુધારકો " એમની કટાક્ષના અગ્નિથી આ " અશક્ય મૂર્ખ નવીનો " ને જીવતા બાળી નાંખવાને આતુર થઈ જાય છે !

છતાં આપણને વિશ્વાસ છે કે આપણી સમાજની ભાવનાઓ બહુ થોડા સમયમાં જબરદસ્ત થશે. માત્ર વિધવા-વિવાહ કે પરદેશ-ગમનની છૂટથી આપણે મલકાઈને બેસી નહિ રહીએ, પરંતુ સમસ્ત સમાજનું નવીકરણ કરવામાં યોજાઈશું. ધારીએ તો દેશમાંથી દરિદ્રતા અને અજ્ઞાનને દેશવટો આપી શકાય તે સાબીત કરીશું. મહાન્ વિચારો અને મહાભારત પ્રયત્નો હોય તો સર્વ દેશબાંધવોને તેઓની જીવન-યાત્રામાં એક સરખી તકો અને સાધન સામગ્રી પૂરી પાડી શકાય, એ આજે દેખાતું સ્વપ્ન સાચું ઠરાવીશું. સાહેબ, મ્હારી શુભેચ્છા છે કે આ સ્વપ્નની આજે નોંધ લેનાર આપની " વીસમી સદી " એ સ્વપ્નના સાક્ષાત્કારની નોંધ લેવાને ભાગ્યશાળી થાય.

[ " **વીસમી સદી** " એપ્રિલ, ૧૯૧૬. ]

[ ૨૧ ]

# સ્વર્ગસ્થ "હાજી."

## ગુજરાતના રસસૂના રસ-મન્દિરનો રસઘેલો પૂજારી.

હાજીને કોણ નથી ઓળખતું ? આખું બેકદર ગુજરાત ઓળખે છે ! અને શા માટે ન ઓળખે ? ગુજરાતમાં જાણીતાં થયેલાં સૌ જશનામીઓ અને જશકામીઓની હાજીમહમદ જીવતી જાહેર ખબર હતો. ગુજરાતનાં રત્નો તેમ જ કોયલાઓને ઉંડા અંધકારમાંથી ખેંચીને પ્રકાશમાં મૂકવાનું અપૂર્વ માન "વીસમી સદી"ના માલેકને જ છે. "વીસમી સદી" ન હત તો ઘણુાયે સાહિત્યસૂર્યો આથમી ગયા હત અને ઘણુાયે કવિ-શશાંકો ઉગ્યા ન હત. અને ગુજરાતની ચિત્રકલાનું શું ? સાહિત્ય પરિષદે જેટલાં વર્ષોમાં ચિત્રકલા માટે નથી કર્યું તેટલા મહિનાઓમાં "વીસમી સદી" એ કરી બતાવ્યું.

રવિશંકર રાવળ અને પુરૂષોત્તમને કલાની દુનિઆમાંથી હાજી-મહમદે શોધી કહાડ્યા અને "વીસમી સદી" એ ચિરંજીવ બનાવ્યા. કનૈયાલાલ મુનશીને ગુજરાત સમક્ષ યથાવિધિ વ્યક્ત અને પ્રકટ કરનાર પણુ હાજીમહમદ જ. ચન્દ્રશંકર પંડયાનાં સ્નેહ-ગીતોને પાંખ આપનાર પણુ "વીસમી સદી"—"સમાલોચક" નહિ. નરસિંહ-રાવને સજીવન કરનાર પણુ એ જ "ઉમ્મરખાયાં" નો રસકૂપ. પ્રોફેસર કાન્તિલાલને આત્માની પ્રયોગશાળામાં પણુ સાહિત્યનું નિરંતર સ્મરણુ આપનાર અને ત્હેના વિજ્ઞાનને રસાત્મક બનાવનાર પણુ આ જ રસાત્મા. કવિ ન્હાનાલાલને ભૂત અને ભવિષ્યની ઉંડી બખોલો-માંથી સમજાવી પટાવીને બહાર બોલાવનાર અને વર્તમાન પ્રવાહમાં ધકેલનાર "કવિ" નો અંતરાત્મા છે ખરો જ પણુ એ અંતરાત્માનો પ્રેરક ઘણે અંશે આ ચિત્ર-જાદુગર. ગેઇટીની રંગભૂમિને મુંબઇ બહાર-ની દુનિઆ પાસે જાણીતી કરનાર અને મ્હારી નમ્ર નાટ્યકૃતિઓને

ફ્રેટોગ્રાફમાં આબેહુબ ઉતારી નાટ્યકલામાં નવીન રસ સિંચનાર પણ એ સાહસિક તંત્રી જ. " તારાપોર " ને મુલ્ક-મશહૂર કરનાર પણ એ જ ખોજા મહોલ્લાનો મહાનુભાવ.

ગુજરાતના રસ-મન્દિરનો આવો દિલોજાન પૂજારી ગુજરાતે બીજો કોઇ જોયો નથી. એ રસઘેલો બિચારો રસની શોધમાં ને શોધમાં જ ચાલ્યો ગયો. " વીસમી સદી " તેની સુંદર સ્વપ્નસૃષ્ટિના એક ન્હાના ખંડનું જ પ્રતિબિંબ હતું. એની ભાવનાઓ તો જબ્બર હતી. સને ૧૯૧૬ માં મ્હારી સાથે કલાકોના કલાકો બેસીને "વીસમી સદી" નાં સ્વપ્નાંઓ તેણે રચ્યાં હતાં તે ઉપરથી કહી શકું છું કે તેની મુરાદો ચોથે ભાગે પણ બર નથી આવી. એક સારૂં માસિક ફ્રત્તેહ-મંદીથી ચલાવવામાં આ રસસૂના પ્રાંતમાં કેટલી જહેમત ઉઠાવવી પડે છે તેનો ખરો ખ્યાલ હાજીમહમદનું જીવન જાણ્યા વિના કદી આવવાનો નથી. એ રસભીનો મજૂર " વીસમી સદી " પાછળ કેટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો તે તેના નિકટના સ્નેહીઓ જ જાણે છે. યૂરોપ અમેરિકાનાં સારામાં સારાં ચિત્ર-માસિકોની બરોબરીમાં મુકી શકાય એવું " વીસમી-સદી " ને બનાવવાનું તેનું વ્રત અજબ હતું. સારામાં સારા ગુજરાતના લેખકો પાસેથી લેખો મેળવવામાં તેની હૃદયહારક મીઠાશ અને સમજાવટ ઓર હતાં. એક વાર તમારા ઉપર હાજીએ નિશાન તાકયું પછી તમારૂં મગદૂર નહિ કે તમે છટકી જઈ શકો. તમારે ત્યાં હમેશના બે ધક્કા ખાઇને પણ તમારી પાસે લખાવશે. તમે માથેરાન જશો તો તારથી તમને યાદી આપશે. વિષય માટે વસ્તુ મેળવવાનું બહાનું કહાડશો તો એ વિષય ઉપર ઢગલાબંધ સાહિત્ય તમારા હાથમાં આવીને પડે એવી એ તજવીજ કરશે. મ્હારા પોતાના જ બે જાણવા જેવા અનુભવો કહી દઉં. લૉર્ડ જ્યૉર્જ ઉપર મ્હારે લેખ લખવો એવો હાજીમહમદે સંકલ્પ કર્યો: મ્હેં ઘણી-એ આનાકાની કરી: અગવડો બતાવી: તે બધી અગવડો તેની પાસે ટકી શકે તેમ ન હતી. તેના છપાતા અંકમાં કોઈ રીતે

મ્હારે લેખ આપવો જ જોઇએ એ તેની પ્રતિજ્ઞા હતી. છેવટે મ્હેં લૉઇડ જ્યૉર્જના જીવનચરિતની કેટલીક હકીકતો મ્હારી પાસે નહિ હોવાનું બહાનું કહાડયું. બીજે દિવસે લૉઇડ જ્યૉર્જ વિષે થોકબંધ પુસ્તકો મ્હારે ત્યાં આવીને પડયાં! હું મ્હાત થયો! એવી જ રીતે બીજી વાર આયર્લંડ સંબંધી સ્કેચ લખવાની મ્હને ફરજ પાડી! કોણ જાણે કયાંથી આયર્લંડ સંબંધી હું વાંચી ન શકું તેટલું સાહિત્ય મ્હારે ઘેર એ ફેંકી ગયેલ!

જેમ "વીસમી સદી" નો ગુજરાત ઉપર ઉપકાર અથાગ છે તેમ "વીસમી સદી" અજાણતાં ગુજરાતનું ગુન્હેગાર પણ બન્યું છે. "વીસમી સદી" એ ગુર્જર સાહિત્યની સુંદર કૃતિઓને જેમ ચિત્રોથી ઓર સુંદર કરી બતાવી તેમ એ જ ચિત્રોના ઠઠેરાથી કેટલાક કચરાની પણ ખોટી કિમ્મત અંકાવી. ગુર્જર સાહિત્યના ખોટા આંક ઘણા સમય થયા અંકાય છે—પણ એ ખોટી આંકણીમાં "વીસમી સદી" એ તો અવધિ કરી. નિર્માલ્ય જોડકણાંઓ મોહક ચિત્રોનાં ચોકઠાંમાં કાવ્યકુંજો તરીકે શોભવા માંડયાં! ટાઢલી વાર્તાઓ રંગની પિંછી વડે ચમત્કૃતિઓ તરીકે પૂજાવા લાગી! દયાને પાત્ર એવાં સાદાં માનવીઓ દેવ–દેવીઓ જેવાં ચિત્રામણમાં પ્રકટી નિકળ્યાં! બાહ્ય ખોળિયાંની ખુબસુરતીમાં આંતર તેજ ભૂલાઈ ગયાં! ચિત્ર–સાહિત્યના ડાકડીમાકમાં રસ–સાહિત્ય ચિત્રવત્ થઈ ગયું! લેખકોના ફોટોગ્રાફ જોવામાં વાચકો લેખને વિસરી ગયા! શોભાની ખાતર રંગીનતાનાં બળિદાન અપાયાં!

પણ આ બધાં "વીસમી સદી" ની પ્રવૃત્તિનાં પરોક્ષ પરિણામો હતાં. એ પરિણામો સામે સાવધાની રાખવા જેટલો અવકાશ એ ચિંતાગ્રસ્ત તંત્રીને ન હતો, "વીસમી સદી" ને આકર્ષક બનાવવાની ઉપાધિ એટલી મ્હોટી હતી કે એને સૌનો ઉપયોગ કરી લેવો પડતો. એ ઉદાર, ઉત્સાહપ્રેરક, ભલા ભાઇએ ગુજરાતના સારા નરસા સૌ લેખકોનું યથાશક્તિ આતિથ્ય કરીને જ પોતાની કૃતકૃત્યતા

માની. એણે સૌને નિવાજ્યાઃ સૌની કદર કરીઃ સૌનો ઉપયોગ કર્યો. માત્ર એનો જ ઉપયોગ કોઇએ ન કર્યો. સાહિત્ય-મંદિરનો પૂજારી પોતે જ પ્રભુતાને ન પામ્યો. ગરીબીમા "વીસમી સદી" શરૂ કર્યું અને તેને ગરીબીમાં જ મૂકીને એ દિલાવર મુફલીસ સ્વર્ગસ્થ થયો. "વીસમી સદી" ના ખાતર તેનું થાકેલું શરીર વિકટોરિયામાં પણ ન બેસ એ તપ પાસે ખાદીધારી તપસ્વીઓએ પણ શિર ઝુકાવવું જોઇશે. અંગ ઉપર સારૂં કપડું ન હોય તો ચાલે, પણ યુરોપ--અમેરિકાના નવીનમાં નવીન અને મોંઘાંમાં મોંઘાં માસિકો- ત્રિમાસિકો વિના ન ચાલ. એ હાજીમહમદની સાહિત્યભક્તિ! ખોજા મહોલ્લાના મલેરિયામાંથી ઉગરવાને હવાફેર માટે ખર્ચી ન મળે, પણ રૉયલ એશિયાટિક સોસાઇટીને શરમાવે એવો મુસલમાની જાહોજલાલીનો પુસ્તકભંડાર પોતાનો કહેવરાવવો એ મોજશોખ ઉમ્મરખાયાંનો ઉપાસક સુફી જ માણી શકે.

એકદર ગુજરાતે હાજી જીવતાં તો તેની કદર ન કરી. ન સાહિત્ય પરિષદે એ રત્નને પારખ્યું, ન સ્વરાજ્ય–સભા આ મહાન્ પ્રચારક ( *Propagandist* ) નો ઉપયોગ કરી શકી, ન સાબરમતી આશ્રમને આ તપસ્વીને હૈયે ઝળી રહેલા તનખાનાં દર્શન થયાં. એ તનખો છેવટે આપણે હોલવાઇ જવા દીધો. દીવેલની ખામીએ એ દીપક ઠરી ગયો. દેહના દર્દ કરતાં એ દિલના દર્દથી આજારી હતો, અને એને લીધે આખું ગુજરાત આજારી છે. ગુજરાત પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાંસુધી આજારી જ રહેશે. "વીસમી સદી" જીવંત ન રહે ત્યાંસુધી એ પ્રાયશ્ચિત્ત પૂરૂં ન જ થાય. એ રસમાલીના પ્યારામાં પ્યારા છોડને ગુજરાત મરવા ન દે તો જ એના રસભીના રૂહને સાચી શાન્તિ મળે.

[ "**સમાલોચક**" **ફેબ્રુઆરી ૧૯૨૧**
**તથા**
"**હાજી મહમ્મદ-સ્મારક-ગ્રન્થ**" ]

---

[ ૨૨ ]

# ન્હાની ન્હાની બાતો !

અહો ! ન્હાની ન્હાની **બાતોનો** આ **સંસાર** બનેલો છે !
ન્હાની ન્હાની **રજનીઓમાંથી પ્રભાતની** પ્રફુલ્લતા સરે છે.
ન્હાનાં ન્હાનાં **પ્રભાતકિરણો** બાદલને ઘનઘોર **ઘટાઓથી** ભરે છે.
ન્હાનાં ન્હાનાં **મેઘબિન્દુઓ** વડે **ગિરિઝરણાંઓ** ઝરે છે.
ન્હાનાં ન્હાનાં **ઝરણાંઓ** સરિતાઓના ઘોધ વહાવે છે.
ન્હાની ન્હાની **સરિતાઓ સાગરો** છલકાવે છે.
ન્હાના ન્હાના **સાગર–તરંગો** સારા **સંસારને** હિંચાવે છે.
ન્હાની ન્હાની **સંસાર–લહરીઓ** સકલ **બૃંદાવન** ઝૂલાવે છે.
ન્હાનાં ન્હાનાં **બૃંદાવન–વૃક્ષો કુંજકેલીઓ** બનાવે છે.
ન્હાનાં ન્હાનાં **કુંજો "રાધેકે પ્યારે"** ને બિહાવે છે.
ન્હાનાં ન્હાનાં રાધિકા બાલમુકુંદની **બંસરી** ડોલાવે છે.
ન્હાની ન્હાની **બંસરી** ગોપ–ગોપીઓને નચાવે છે.
ન્હાનાં ન્હાનાં ગોપ–ગોપીઓ સારા **સંસારને** સોહાવે છે.
ન્હાનાં ન્હાનાં **સંસાર–ગ્રંથનાં** પાનાંઓ **માનવ પુરાણ** સુણાવે છે.
ન્હાનાં ન્હાનાં પુરાણો પાક **પયગમ્બરોની** યાદ અપાવે છે.
ન્હાના ન્હાના **પયગમ્બરો** યુગ યુગના **અગ્નિ** પ્રકટાવે છે.
ન્હાના ન્હાના **અગ્નિ પાપ–પાખંડના** પહાડોને પ્રજાળે છે.
ન્હાનાં ન્હાનાં **પાખંડ મહાત્મા મોહનને** જલાવે છે.
ન્હાના ન્હાના **મહાત્મા** સારી **સલ્તનતને** થરથરાવે છે.
અહો ! વિરાટ બ્રહ્મ સૌ સલ્તનતને ન્હાની ન્હાની બનાવે છે.

[ "**સમાલોચક**", સપ્ટેમ્બર ૧૯૨૧. ]

[ ૨૩ ]

# ઉદ્યાન કે કબ્રસ્તાન?

[ એક અંકી દશ્ય ]

સ્થળ—શહેરની બહારનો જાહેર રસ્તો.

સમય—વસંતની પહેલી સવાર.

[ અમરાપુરીની યાદી આપે એવાં મનોહર ફૂલોની ટોપલી જમણા ખભા ઉપર લટકાવીને વસંતનું તત્ત્વચિંતન કરતી ન હોય તેમ માલિની રસ્તા ઉપર સમાધિસ્થ ઉભી છે. સહસા એ સમાધિને ઉડાડનારી ઝબઝરમાન માયાદેવી પ્રવેશે છે. માલિનીની પાસે આવતાંજ ફૂલોની ખુશબોથી માયાદેવી રોમાંચ અનુભવે છે. ]

**માયાદેવી**—અલિ, આ ફૂલો વેંચવાનાં છે કે ?

**માલિની**—કોઈ કિમ્મત આપનારૂં હોય તો વેંચવાનાં જ છે તો વળી.

**માયાદેવી**—એ વાત ઠીક કહી. કિમ્મત આપે એ લઈ જાય. બાકી આ શહેરમાં મ્હારા કરતાં ફૂલોનું વધારે શોખીન તને કોઇ મળવાનું નથી. વાહ ! શી ખુશબો છે ! અલિ, આ ફૂલો તું ક્યાં ઉગાડે છે ?

**માલિની**—હૃદયવાટિકામાં.

**માયાદેવી**—હૃદયવાટિકામાં ? એ બગીચાનું નામ તો મ્હેં કદી સાંભળ્યું નથી.

માલિની—એ પણ અજબ અજ્ઞાન ! ત્યારે તમે જ મહારાણી માયાદેવી ?

માયાદેવી—છોકરી, તું મ્હને ક્યાંથી ઓળખે ?

માલિની—દિલારામ બગીચાઓનાં દિલચસ્મ ગુલાબોને ચૂંટવાનો બેહદ શોખ ધરાવનાર મૂલ્ક–મશહૂર માયાદેવીને કોણ ન ઓળખે ? માયાદેવી સિવાય હૃદયવાટિકાની ન્હાની કહાણીથી કોણ અજાણ હોય?

માયાદેવી—તું પણ બડી હુશિયાર છોકરી છો ! ચાલ, હવે કહે કે તું કેવી રીતે આવાં અજબ સુંદર ફૂલો ઉગાડે છે ? મ્હારા ઉદ્યાનમાં મ્હારા માળીઓ અને હું પોતે અથાગ જેહમત ઉઠાવીએ છિએ છતાં અમારાં ફૂલોમાં નથી આ ખુબસુરતી કે નથી આ ખુશબો. મ્હારૂં ઉદ્યાન તો ત્હેં જોયું છે ને ?

માલિની—એ વળી ક્યાં આવ્યું ?

માયાદેવી—શું આખા દેશ દેશાવરમાં ખ્યાતી પામેલ મ્હારો દિલચમન "લક્ષ્મી મહાલ" ત્હેં જોયો નથી ?

માલિની—હં ! હં ! પશ્ચિમ દરવાજા ઉપર પેલા આલીશાન પથરાઓ ખડકાયા છે એ કે ?

માયાદેવી—હાજ તો. એજ મ્હારો રાજવંશી મહાલય અને મહાલયની પૂર્વ બાજુ પથરાયેલું છે એ મ્હારૂં રમણીય ઉદ્યાન.

માલિની—ઓહો ! તમે એને ઉદ્યાન કહો છો ! હું તો એને કબ્રસ્તાન ધારતી હતી !

માયાદેવી—ત્હારૂં ભેજું ઠેકાણે હોય એમ દીસતું નથી.

માલિની—મારૂં ભેજું, બાનુ હું તો અમારા મહાલયનો જુનો ઇતિહાસ જાણું છું એટલે મ્હારી માહિતી ખોટી ન હોય.

માયાદેવી—મૂર્ખ, તું કશું જાણતી નથી. મજૂરની છોકરી મ્હોટાંઓના ઇતિહાસ શું જાણવાની હતી ? ત્હને ખબર છે કે દુનિઆના શાહ વેપારીઓમાં અગ્રગણ્ય ગણાતા શ્રીમાન્ નગરશેઠ લક્ષ્મીદેવે આ મહાન મહાલય દરબારને ભેટ તરીકે અર્પણ કરેલ છે ?

**માલિની**—મ્હને એથી પણ કંઇક વિશેષ ખબર છે; ત્હમારા શાહ વેપારીએ એ " **લક્ષ્મી મહાલ** " હજારો ગુલામો અને સિપાહીઓની કબ્ર ઉપર બાંધેલી મસ્જીદ છે, અને તમ્હારા દરબારે એ મસ્જીદ **લક્ષ્મીદેવ** પાસેથી મુત્સદ્દી રીતે લૂટીને આજે તેને રાજવંશી મહાલય બનાવેલ છે.

**માયાદેવી**—વળી કબ્ર શું અને મસ્જીદ શું ? ખરેખર, તું સ્વપ્નામાં લવતી જણાય છે, છોકરી !

**માલિની**—છતાં મ્હારી સ્વપ્નાવસ્થા માયાદેવીની જાગ્રત દશા કરતાં વધારે સત્યગ્રાહી છે.

**માયાદેવી**—તું પણ કોઇ વિચિત્રતાની મૂર્તિ છો; પણ અલિ, કહે તો ખરી કે મ્હારા " **લક્ષ્મી મહાલ** " નો પુરાણો ઇતિહાસ તું ક્યાંથી જાણે ?

**માલિની**—કારણ કે એ ઇતિહાસમાં મ્હેં પણ મારો પાઠ ભજવેલો છે તો !

**માયાદેવી**—એ પુરાણા ઇતિહાસમાં વળી ત્હારો પાઠ ! તું લાગે છે પણ કોઇ પુરાણી મૈયા !

**માલિની**—કેમ હું પુરાણી નથી લાગતી ?

[ માલિનીની ગંભીર મુખાકૃતિ પહેલીજ વાર દિલહારક સ્મિતથી ફૂલોની છાબડી સાથે એકમેક થઇ જાય છે. માયાદેવી ખિજવાયેલી છતાં માલિની ઉપર ફીદા થઇ જાય છે.]

**માયાદેવી**—ના બા, તને પુરાણી કેમ કહેવાય ? ત્હારી છાબની કુસુમકલિઓ તો હજુએ ખીલેલી, ચુંટાયેલી, સુંઘાએલી હશે, પણ તું તો અણખીલેલી, અણચુંટાયેલી, અણસુંઘાએલી કોઇ આકાશની બાલ પરી છો.

**માલિની**—વસંતની પહેલી પ્રભાતનો ચેપ તમને પણ લાગ્યો

ખરો.

**માયાદેવી**—ખરેખર, ત્હારી વાતો ભારે રસિલી છે. ચાલ ત્હારો પુરાણો ઇતિહાસ પૂરો કર. મને એમાં બડી મઝા આવે છે.

**માલિની**—તમને તો એ ઇતિહાસમાં મઝા આવેજ તો ! પણ મ્હારા મનથી તો મ્હારો ઇતિહાસ આંસુઓનો ઇતિહાસ છે.

**માયાદેવી**—ના ના, હું ત્હારા ઇતિહાસની વાત નથી કરતી, હું તો મ્હારા " **લક્ષ્મી મહાલ** " ના ઇતિહાસની વાત કરૂં છું.

**માલિની**—હા હા, હું પણ તમારા " **લક્ષ્મી મહાલ** " ની કહાણીની વાત કરૂં છું, કે જે " **લક્ષ્મી મહાલ** " ના આલીશાન પાયાઓ નીચે મ્હારાં વ્હાલાં માતપિતાની પવિત્ર ખાખ દટાયેલી છે.

**માયાદેવી**—' **લક્ષ્મી મહાલ** ' ના પાયા નીચે ત્હારાં માત-પિતાની ખાખ ! આ શું બકે છે, છોકરી ? બાપુ, ત્હારા મગજને ચોક્કસ સન્નિપાત થયો છે.

**માલિની**—જરૂર ! એ સન્નિપાતને લીધેજ હું મ્હારા દિલની કહાણી વિગતેથી કહી ન શકી. ત્યારે હવે સાંભળો. મ્હારાં વ્હાલાં-ઓની ખાખની દફનક્રિયાની કથા સાંભળો. મ્હારો પિતા ત્હમારા શાહ વેપારીનો મજૂર હતો અને મહાલયો બંધાવનારી કોમનો ગુલામ હતો. મ્હારી મા મ્હારા પિતાને લૂટનાર લૂટારાઓ સામે લડનારી વીરાંગના **સિપાહી** હતી. એ **ગુલામ** અને એ **સિપાહી** બંને એકજ રાત્રિએ ભૂખમરાથી મૃત્યુવશ થયાં—અને એ ઉભયની ખાખ હજુ ત્હમારા " **લક્ષ્મી મહાલ** " ના કબ્રસ્તાનમાં વિરાજમાન છે, કે જે કબ્રસ્તાનમાં માયાનાં મજૂરોનું માયાવી ઉદ્યાન અત્યારે ખીલી રહ્યું છે ! હવે તમે સમજી શકશો કે તમારા ઉદ્યાનનાં ફૂલો શા માટે સુગં-ધિ કે સૌંદર્ય વિનાનાં છે ! અરે, હજુ તો ભવિષ્યમાં એ કબ્રસ્તા-નના વેલ્લાઓ તેના વિષમય વાયુથી તમ્હારાં ફૂલોની કળિએ કળિને બાળીને ખાખ કરશે અને એ ફૂલોનાં માલેકોની મગરૂરીને જમીન-દોસ્ત કરશે.

**માયાદેવી**—સત્યાનાશ જાય, છોકરી, ત્હારૂં અને ત્હારાં ફૂલોનું !

**માલિની**—હાશ ! હવે તમને મ્હારી વાતમાં મઝા નથી પડતી તેથી મ્હને નિરાંત થઇ.

[ એમ કહીને જવાનું કરે છે. માયાદેવીથી ફૂલોની છાબનું લોહચુંબક છોડયું છોડાતું નથી. ]

**માયાદેવી**—જરા સબૂર ! ત્હારી છાબડીની કિમ્મત બોલતી જા, અને પંચાત પતાવ.

**માલિની**—શાની ? છાબડીની કિમ્મત ? ભૂલ્યાં મહારાણી સાહેબ ! તમારૂં મગદૂર નથી કે મ્હારાં ફૂલો તમે ખરીદી શકો !

**માયાદેવી**—હવે વધારે ઉદ્ધતાઈ જવા દે. માયાદેવી માગ્યાં દામ આપનારી છે તેની ત્હારા જેવી માલણને જાણ ક્યાંથી હોય !

**માલિની**—મ્હોંડે માગ્યાં દામ ?

**માયાદેવી**—હા હા મ્હોંડે માગ્યાં દામ !

**માલિની**—વારૂ, ત્યારે મ્હારાં ફૂલોની કિમ્મત ઘણી સોંઘી છે. આ છાબડીના બદલામાં માત્ર એ કબ્રસ્તાનમાં દફનાવેલી મ્હારાં માબિજની ખાખ તથા તમારી ભસ્મીભૂત થયેલી મગરૂરીની ચીનગારી ચાહું છું.

[ માયાદેવીનો ક્રોધાગ્નિ ફાટી નિકળે છે. ]

**માયાદેવી**—હાય હાય ! આ કાલિકાએ તો આજે વસંતની મ્હારી પહેલીજ ખુશનુમા સવારમાં આગ મૂકી દીધી !

**માલિની**—મ્હેં તો તમારી વસંતની સવારજ સળગાવી છે, પણ તમે તો વસંત મૈયાને બાળીને ભસ્મ કરી છે. માટે જાઓ, માયાદેવી ! તમારા કબ્રસ્તાનમાં જઇને પરવરદિગારની બંદગી કરો અને કરેલાં પાપોની માફી માગો—દરમિઆન હું આ કુસુમકળિઓ મ્હારાં જન્મદાતાઓની ખાખ ઉપર ચ્હડાવી આવું !

[ માલિની વીજળિના ઝબકારાની માફક અદ્રશ્ય થાય છે. માયાદેવી ક્ષણભર ક્રોધ, વ્યાકુળતા અને અસહ્ય આઘાતથી જડવત્ ઉભી રહે છે. ]

**માયાદેવી**—[ સ્વગત ] નખોદ જજો એ માલણનું ! હાય હાય ! એ દુષ્ટ " **કબ્રસ્તાન** " શબ્દ તો મ્હારા ગળામાં ચોંટી રહ્યો છે !—શું જ્યાં હું રંગબેરંગી ફૂલડાંઓનું નંદનવન ખીલાવી રહી છું તે ઉદ્યાન નહિ પણ કબ્રસ્તાન ! રખેને એ રાક્ષસણીના શાપ સાચા ઠરે ! ઓ જગદંબે ! મ્હારી સ્વર્ગીય ફૂલવાડીની રક્ષા કરજે !

[ " લક્ષ્મી મહાલ " તરફ નજર કરીને તેના ઓવારણાં લે છે. તેજ ક્ષણે " લક્ષ્મી મહાલ " ને આગ લાગવાથી અગ્નિના ભડકા ભભુકી નિકળે છે. એ ભડકા જોતાંજ માયાદેવી આંખની મીટમાં પ્રાણત્યાગ કરે છે. ]

[ " સૌરાષ્ટ્ર–કિરણ, "
આશ્વિન, સં. ૧૯૭૭ ]



## [ ૨૪ ]

### કવિ મહારાણીશંકર શર્માના

# "રૂક્મિણીહરણ"ની પ્રસ્તાવના.



"રૂક્મિણી હરણ" ના લેખકનો અને મ્હારો સંબંધ અમે બંનેએ અમારૂં "બાલ–સ્વરાજ્ય" છોડીને "પ્રાથમિક શાળા" ના નામથી ઓળખાતા બંદિખાનામાં "મહેતાજી માબાપ" ની નજર નીચે નજરકેદની સ્થિતિ સ્વીકારી તે સમય કરતાં પણ જૂનો છે.

અત્યાર સુધી રા. મહારાણીશંકર ગુર્જર વાચક વર્ગને પોતાની લેખિનીની માત્ર અહિં તહિં ઝાંખીજ કરાવતા હતા. શરૂઆતમાં આપણને એ સમયના તરૂણ "કવિ મહારાણીશંકર" નો પરિચય "મુંબઇ ગુજરાતી નાટક મંડળી" ના "નંદબત્રીસી" ના પ્રયોગમાં થયો હતો. ત્યાર પછી રાત્રિદિન હિંદ મૈયાનાં પેટ ભરીને ગાન ગાનાર અને અભિનિવેશભર્યા ટહુકા કરનાર બપૈયો એ અરસામાં ગુજરાતના ક્ષિતિજ ઉપર કોઈ આપણી નજરે પડેલ હોય તો તે આ ન્હાનો, ઉત્સાહી "ઉપદેશક" જ હતો. આપણા ઘણા સાક્ષર મહાશયોને તો કદાચ એ વાત યાદ પણ નહિ હોય ! કારણ કે બનવાજોગ છે કે એઓ સાહેબોને તે સમયે "સાક્ષર–કુંડાળા" ની બહારના એક ઉછરતા, "કાઠિયાવાડી," "શિખાઉ" લેખકની કવિતાઓ નિહાળવામાં લેવાની ફુરસદ નહિ હોય ! આમ "બનવા જોગ છે" એટલુંજ નહિ પણ આમજ બન્યું છે એમ કહીએ તો ખોટું નથી. કારણ કે ક્યાંય પણ ગુર્જર સાહિત્યના વર્તમાન ઇતિહાસમાં કોઇ સમાલોચકે "શંકર સંગીતાવલિ," "સતી સંગીતાવલિ," "અશોક", "ચન્દ્ર ગુપ્ત", આદિનું અસ્તિત્વ પણ સ્વીકાર્યું હોય એમ મ્હને યાદ નથી,–જો કે ગુર્જર સાહિત્યની કેટલીક જૂની, આબરૂદાર, પુરાણવસ્તુશોધક

પહેડીઓમાંથી નિકળતાં ટાહ્લાં અને પુરાણો ઉપર મહાભાષ્યો ચિતર્યાં છે, અને તેના ઉપર અનેક માસિકોનાં અનેક પડતર પાનાંઓના ન્યોછાવર થયા છે એ સર્વવિદિત છે!

આપણી ગુર્જર રંગભૂમિ ઉપર દર વર્ષે બહોળું સાહિત્ય બહાર પડે છે તે બધું સંગીન અને ગણત્રીમાં લેવા જેવુંજ હોય છે એમ કોઇ દાવો કરતું નથી. છતાં એ સર્વ નાટયસાહિત્ય તરફ જે એકસામટી ઉપેક્ષા અને અવગણના આપણા સાહિત્યવિવેચકોએ આજપર્યંત દર્શાવી છે તે કદી પણ માફ કરી નહિ શકાય. છપાઇને બહાર પડયું અને બે છાપાઓમાં જાહેરાત પામ્યું એટલુંજ " સાહિત્ય " અને રંગભૂમિ ઉપર હજારો પ્રેક્ષકોનું ધ્યાન ખેંચનારૂં પણ મુદ્રાંકિત નહિ થયેલું બાકી સર્વ લખાણ " કચરો " એવી વિચિત્ર તુલનાબુદ્ધિ હાલ આપણે ત્યાં પ્રવર્તે છે.

સંસ્કારી લેખકોની કૃતિઓ પ્રેક્ષકોની દૃષ્ટિ સમીપ માત્ર થોડો સમય પતંગિયાંની માફક ચમકીને પાછી હમેશને માટે મરણશરણ થઇ આપણી દૃષ્ટિમાંથી ખસી જાય એ ખરેખર ખેદજનક છે. આપણા નાટયસાહિત્યોદ્યાનમાં ઠેર ઠેર એવાં અનેક સુગંધિત ફૂલો પોતાની સુગંધિ નિર્જન વાતાવરણમાં નિરર્થક ઠલવી રહ્યાં છે. અલબત્ત, તેની સાથે પારાવાર કચરો પણ ઉત્પન્ન થઇ રહ્યો છે. પરંતુ કચરો કયો અને સુવર્ણ કયું, થોર કયો અને ગુલાબનો છોડ કયો, તેની કસોટી તો જ્યારે એ સર્વ સામગ્રી સાહિત્યની પ્રયોગશાળામાં સ્વસ્થતાથી તપાસવામાં આવે ત્યારે થઈ શકે. કારણ કે કેટલીકવાર શનિવાર અને રવિવારના ઠઠીરા સાથે શોભાયમાન અને ચમકાર દેખાતાં નાટય–રત્નો સાહિત્યની પ્રયોગશાળામાં કાચના કકડા નીકળવા સંભવ છે. આ પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને " રૂક્મિણી હરણ " નું અવલોકન કરવામાં આવશે તો જરૂર તેમાં ઠેર ઠેર સુવર્ણ અને સુગંધિનો અનુભવ થશે. શ્રી કૃષ્ણચન્દ્ર તથા રાધાજી અને રૂક્મિણીના જીવનની પાંખડિએ પાંખડિએ પુષ્પવંતો પરાગ અને રસમયી મધુર-

તાજ ભરેલાં છે; એટલે આ સુમધુર જીવનોને આલેખનાર નાટ્યકૃતિ એ પરાગ અને એ રસથી સ્પર્શિત થયા વિના રહેજ નહિ. શ્રીકૃષ્ણની આખી જીવનકળા એટલા બધા રમણીય પ્રસંગોથી ભરપૂર છે કે એ બધા પ્રસંગોને ન્યાય આપવો એજ વિષમ કાર્ય છે. તેથીજ લેખકે જે અનેક પ્રસંગોની ઘટના કરવા પ્રયત્ન કર્યો છે તેટલાથીજ તે ધન્યવાદને પાત્ર થઇ ચુકે છે. પ્રાચીન અવસ્થાને વર્તમાન અવસ્થા સાથે જોડવાને અર્થે લેખકે સ્થળે સ્થળે પુલો બાંધવાનુ સુંદર સાહસ કરેલ છે. કર્મયોગ, સિદ્ધિ, પ્રારબ્ધ, ભક્તિ આદિનાં નવાં પાત્રો યોજી લેખકે નવી રસપ્રદ ઘટના તથા રાધાજીનું ભક્તિ સ્વરૂપ આલેખીને નાટ્યકારે ઇતિહાસની યથાર્થતામાં અદ્ભુત મોહકતા ઉમેરી છે. શ્રીકૃષ્ણનાં અદ્વિતીય જીવન–સરવરમાંથી મ્હારી કોઇ નમ્ર નાટ્યકૃતિ માટે એકાદ ઝારી ભરી લેવાનો મને ઘણી વાર લોભ થઇ આવ્યો છે, પરંતુ એ સરવરમાંથી પોતાના નાટ્યઘટો ભરવા અનેક લોકોએ ડુબકીઓ મારીને એ સાગર સમા સરવરને એટલું તો ડખોળી નાખ્યું છે કે એ દિશામાં જવાની હું અત્યાર સુધી હિમ્મત કરી શક્યો નથી. શ્રીયુત મહારાણીશંકરે તે હિમ્મત બતાવી તે બાતે હું એમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. કારણ કે હું માનું છું કે શ્રી કૃષ્ણની મહાન્ જીવનકલાના થોડા પણ અંશને કોઇ ગુર્જર નાટ્યકારે યથાર્થ ન્યાય આપ્યો હોય તો તે "રુક્મિણી હરણ"ના કર્તાએ આપ્યો છે.

[ મુંબાઇ, તા. ૧–૬–૧૯૧૮. ]

[ ૨૫ ]

# " સિદ્ધાર્થ બુદ્ધ "ની પ્રસ્તાવના.

વિશ્વ માટે જે જેટલા પ્રમાણમાં વધારે પ્રેમ છતાં વધારે વૈરાગ્ય, અને વધારે ઔદાર્ય છતાં વધારે આત્મભોગ દાખવી શકે તે તેટલા પ્રમાણમાં જગતનાં અર્ચનને–પ્રેમને–પૂજાને વધારે પાત્ર છે, તે તેટલા પ્રમાણમાં મનુષ્યનો મિત્ર–ભોમિયો–ગુરૂ થવાને વધારે યોગ્ય છે. અને તેથીજ એ મહાનમાં મહાન્ કર્મયોગી, કરૂણાના સાગર, પ્રેમમૂર્તિ " સિદ્ધાર્થ બુદ્ધ " નું મંગલમય નામ આખી દુનિયાના આદરને પાત્ર થયું છે. કોઇ એ દિલ દરિયાવને ઇશ્વરના અવતાર તરીકે પૂજે છે, તો કોઇ એ યોગેશ્વરને સંસારની ભયંકર લાલચો સામે અડગ ધૈર્ય અને બહાદૂરીથી યુદ્ધ કરી સંસાર ઉપર સામ્રાજ્ય મેળવનાર અને સકલ લોકસમૂહને નીતિનાં મહાન સૂત્રો પાઠવનાર વીર તરીકે વદે છે. કોઇ એનાં ભીષ્મ વૈરાગ્ય અને આત્મસંયમ ઉપર આફરીન છે તો કોઇ એ સંસારિયાંઓના સ્નેહીના નામ ઉપર પોતાનું સર્વસ્વ અર્પણ કરવા આતુર છે.

શ્રી કૃષ્ણચંદ્રે પ્રાતઃસ્મરણીય પવિત્ર ભગવદ્‌ગીતા જગતને ભેટ આપી તો ગૌતમ શાક્યમુનિએ ગીતાના અચલ સિદ્ધાંતોને પોતાના જીવનમાં વણી દઇને–ઓતપ્રોત કરીને તેને ચિરંજીવ બનાવી. ગીતાની પવિત્ર, હૃદયહારક, સંગીતમય, મધુર વાણીએ જગતને સંદેશો આપ્યો કે " જે સંસારનાં અસંખ્ય બંધનો તોડી શકે છે, જે નિષ્કામ કર્મ કરી શકે છે, જે માયાની મોહજાળમાંથી પોતાને બચાવી શકે છે, જે બ્રહ્મને પિછાણી શકે છે, જે સર્વમાં પોતાનો આત્મા જોઇ શકે છે; તેને મોક્ષ કે નિર્વાણ હસ્તામલકવત્ છે, પછી ભલે તે પુરુષ હો કે સ્ત્રી હો, વૃદ્ધ હો કે બાલ હો, બ્રાહ્મણ હો કે શૂદ્ર હો, દેવ હો કે માનવી હો. " દુનિયાને પાઠવેલો આ ચિરસ્મરણીય સંદેશો જાણે કે શ્રીકૃષ્ણ પોતે જીવીને જીવંત કરવા ઇચ્છતા

ન હોય તેમ બુદ્ધ ભગવાનની પરમ વિભૂતિમાં આપણને ફરીથી દર્શન આપે છે, અને તદનુસાર વિશ્વને ઉદ્ધારવા આ યોગીન્દ્ર રાજ્યનો, વૈભવનો, સંપત્તિનો, સ્નેહાળ માતાપિતાનો, પ્રિય પુત્રનો, જીવનની સહચરી પ્રિયતમાનો ત્યાગ કરે છે; અને દરેક મનુષ્યમાં, રે! દરેક પ્રાણીમાં ગૂઢ રહેલા પોતાના આત્માને શોધી કહાડવા ભગવાં અને વિયોગ સ્વીકારી રંકોને, દુષ્ટોને, શૂદ્રોને, લૂટારાઓને, વ્યભિચારીઓને, પતિતોને, પ્રેમથી ભેટી પાવન કરે છે, અને ગીતાનો ફલિતાર્થ અમર કરે છે.

સંસારીઓની અગણિત નિર્બળતાઓ ઉપર આટલો વિજય મેળવ્યા પછી સકલ પ્રાણીમાત્રની નિર્બળતાઓને અહંતા અને તિરસ્કારથી જોવાને બદલે અપૂર્વ ઔદાર્યથી તેઓને વ્હારે ધાવામાં પોતાના પ્રાણ પાથરનાર આ મહારથિને આખી પૃથ્વી પૂજે તેમાં નવાઈ શી? પૂર્વની સંસ્કૃતિ તરફ બેદરકાર રહેલું પશ્ચિમ પણ આ મહાત્મા તરફ આકર્ષાય તેમાં આશ્ચર્ય શું? અને પચાસ કરોડ માનવીઓ એ મહાનુભાવને પોતાના તારણહાર ઇશ્વર તરીકે માને તેમાં વધારે પડતું શું? આશા છે કે આટલા નિવેદન પછી આ મહાન્ વ્યક્તિની જીવનલીલા આપણી રંગભૂમિ ઉપર ઉતારવાની સાર્થકતા કે જરૂર પ્રેક્ષકને બતાવવી નહિ પડે.

આજથી ત્રણેક વર્ષ પહેલાં ઇંગ્લાંડમાં કેટલીક બંગાલી સન્નારીઓ અને કેટલાક અંગ્રેજ ઍક્ટરો આદિની એક ઍમેચ્યુર કંપનીએ અંગ્રેજી ભાષામાં બુદ્ધનું નાટક ભજવ્યું હતું; તે વખતે તે જોવાનો લાભ મને મળ્યો હતો, અને ત્યારેજ બુદ્ધની રસપૂર્ણ અને બોધપ્રદ જીવનકથાને આપણી ગુજરાતી રંગભૂમિ ઉપર ઉતારવાની પ્રબલ ઇચ્છા મને થઈ આવી હતી. ત્યાર બાદ એ ઇચ્છાથી દોરવાઇને કે ગમે તે કારણથી બુદ્ધના જીવનનો અને બુદ્ધ ધર્મના તાત્વિક રહસ્યનો અભ્યાસ કરવાના મ્હને પ્રસંગો પ્રાપ્ત થતા ગયા. અને પરિણામે મ્હારી પ્રથમ ઇચ્છા બલવત્તર થઇ. છેવટે "શ્રી આર્ય દર્શક

નાટ્ય સમાજ" ના ઉત્સાહી અને સાહિત્યરસિક માલેક રા. મોતીરામ બહેચર નંદવાણા સાથે મુંબાઇમાં આ સંબંધી વાતચીત કરવાનો યોગ પ્રાપ્ત થયો. રા. મોતીરામે મ્હારી યોજનાને બહુજ ઉત્સાહ અને આનંદપૂર્વક ઉપાડી લીધી અને ગુર્જર સાહિત્યમાં આ નહાનો ઉમેરો કરવાની મ્હને તક આપી. આપણા સાહિત્યમાં આ નમ્ર ઉમેરો ઇષ્ટ છે કે અનિષ્ટ તેની તુલના રા. મોતીરામ કે હું પોતે કરૂં તે કરતાં પ્રેક્ષકના અધિકારની વાત પ્રેક્ષકનેજ સોંપવી વધારે યોગ્ય છે.

આપણી ગુર્જર ગિરામાં ભગવાન બુદ્ધના જીવન સંબંધી ઘણું થોડું લખાયું છે એ શોચનીય હકીકતનું સ્મરણ આ સ્થળે થયા વિના રહેતું નથી. પાલી ભાષામાં બુદ્ધ સંબંધી જે અનેક લેખો છે તેમાંના કેટલાક ઉપયોગી લેખોનાં ભાષાંતર અંગ્રેજી ભાષામાં થઇ ચૂકયાં છે. છતાં ગુજરાતી ભાષામાં એ ખોટ ક્યારે પૂરવામાં આવશે તે કલ્પી શકાતું નથી. આથી કરીને પાલી ભાષાના જ્ઞાનના અભાવે બુદ્ધના જીવન સંબંધી વિશેષ આધાર અંગ્રેજી પુસ્તકો ઉપર રાખ્યા વિના ચાલે તેમ નથી, એટલુંજ નહીં પણ જે થોડું બુદ્ધ સંબંધી ગુજરાતી ભાષામાં લખાયું છે તે મૂળ પાલી ભાષાનાં પુસ્તકો કરતાં અંગ્રેજી પુસ્તકોના આધારે વિશેષ લખાયું હોય એમ જણાય છે. આ નાટકનું વસ્તુ મેળવવામાં પણ લેખકને અંગ્રેજી પુસ્તકો, ભાષણો, ચોપાનિયાં, ભાષાંતરો, આદિનો ઉપયોગ કરવો પડયો છે. આ સર્વ સાહિત્યમાંથી તારવીને બુદ્ધના જીવનની રૂપરેખા અને તેના ધર્મના સિદ્ધાંતો, જેમ બને તેમ ઐતિહાસિક સત્ય અખંડ રાખીને, આલેખવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

બુદ્ધના ઇતિહાસમાં પ્રસિદ્ધિને પામેલ કોઈ પણ ઉપયોગી પાત્ર, કે કોઇ પણ ઉપયોગી પ્રસંગ, કે કોઈ પણ ઉપયોગી સ્થળ, આ ટુંકા પ્રયોગમાં રહી ન જાય, અને છતાં એ સર્વની સંકલના અસ્વાભાવિક કે કલાને કલંકિત કરનારી ન જણાય તેમ બનતી સંભાળ

રાખવામાં આવી છે. તેમજ બુદ્ધના સમયમાં ઝાંખાં ઝાંખાં દેખાતાં અનેક ઉપપાત્રોનો અને કેટલાંક કાલ્પનિક પાત્રોનો ઉપયોગ નાટકના વસ્તુવિકાસ અર્થે તેમજ એ સમયના જનસમાજની સ્થિતિ ચીતરવા અર્થે કર્યો છે; પરંતુ તે સર્વ પાત્રો મૂલ વસ્તુ તેમજ ઇતિહાસ સાથે એકરંગ બની જાય એટલી સંભાળ રાખી છે. આ સ્થળે આપણા ગુજરાતી સાહિત્યના જાણીતા અવલોકનકાર શ્રીયુત રણજીતરામ વાવાભાઇ બી. એ. નો આભાર માનવાની તક મ્હારે જવા દેવી ન જોઇએ. આ નાટક માટે મ્હને જોઇતાં કેટલાંક પુસ્તકો મેળવી આપીને અને કેટલીક ઉપયોગી સૂચનાઓ કરીને એમણે મ્હને કિંમતી મદદ આપી છે.

હાસ્યરસ માટે મૂળ વસ્તુ અને બુદ્ધના સમય સાથે તદ્દન સંબંધ વિનાના નવા કૃત્રિમ પ્રસંગો યોજવાને બદલે સ્વાભાવિકતા જાળવીને નાટકના અંગમાંજ આવી જનારા પ્રસંગો ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે.

આ પ્રસંગે મ્હારે મ્હારા જ્યેષ્ઠ બંધુ ડૉકટર કાલિદાસ પિલાકર તરફથી મને મળેલી મદદની નોંધ લેવાની લાગણીને ઉપચારના ભયથી દાબી રાખવી ન જોઇએ. એમણે આ નાટકનો લગભગ દરેક પ્રવેશ તપાસી અનેક સુધારાઓ સૂચવી પોતાની તીવ્ર અવલોકનશક્તિનો મ્હને લાભ આપ્યો છે.એટલુંજ નહિ પરંતુ જ્યાંજ્યાં હૃદયને અસર કરે તેવા, મર્મભેદક, કરૂણામય પ્રસંગો ચીતરવાનો પ્રયત્ન થયો છે ત્યાં ત્યાં લાગણી એમનું ખાસ ક્ષેત્ર હોઇને, એમના તરફથી મ્હને અમૂલ્ય મદદ મળી છે.

બુદ્ધના ઉપદેશોમાં જગતની અમર આશા સમાએલી છે, તે વડેજ વિશ્વવ્યાપક પ્રેમ અને બંધુભાવની શકયતા સ્વીકારાયેલી છે, અને તેનેજ મનુષ્યના નિર્બાધ સ્વાતંત્ર્યની જયઘોષણા આભારી છે. ઇર્ષ્યા, જૂલ્મ, ક્રૂરતા, દુષ્ટતા કે સ્પર્ધાના ભયંકર વાતાવરણમાંથી આખા જગતમાં કોઇપણ ધર્મ તદ્દન મુકત રહ્યો હોય તો તે ભગવાન્ બુદ્ધનો ધર્મ હતો, અને છે. પરંતુ બુદ્ધ ધર્મના સર્વ મહાન્ સિદ્ધાંતોની સંપૂર્ણ ચર્ચા રંગભૂમિ ઉપર શકય નથી, અને તેથી ધર્મની

તેમજ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી કેટલીક ઉપયોગી બાબતોનો સમાવેશ આ કલાના ક્ષેત્રમાં કરી શકાયો નથી. તેથી આ અપૂર્વ જીવનનું કે તેના મહાન્ ધર્મનું યથાર્થ દિગ્દર્શન કરાવવા આ નાટ્યકૃતિ કોઈ રીતે સમર્થ છે એવો દાવો ઘડીભર પણ મ્હારાથી થઈ શકે તેમ નથી. તદપિ જો પ્રેક્ષકને આ પૂજ્ય નરવરના પ્રતાપી ચારિત્ર્યની, તેના મંગલમય જીવનપ્રવાહની, અને એ જીવનપ્રવાહથી પુનિત થયેલા થોડા પણ પ્રસંગોની યત્કિંચિત્ પણ ઝાંખી કરાવવામાં લેખક સફલ થશે તો તે પોતાને સર્વથા કૃતકૃત્ય માનશે; અને આશા છે કે તો આ નાટ્ય સમાજના સાહિત્યપ્રિય માલેક પણ પોતે ઉઠાવેલા શ્રમનો બદલો પૂરતો મળી ગયેલો સમજશે.

[ " ગુજરાત મેઇલ ",

તા. ૭ ઑક્ટોબર ૧૯૧૭. ]



[ ૨૬ ]

# "સ્નેહ-સરિતા"ની પ્રસ્તાવના.

ગુર્જર સાહિત્યદેવીને ચરણે આ મારૂં બીજું નાટક અર્પણ કરતાં મને આનંદ થાય છે. મને વિશ્વાસ છે કે જે સમયે ભારતવર્ષમાં નવીન ચેતનનો પ્રવાહ વહેવા ચાંડયો છે તે સમયે આપણી રંગભૂમિ ઉપર શુષ્ક પૌરાણિક કથાઓ અને નવા જમાનાની કેળવણી અને સંસ્કૃતિને ઉતારી પાડનારાં અર્થરહિત ફારસો કરતાં આ યુગના ચિંતાભરેલા વિકટ પ્રશ્નોનું તેમજ નવી આશાઓ અને ભાવનાઓનું ગમે તેવું ઝાંખું દિગ્દર્શન પણ રસિક પ્રેક્ષકોને વધારે રસમય અને સાર્થક લાગશે.

છેલ્લાં પચીસ વર્ષમાં આપણી સામાજિક તેમજ રાષ્ટ્રીય પરિસ્થિતિમાં મહાન્ પરિવર્તન થયું છે. તથાપિ એ પરિવર્તન આપણી રંગભૂમિ ઉપર યથાર્થ રીતે પ્રતિબિંબિત થયું છે એમ ભાગ્યેજ કોઇથી કહી શકાશે, જો કે આપણી રંગભૂમિનું બાહ્ય ખોળિયું ઘણે અંશે બદલાયું છે એ હકીકત નિર્વિવાદ છે. અફસોસની વાત તો એ છે કે આપણાં આધુનિક નાટકો નથી સમજાવતાં આપણો પુરાતન ધર્મ કે નથી આલેખતાં આપણો નવયુગધર્મ. જેમ તેઓ આપણી પ્રાચીન ભાવનાઓની ખરી સુગંધિનો યત્કિંચિત્ અનુભવ કરાવતાં નથી તેમ તેઓ આ જમાનાના મહાન ગહન પ્રશ્નોની ઝાંખી પણ કરાવી શકતાં નથી; જેમ તેઓ આપણાં પ્રાચીન શાસ્ત્રો અને સિદ્ધાંતોની અર્થરહિત, હાસ્યજનક વિકૃતિથી આપણાં ધાર્મિક જીવનને રસહીન, જડ અને શિથિલ બનાવવામાં સહાયભૂત થયાં છે, તેમ તેઓએ આપણા દેશની નવીન જાગૃતિ અને કેળવણીને અત્યુક્તિભરેલા આક્ષેપો અને કટાક્ષોથી ઉતારી પાડી આપણી પ્રજાકીય પ્રગતિમાં અંતરાયરૂપ થવાનું અત્યંત હાનિકારક વળણ પકડયું છે.

એક બાજુથી હિંદના નેતાઓ કેળવણી અને જ્ઞાનનો પ્રકાશ
આ દેશના ખૂણે ખૂણામાં પહોંચાડવાને મહાભારત પ્રયત્ન કરી રહ્યા
તો બીજી બાજુથી આપણી કેટલીક નાટકશાળાઓ વિદ્યા અને
ળવણી પ્રતિ જનસમૂહનો અણગમો ઉત્પન્ન કરાવવાના સીધા કે
રાક્ષ પ્રયત્નો જાણતાં અજાણતાં કરી રહી છે ! આવી સ્થિતિમાં
ન્નતિ સંબંધી આપણાં સોનેરી સ્વપ્નાંઓ હમેશને માટે સ્વપ્નાં-
જ રહે તો શું આશ્ચર્ય ? નાટકશાળાઓ માત્ર વિલાસસ્થાનો નથી,
તુ જાહેર શિક્ષણશાળાઓ પણ છે એ વિચાર આપણે ત્યાં ક્યારે
રશે ? સાહિત્ય અને કલાની દૃષ્ટિથી આપણાં હાલનાં નાટકોની
મીઓ અસંખ્ય તેમજ ગંભીર છે એ હું ભૂલી જતો નથી. પરંતુ
સર્વ ખામીઓ કરતાં પણ આપણી રાષ્ટ્રોન્નતિમાં મદદરૂપ થવાને
લે અજ્ઞાન, વહેમ અને જડતાનું વાતાવરણ ફેલાવવામાં સાધનરૂપ
એ દોષ અતિ ગંભીર અને ભયંકર છે.

તેટલા માટે આ મારા નમ્ર પ્રયત્નમાં મ્હેં બે ઉદ્દેશો
ખ્યા છે; એક તો એ કે લોકરૂચિને સર્વથા અનુકૂળ રહીને તેમજ
પણી રંગભૂમિની જે ઘટના બંધાઇ ગઇ છે તેને બહુ સખ્ત આઘાત
લાગે એવી રીતે કલા અને સાહિત્યને લગતી આપણાં નાટકોની
ટલીક ખામીઓ યથાશક્તિ દૂર કરવી. બીજો ઉદ્દેશ એ છે કે વર્ત-
નકાળની આપણી કેટલીક સામાજિક મહેચ્છાઓ અને મુશ્કેલીઓ-
કંઇક દિગ્દર્શન કરાવી પ્રેક્ષકના હૃદયમાં નવીન ભાવનાઓનું થોડું
સ્ફુરણ કરાવવું. આ કારણથી આ પ્રયોગમાં કદાચ નવા જમા-
ના સંસ્કારો તરફ કંઈક પક્ષપાત બતાવવામાં આવ્યો હોય, અને
રૂઢિગ્રસ્ત મનને આઘાત લાગે એવાં કોઇ ચિત્રો રજુ કરવામાં
વ્યાં હોય તો તે ક્ષંતવ્ય ગણાશે એમ હું આશા રાખું છું. એટ-
નહિ પરંતુ હું અંતઃકરણપૂર્વક માનું છું કે જે દિશામાં ભાર-
ર્ષની ઉન્નતિનો કલ્યાણમાર્ગ છે તેજ દિશામાં લોકરૂચિ થવા પામશે.
ને મને દૃઢ શ્રદ્ધા છે કે કદાચ આ પ્રયોગના અમુક પ્રસંગોથી "જેટલું

જૂનું તેટલું સોનું અને નવું તેટલું કથીર" માનનારાઓને ક્ષણવાર આઘાત થશે તોપણ એ સર્વ પ્રસંગો સર્વથા રસહીન તો નહિજ લાગે. એવા પ્રસંગોમાં કંઇક પણ રસ ઉત્પન્ન કરાવવામાં હું સમર્થ નીવડીશ તો હું મારી નમ્ર કૃતિને સફલજ માનીશ: કારણકે આપણા વર્તમાન સામાજિક જીવનના પ્રશ્નોમાં આપણે સર્વ રસ લેતા થઇએ એ પણ આ પ્રશ્નોની ગુંચો ઉકેલવાને અર્થે પ્રથમ આવશ્યક પગલું છે. આશા છે કે નાટકની તુલના કરવાનો પ્રેક્ષકોનો અધિકાર છીનવી લેવાના પ્રયત્ન તરીકે આ સૂચન લેખવામાં નહિ આવે.

છેવટે મારે ગુજરાતી નાટક મંડળીના માલેક તથા સાહિત્યરસિક સહાયકો પ્રતિ આભારનાં બે વચનો કહેવાંજ જોઇએ. એમની રંગભૂમિ ઉપર હવે પછી નવા યુગને પ્રતિબિંબિત કરનારાં અને નવી આશાઓની ઝાંખી કરાવનારાં નાટકોને અગ્રસ્થાન આપવાની એમની ઉદાર ભાવનાને લીધે હું મારા પ્રયત્નમાં અત્યંત ઉત્તેજિત થયો છું, અને તે માટે હું એમનો ખાસ આભારી છું. મને ખાત્રી છે કે ગુર્જર પ્રજાની હજુ પણ વિશેષ સેવા બજાવવા જે મહેચ્છા તેઓ ધરાવે છે તે ઉપર દર્શાવેલી દિશામાંજ હોવી જોઈએ, અને જો એમ હોય તો ગુજરાતી નાટક મંડળી બીજી અનેક રંગભૂમિઓને આ કલ્યાણમાર્ગ તરફ વાળવામાં પરોક્ષ રીતે સહાયભૂત થશે એવી મને સંપૂર્ણ આશા છે.

[ મુંબઈ, તા. ૧૫–૯–૧૫ ]



[ ૨૭ ]

# " સ્નેહ–સરિતા "ના અવલોકનકારોને
# ખુલ્લો પત્ર.

સાહેબો,

'વીસમી સદી,' 'મુંબઇ સમાચાર,' 'જામે જમશેદ,' 'સાંજવર્તમાન' 'હિંદુસ્તાન,' 'સમાલોચક,' આદિ પત્રો દ્વારા આપે મ્હારી નમ્ર નાટ્યકૃતિની નોંધ લઈ મને જે અપૂર્વ માન આપ્યું છે તે માટે હું અત્યંત આભારી છું. આપ સર્વને જૂદો જૂદો ઉત્તર આપવાનું અનુકૂલ નહિ હોવાથી આ સામાન્ય પત્રથીજ હું ઋણમુક્ત થાઉં છું, તો આશા છે કે આપમાંના પ્રત્યેક પોતપોતાને લાગુ પડતો ઉત્તર આ પત્રમાંથી શોધી ક્હાડી આપના મનનું સમાધાન કરશો.

પ્રથમ તો મ્હારે કહેવું જોઇએ કે " સ્નેહ–સરિતા "માં રસ લેનારા આટલા બધા અવલોકનકારોની મ્હેં આશા રાખીજ નહોતી. ખાસ કરીને જ્યારે હું આપમાંના રા. રમણીયરામને રંગભૂમિમાં આટલો બધો રસ લેતાં જોઉં છું, અને લગભગ નવ માસ થયાં ભજવતા મ્હારા નમ્ર નાટકનું બારીક અવલોકન " સમાલોચક"ના એક પછી એક અંકમાં પ્રકટ કરતા જોઉં છું, ત્યારે આપણા ગુર્જર સાહિત્ય માટે અને આપણા અવલોકનકારો માટે મ્હારા હૃદયમાં નવી આશાઓ સ્ફુરે છે. આત્મશ્લાઘાનો આક્ષેપ વ્હોરી લઇને પણ મ્હારે એટલું કહેવું જોઇએ કે રા. રમણીયરામે 'ગૂજરાતી રંગભૂમિ'ના અતિ વ્યાપક મથાળા નીચે ચાર લાંબા લેખોની જે પરંપરા ચલાવી છે તેનાં આદિ, મધ્ય અને અંત આ સેવક પોતેજ છે. શરૂઆતના એમના બે લેખોમાં જ્યાં જ્યાં દોષપાત્ર દષ્ટાંતો રા. રમણીયરામને જોઇતા હતા ત્યાં ત્યાં મ્હારા "સિદ્ધાર્થ બુધ્ધે" અને " સ્નેહ–સરિતા " એ જ પૂરા પાડેલ છે. છેવટના બને લેખો તો " સ્નેહ–સરિતા " થીજ ભરચક છે. 'ગુજરાતી રંગભૂમિ',

એટલે કે માત્ર 'સ્નેહ–સરિતા' જ એમ માની લેવામાં રા. રમણીયરામે આ લેખકને જેવું તેવું માન આપ્યું નથી. કારણ કે 'સ્નેહ–સરિતા'ને પતાવી લીધા બાદ 'ગુજરાતી રંગભૂમિ' સંબંધી રા. રમણીયરામને કાંઈ વિશેષ કહેવાનું બાકી રહ્યું હોય એમ જણાતું નથી, નહિ તો એમના છેલ્લા લેખને છેડે 'અપૂર્ણ' નાં દર્શન અવશ્ય થાત.

હવે જ્યારે આપ સર્વેએ આટલી બધી તસ્દી લઇ 'સ્નેહ–સરિતા'ના ગુણદોષની ચર્ચા ચલાવી, તો એક નમ્ર સાહિત્યસેવક તરીકે હું જાહેર થયેલા મારા ગુણ દોષોનો આપને ખુલાસો આપવાને તથા આપનો જાહેર ઉપકાર માનવાને બંધાયેલો છું. વળી, આપણી રંગભૂમિનો આ સંક્રાંતિકાળ છે. એટલે મ્હારા અલ્પ અનુભવના પરિણામે નાટકના લેખકને તથા ભજવનારાંઓને શી મુશ્કેલીઓ નડે છે તેનું થોડુ પણ સૂચન હું કરૂં તો પ્રેક્ષક વર્ગને તેમજ અવલોકનકારોને કંઈક અંશે પણ ઉપયોગી થશે. ઉપરાંત, મ્હારી કૃતિમાં જાહેર કરવામાં આવેલા ક્યા દોષો મને પોતાને દોષો તરીકે લાગે છે અને ક્યા દોષો અવલોકનકારના ખાસ દૃષ્ટિબિંદુને આભારી છે, તેનું પણ કંઇક દિગ્દર્શન કરાવવાથી એક નાટકના લેખકનું દૃષ્ટિબિંદુ સમજાશે, અને તેટલે અંશે કેટલીક ગેરસમજ દૂર થશે.

પ્રથમ તો આપ સર્વના અભિપ્રાયોનું પૃથક્કરણ કર્યા વિના આ નાટકના ગુણ દોષ સ્પષ્ટ સમજી શકાય તેમ નથી. પરંતુ એ પૃથક્કરણ અતિશય મુશ્કેલ છે એ પણ નિર્વિવાદ છે. આપના અભિપ્રાયોનું વૈચિત્ર્ય અને વૈવિધ્ય એટલું બધું સંગીન અને મૂલગામી છે કે રા. મનસુખલાલ સાચા, મુંબઇ સમાચાર સાચું, રા. રમણીયરામ સાચા, કે અન્ય અવલોકનકારો સાચા, એ પ્રકારના શંકાવમળમાંથી હજુ પણ હું મુક્ત થયો નથી. આ અત્યુક્તિ નથી તે દર્શાવવાને નીચેના થોડા નમુનાઓજ હું આપ સમક્ષ રજુ કરીશ.

"મુંબઈ સમાચાર" પોતાના એક અગ્ર લેખમાં કહે છે "આ ઉગામ નાટક લેખકે ૧૫–૨૦ દિવસમાંજ લખેલો છે......જો આમ

હોય તો મિ. વિભાકરને તેમજ 'ગુજરાતી નાટક મંડળી'ને ધન્યવાદ ઘટે છે, કારણ કે કેટલીક વાર છ ગણી લાંબી તૈયારી પછી રજુ કરવામાં આવતાં કેટલાંક નાટકોમાં જે ખુબીઓ જોવામાં આવતી નથી તે ખુબીઓ આ નાટકમાં લેખક તેમજ કંપની બતાવવાને શક્તિમાન થયેલાં લાગે છે." તેમજ "વીસમી સદી "માં રા. મનસુખલાલ લખેછે,– " રાજેશ્રી વિભાકરે નાટકના જગતમાં પોતાનો અધિકાર સિદ્ધ કર્યો છે એમ કહેતાં હમને આનંદ થાય છે." પરંતુ રા. રમણીયરામ મ્હારો એ અધિકાર છીનવી લઇને મ્હારા ઉપર બરફ જેવું ઠંડું પાણી રેડે છે કે, " આજકાલ ભજવાતાં સાધારણ નાટકના અનેક દોષોથી એ નાટક વિમુખ નથી, ત્યારે તેમના ગુણુથી રહિત છે !" રા. રમણીયરામના આ અભિપ્રાયનો ગૂઢાર્થ એટલોજ હોઇ શકે કે ગુજરાતી રંગભૂમિ ઉપર કદાચ કુલ ૫૦૦ નાટકો આજ દિન સુધીમાં મુકાયાં હોય તો લાયકાતમાં " સ્નેહ-સરિતા "નો નંબર ૫૦૧ મો છે !

'મુંબઈ સમાચાર' મને ઉત્તેજિત કરે છે કે, "લગભગ સર્વ ગાયનોમાં ઉત્તમ ભાવ, રસાળ શબ્દરચના અને સમયોચિતપણાની સાથે મીઠાશ જોવામાં આવે છે. કેટલાંક ગાયનો કાવ્યના ઉત્તમ નમુનાઓ જેવાં છે." તેમજ 'સાંજ વર્તમાન'માં રા. આર. ડી. મહેતા મ્હારી વકીલાત કરે છે, કે " ગાયનના સંબંધમાં મિ. વિભાકરે અદ્વિતીય ફતેહ મેળવી છે એમ કહ્યા વિના ચાલતું નથી....દરેક ગાયન નીતિ અને સદ્‌વિચારથી ભરપૂર છે તેમજ ભાવમય છે." પરંતુ રા. રમણીયરામની પરીક્ષામાં હું ભયંકર રીતે નાપાસ થાઉં છું. એમનો શેરો એવો છે કે, " નાટકનાં ગાયનોમાં એકાદ બે ગાયનો સીવાય સૌ બહુ સાધારણ લાગે છે એટલે વધુ લખવું યોગ્ય લાગતું નથી."

મુંબઈ સમાચારઃ–' આ નાટકમાં લેખકે કેટલાક પ્રસંગોમાં ઉત્તમ ઝીણુવટ અને નાટયકલા બતાવેલી છે...મહારાજા ઈંદ્રસ્વરૂપનાં શબ પાસે સ્નેહ-ચંદ્રના ભાષણુનો પ્રસંગ ખરેખર પ્રેક્ષકને શેકસપિયરના "જુલીયસ સીઝર " ના નાટક માંહેલા સીઝરની લાશ આગળનાં માર્ક

ઍન્ટનીના ભાષણવાળા—પ્રવેશનું ભાન કરાવે છે, છતાં પ્રસંગ યોજના, ભાષારચના અને વસ્તુસંકલના તદ્દન જુદીજ ખુબીની છે છતાં રા. રમણીયરામનો અભિપ્રાય એકજ દિશામાં છે કે, "શેકસ્પિયરના જુલિયસ સીઝર નાટકના મહાન્ કરૂણાભર્યા પ્રસંગનું ઢીલું અને આછું અનુકરણ છે."

આપણે આગળ ચાલીએ. "સ્નેહ—સરિતા"માં રા. રમણીયરામની રસિક આંખોને ઠેર ઠેર 'સંભોગશૃંગાર'નું દર્શન થાય છે, અને દરેક દરેક ચુંબન એમની સૂક્ષ્મ દૃષ્ટિને 'બીભત્સ' લાગે છે. ટુંકામાં "સ્નેહ સરિતા"નો શૃંગાર નિરખીને એમની નૈતિક ભાવનાને ઘણો સખ્ત આઘાત લાગ્યો છે. રા. રમણીયરામની વિકારરહિત નીતિદૃષ્ટિએ "સ્નેહ—સરિતા" એક કરતાં વધારે વાર ધ્યાનપૂર્વક અવલોકતાં તેમાં નહિ જોવાનું જોયું છતાં મુંબઇની પોલિસ હજુ ઉંઘી રહી એ આશ્ચર્યની વાત !

પરંતુ આપમાંના બીજા અવલોકનકારોનો આ આ સંબંધે શો અભિપ્રાય છે તે અહિં સરખાવીએ. 'મુંબઇ સમાચાર'નો મત આ વિષય ઉપર એવો છે કે, "કોઈ પણ સ્થળે બીભત્સ કે મર્યાદારહિત પ્રસંગો ઉભા કર્યા વિના જે રસપૂર્ણ શૃંગાર બતાવવામાં આવ્યો છે તેમાં લેખક હાલની રંગભૂમિને ઉંચી ભૂમિકા ઉપર લઇ ગયેલા જણાય છે." તેવીજ રીતે 'હિંદુસ્થાન'માં નીચે પ્રમાણે વિચાર માલુમ પડે છે, "શૃંગાર, કરૂણ, વીર અને હાસ્યરસ એટલી છટાથી ઝીણવટથી અને યુક્તિથી આખા ખેલમાં આમેજ કરવામાં આવેલ છે કે પ્રેક્ષકના મોઢામાંથી આપોઆપ ધન્યવાદના ઉદ્ગારો નીકળી જાય છે. હાસ્ય અને શૃંગારના રસભરેલા પ્રસંગો ચીતર્યા છતાં ક્યાંય પણ એવું વાક્ય કે શબ્દ નથી કે જેમાં જરા પણ મર્યાદાનો ભંગ થતો હોય અથવા તો જે જોવાને સ્ત્રીવર્ગને જરાયે સંકોચ થાય." આ બાબતમાં 'વીસમી સદી'નો અભિપ્રાય પણ સરખાવવા જેવો છે. તેમાં રા. માસ્તર કહે છે કે, "રા. વિભાકરે શૃંગાર રસમાંના અતિસ્થૂલ અને માત્ર ઇન્દ્રિયોને ઉત્તેજિત કરે એવા ભાવો અને પ્રસંગોને કહાડી નાખી તેને

શ્રાનો અને તેના અનેરા આનંદનો ઉંચો રસ ચખાડયો છે. આપણી રંગભૂમિનું હાલનું વલણ ધ્યાનમાં રાખતાં હમારે એમ કહેવું જોઇએ કે રા. વિભાકરે શૃંગારરસને વધારે શુદ્ધ બનાવ્યો છે."

રા. રમણીયરામને હાસ્યરસનો પ્રસંગ નિર્જીવ અને નિરૂપયોગી લાગે છે. ત્યારે 'વીસમી સદી'માં જૂદોજ મત દૃષ્ટિગોચર થાય છે: "રા. વિભાકરની વસ્તુસંકલના એવી તો સુંદર રીતે થયેલી છે કે તેમાં કોઇ પણ પ્રસંગ નિષ્પ્રયોજન યોજાયેલો લાગતો નથી. સાધારણ રીતે અન્ય નાટકોમાં પીટની અભિરૂચિને યોગ્ય જે ફારસો આવે છે તેને નાટકની સાથે કાંઇ સંબંધ હોતો નથી. પણ સ્ત્રીસ્વતંત્રતા—નિષેધક મંડળ, જે આવા ફારસની આ નાટકમાં ગરજ સારે છે, તે નાટકની વસ્તુ જોડે ઉપયોગી રીતે ગુંથાયેલ છે, ને નાટકની ભાવનાને પોષવામાં સહાયભૂત થાય છે. આ ગુંથણી ગુંથવામાં રા. વિભાકરે નાટયશાસ્ત્રની કળાનો સારો ખ્યાલ આપ્યો છે."

રા રમણીયરામને આ નાટકમાં કાંઇ નવીન ભાવના દેખાતીજ નથી. ત્યારે રા. મનસુખલાલ જણાવે છે કે, "હમને જણાવતાં ઘણો આનંદ થાય છે કે નવયુગની ભાવનાને પ્રતિબિંબિત કરનારો તથા નવજીવનને વધામણાં દેનારો "સ્નેહ—સરિતા" નામનો એક નવીન નાટક આપણી સુપ્રસિદ્ધ 'ગુજરાતી નાટક કંપની' ભજવી રહી છે."

આ પ્રમાણે અભિપ્રાયોની ભિન્નતા દર્શાવવાને હજુ પણ બીજા અનેક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે, પરંતુ મને ખાત્રી છે કે આટલા દૃષ્ટાંતોથીજ આપ સમજી શકશો કે આપ સર્વના અભિપ્રાયોનું પૃથક્કરણ કરવું અતિ કઠિન છે. છતાં એટલું તો જણાય છે કે કેટલીક બાબતમાં "સમાલોચક"ના પ્રકાશક રા. રમણીયરામ એકલા છે, ત્યારે બાકીના આપ સર્વ તેનાથી તદ્દન જૂદોજ મત ધરાવો છો. આવી સ્થિતિમાં હું એટલીજ આશા રાખું છું કે રા. રમણીયરામની ટીકાઓનો હેતુ શુદ્ધ હોય.

હવે એક વાત સ્મરણમાં રાખવાની છે કે મેં "સ્નેહ—સરિતા" માં બધાં આદર્શરૂપ પાત્રો ચિતર્યાં નથી, એટલુંજ નહિ પણ મ્હારા

નમ્ર અભિપ્રાય પ્રમાણે ભાગ્યેજ કોઈ કલાકાર પોતાની કૃતિમાં એક સંપૂર્ણ આદર્શ રજુ કરે છે. કલામાં આદર્શનું સૂચન થઈ શકે, પરંતુ આદર્શની સર્વ ન્હાની મોટી વિગતો એક કલાની કૃતિમાં ઉતારવી તે લગભગ અશક્ય છે, અને તેમ બની શકતું હોય તો પણ કલાની ખુબીમાં તેથી કાંઈ વિશેષતા નથી. એ દૃષ્ટિથી આ નાટકને નિરખવામાં આવશે તો મ્હને વિશ્વાસ છે કે રા. રમણીયરામની નૈતિક ભાવનાને જે આઘાત લાગ્યો છે તે ઘણે અંશે શમી જશે.

આટલો સર્વસામાન્ય ખુલાસો કર્યા પછી પણ "સરિતા"એ ત્રણ પતિ કર્યા હોય એમ હું જોઇ શકતો નથી. શ્રીયુત ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' માં કુમુદને એક 'મનનો પતિ' અને એક 'તનનો પતિ' આપ્યો છે તેટલી છુટ પણ "સરિતા"યે લીધી નથીજ. પહેલાજ પ્રવેશમાં સરિતા કર્નલ સાથે પવિત્ર મિત્ર ભાવથી વાતો કરે છે, અને મિત્ર ભાવનુંજ ગાયન ગાય છે. એટલુંજ નહી પણ બીજા અંકના બીજા પ્રવેશમાં શિલ્પકાર સાથેની વાતચીતમાં પણ સરિતા સ્પષ્ટ કહે છે કે કર્નલ સાથે તેણીનો પવિત્ર મૈત્રીનોજ સંબંધ હતો. ઉપરાંત બીજા અંકના ૭ મા પ્રવેશમાં સ્નેહચંદ્ર સ્પષ્ટ કહે છે કે, "જે બાળા મને મારા વૈભવમાં માત્ર મિત્ર તરીકેજ ચાહી શકી હતી..." પહેરગીરને જ્યાં સૂધી "સરિતા" પહેરગીર તરીકે માને છે ત્યાં સૂધી તેના પ્રેમનો તેણી સાફ અનાદર કરે છે, અને જ્યારે તેને 'સ્નેહચંદ્ર' તરીકે ઓળખી લે છે ત્યારેજ તેની મશ્કરી શરૂ થાય છે. છતાં રા. રમણીયરામે આ પ્રસંગોને જુદીજ રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

"સમાલોચક"માં કુલીનતા, વિવેક, આદિ ઉપર બહુ મ્હોટું ભાષણ આપવામાં આવ્યું છે, તેના જવાબમાં ઉપર દર્શાવેલા બીજા અભિપ્રાયો બસ છે. વસ્તુસંકલનાની ખાતર, કે રસિકતાની ખાતર, કે જગતની કાળી બાજુ બતાવવાની ખાતર પણ "સરસ્વતીચંદ્ર" માંના "જમાલ" અને "મેરૂલા"ના પ્રસંગો જેવા એક પણ પ્રસંગનો મ્હારી નમ્ર કૃતિમાં ઉપયોગ થયો નથી; એટલુંજ નહિ પણ 'અશક-

કિશોરી'એ પોતાના કુટુંબની 'કુલીનતા'ને જેટલી કલંકિત કરી છે તેટલું કલંક પણ "સ્નેહ-સરિતા"નાં કોઈ 'અકુલીન' પાત્રે પણ પોતાને માથે વ્હોર્યું નથી.

આટલો ખુલાસો આપ્યા પછી પણ શું હું એમ માનું છું કે "સ્નેહ-સરિતા" પરિપૂર્ણ છે, અથવા તેમાં કાંઇપણ દોષ નથીજ? નહિજ. હું તો આ નાટકથી ઉલટાનું એમ સમજાવવા માગું છું કે આપણી રંગભૂમિને થોડી પણ ઉન્નત કરવાનો અભિલાષ રાખનાર નવા જમાનાના લેખકને પોતાનાં અનેક સ્વપ્નાંઓ અને પોતાની અનેક મધુર કલ્પનાઓને થોડો સમય ભૂલી જવાં પડશે. અને તેમાં બધો દોષ નાટક કંપનીઓ ઉપર ઢોળી દેવો એ પણ મૂર્ખતા છે. નાટ્યકલાના ક્ષેત્રમાં સાહિત્યદેવીની યથાર્થ પૂજા કરવી હોય તો તેમાં લેખકે, નાટક કંપનીએ તેમજ પ્રેક્ષકવર્ગે પણ સાવધાન રહેવું જોઇશે. આ કાર્ય આ ત્રિપુટિના એકત્ર સહકાર વિના અપૂર્ણ અને અસંતોષકારક જ રહેશે.

"સ્નેહ-સરિતા"ની પ્રસ્તાવનામાં આપણી વર્તમાન રંગભૂમિની સ્થિતિ સંબંધી મેં બે બોલ લખ્યા છે તેથી કેટલેક સ્થળે ગેરસમજ થયેલી જણાય છે. પ્રસ્તાવનામાં મેં જે જે ખામીઓ દર્શાવી છે તે સર્વ હું પોતે એકલે હાથે એકજ કૃતિમાં દૂર કરીશ એવી ધૃષ્ટતા મેં સીધી કે પરોક્ષ રીતે પણ બતાવી નથી. છતાં જરૂર પડતી આપ-લે કરીને પણ આપણી રંગભૂમિના પ્રગતિચક્રને મ્હારા નિર્બળ હાથની બનતી સાહાય્ય આપવા હું બહાર આવ્યો છું એમ કહેવામાં તો પાપ નથી ને?

હું છું,

આપનો ઉપકારવશ,

**વિભાકર.**

["**વીસમી સદી,**" જુલાઈ, ૧૯૧૬.]

[ ૨૮ ]

# "સુધાચન્દ્ર" ની પ્રસ્તાવના.

પ્રથમ તો ગુણગ્રાહી પ્રેક્ષકવર્ગે "સ્નેહ—સરિતા" નો જે સત્કાર કર્યો છે તે માટે મ્હારે અહિં ઉપકારવચન કહેવું જોઇએ. એ સત્કારના પરિણામરૂપ આ નવીન નાટયકૃતિ ગુર્જર રંગભૂમિને હું સહર્ષ અર્પણ કરૂં છું.

છેલ્લા એકજ વર્ષમાં લેખકો, પત્રકારો અને પ્રેક્ષકોએ આપણી રંગભૂમિમાં જે રસ લીધો છે તે ઉપરથી પ્રતીત થાય છે કે હવે આપણાં નાટકોને નવીન યુગની વિદ્યુતનો સ્પર્શ કરાવવાને સર્વ સાહિત્યવિલાસીઓ આતુર છે. એટલુંજ નહિ પણ હવેનો પ્રેક્ષકવર્ગ માત્ર ઝળહળતા પોશાકો, રંગબેરંગી પડદાઓ, પ્રાસાત્મક બેતો અને કૃત્રિમ અસંબદ્ધ હાસ્યના અખાતરાઓથી રીઝે તેમ નથી, એમ દરેક સૂક્ષ્મ અવલોકનકારને જણાયા વિના નહિ રહે. સ્વાભાવિક વસ્તુવિકાસ, સપ્રયોજન અનુભવગમ્ય પ્રસંગો, સહેતુક સંસ્કારી ભાષા, શબ્દોની ગંભીરતા, સાર્થકતા અને સ્વાભાવિકતા, પાઠ અને પાત્રોની યોગ્યતા, અભિનયની સૂક્ષ્મતા, ધર્મ અને નીતિનાં સૂત્રોના મુખપાઠને બદલે ધ્વનિથી કર્તવ્યનું સૂચન, નાટયશાસ્ત્રના જડપુરાતન કાયદાઓને બદલે કલાના જીવંત સનાતન સિદ્ધાંતોનું અનુસરણ, ઉચ્છિષ્ટ વસ્તુસંચયના બદ્ધ ખાબોચિયામાંથી ભોજનને બદલે અપૂર્વ કલ્પના-સાગરના અમર્યાદિત પ્રવાહમાંથી આચમન,—આ પ્રકારની અનેરી સામગ્રી આજનો સંસ્કારી પ્રેક્ષકગણ લેખકો તેમજ રંગભૂમિના ચાલકો પાસેથી માગી રહ્યો છે.

આ માગણીના બદલામાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ આપવાને જે લેખકો અને નાટક કંપનીઓ પ્રયત્ન કરશે તેઓ તેટલે

દરજ્જે ગુજરાતની સાહિત્યપ્રગતિમાં તેમજ તેના જીવનવિકાસમાં સહાયભૂત થશે એ નિઃશંક છે. અવસર અને શક્તિના પ્રમાણમાં ક્યાંય ક્યાંય આ સ્ફૂર્તિ પ્રકટ થવા માંડી છે, તે ખાતે એ સ્ફૂર્તિના ઉત્પાદકોને એક નમ્ર સાહિત્યસેવક તરીકે હું અંતઃકરણપૂર્વક વધામણાં આપું છું. એટલુંજ નહિ પણ મ્હને દૃઢ શ્રદ્ધા છે કે આ રસાળ ક્ષેત્રના સર્વ કલાકારો તેમજ સાહિત્યસેવકો ગંગા યમુનાની માફક એકરસ થઇ ગુર્જર સાહિત્યદેવીને સોહાવવાને મહા રસયજ્ઞ આરંભશે. એ રસોત્સવમાં મ્હારા તરફથી આ રંક પૂજાસામગ્રી સ્વીકારવામાં આવશે તો હું કૃતકૃત્ય થઇશ.

મુંબઇ,
તા. ૫-૮-૧૬.

[ ૨૯ ]

# " મધુ—બંસરી "ની પ્રસ્તાવના.

**ભિન્નરુચિર્હિ લોકઃ** । આ સૂત્રનું સચોટ સમર્થન ખાસ કરીને આપણી રંગભૂમિ પૂરૂં પાડે છે. મ્હારી પોતાનીજ કૃતિઓ સંબંધી મ્હને બહુજ ભિન્નભિન્ન અભિપ્રાયો મળ્યા છે. દૃષ્ટાંત તરીકે કોઇને "સ્નેહ—સરિતા" પસંદ પડેલ છે, તો કોઇને "સુધાચંદ્ર". કોઇને શૃંગાર ગમે છે તો કોઇને હાસ્યરસ, તો કોઇને સામાજિક પ્રશ્નોનું મ્હારૂં નિરૂપણ. કોઇને મ્હારી ભાષા અઘરી લાગી છે, તો કોઇને મ્હારી શૈલી "મોહક અને જોરદાર" લાગી છે. કોઇને મ્હારાં સ્ત્રીપાત્રો આર્ય સભ્યતાની હદ કૂદાવી જતાં લાગ્યાં છે, તો કોઇને વિભાકર "શૃંગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામાં રાખીને ત્હેમાં આશ્ચર્યકારક મીઠાશ અને મોહકતા" ભેળવતો લાગ્યો છે; અને

પોતાનાં નાટકોમાં "સ્ત્રીને માત્ર દાસી કે ભોજ્ય નહી" પણ "બુદ્ધિમાં, હૃદયમાં, સંસ્કારમાં, અનુભવમાં, કોઈ રીતે પુરૂષથી ઉતરતી નહિ એવી સમોવડી સખી" ચિતરતો જણાયો છે.

લોકરૂચિની આ ભિન્નતાને લીધે સ્વાભાવિક રીતે લેખકનું કાર્ય વધારે મુશ્કેલ બને છે. કોની કસોટી સાચી માનવી અને ક્યાં પ્રેક્ષકને રીઝવવાં એ એક વિચારણીય પ્રશ્ન થઇ પડે છે. વળી, યૂરોપ અને અમેરીકામાં રંગભૂમિનો જેટલો વિકાસ થયો છે તેટલો આપણે ત્યાં થયો નથી. ત્યાં સુશિક્ષિત લેખકો, સંસ્કારી પ્રેક્ષકો તેમજ કેળવાયેલા નટોની સંખ્યા ઘણી મ્હોટી છે. ત્યાં જુદી જુદી ભૂમિકાના પ્રેક્ષકગણ મળી શકે છે. અને તેથી ત્યાં જુદા જુદા વર્ગની રૂચિ અનુસાર જુદા જુદા રસની નાટ્યકૃતિઓ બ્હાર મૂકી શકાય છે. પરંતુ આપણે ત્યાં તો અનેક ભૂમિકાનાં પ્રેક્ષકોનો બનેલો એકજ મિશ્રિત વર્ગ એકસામટો એકજ ઘટનાથી સંતોષવાનો હોય છે. તેટલા માટે જેઓ કંઇક અંતિમ ઉદ્દેશથી અથવા તો પોતાના દેશમાં પ્રસરતા નવ ચેતનને વેગ આપવા આપણી રંગભૂમિ માટે લખવાની અભિલાષા રાખતા હોય તેઓના માર્ગમાં જેવી તેવી મુશ્કેલીઓ ઉભી નથી. ઉપરાંત, એ પણ ભૂલી જવાનું નથી કે નાટક કંપનીઓની દૃષ્ટિથી રંગભૂમિ એક ધંધાર્થી પેઢી છે. અને એમ માનવાને તેઓને સંપૂર્ણ હક્ક છે. જેટલે દરજ્જે તેઓ રંગભૂમિને જાહેર શિક્ષણશાળામાં બદલાવવા મથે તેટલી તેઓની હું તો ઉદારતા અને સ્વદેશપ્રીતિજ માનું છું. આ સર્વ દૃષ્ટિબિંદુઓ ધ્યાનમાં રાખનાર પ્રેક્ષક તેમજ સમાલોચક સમજી શકશે કે આપણી રંગભૂમિની ગુંચવણભરેલી યાંત્રિક તેમજ માનુષિક ઘટનાને અનુકૂળ થઇ, ભૂત વર્તમાન કે ભવિષ્યનાં ભલે અપૂર્ણ અને ઝાંખાં પણ રેખાચિત્ર ચિતરવામાં માત્ર પાંડિત્ય કે રસશાસ્ત્રનું જ્ઞાન બસ નથી; આ દિશામાં થોડી પણ સફલતા મેળવવા માટે પાંડિત્ય કરતાં કુદરતી રણકો અને રસશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર વધારે ઉપયોગી અને અનિવાર્ય જણાય છે. અને તેથી આપણી રંગભૂમિ અર્થે સર્જાયેલ

કૃતિઓને માત્ર પાંડિત્ય કે રસશાસ્ત્રની કસોટીથી કસવી તે અન્યાયભરેલું તેમજ નિરર્થક છે. તેવીજ રીતે રંગભૂમિનું કાવ્ય પણ જુદીજ દૃષ્ટિથી વિચારવાનું છે. જે કંપનીઓમાં ખાસ સમર્થ સંગીતશાસ્ત્રી રોકવામાં આવેલ હોય છે ત્યાં લેખકને ફાવે તેવા રાગમાં કે છંદમાં સ્વચ્છંદી રીતે ગમે તેવી લંબાઇ પહોળાઇમાં વિહરવાની છૂટ હોતી નથી. "સારીગમ"ના ચોક્કસ ચોકઠાની બહાર તેનાથી યત્કંચિત્ ચસી શકાતું નથી. મર્યાદિત સમયમાં, મર્યાદિત "સારીગમ" માં અને મર્યાદિત પ્રસંગમાં જ તેણે પાત્રોનું હૃદયમંથન આલેખવું પડે છે. તેથી સ્વતંત્ર છંદો અને કાવ્યોમાં લલકારનારને શબ્દ પ્રયોગો અને ભાવલેખનની જે સ્વતંત્રતા મળે છે તે રંગભૂમિનાં કાવ્યમાં મળી શકતી નથી. અને તેટલે દરજ્જે નાટકકારને કવિઓની કલ્પનાશક્તિ કરતાં ઔચિત્યબુદ્ધિ અને પ્રમાણબુદ્ધિનો વધારે ઉપયોગ કરવો પડે છે.

આ સર્વ છતાં હું તો આપણી રંગભૂમિ માટે વધારે ને વધારે આશાવદી બનતો જાઉં છું. સતત પ્રયોત્નોથી લોકરૂચિ ઘણી કેળવી શકાય તેમ છે એવો મ્હારો નમ્ર અનુભવ છે. સમાજસેવા અને સાહિત્યસેવાની ધુન કદાચ સર્વ નાટકકંપનીઓમાં એકદમ જગાવી ન શકાય, તોપણ ધંધાની દૃષ્ટિથી નાટક કંપનીઓની આબાદી જાળવીને રંગભૂમિદ્વારા કલા તેમજ લોકશિક્ષણ સંબંધી ઘણી સિદ્ધિ થઇ શકે તેમ છે એ મ્હારી શ્રદ્ધા વધારે દૃઢીભૂત થતી જાય છે. આ નમ્ર નાટકદ્વારા બીજાઓને પણ આ શ્રદ્ધાનો થોડો પણ ચેપ લગાડવા હું સદ્‌ભાગી થઇશ તો મ્હારા ધાર્યા કરતાં આ નવીન નાટ્યકૃતિની ઘણી વધારે સફલતા થયેલી ગણીશ.

મુંબઇ.

તા. ૨૮ જુલાઇ-૧૯૧૭

[ ૩૦ ]

# " મેઘ–માલિની "નું નિવેદન.

જેઓને "મધુ–બંસરી" પસંદ પડેલ હશે તેઓને "મેઘ–માલિની" માં પણ રસ પડશે એમ મ્હને આશા છે. કારણ કે સામાજિક પ્રશ્નોની પરંપરામાં જ્યાં " મધુ–બંસરી " અટકે છે ત્યાંથી " મેઘ–માલિની" શરૂ થાય છે.

અલબત્ત, જેમ " મધુ–બંસરી" સંબંધી કોઈ કોઇ સ્થળે કહેવાતું હતું તેમ આ નાટકમાં સૂચવાયેલા પ્રશ્નો સંબંધી પણ કદાચ કહેવાશે કે આ પ્રશ્નો હજુ આપણા દેશમાં બહુ બહુ દૂર છે. મ્હારૂં માનવું જૂદું છે. " મધુ–બંસરી" ની જે વાતો બહુ દૂર ગણાતી હતી તેમાંની કેટલીક હકીકત રૂપે બની ગઈ હતી. કેટલીક ચાર છ માસમાંજ બનવા પામી હતી. " મેઘ–માલિની" માં પણ જે સવાલોને સ્પર્શવામાં આવ્યા છે તે સાવાલો અત્યારે સર્વત્ર જીવંત સવાલો છે અને આપણા દેશમાં એ સવાલો બહુ ટૂંક સમયમાં વધારે જીવંત થવાના છે. નાટકની સ્થૂલ ઉપાધિઓમાં વિંટળાયેલા એ સવાલોને સુજ્ઞ પ્રેક્ષકો સહેલાઇથી ઉચકી લેશે એટલે મ્હારે તેની ઊંડી મીમાંસામાં ઉતરવાનું પ્રયોજન નથી. અમુક સામાજિક, આર્થિક કે રાજકીય પ્રશ્નનું બાહ્ય સ્વરૂપ આ નાટકમાં આલેખ્યું છે તેવુંજ હકીકતમાં હશે એમ માનવાને કંઇ કારણ નથી. છતાં અંતિમ પૃથક્કરણમાં જે સિદ્ધાંતો અને ઘટનાઓનો સમસ્ત સમાજે વ્હેલો મોડો નિકાલ લઇ આવવાનો છે તેનો થોડો ઘણો સ્પર્શ કરવાનો મ્હેં અહિં નમ્ર પ્રયત્ન કર્યો છે.

સવાલોની વિગતમાં ઉતરવાની કે તેનો ચોકસ નિર્ણય સૂચવવાની ધૃષ્ટતા મ્હેં બતાવી નથી. મ્હેં તો સર્વ સામાજિક સવાલોમાં અંતર્ગત રહેલ સનાતન હૃદયમંથનની એકાદ ઊર્મિનો જેવો લઈ શકાયો તેવો એક ન્હાનો "સ્નૅપ શૉટ" લઇ લીધો છે; અને એ ન્હાના ફોટોગ્રાફમાં આપણી વર્તમાન રંગભૂમની કેટલીક જરૂરની ગણાતી ઉપાધિઓ પણ આવી ગઈ હશેજ. આ ઉપરથી સમજી શકાશે કે મ્હેં આદર્શો ચિતર્યા નથી; મ્હેં માત્ર કલ્પનાસૃષ્ટિની થોડી હકીકતોની નોંધ લીધી છે. [ મુંબાઈ, તા. ૨૩–૧૧–૧૮ ]

[ ૩૧ ]

## આદિલશાહના
# " નીતિ શતક "ની પ્રસ્તાવના.

તોફાની સમુદ્રમાં મુસાફરી કરી આવેલા અને બચવા પામેલા મુસાફર-ખારવાનું ખરૂં કર્તવ્ય શું છે? બીજા મુસાફરોને ભયંકર ખડક અને ખોયાણની ખાસ ચેતવણી આપી તોફાનમાં મેળવેલા મોંઘા અનુભવનો સદુપયોગ કરવો તે જ. અને તેવો મહા પ્રયાસ મહાન ભર્તૃહરિના નીતિશતકમાં બહુ અંશે થયો છે એમ દૃષ્ટિગોચર થાય છે. મતલબ કે સંસારના પ્રવાસમાં ડગલેડગલે મળેલા મીઠા અથવા કડવા અનુભવનું ચિત્ર તેણે પોતાના શતકમાં અપૂર્વ કાવ્ય શક્તિથી આલેખ્યું છે. પરંતુ રસહીન સૂત્રોમાં ગંભીર તત્ત્વોનું અનુશાસન કરવા તેનું મન માન્યું નથી. તેમ જ ક્લિષ્ટ શબ્દોથી ભરપૂર, અસ્વાભાવિક ને આડંબરવાળાં કાવ્યમાં તેણે પોતાની કિંમતી કાવ્યશક્તિનો વ્યય કર્યો નથી. તેણે તો માત્ર સાધારણ સમજશક્તિ ધરાવનાર મોટા વર્ગને પણ રૂચિકર ને શ્રેયસ્કર થઈ પડે તેમ આકર્ષક અને સાદી ભાષામાં સંસારના પાઠ શીખવ્યા છે. અપૂર્વ શૃંગાર રસનું પાન કરાવવાનો, અલૌકિક વીર રસનો અગ્નિ પ્રકટાવવાનો, ગાઢ સ્વદેશાભિમાનનો ઝુંડો ફરકાવવાનો અથવા તો મસ્ત સન્યસ્તની અભિલાષા પ્રદીપ્ત કરવાનો આશય આ સ્થળે તેણે રાખ્યો હોય તેમ જણાતું નથી; પરંતુ દરેક સંસારી પોતાના વ્યવહારમાં જેમ બને તેમ ઓછી ઠોકરો ખાય એવી અપેક્ષા જરૂરી રાખી હોય એમ પ્રકાશિત થાય છે. જો કે તેણે તો છૂટું છાવાયેલું લખેલું છે, તોપણ તેના ખ્યાલમાં હોવું જોઇએ, કે કાવ્યનું સાફલ્ય તો મનુષ્યના મોટા ભાગને આનંદ આપી, તેને સીધે રસ્તે દોરવામાં અને તેનામાં ડહાપણ

ને ઉચ્ચ ભાવ ઉત્પન્ન કરવામાં જ સમાયેલું છે. કારણ કે કિલષ્ટ ભાષામાં આપેલા કિલષ્ટ વિચારોનો અંગીકાર કરવા સામાન્ય બુદ્ધિ સમર્થ નથી. જો સંસ્કૃત ભાષામાં લોકોના બહોળા ભાગનું આકર્ષણ કરી શકે, અને આકર્ષાયેલાઓને તેમના શ્રમનો બદલો આપી શકે તેવું, એટલે કે સરળ ભાષામાં સરળ વિચારો અને આનંદ સાથે નૈતિક જ્ઞાન આપનારૂં–ઉપદેશક અને વ્યવહારોપયોગી–કોઇ પુસ્તક બહાર પડયું હોય, તો તે ભર્તૃહરિનું નીતિશતક છે એમ સૌ કોઇ માનશે.

આ ભાષાંતરનો ઉદ્દેશ સંસ્કૃત ભાષા નહિ જાણનારાઓને પણ આ પુસ્તકનો પરોક્ષ રીતે લાભ આપવાનો છે. સંસ્કૃત ભાષામાં શબ્દોનો ભંડોળ જબ્બર હોવાથી અને સમાસના સહેલાઇ સારી હોવાથી, નાના છંદમાં પણ, એક વિચાર સંપૂર્ણ રીતે દર્શાવી શકાય છે; પરંતુ તે જ વિચાર ગુજરાતીમાં આપવો, ને વળી તે જ છંદમાં અને તે જ અલંકારમાં, છતાં મૂળ ખૂબીમાં વિક્ષેપ નહિ આવવા દેવો–એ કામ કેટલું કઠિન છે, તે મારા જેવો, જેણે ભાષાંતરનો પ્રયાસ સ્વપ્નમાં પણ કર્યો નથી, તે યથાર્થ સમજી ન શકે. અહિંયાં મૂળ રસ કાયમ રાખવાનો ભાષાંતર કર્તાનો પ્રયત્ન બહુધા ફળીભૂત થયો છે, એ વાત પણ તેને ધન્યવાદને પાત્ર કરશે. લગભગ પંદર વર્ષ પહેલાં કર્તાની નાની વયમાં–લખાયેલું આ ભાષાંતર અનુકૂળતાના અભાવે વહેલું બહાર પડી શક્યું નહોતું. જો કે આશા છે કે આ ઉમદા પ્રયત્ન વાચક વર્ગમાં સર્વથા સફળજ થશે, તોપણ કદાચ કોઇને સંપૂર્ણ સંતોષ નમળે તો તે દરગુજર કરવા જેવું છે, કારણ કે કર્તાએ પોતાનું લખાણ એક ઇતિહાસ તરીકે જાળવી રાખવાના ઉદ્દેશથી અસલ હતું, તેનું તે–ફેરફાર કર્યા વિના–બહાર પાડેલું છે. આ ભાષાંતરમાં ઘણે સ્થળે સંસ્કૃત સાખ્યો પણ ટાંકવામાં આવ્યાં છે. તે સાખ્યો સંસ્કૃતનું સાધારણ જ્ઞાન ધરાવનાર માણસ પણ ઘણી જ સહેલાઇથી સમજી શકે અને તેથી મૂળ શ્લોકના રસમાં અધિક મજા આવે

તો તે નવાઈ જેવું નથી. તે ઉપરાંત, મારા ધારવા પ્રમાણે ગુજરાતી ભાષામાં આ પહેલું જ પુસ્તક છે, જેમાં શ્લોકના અલંકાર સામેલ કરવામાં આવ્યા હોય, અને એટલા માત્રથી જ સંતોષ નહિ પામતાં તેને સંપૂર્ણ વિવેચનથી યથાર્થ ઘટાવવામાં આવ્યા હોય. જે વાચકને અલંકાર સબંધી બિલકુલ જ્ઞાન નહિ હોય, તેને આ અલંકારો નવું જ્ઞાન આપશે. જેને થોડો થોડો અનુભવ હશે, તેના અનુભવમાં આ મોટા ભંડોળથી સારી અભિવૃદ્ધિ થશે, અને જેણે એ વિષયનો સંગીન અભ્યાસ કર્યો હશે, તેને ઘણાંજ સરળ ઉદાહરણોનો અચિંતિત ઉત્તમ લાભ ઉપરાંત મનન કરવા યોગ્ય ખોરાક મળશે. મારા સ્વતંત્ર મત પ્રમાણે કૉલેજના સંસ્કૃત વિદ્યાર્થીઓ [ પ્રીવિયસ, ઇન્ટર્મીડિયેટ અથવા બી. એ. ] ને પણ આ પુસ્તક અતિ ઉપયોગી થઈ પડશે. વળી હાલમાં મૅટ્રિક્યુલેશનમાં ગુજરાતી ભાષા ફરજીઆત શીખવાનો ઠરાવ પસાર થયો છે, તો મૅટ્રિક્યુલેશનના વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષામાં જે પુસ્તકો શિખવાય છે તેમાં [ તેમ જ એમ. એ. માં ] પણ આ એક નવીન વધારો કિંમતી થઇ પડે તો તેમાં આશ્ચર્ય નથી.

આ સ્થળે કદી પ્રશ્ન થશે કે આ ગ્રન્થનાં બીજાં ભાષાંતરો બહાર પડેલાં છે છતાં આ પુનરૂક્તિનું શું પ્રયોજન છે? આમાં એવો શો નવીન ચમત્કાર છે? આનો જવાબ બે શબ્દોમાં આપીએ તો એ કે આ ભાષાંતર બીજા કરતાં ઉંચા પ્રકારનું છે એવો દાવો કર્તાએ પરોક્ષ રીતે પણ કર્યો નથી, તોપણ એકજ વિચાર જૂદી જૂદી ભાષામાં દર્શાવવાથી તે વધારે સ્ફુટ થાય છે, એટલું તો દરેક જણનું મગજ કબૂલ કરશે; અને એક જ વસ્તુ જૂદી જૂદી દિશામાંથી જોવાય તો નવું નવું સૌંદર્ય દષ્ટિગોચર થાય તે અસ્વાભાવિક નથી; તેમ જ જેનું જીવન સાહિત્યમાં જ મચી રહ્યું હોય, તેના તરફથી આ જાતનો પ્રયાસ, ભલે બીજાઓથી થયો હોય તોપણ, કંઇક નવીન લીજ્જત થોડે અંશે પણ આપી શકે તો તે બનવાજોગ છે. કારણ કે 'ટેક્નિકલ

ઇન્સ્ટિટયૂટ'માં પહેલા વર્ગમાં પાસ થયેલા વિદ્યાર્થી કરતાં પણ વિશ્વકર્માનો એક પુત્ર તેનો વાંસળો રમાડવામાં વધારે ચાતુર્ય બતાવી શકે ખરો; તો પછી સોનું ને સુગંધ સાથે જ હોય તો તે માટે કહેવાનું શું રહે ?

આ પુસ્તક છપાવવામાં કર્તાને જે ગૃહસ્થ તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, અને જે ગૃહસ્થ પોતાનું નામ બહાર પાડવાને નારાજ છે, તેનું આ વિષયમાં અતિ સ્તુત્ય અનુકરણ કરવું એ શ્રીમંત વર્ગનાઓનાં કર્તવ્યમાંનું એક ઉમદા કર્તવ્ય છે એમ કહ્યા વિના ચાલતું નથી. નિઃશંક, પૈસો વાપરવાની પ્રણાલીઓ અસંખ્ય છે, પરંતુ જ્યારે આવે સન્માર્ગે તે વહેશે ત્યારે જ ધનાઢય લોકો અર્થશાસ્ત્રીઓના સખ્ત કટાક્ષથી મુક્ત રહેવામાં સમર્થ થશે.

મુંબઇ તા૦ ૧-૧-૧૭.

---

# [ ૩૨ ]

# “ગુજરાતના દશ મહાપુરૂષો.”

---

“આર્ય પ્રકાશ”ના તંત્રી મહાશય,

આપે ઓગણુસમી સદીના ગુજરાતના દશ મહાન પુરૂષોની નામાવલિ સંબંધી જે ફેરફાર ગતાંકમાં સૂચવ્યો છે તે યોગ્ય છે એમ હું માનું છું. તથાપિ મહાન પુરૂષોની ટીપ કરવામાં કેટલી મુશ્કેલી પડે છે તે આપ પોતે પ્રયત્ન કરશો ત્યારે અનુભવસિદ્ધ થશે, અને ત્યારેજ આપ મારા જેવાને આગ્રહ કરવાનું સાહસ કરતા અટકશો.

ઈંગ્લંડના મહાપુરૂષ બેકને ક્યાંક કહ્યું છે તેવું પણ અહીં કહેતું પડે છે કે સર્વ મહાન પુરૂષોની નામાવલિ અહીં આવી શકાય તેમ

નથી; અને છતાં કોઈ મહાન પુરૂષનું નામ રહી જાય તે કોઇ પણ રીતે યોગ્ય નથી એમ આ લેખક સમજે છે. આવી સ્થિતિમાં અને આટલા સંકોચથી હું નીચેની નામાવલિ આપવા હિમ્મત ધરૂં છું. ગુજરાતી ભાષા જેઓની માતૃભાષા છે તેઓ સર્વનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેથી પારસી બંધુઓને પણ પૂરતો ન્યાય આપી શકાશે એ આનંદની વાત છે.

## પાંચ વિદેહ મહાન ગુજરાતીઓ.

### ૧. સ્વામી દયાનંદ સરસ્વતી.

આર્ય સમાજ જેવી ચેતનવતી સંસ્થાના સ્થાપકને પ્રથમ સ્થાન આપીએ તો યોગ્ય લેખાશે. હું કાઠિયાવાડી છું તેથી કદાચ કાઠિયાવાડી તરફ મારો પક્ષપાત પણ આ પ્રમાણે મને એમના તરફ ખેંચતો હોય!

### ૨. શ્રીયુત ગૌરીશંકર ઉદયશંકર ઓઝા.

કેટલાંકો આ નરવીરને એમના વેદાંતના ઉચ્ચ જ્ઞાન માટે સ્મરે છે, હું એમની રાજ્યદક્ષતા માટે વિશેષ મગરૂર છું. હું ધારૂં છું કે એ પણ કાઠિયાવાડના હતા એવી મગરૂરી બતાવી મારૂં "પ્રાંતિકપણું" મારે પ્રકાશિત કરવું ન જોઇએ.

### ૩. પંડિત ગટુલાલજી.

આપના પત્રના ગતાંકમાં કવિ ભાઈશંકરજી પંડિતને આ "ભારત માર્તંડ" નું નામ સ્મરણમાં આવ્યું તે ખાતે એ મહાશયને મારૂં અભિનંદન આપવાની અપ્રસ્તુતતા દાખવી શકું કે? સંસ્કૃત સાહિત્ય જેમને હસ્તામલકવત્ હતું, અને બીજાઓ એક અવધાન કરી શકે છે તેનાં કરતાં શતગણી સારી રીતે જે [illegible] કરી શકતા તેમને આ નામાવલિમાં સ્થાન મળવુંજ જોઇએ. મને હવે યાદ આવે છે કે પંડિત ગટુલાલજીને પણ કાઠીયાવાડ પોતાના કહી શકે તેમ છે.

### ૪. શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

"સરસ્વતીચંદ્ર" ના લેખક અને નવીન ગુજરાતને નવીન ચેતન અર્પનાર નરરત્નનું નામ આપણા સર્વની જીભને ટેરવે છે, અને તેથી એમનું નામ ભુલી શકાયજ નહીં એવી શ્રદ્ધાને લીધે એમનું નામ ચોથું આવે છે. નડીઆદને ઘણા વિદ્વાનોએ જાણીતું કર્યું છે, અને કેટલાકો ભવિષ્યમાં કરશે, પરંતુ શ્રીયુત ગોવર્ધનરામના નામ વિના નડિયાદ બરાબર પ્રકાશી શકે કે નહિ તે શંકાસ્પદ છે. આશા છે કે ત્યાંનાં અન્ય નરરત્નો આ વિચારને "લાઇબેલ" તરીકે નહિ ગણે.

૫. આ પાંચમું નામ કોઈ સ્ત્રી રત્ન માટે આપની સૂચના પ્રમાણે રાખ્યું છે, પરન્તુ હું આ ખાલી જગા પૂરી શકતો નથી. તો પછી તેની જગાએ કોઇ પુરૂષનું નામ મૂકવું એ આપની સૂચના નથી. હું તો મારા શોકના ચિહ્ન તરીકેજ એ જગા ખાલી રાખવા માગું છું.

## પાંચ જીવંત ગુજરાતીઓ.

### ૧. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ.

ગુજરાતના આભૂષણરૂપ આ નરેશને આપણા પોતાના ગુજરાતી કરી લેવા કયા ગુજરાતીનું મન નહિ લલચાય ?

### ૨. શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી.

આખી સુધરેલી આલમમાં સમસ્ત હિંદુસ્થાનને માનનીય મનાવનાર આ મહાન કર્મયોગીને ભૂલી કેમ શકાય ? અને તે એક કાઠિઆવાડી છે તે વાત ગમે તેવો વિશાળ દૃષ્ટિવાળો પણ કાઠીઆવાડી ભૂલી કેમ શકે ?

### ૩. શ્રીયુત દાદાભાઇ નવરોજજી.

આ પ્રાતઃસ્મરણીય નામ અહીં બિરાજી શકયું તે તંત્રી મહાશય, આપની સુંદર યુક્તિ કે જેથી પારસી બંધુઓનો સમાવેશ થઈ

શકયો તેને આભારી છે; અને " હિંદના દાદા " ગુજરાતના મહાન પુરૂષ હોય તેમાં આશ્ચર્ય શું ?

## ૪. સર ફીરોજશાહ મેરવાનજી મહેતા.

મુંબઇના અતિ ઉજ્જવલ હીરાને આપણા કરી લેવામાં પારસી બંધુઓ ઇર્ષ્યા નહી કરે એમ આશા છે.

૫. આ સ્થાન કોઈ સ્ત્રી રત્ન માટે " રીઝર્વ્ડ " છે. પ્રથમ ખાલી સ્થાન શોકચિહ્ન તરીકે હતું, આ આશાચિહ્ન તરીકે છે !

આટલી નામાવલિ આપ્યા પછી પણ, તંત્રીજી, ઘણોજ અસંતોષ રહી જાય તો ક્ષમા કરશો. આ લેખકને પોતાને પણ સં-તોષ થયોજ નથી. જમશેદજી તાતા, બીજા સાક્ષરો, સુધારકો, ધર્મ પ્રવર્તકો, કલાકારો, આદિનો સમાવેશ કરવા મારૂં મન પણ અતિશય ઉત્સુક છે. પણ આપે દોરેલી મર્યાદા અટકાવે છે. તેથી આ નામાવલિ મને, આપને કે આપના પત્રના કોઇ પણ વાંચનારને જરા પણ અધૂરી જણાય તો તેની સર્વ જવાબદારી આપને શિરે છે એટલું કહી વિરમું છું.

આપનો સેવક,

**નૃસિંહદાસ ભ. વિભાકર.**

[ " આર્યપ્રકાશ " તા. ૨૪-૫-૧૪ ]

[ ૩૩ ]

# —નાસિક ગુરૂકુલ ઉત્સવ—

## એક વ્યાખ્યાનનું ટાંચણ.



૧ યુરોપના જુદા જુદા દેશ તેમજ અમેરિકામાં પ્રવર્તતી શિક્ષણ પદ્ધતિ સાથે સરખાવતાં આ દેશની પ્રાચીન ગુરૂકુળ પદ્ધતિ શું વધારે પસંદ કરવા લાયક છે કે કેમ ?

× × × ×

૨. શું ગુરૂકુળમાં મફત કેળવણી આપવી યોગ્ય થઇ પડશે ?

× × × ×

૩. ગુરૂકુળ શિક્ષણ પદ્ધતિ આ જમાનાને બંધ બેસ્તી છે કે ? તેની પાછળ મહાન ખર્ચ કરવો યોગય છે કે ?

લગભગ આખી દુનિઆની પ્રજાઓ હવે માનતી થઇ છે કે કેળવણી ઉપરજ કોઇપણ પ્રજાની ઉન્નતિ કે અવનતિનો આધાર છે. જે દેશોમાં કેળવણીનો પ્રચાર બહુજ મોટા પ્રમાણમાં થઇ ચુક્યો છે ત્યાં હજુ પણ દિનપ્રતિદિન કેળવણી સંબંધી નવા સુધારા, નવી સંસ્થાઓ, નવા વિચારોની પરંપરા અટકી નથી, એટલુંજ નહિ પરંતુ વધતીજ જાય છે. ઈંગ્લંડ કે જે કેળવણીમાં બહુ આગળ પડતો દેશ છે ત્યાં પણ જર્મની, અમેરિકા, ફ્રાન્સ, વિગેરે દેશો સાથે સરખામણી ચાલુ રીતે કરવામાં આવે છે અને હમેશાં નવા નવા સુધારા થતા જાય છે. ખરી રીતે બર્મિંગહામ, માંચેસ્ટર, બ્રિસ્ટલ, વેલ્સ આદિ યુનિવર્સિટીઓ ઇંગ્લંડ અને જર્મની વચ્ચેની સરખામણી કરી, જર્મનીની શિક્ષણ પદ્ધતિ ઉચ્ચતર છે એ પ્રમાણે બાંધેલા

અભિપ્રાયનુંજ પરિણામ છે. જ્યારે ઇંગ્લંડ જેવા દેશને આ જાતની સરખામણી આવશ્યક છે, તો પછી આપણો દેશ કે જે હાલ કેળવણીમાં આટલો બધો પછાત છે, તેની પશ્ચિમના દેશોની કેળવણી પદ્ધતિ સાથે સરખામણી અત્યંત લાભદાયક થઇ પડે તો તેમાં આશ્ચર્ય નથી.

પ્રથમ તો એટલું ધ્યાનમાં રાખવાનું છે કે દરેક સુધરેલા દેશમાં—જર્મની, ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા કે જાપાનમાં એવા પ્રકારની શિક્ષણ પદ્ધતિ રાખવામાં આવી છે કે જેથી દરેક પ્રજાજનને વસ્તુતઃ પ્રજાકીય કેળવણી મળે, કે જેથી દરેક નાગરિક પોતાના દેશનાં ઇતિહાસ, ભૂગોળ, કલાકૌશલ્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, વ્યાપાર, શાસ્ત્રો, આદિથી સંપૂર્ણ રીતે માહિતગાર થાય, પોતાના દેશને ઓળખતાં અને ચાહતાં શીખે, અને પોતાના દેશની ખુબીઓ તેમજ ખામીઓ અને જરૂરિયાતો સમજે. **આનું નામજ ખરી પ્રજાકીય કેળવણી છે.**

બીજા દેશોની સ્થિતિથી વિદ્યાર્થીએ વાકેફગાર થવાનું નથી એમ સમજવાનું નથી, પરંતુ પોતાનો દેશ શું છે, પોતાના દેશની જરૂરિયાતો શું છે, પોતાના દેશનું શું રક્ષવાનું છે, શું ત્યજવાનું છે, શું મેળવવાનું છે, તેનો યથાર્થ ખ્યાલ આવ્યા પછીજ પારકા દેશો સાથે લાભકારક સરખામણી સંભવિત છે. **જેમ અર્થશાસ્ત્રમાં જરૂરિયાતો પ્રથમ અને મોજશોખ પછી—તેવીજ રીતે કેળવણીના સંબંધમાં પણ સમજવાનું છે.**

Bernard shaw once said—" There ought to be no such thing as a rich child or poor child——only a happy child. "

" ગરીબ બાળક કે તવંગર બાળક—એવી કોઇ વસ્તુ હોવી ન જોઇએ. સુખી બાળકનોજ વિચાર કરવો ઘટે છે. "

ઈંગ્લંડમાં પણ એવાં હજારો બાળકો છે કે જેઓએ ગટર સિવાય રમવાનું મેદાન જોયું નથી, જેઓએ સમુદ્રની કે સરોવરની કે રમણીય વનની કુદરતી લીલાનું દર્શન કર્યું નથી, અને જેઓએ ગંદી, સડેલી, દુર્ગંધમય અને દુર્ગુણમય ખોલીઓ સિવાય કોઈ બીજા ગૃહમાં વાસ કર્યો નથી. ઇંગ્લંડના ગરીબો માટે રચેલા કાયદા Poor Law નીચે ઇંગ્લંડ અને વેઈલ્સમાંજ માત્ર અઢી લાખ છોકરાં રઝળતાં બાળકો paupers છે. હવે આ પ્રશ્ન એક દૃષ્ટિથી કેળવણીનો પ્રશ્ન છે. સરકાર કે પ્રજા દેશનાં બાળકોની કયા પ્રકારની સંભાળ રાખવા ઈંતેજાર છે અને ક્યાં સુધી પોતાની જવાબદારી સમજે છે તે આ ઉપરથી સમજવાનું છે. આવાં ગરીબ બાળકોનાં માબાપો કુટુંબની આજીવિકા અર્થે બચપણમાંજ પોતાનાં બાળકોનો મજૂરી અને ગદ્ધાવૈતરામાં ઉપયોગ કરે અને કુટુંબ ઉદર ભરવા માટે કેળવણીનો લાભ હમેશને માટે જતો કરે તે સ્વાભાવિક છે આ ઉપરથી ખાત્રી થશે કે કેળવણીના મહા પ્રશ્નોમાં "ગરીબ બાળક" એ પ્રશ્ન પણ એક અતિ મહત્વનો પ્રશ્ન છે. ત્યારે કેળવણીનો એક અતિ ગહન પણ આવશ્યક સિદ્ધાંત એ હોવો જોઈએ કે આપણે આપણા દેશમાં તંદુરસ્તી, સ્વચ્છતા. પોષણ, અવકાશ, રહેવાની સગવડતા. પ્રકાશ, આનંદ અને જીંદગીની બીજી જરૂરિયાતોનું થોડામાં થોડું પ્રમાણ એવું ગોઠવવું જોઇએ અને પૂરું પાડવું જોઇએ કે જેથી કોઇપણ બાળક તે પ્રમાણની નીચે ન જાય અને જેથી દરેક બાળકને કેળવણીના ખરા સંસ્કારોનો ઓછામાં ઓછો આવશ્યક લાભ મળે. આપણા દેશમાંજ નહિ પણ લગભગ બધા સુધરેલા દેશોમાં પણ ચાર મોટા રાક્ષસો ખરી કેળવણીના માર્ગમાં પડાવ નાંખી પડયા છે—તે ચાર રાક્ષસો—ભુખમરો [Hunger], રોગ [Disease], ગદ્ધાવૈતરું [Overwork] અને ગરીબી [Pauperism] છે.

ગરીબી અને દરદને લીધે કેળવણી પચાવવાના સંભવ કેટલા ઓછા થઈ જાય તે સમજી શકાય તેમ છે. ઇંગ્લંડ અને વેલ્સની

બાળક પ્રજામાંથી:—10 p. c. children suffer from serious defect in vision; 3 to 5 p. c. defective hearing; 1 to 3 p. c. suppurating ears; 6 to 8 p. c enlarged tonsils: 40 p. c decay of teeth: 30 to 40 p. c. unclean hands or bodies; 1 p. c. ringworm: 1 p. c tuberculosis: 1 to 2 p. c. heart disease.

૧૯ મા સૈકાની શરૂઆતમાં અસંખ્ય છોકરાંઓને ઉદ્યોગની મીલમાં દળી નાંખવામાં આવતાં હતાં એમ કહીએ તો અત્યુક્તિ નથી. આઠવાડીઆના ગુલામ તરીકે એક એક પેની માટે બાળકોને વેંચવામાં આવતાં હતાં અને મીલો માટે ખટારાઓમાં ભરીને લઇ જવામાં આવતાં હતાં. એ દિવસો ગયા છે, છતાં કેળવણીનો લાભ યથાર્થ લેવા જેવી સ્થિતિ હજુ આવી નથી. હજુ પણ યોર્કશાયર અને લેંકેશાયરની મીલોમાં ૩૦,૦૦૦ હજાર કરતાં વધારે છોકરાં ( ૧૨ થી ૧૪ વર્ષની વયનાંજ ) અર્ધો દિવસ મીલનાં મજુરો તરીકે ગાળે છે. ૫ વાગે તેઓ ઉંઘમાંથી જાગે છે. ૬ કે ૬–૩૦ વાગે કામ ઉપર જાય છે. બપોરે નિશાળે જાય છે. અથવા સવારે સ્કુલમાં જાય છે અને બપોરના ૧ થી ૬ સુધી મીલમાં કામ કરે છે. મીલમાં મજુરી આઠવાડિઆની ૨ થી ૨॥ શિલીંગ મળે છે. લગભગ ૨૬ થી ૨૭ કલાકના કામ માટે ૧૯૧૨ ની સાલમાંજ લીડ્ઝ-ના 'સેક્રેટરી ઑફ્ એડ્યુકેશન' પાસેથી નીચે પ્રમાણે રીપોર્ટ સાંભળીએ છીએ:—બાળકોની મોટી સંખ્યા છે કે જેમાં ૧૪ વર્ષની વયના સવારના આઠથી રાત્રિના દશ સુધી ગાડીઓ હાંકે છે: "બિલિયર્ડ માર્ક્સ"–૧૪ વર્ષના–સવારના ૯॥ થી રાત્રિના ૧૧ સુધી; સંદેશો પહોંચાડનારા–૧૩ વર્ષના–સવારના ૮॥ થી રાત્રિના ૯ સુધી; ન્યુસ-પેપર વહેંચનારા–૧૬ વર્ષના–સવારના ૪ થી સાંજના ૪ સુધી. આ પ્રમાણે પોતાના કુટુંબની આજીવિકા રળવાની ખાતર અસંખ્ય બાળકો

પાસેથી આનંદ, ગમ્મત, અવકાશ, શારીરિક અને માનસિક કેળવણી છીનવી લેવાનો અધિકાર કોઇ પણ પ્રજાને શા માટે હોવો જોઇએ ?

ઇંગ્લંડમાં હજુ પણ એવો વિચાર પ્રચલિત છે કે વધારે સારી ટેકનિકલ કેળવણી એજ એક મજુરના બાળકનું નિશાન [ ideal ] હોવું જોઇએ—અને તેના ધંધા સિવાયનું બીજું જ્ઞાન નિરર્થક છે ! હજુ પણ ઇંગ્લંડમાં ૩૦૦,૦૦૦ છોકરાંઓ Poor Law Authorities ના હાથમાં છે, જે છોકરાંઓનો મોટો ભાગ ૫ થી ૧૬ વર્ષનો છે, અને બાકીનાં ૫ વર્ષની નીચેની વયનાં છે ! આ સર્વ છોકરાંઓને Workhouse ના અધમ વાતાવરણમાં સડવું પડે છે.

હવે ઇંગ્લંડમાં મત ફેલાતો જાય છે કે બાળકોની તંદુરસ્તી જાળવવાનું સર્વોત્તમ સાધન school clinic છે. Bradford માં સ્કુલ ક્લિનિક–૧૯૦૮ માં શરૂ થયું. School clinic હવે અનેક ગામોમાં નિશાળનું એક ખાતું થતું જાય છે. શાળાના ડૉકટરો, નર્સો, સંભાળ લેનારી કમિટીઓ, ડેન્ટિસ્ટો વિગેરેને ખાસ રોકવામાં આવે છે. હવે લોકો સમજવા માંડ્યા છે કે છોકરાંઓની તંદુરસ્તી જાળવવા માટે ખર્ચેલો એક શિલીંગ ભવિષ્યમાં એક પાઉંડનો બચાવ કરી આપશે. લંડન કાઉન્ટી કૌંસિલ હૉસ્પિટલો સાથે કૉન્ટ્રૅક્ટ કરે છે તો દરેક બાળક દીઠ તેને ૫ શિ. ૫ પેન્સ ખર્ચવા પડે છે, જ્યારે સ્કુલ ક્લિનિકના સાધનથી ૩ શિ. નો ખર્ચ આવે છે. પરંતુ સ્કુલમાં કે ક્લિનિકમાં જે સુંદર કાર્ય કરવામાં આવે છે તે પાછું બાળકની દુર્ગંધમય ખોલી જેને ઘર કહેવામાં આવે છે તેનાથી તે કાર્ય ઉપર પાણી ફરી જાય છે.

Open-air schools ની હીલચાલ જર્મનીમાં Charlottenburg માં ૧૯૧૪ માં શરૂ થઈ છે. ત્યાર પછી ઇંગ્લંડમાં પણ હવે એ હીલચાલ ફેલાતી જાય છે. લંડન, બ્રૅડફર્ડ, શેફિલ્ડ, હાલીફાક્સ, નૉરિચ, કાર્લાઇલ આદિ સ્થળોમાં કેટલાંક ખાતાંઓએ આ પ્રયોગ શરૂ

કર્યો છે. એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે મોટાં શહેરોમાં નિશાળે જતાં છોકરાંઓમાં ૩ થી ૫ ટકા જો કે નિશાળે જઇ શકે તેવી સ્થિતિમાં છે, છતાં દુર્બળ શરીર, અને નાદુરસ્તીને લીધે કેળવણીનો બરાબર લાભ લઇ શકતાં નથી.

Dr. Frederick Rose નો ચોક્કસ સિદ્ધાંત છે કે આ સર્વ મુશીબતો દૂર કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે ખુલ્લી નિશાળોનો પ્રચાર કરવો. આસપાસની કુદરતી લીલાનું ભાન થાય, સ્વચ્છ હવા મળે, તંદુરસ્તી અને સ્ફૂર્તિનો વધારો થાય એવા વાતાવરણમાં **hygienic apparatus** થી બાળકોને જ્ઞાન આપીને short classes, short lessons, હમેશના જીવન સાથે સંબંધ ધરાવતી કેળવણી આપવી જોઇએ; ત્યારેજ કેળવણી બોજારૂપ મટી આનંદરૂપ થશે.

૨૩૦૦ વર્ષ પહેલાં પણ Plato આજ ભાવના મુકી ગયો છે કે,—

The youth of the nation should "dwell in a land of health, amid fair sights and sounds, where beauty that is born of fair works, will come upon their senses like a breeze, & insensibly draw the mind even in childhood into a love of the highest things." This shows that we should make short work of the thousands of schools buried In the fetid back ways of our crowded cities.

ઇંગ્લંડમાં અત્યારે ૫ થી ૧૪ વર્ષ સુધી કેળવણી ફરજીયાત છે અને આ ૯ વર્ષમાં જેમ બને તેમ છોકરાંના મગજમાં Information ભરવામાં આવે છે. હવે school age ૧૫ થી ૧૬ વર્ષ

સુધી લઇ જવાના પ્રયત્નો થાય છે. ગરીબ કુટુંબો ૧૬ વર્ષ સુધી બાળકને ભણાવી ન શકે તે મુશ્કેલી દૂર કરવા ગરીબ કુટુંબોના ચાલકોનો પગાર વધે તેવી સગવડ થવી જોઇએ, અને ૧૬ વર્ષ પછી પણ ગરીબ બાળકો માટે half-time system થી કેળવણીની ગોઠવણ થવી જોઇએ. અને નહિ કે night classes ની મજૂરીથી.

10 The New Charter of the Children by C. M. Lloyd.

a. The removal of all children from the Poor Law.

b. Securing thro' the Educ. authorities of adequate food for all children of school age.

c. Prevention & cure of diseases of school children by school clinics, open-air schools, &c.

d. Prevention of child labour by amendment of the factory acts, prohibition of street trading, &c.

e. Better education by raising school age, establishment of day continuation classes, & increasing facilities of scholarships, freeships, &c. for higher education.

11. Cannot the question of finance be solved by a single millionaire as was suggested in the case of Mr. Gokhale's Bill by sir William Wedderburn ?

12. Only 3 persons out of 10,000 in Germany are unable to read & write—while in England it is 150 per 10,000, as against 770 per 10,000 in U. S.

India: 117 literates per thousand.

1,670,387, literate in or learning English.

Taken as an aggregate 580 per 10,000, can read or write in their verneculars.

13. Mr. Bryce: What was now wanted was intensive culture: higher quality rather than more quantity.

૩ કરોડ પૌંડ—જાહેર કેળવણીમાં ખર્ચાય છે.

Germany warns us against the tendency to premature specialization.

There was a danger of multiplication of universities. The conspicuous merit of America was that it had come far ahead of England in establishing a hold on business education.

Instead of looking upon education as a means to make way in the world it ought to be looked upon as a means to appreciate & enjoy the world.

14. Ravindranath's Ahram School at Bolpur, called શાંતિનિકેતન.

*Mr. Rawsay Macdonald*: "the Santiniketana is no mere seminary for the education of boys.

It is alive with the life of India; it is aware of what is going on outside India. It shares in the larger Indian Life...

I awoke early in the morning: outside there was sweet singing, and I was told that every morning the school choir went round the gardens chanting hymns. The day is closed in the same way, for a quarter of an hour in the morning and in the evening the boys sit in meditation...I left them sitting class by class on their little mats under the chalim trees, their books by their side, and their teachers in their midst. They smiled and chatted as I passed. Every thing was peaceful, natural, happy. And I went away into another world where worthy and well-meanig graduates from Oxford and Cambrige are toiling & perspiring like blacksmiths with heavy hammers to beat and bend the Indian mind into strange forms on strange anvils and where there is unhappiness and sadness of heart, timorous whispers instead of laughter, doubt instead of hope. "

15. In the eleven modern universities of England full time students number 9600, ( technological ) and 7000 at Oxford & Cambridge. Thus England & Wales have a total of 16,600

post & under graduates while Germany has 63,000 students in similar institutions! And yet they have more technical colleges & schools in the single city of London than in the provinces and states of the whole of India.

16. The proviseurs of French Secondry Schools are not the same as the headmasters of English Schools. These proviseurs have no liberty of action, no voice in the appointment of their staff, no right to purchase a book or tip a servant, and they are shifted periodically (every 3 yrs) from school to school. The functions of discipline & teaching are divided. There is now a tendency to unite these dual functions.

Until 1902 French public secondary schools had two sorts of education, classical & non-classical. But the distinction is now abolished. Latin & Greek are now made optional.

17. The elementary schools & the high schools-in fact the public school in America is a huge failure.

Pedantry or scholarship is not the test of the value of knowledge.

World use is the real test.

Live problems are neglected-of modern govt, industry, commerce, society &c.

We want schools that are not ornamental but living & useful-schools that teach the problems of today and not the gossip of forgotten yesterdays.

Eduction has became a machine, not the company of a sympathetic guide. It has become an institution, not a service.

The public librarians have shown that the most numerous requests for good literature came from those who have not studied literature in school. Because the purpose is completely lost in the plan.

Our public schools are planned for the average child. Who is the average child? Nobody can tell. Why not? Because he does not exist. Just try to strike an averge between a goose & an eagle. The thing is impossible; and if you do, what becomes of the goose & the eagle? The whole system of the elementary public school is keyed absolutely & conducted solely for one aim: to fit the pupil for the High School. Now, how many pupils from the elementary schools enter the high schools? Just seven out of a hundred.

( 18 ) ગુરૂકુલો કે કૉલેજોને બાળકો બંધબેસતાં કરવાનાં નથી. પરંતુ બાળકો માટે કૉલેજો અને ગુરૂકુલો બંધબેસતાં કરવાનાં.

એટલુંજ નહિ પણ એકજ બાળકની ખાતર આખી દુનિઆ બંધબેસતી કરવી પડે તો કરવાની છે ! આ દૃષ્ટિથીજ સંસ્થાઓ અને સમાજનાં બંધારણ જ્યારે રચાશે ત્યારેજ પ્રજાની ઉન્નતિ થશે. એક બાળકીસુંદર દેખાય તે માટે આસપાસનું વાતાવરણ સુંદર રાખવું જોઇતું હોય અને એ સૌંદર્ય માટે તેણીના વાળ સ્વચ્છ રાખવા જરૂરના હોય અને તે સ્વચ્છતા માટે આસપાસનાં મકાનો, મીલો, અને સુધારાના કચરાની હોળી જરૂરની થઈ પડતી હોય તો તે હોળી કરવી યોગ્ય છે.

[ "આર્યપ્રકાશ" તા. ૨૪-૫-૧૪ ]



## [ ૩૪ ]

# "સોરઠ" નાં સન્માન.

[ સોરઠની ધૂનમાં ]

સોરઠ મીઠી રાગણી, સોરઠ મીઠો દેશ;
મીઠા મેરામણ અહિં, સોરઠ પ્રેમ–પ્રદેશ.

સોરઠ સાચા ભક્તજન, મીરાં ને નરસિંહ;
સોરઠ પ્રભુનાં પારણાં, જગજૂનાં મન્દિર.

ભારત મહારથિ સંચર્યા, દ્વારિકા પ્રાણેશ;
દેહોત્સર્ગ સોરઠ થયા, પ્રભાસ પુણ્યપ્રદેશ.

સોરઠ ઉરમાંહે જડયા, બુદ્ધ તણા સંદેશ;
સોરઠ આંગણ ઉતર્યા, અશોકના આદેશ.

સોરઠ મોહન અવતર્યા, ગાંધીપુર યશનામ;
સોરઠ ગિરિવર સમ તપ્યા, ભારતના એ પ્રાણ.

સોરઠ વેદ—શિરોમણિ, આર્ય દયાનંદ ભાણ;
અપનાવિત જિન ધર્મથી, મહાવીર યશધામ.

સોરઠ સતીના નેનની, જળતી બળતી ઝાળ;
સોરઠીયણ સોહામણી, વીજ સમી અસિધાર.

સોરઠ શાન્ત તપોવનો, ગિરિ ગિરનારે ગૂઢ;
"અહાલેક" પુકારતા, સાધુઓ અવધૂત.

સોરઠ મ્હોટાં માનવી, મ્હોટાં દિલ દરિયાવ;
મ્હોટા જનરાજ્યો વસે, મ્હોટાં જોર પ્રતાપ.

સોરઠ ન્હાના રાજવી, સોરઠ ન્હાના તાજ,
બહારવટાં ન્હાનાં અહિં, ન્હાનકડાં આ રાજ.

સમરાંગણુ સોરઠ મહા, ભડવીરો મશહૂર;
સુભટોનાં કાંડાં ફસે, વીરાંગનાનાં નૂર.

ગ્રામિક સાદાં સોરઠે, સ્નેહલ સોરઠ ગાન;
ગોકુલસમ જ્યાં ગોપજન, સોરઠનાં અભિમાન.

વાઘ વરૂ પિયે એકજલ, સોરઠના એ નેહ:
તડકા—છાંયા ઝીલતાં, ઝરમર ઝરતા મેહ.

સોરઠ કન્દ્રા ગર્જતી, ઘોર ગભીર સિંહનાદ;
સોરઠ અડગ ખડકસમું, એક ઘાટ, એક વાટ.

સોરઠ સુતો સાગરે, સોરઠ સૈન્ય વિદેશ;
દિશદિશમાં સોરઠ તણા, પરમ પ્રતાપ પ્રવેશ.

સોરઠ કેરાં સ્વપ્ન સૌ, બાહલમાં રમમાણ;
પ્રકટો સૂર્ય! સોહામણા! "સોરઠનાં સન્માન".

[ "સૌરાષ્ટ્ર"—તા. ૧-૭-૨૨. ]

[ ૩૫ ]

# કૃષ્ણ કન્હૈયો.

વેદોના હિરણ્યગર્ભ, વ્યાસોમાં દ્વૈપાયન, બ્રહ્મર્ષિઓમાં ભૃગુ, રાજર્ષિઓમાં મનુ અને દેવર્ષિઓમાં નારદ; દેવોમાં ઇન્દ્ર, સિદ્ધેશ્વરોમાં કપિલ, આદિત્યોમાં વિષ્ણુ, અને રૂદ્રોમાં નીલલોહિત; ગન્ધર્વોમાં વિશ્વાવસુ, અપ્સરાઓમાં પૂર્વચિત્તિ, પુરોહિતોમાં વસિષ્ઠ, બ્રહ્મનિષ્ઠોમાં બૃહસ્પતિ, સેનાપતિઓમાં કાર્તિકસ્વામી, અને બ્રહ્મચારીઓમાં સનત્કુમાર; તીર્થોમાં ગંગા, વ્રતોમાં અહિંસા, યજ્ઞોમાં બ્રહ્મયજ્ઞ, યોગોમાં આત્મસંશોધ, શુચિઓની શુચિ અને વિભૂતિઓની વિભૂતિ;–આ અદ્વિતીય વ્યક્તિવિશેષની જોડી જગતના ઇતિહાસમાં કે માનવ જાતિની મનોરથસૃષ્ટિમાં ક્યાંયે હજુસુધી કોઇએ જોઇ, જાણી કે સાંભળી નથી.

વેદવ્યાસ, શંકરાચાર્ય, શાસ્ત્રપ્રવર્તક ઋષિઓ, મહાત્માઓ, આદિ આત્મવિદ્યાના પ્રકાશકો, જ્યારે જ્યારે જનતા જડવત્ દુન્યવી વાતાવરણમાં ગુંગળાઇને મૃતપ્રાય થવાની અણિ ઉપર જણાયેલી છે ત્યારે ત્યારે તેઓ ઇશ્વરી સંદેશ લઇને ઉપદેશકો તરીકે અવતર્યા છે. આદિરાજ પૃથુ જે રાજ–રાજ કહેવાતા હતા અને વિષ્ણુના અવતાર તરીકે ઓળખાયા છે તે પણ આજ પ્રકારના ઉપદેશક અને નેતા હતા. આ અંશાવતારો બુદ્ધિપ્રદેશના અંધકાર ફેડવાને અર્થે નિર્માયા હતા. તેવીજ રીતે વાસનાની દુનિઆનાં મોહ, માયા, ઇર્ષ્યા, અસૂયા, સ્વાર્થ, ક્રૂરતા, પ્રપંચ અને મદાંધતાનાં કાળાં ઘોર વાદળોને વિખેરી બંધુતા, શાંતતા, નિઃસ્વાર્થતા, ઉદારતા અને ધર્મ-પરાયણતાની અમૃતમય વૃષ્ટિ વરસાવનારા ઇશ્વરાંશો જુગે જુગે અવતર્યા છે. એ પ્રાતઃસ્મરણીય નામાવલિમાં ભગવાન્ બુદ્ધ, અને

જીસસ ક્રાઇસ્ટનાં પવિત્ર નામો અગ્રસ્થાને વિરાજે છે. પરંતુ જ્યારે જ્યારે અજ્ઞાનના અંધકાર, તેમજ વાસનાનાં ઘનઘોર વાદળ એકસામટાં જગત્ સમસ્તને ઘેરી લેવાના દારૂણ પ્રસંગો આવ્યા ત્યારે સમગ્ર સમાજના કર્મના હિસાબ ચોકખા કરવાને, દાનવદળને નિરાસ્ત કરવાને, પૂર્વજન્મનાં તપ અને ત્યાગથી મેળવેલી વિભૂતિવાળા રાક્ષસી જીવોની વિનાશકારક મહત્ત્વાકાંક્ષાઓને જમીનદોસ્ત કરવાને, તથા સાધુઓના રક્ષણાર્થે, અને ધર્મના સંસ્થાપનાર્થે પ્રભુની મહાવિભૂતિઓ પૃથ્વી પર અવતરેલ છે. એ મહાવિભૂતિઓમાં, એ વિરાટ ઇશ્વરસ્વરૂપોમાં પ્રતાપશાલી પરશુરામ, પરમ પવિત્ર રામચન્દ્ર, અને અચ્યુત કેશવ શ્રી કૃષ્ણચન્દ્રનાંજ પુણ્યવંતાં નામોનાં સ્થાન છે. જેમ તેઓનાં તપ અને ત્યાગ, ધર્મપ્રવૃત્તિ અને નીતિરીતિ, પરાક્રમ અને યોગનિષ્ઠા તથા પ્રભુતા અને માનવતા, અદ્વિતીય અને મહાન્ હતાં તેવાંજ તેઓની સામે ઝઝૂમનાર રાક્ષસ સૈનાનાં દુષ્કર્મો ભયાનક અને દુર્ભેદ્ય હતાં. કાર્તવીર્ય, હૈહેય, રાવણ, શિશુપાલ, દુર્યોધન, કૌરવગણ, રાક્ષસસેના, આદિ ઇતિહાસ-મશહૂર દાનવદળને યાદ કરીએ. શું તેઓનાં બળ! શું તેઓનાં છળ! શું તેઓનાં શૌર્ય! શું તેઓનાં ધૈર્ય! જાણે કે પરબ્રહ્મની ચેતનાનો તનખો તેઓના અંતરમાં છૂપાવીને અવતર્યાં ન હોય!

પરંતુ આ દારૂણ દાનવશક્તિઓને હણનારી આ ત્રિપુટિમાં પણ શ્રીકૃષ્ણ એકલાજ ખાસ બહાર તરી આવે છે. પરશુરામ અને રામચન્દ્ર પોતાના યુગની કાર્યસિદ્ધિ કરી ગયા. કૃષ્ણ સર્વ યુગોને માટે સંભાર મૂકી ગયા, અને સંસારની કૂચમાં સર્વ સિપાહીઓ માટે, સર્વ પરિસ્થિતિઓ માટે, સર્વ કાલ માટે, સર્વવ્યાપક વ્યૂહરચના ગોઠવતા ગયા. તેટલા માટે કૃષ્ણ એકજ "પૂર્ણાવતાર" તરીકે પૂજાયા. **कृष्णस्तु भगवान् स्वयम् ।**

એ મહાવિભૂતિની જીવનલીલા વિચારીએ છીએ ત્યારે ભગ-

જને તમ્મર આવે છે. કોઇ દેવ કે અવતારની તુલના પણ કૃષ્ણ સાથે કરી શકાતી નથી. શાંત, ધીર–ગભીર, સુકોમળ **રામચંદ્રને** સંસારના ઝંઝાવાતમાં ઉડતા આ મહા “ રથિ ” સાથે શી રીતે સરખાવાય ? ત્યાગ અને તપ, કરૂણા અને અહિંસાની જીવનમૂર્તિ **ગૌતમ બુદ્ધ**, અને ગોકુલનો “ ગોપીજનપ્રિય, ” દ્વારિકાનો **રાજવી** અને કુરૂક્ષેત્રનો **સારથિ**—એ ઉભયના પણ મેળ ક્યાંથી મળે ? એજ રીતે પોતાની ૩૩ વર્ષની કારકીર્દિમાં પાપીઓનાં અન્યાય, જૂલ્મ અને અત્યાચારનાં ભાલાં કાંઈ પણ દ્વેષ વગર પોતાની છાતી ઉપર ઝીલ્યાં તે કરૂણ મૂર્તિ **ક્રાઇસ્ટ** પણ શ્રી કૃષ્ણ સાથે શી રીતે સરખાવાય ?

કૃષ્ણ તો પોતાના ૧૨૫ વર્ષના લાંબા આયુષના એકેક દિવસમાં એટલા ખીચોખીચ મહાબનાવો બનાવી ગયા છે કે તે બીજી કોઇ મહાવ્યક્તિને બનાવતાં એકેક જુગ જોઇએ. કૃષ્ણના જીવનની એકેક ઘડી દુનિઆનું કોઇ મહાકાવ્ય કે મહાપુરાણ ભરવાને બસ છે. તો પછી આખા મહાભારતમાં રમી રહેલા એ સૂત્રધારની સમગ્ર જીવનલીલાનું તો પૂછવુંજ શું ? ગોકુલ અને વૃંદાવનમાં એ સૌંદર્યમૂર્તિ ગોપાલનાં લોહચુંબક કોણ વર્ણવી શકે ? મ્હૈયારીઓના એ માનીતા “ કન્હૈયા”નાં કારસ્તાનોનાં બ્યાન કોણ કરી શકે ? રાધિકા સાથે “ બાલમુકુંદ” ની રાસલીલા જે હજુ પણ બૃંદાબનમાં લાખો ભક્તોને ઘેલાં કરી મૂકે છે તેનું ચિત્ર કોણ આલેખી શકે ? કૃષ્ણના પ્રેમભીના હૃદયે અને તેના અનન્ય, જ્યોતિર્મય સૌન્દર્યે જાણે સમગ્ર વિશ્વને ઘેલું બનાવ્યું ન હોય એવો આભાસ નથી થતો ? અને કન્હૈયાની “ બંસરી ” ? બસ, નામ લેતાંજ રોમાંચ થાય છે !

આતો તેનો સૌંદર્યકાંડજ થયો ! ત્યાર પછી વિચારીએ વ્યાસ, નારદ, ભીષ્મ, દુર્યોધન, કુન્તી, દ્રૌપદી, વિદુર, ઉદ્ધવ, અક્રૂર, બલરામ, પાંડવો, કૌરવો વિગેરે અસંખ્ય વ્યક્તિઓ સાથેના પ્રસંગો ! અને ધૃતરાષ્ટ્ર પાસે વષ્ટિ લઈ જવાનો સમય ! દુનિયા–ભરમાં કૃષ્ણસમો

રાજ્યદ્વારી એલચી ( ambassador ) હજુ જન્મ્યો નથી. રાજ-નીતિનાં જે સનાતન સૂત્રો કૃષ્ણના મુખથી બોલાયાં છે તે એકેક સૂત્ર ઉપર રાજનીતિ–શાસ્ત્રનું એકેક મહાભાષ્ય રચાય. પણ અર્જુન, કુરુક્ષેત્ર અને ભગવદ્‌ગીતાનું શું ? એ વિરાટ્ પ્રકરણનાં અંતર્-રહસ્ય અને ઉંડાણ હજુ પાંચ હજાર વર્ષે પણ કયો યોગેશ્વર કે રાજરાજેશ્વર હાથ કરી શક્યો છે ? કોણ સમજી શક્યું છે એમાં છુપાયેલાં દંડનીતિ, રાજધર્મ અને આત્મવિદ્યા ? તેથીજ એ મોહમયી મૂર્તિનાં સંકીર્તનજ હોય, જીવન–આલેખન ન હોય.

[ "ગુજરાત"–જન્માષ્ટમી અંક, ૧૯૭૮; તથા

"વૈષ્ણવ ધર્મપતાકા"; ભાદ્રપદ સં. ૧૯૭૮ ]



[ ૩૬ ]

# “ રંગભૂમિ ”નાં હો અભિવંદન !

[ ભૈરવીની ગઝલ. ]

“ રંગભૂમિ ”નાં હો અભિવંદન !
સૂત્રધાર સૃષ્ટિના સંતન ! રંગભૂમિ.

રાસનિયામકને અભિવંદન !
પાત્રપાત્રને હો અભિનંદન !
સુરજ્ઞોના રસપ્રાણુને વંદન !
ડોલતા જગને અભિનંદન ! રંગભૂમિ.

પળપળ સર્જનહારને વંદન !
નવનવલાં સર્જન ! અભિનંદન !
નાચ નચાવત ત્રિભુવન નંદન !
પ્રાણુ પ્રાણુને હો અભિનંદન ! રંગભૂમિ.

બૃંદાબનને હો અભિનંદન !
વ્રિજની ધૂળીને હો ચુંબન !
સંગીત નૃત્ય કલા, અભિનંદન !
બાંકી બંસુરીને હો વંદન ! રંગભૂમિ.

“ રાધિકે પ્યારે ”ના નેત્રાંજન !
ગૌ ગોપાલોના દિલરંજન !
ગોકુલનન્દનને અભિવંદન !
નૂતન દિનનાં હો અભિનંદન ! રંગભૂમિ.

[ “ રંગભૂમિ ”—કાર્તિક, ૧૯૭૯. ]

[ ૩૭ ]

# અભિનન્દન !

રંગભૂમિનાં અભિનન્દન ! વાચકને તેમજ લેખકને; પાત્રને તેમજ પ્રેક્ષકને; પ્રકાશકને તેમજ પ્રેરકને.

આજે નૂતન વર્ષની પ્રભાત ! હિન્દની જનતા માટે નવાં સ્વપ્નાંઓ, નવાં સરવૈયાંઓ, નવા સંકલ્પો રચવાનો દિન ! **નવા આદર્શો ઘડવાની ધન્ય ઘડી !** નવી પ્રતિજ્ઞાઓ લેવાનું મંગલ મુહૂર્ત !

છતાં આજ અને આવતી કાલની ભાવનાસૃષ્ટિ ગઇ રાત્રિની દુનિઆના પાયાઓ ઉપરજ ચણવાની રહી—પછી તે પાયાઓ છિન્ન-ભિન્ન ખંડેરોના હો કે ગગનચુંબિ મહાલયોના હો ! પ્રતિવર્ષ ભલે ઋતુરાજ નવીન સ્વરૂપ ધારણ કરે, ભલે વસંતે વસંતે કુદરતદેવી ચૌદે કળામાં ખીલી નીકળે, ભલે વન ઉપવનોનાં નવનવીન સૌંદર્ય અને સૌરભ દર " વર્ષા મંગલે " છલકાઇ પડે, તોયે પુરાતનના ગર્ભમાં પાકેલો માનવી પુરાતનને કેમ વિસરી શકશે ? ભજવેલા ઇતિહાસને કેમ ભૂંસી શકશે ? **વસ્તુતઃ પુરાતનજ નવજીવનનું** ઉત્પાદક છે, નવચેતનનું પ્રેરક છે, નવજ્યોતિનું પ્રકાશક છે, નવપલ્લવતાનું પોષક છે. પુરાતનજ પ્રત્યેક નૂતન વર્ષનો પિતામહ છે.

તેટલા માટેજ " રંગભૂમિ " તેના પુરાતન ગુરૂદેવોને સવિનય પ્રણામ કર્યા વિના પોતાના નૂતન જીવનના પહેલા શ્વાસો લઇ ન જ શકે. તેથી **નાટ્યશાસ્ત્રના પિતામહ શ્રી ભરતમુનિને** અમે પ્રથમ વંદન કરીએ છિએ. તેમજ નાટ્યવેદના નિર્માતા શ્રી બ્રહ્માને અમારા સહસ્ર પ્રણામ હો; વીણાના મંજુલ સંગીતના સ્વામિ, બ્રહ્માના પુત્ર, દેવર્ષિ નારદમુનિને અમારા અનેક નમસ્કાર હો; વંદન હો લાસ્ય

નૃત્તનાં જનેતા મહાદેવી પાર્વતીજીને; વંદન હો જગતને તાંડવ નૃત્તનું પ્રથમ દર્શન કરાવનાર નટરાજ શ્રી મહાદેવને; વંદન હો દિવ્ય સંગીતના સુણાવનાર ગંધર્વદેવોને; વંદન હો વિશ્વને ડોલાવનાર સુર-મોહિની બંસરીના બજવૈયા કૃષ્ણ કન્હૈયાને; વંદન હો રાસ-લીલાનાં રમનાર ગોકુલનાં ગોપગોપીઓને; વંદન હો રસ રંગના ઉપાસકો વિક્રમ અને ભોજને; વંદન હો નાટ્યકલાના જગ-મશહૂર સિતારાઓને—ભારતવર્ષના કાલિદાસ અને ભવભૂતિને, પ્રાચીન ગ્રીસના સોફોકલીઝ અને ઍરિસ્ટોફૅનીઝને, ઈંગ્લંડના શેક્સ-પીયર અને મિલ્ટનને, નૉર્વેના હેનરિક ઇબ્સનને, ફ્રાન્સના મોલયેરને, જર્મનીના ગટેને.

પરંતુ આ પુરાતન સ્મૃતિઓની સાથે બીજાં સ્મરણો પણ ધ-સારાબંધ સ્મૃતિપથમાં ધસી આવે છેઃ ક્યાં ગયાં એ ભારતીય સાહિત્ય અને જીવન ? ક્યાં છૂપાયાં એ ભારતીય રસમન્દિરો ? ક્યાં અ-દશ્ય થયાં રામાયણ અને મહાભારતનાં ધીરોદાત્ત જીવનચરિતો ? ક્યાં ગયાં દાશરથીય વાત્સલ્ય, રામચંદ્રજીની પિતૃભક્તિ, લક્ષ્મણનો ભ્રાતૃ-પ્રેમ, સીતાજીનાં પાતિવ્રત્ય, હનુમાનની સ્વામિસેવા, ભરતનાં તપ અને ત્યાગ ? ક્યાં છે યુધિષ્ઠિરનાં સત્ય, અર્જુનનાં વીરત્વ, ભીષ્મનાં બ્રહ્મ-ચર્ય અને કૃષ્ણનાં નીતિશાસન, રાજધર્મ અને અધ્યાત્મ જ્ઞાન ? ક્યાં છે એ શિપ્રા નદીના તટ ઉપરની ઉજ્જયિની ? ક્યાં છે એ અવન્તી નગરી ? ક્યાં છે એ પુરવધૂઓ ? ક્યાં છે એ નાગરિકો ? ક્યાં છે એ કુદરતનાં જીવન ? ક્યાં છે એ રસરેલ ? ક્યાં છે એ જીવનવેલ ? ક્યાં છે એ દિલહારક, પ્રાણધારક, ભવતારક સાહિત્યની રેલમછેલ ?

—[ “રંગભૂમિ” કાર્તિક ૧૯૭૯,

પ્રથમ વર્ષ, પ્રથમ અંક. ]

---

[ ૩૮ ]

# શિખર પરથી દૃષ્ટિપાત.

" શિખર પરથી દૃષ્ટિપાત ! " કલ્પના જરા મગરૂર ખરી ! પણ મગરૂરીની ખાતર નહિ, માત્ર અર્થસૂચકતાની ખાતર, કહો કે મોજની ખાતર, શિખર પરની ખુશનુમા આબો હવાની ખાતર, તંત્રીની નોંધો હરહમ્મેશ આ મથાળા નીચે ગોઠવાઇ જવાની પરવાનગી ચાહે છે. શિખર પર બેસીને તળેટી ઉપર દૃષ્ટિ ફેંકવાનો શોખ તો સૌને હશે? તો પછી અમને પણ એ શોખ કાં ન હોય ?

**શિખર પરથી દૃષ્ટિપાતની મઝા !**

દૂર દૂરનાં દૃશ્યો દેખાય ! ખાડા ખમડાઓ અને ખોયાણો, ટેકરાઓ અને ડુંગરાઓ, સમુદ્રો અને ખાબોચિયાંઓ, તરૂવરો અને ખીણો, મીલોનાં ધૂમાડા કાઢતાં ભૂંગળાંઓ અને દિલચમન બગીચાઓ, સર્વ સૌ સૌના માપમાં કુદરતને ખોળે ઝૂલતાં દેખાય ! માનવ જીવનની ભરતી ઓટનાં, દુનીઆના તડકા છાંયાનાં, વર્ષા અને વસંતનાં, ઘોર ગભીર શાન્તિનાં અને ઝંઝાવાતનાં, એકસામટાં દર્શન થાય ! સંસાર રંગભૂમિનાં અનેક પાત્ર, અનેક ચિતાર, અનેક પરિવર્તન નિરખાય, છતાં શિખર પર એ રંગભૂમિના રંગની છોળ ન ભિંજાવે કે ડુબાવે ! તળેટીમાં દેખાતાં આલીશાન માનવીઓ અને મકાનો, ગબ્બર ગાબડાંઓ અને ખરાબાઓ, મહાત્માઓ અને દુષ્ટાત્માઓ, સાક્ષરો અને રાક્ષસો, અવતારો અને શયતાનો આ સર્વ અસ્તવ્યસ્તતા, ગંજાવરતા અને ભયાનકતા જાણે થનથન નાચતી જગદંબા મહાદેવી માયાનું અટ્ટહાસ્ય ન હોય, જાણે કે તેના નાજુક નૂપુરનો કોઇ નાજુક ઝમકાર ન હોય, એવું

એવું ભાન થઈ જાય !—શિખર પરથી દૃષ્ટિપાતની આ કાંઇ જેવીતેવી મઝા !

×

× ×

**રંગભૂમિએ શા માટે જન્મ લીધો ?**

આવા કાંઈ દૃષ્ટિપાતો નાંખવા "રંગભૂમિ"એ પોતાનું સ્થાન લીધું છે. શોખ અને ફિલસુફી એની પ્રવૃત્તિનાં ખાસ પ્રેરક છે. દુનિઆને સુધારવા અમે નીકળ્યા નથી—જેઓ સુધારવાનો દાવો કરે છે તેઓ ભારે ભ્રાન્તિમાં છે એમ અમે માનીએ છિએ. કુદરતને નિરખવી અને આત્માને વ્યક્ત કરવો એ અમારો પ્રધાન હેતુ છે. અમારા વાચકગણ સાથે રસાલાપ કરવો એ અમારી નેમ છે. રાગદ્વેષ વગર દિલની કહાણીઓ કહેવી અને સાંભળવી એટલોજ અમારો ઉદ્દેશ. અને અમારી ખાત્રી છે કે માનવહૃદય માટે એથી વધારે રસમય, વધારે બોધપ્રદ, વધારે ઉન્નત વિષય દુનિઆભરમાં નથી.

હવે કોઇને પૂછવાપણું નહિ રહે કે "રંગભૂમિ" એ શા માટે જન્મ લીધો ? આવી 'સ્પેશ્યલ' સાહિત્યપ્રવૃત્તિ માટે ગુજરાત તૈયાર છે કે નહિ એ પ્રશ્ન હવે રહેતો નથી. ગુજરાત સમક્ષ અમારે કાંઇ રસસામગ્રી મૂકવાની છે કે નહિ, અમારે કાંઇ સાહિત્યપ્રસાદી ધરવાની છે કે નહિ, અમારે કાંઇ વિચાર-આનો આપવાની છે કે નહિ, અમારે કાંઇ હૃદયવાર્તા કહેવાની છે કે નહિ, એટલોજ માત્ર સવાલ છે. આપણે ત્યાં શાનો "અવકાશ" છે અને શાનો "અવકાશ" નથી એ ચર્ચાઓ અને મીમાંસાઓ પ્રમાદી મગજની બાનીઓ છે. આપનારને કાંઇ આપવાનું હશે તો તેનાં ગ્રાહક અણધારેલી દિશામાંથી નીકળી આવશે, કહેનારને કાંઇ કહેવાનું હશે તો શ્રોતાજન આસમાનમાંથી ઉતરી આવશે; કલાકાર, સાહિત્યકાર કે વિચારકની ચીજમાં કાંઇ ચમત્કૃતિ હશે તો તે નિરખવાને નવો જમાનો જન્મ લેશે.

+

+ +

**આખી દુનિઆ નાટક ભજવી રહી છે.**

રંગભૂમિની વાતો અંદરખાનેથી લગભગ સૌને ગમે છે એ અમને એક જબરજસ્ત સરળતા થઈ પડી છે. કોણ જાણે રંગભૂમિમાં શું જાદુ ભર્યું છે કે તે સર્વ પ્રકારનાં માણસોનું ધ્યાન ખેંચી શકે છે. એવું વશીકરણ કોઇ બીજી દુન્યવી ચીજમાં હશે કે નહિ તે વિષે અમને ઘણીવાર શંકા થઇ આવે છે! અલબત્ત, નાટકને એક નીચ હલકી વસ્તુ માનવાની ઘણા અમીરજાદાઓ મગરૂરી બતાવે છે, પણ એ ઉંચી ભૂમિકાના સાહેબોજ દર શનિ અને રવિવારે ગમે તેવી ક્ષુદ્ર નાટ્યકૃતિઓમાં પણ ઑરકેસ્ટ્રા સ્ટૉલ શોભાવે છે! જે બડેખાંઓ નાટકશાલાને એક અધમ સંસ્થા ગણે છે અને જેઓ રસ્તામાં કોઇ બિચારા ઍક્ટરની સલામ ઝીલતાં પણ શરમાય છે તેઓ ખાનગીમાં કેટલાક જાણીતા ઍક્ટરોની દોસ્તી બાંધવા માટે મરી પીટે છે, અને તેઓ કોઇપણ નવા નાટકના પહેલા ખેલની ટીકેટો મેળવવાને આસમાન પાતાળ ભેળાં કરે છે! જેઓ સાક્ષરતાની માનનીય પદવી પરથી પોતાની કટાક્ષમય લેખિની વડે રંગભૂમિને ભસ્મીભૂત કરવાની ધમકીઓ આપે છે તેઓ પણ જો આ તમાશાઓ મફત જોવાના મળે છે તો સકુટુમ્બ સપરિવાર ગમે તેવાં જીર્ણ નાટકોનો જીર્ણોદ્ધાર કરવા પહોંચી જાય છે! જેઓ રાજ્યદ્વારી રંગભૂમિના પ્રણેતાઓ છે, જેઓને જાહેર જીંદગીના ભારે બોજા નીચેથી માથું ઉંચકીને રસિકતાની દુનિઆમાં ડોકીઉં કરવાની ઘડી એકની પુરસદ નથી, અને જેઓ તમામ દુન્યવી ચીજોને તિરસ્કારથી જુએ છે તેઓ પણ જાહેર ફંડોની બેનિફિટ નાઇટોનાં બહાનાં નીચે પ્રમુખો, પેટ્રનો અને વક્તાઓ તરીકે પણ એક વાર સ્ટેઇજ પર દેખાવ આપવાનો શોખ પૂરો કરી જાય છે!

માનો કે ન માનો પણ આખી દુનિઆ નાટક ભજવી રહી છે! આખી દુનિઆએ નાટકનાં પાત્રો બનવાનો કાંઈ અજબ ધખારો છે! આપણું જાહેર તેમજ ખાનગી જીવન દિન પ્રતિદિન વધારે

નાટકી બનતું જાય છે. જાહેર છાપાંઓ નાટકી ભાષા જ વાપરે છે. વક્તાઓનાં ભાષણો રંગભૂમિનાં ભાષણો કરતાં એકંદર વધારે નાટકી છે તેની ખાત્રી કરવી હોય તો કોઇ એકજ સાંઝે કોઇ જાહેર સભામાં હાજરી આપી ત્યાંથી પરબારા "પ્લે હાઉસ"ની, કાલબાદેવીની કે કોટની કોઈ પણ નાટકશાલામાં ઉતરી પડો એટલે તુરતજ તેની સરખામણી ! પરંતુ આપણા જાહેર પ્રેસે તો નાટકી બનવામાં અવધિ કરી છે. દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો નાટકી બાનીમાંજ વાચકવર્ગને પીરસાય છે ! નાટકી મથાળાં નીચેજ લેખોની હારમાલા, વાર્તાઓ, ટૂચકાઓ તેમજ નવા સમાચારની કથાઓ આડંબરપૂર્વક રજુ થાય છે ! એ છાપાંઓ તેમજ સાહિત્યકૃતિઓ જાણે ભાજીપાલો ન હોય તેમ નાટકી જાહેરખબરો દ્વારા તેનાં વાજાંઓ વગાડવામાં આવે છે.

ટૂંકામાં નાટકનો અને રંગભૂમિનો રંગ આખા પ્રજાજીવનને રંગી રહેલ છે. આ પરિસ્થિતિ પસંદ હોય યા નહિ, ઇષ્ટ હોય યા નહિ, પણ તેમાંથી કોઇ છટક્યું નથી—કોઈ છટકી શકવાનું નથી.

ખાનગી ગૃહજીવનમાં ગમે ત્યાં ડોકીયું કરશો તો ત્યાં પણ નાટકોજ ભજવાઇ રહ્યાં છે ! નવા જમાનાના જુવાનીયાઓ તેમજ પુરાતન પેન્શનદારો નાટકની ભાષામાંજ વાતો કરે છે ! સાહિત્યવિલાસી સ્ત્રીઓ નાટકી સ્ટાઇલમાંજ કાગળો લખે છે ! સાક્ષરોનું તો પૂછવુંજ શું ? અને લોકનેતાઓ તો કપડાં લત્તાંમાં, બેસવા ઉઠવામાં, ઉભવાની સ્ટાઇલમાં, મ્હોડામાં સિગારેટ રાખવાની ફેશનમાં, બાંકી ટોપી બાંકા ભાલ ઉપર મુકવાની ખૂબીમાં, હાસ્યમાં, સલામમાં, બોલવામાં, ચાલવામાં, કોઈ પણ સ્થિતિમાં નાટકનીજ "પોઝ" (Pose) નાટકની જ રીતભાત ચ્ચોક રીતે વાપરી રહ્યા છે. અમને ઘણીવાર લાગી આવ્યું છે કે અમારી પોતાની નાટ્યકૃતિઓનાં પાત્રો આપણી સમાજની રંગભૂમિના કરતાં પ્રમાણમાં ઘણાં કુદરતી, ઘણાં ઓછાં નાટકી અને ઘણાં સ્વાભાવિક મનુષ્યો છે.

રાજ્યદ્વારી રંગભૂમિનાં પાત્રો.

પરંતુ આ નાટકી ચેપ માત્ર મુંબઇ નગરીને જ લાગ્યો છે એમ નથી. આખા હિન્દુસ્તાનમાં ગમે ત્યાં મુસાફરી કરશો તો સમસ્ત નાગરિક જીવન આ રંગથી રંગાયેલું લાગશે. દિલ્હીમાં જાઓ તો નાટક ! સીમલામાં જાઓ તો નાટક ! થિઑસૉફિકલ સોસાઇટીના મથક અદ્યારમાં જાઓ તો નાટક ! મહાબળેશ્વર જાઓ તો નાટક ! ધારાસભાઓમાં નાટક ! કૉંગ્રેસમાં નાટક ! જાહેર સંસ્થાઓમાં નાટક ! આશ્રમોમાં નાટક ! વિદ્યાપીઠોમાં નાટક ! એટલુંજ નહિ પણ યૂરોપ અને અમેરિકામાં દિનપ્રતિદિન ઘેર ઘેર, ઠેર ઠેર, દરેક ધંધામાં, દરેક સભામાં, દરેક પ્લૅટફૉર્મ ઉપર, દરેક જાહેર પ્રવૃત્તિમાં નાટકજ ભજવાય છે અને નાટકજ જીવાય છે. જર્મની સાથેનું મહાયુદ્ધ પણ જાણે નાટકનું એક દશ્ય ભજવાયું હોય એમ હવે નથી લાગતું ? જરા પૃથક્કરણ કરી જોશો તો તેની પાછળ યથાર્થતા, અનિવાર્યતા, સ્વાભાવિકતા કે કુદરતી જરૂરિયાત છાંટાભાર પણ દેખાશે નહિ. અને વર્સેલ્સનાં તહનામાં રંગભૂમિનાં તહનામાં કરતાં વધારે સત્ય [Real] છે ખરાં ? સત્ય જેવાં દેખાતાં [ Realistic ] હશે, પણ સત્ય તો નથીજ.

બ્રિટનનો મુખ્ય પ્રધાન યૂરોપનો સૌથી ઉસ્તાદ ઍક્ટર નથી લાગતો ? તેના દરેક ભાષણમાં રંગભૂમિનો સ્ટૅમ્પ નથી દેખાતી ? સમગ્ર યૂરોપીય રાજ્યપ્રપંચ, રાજશાસન અને રાજનીતિ કોઇ રાજ્યદ્વારી નાટકના બરાબર ગોઠવેલા પ્રવેશો જેવા નથી ભાસતાં ? પ્રજાસંઘ [ League of Nations ], રાજ્યદ્વારી તહનામાંઓ, ઇમ્પીરિયલ કૉન્ફરન્સો, લડાઇની ધમકીઓ, નૌકાબળના તમાશાઓ, લશ્કરી હાકલો, આ સર્વ દશ્યો સિનેમાના "શો" કરતાં વધારે મહત્ત્વનાં કે વધારે તલસ્પર્શિ જણાય છે ખરાં ? પૅરિસ, લંડન, વર્સેલ્સ, જેનીવા, હેગ, ઇસ્તંબુલ, આંગોરા કે જેરૂસાલેમ, નાટકની ચોપડીમાં નિર્દિષ્ટ થયેલાં સ્થળો જેવાં નથી લાગતાં ? લૉઈડ જ્યોર્જ, ચર્ચિલ,

કૈસર, કર્ઝન, બાલ્ફૂર, નૉર્થક્લિફ, ડી વૅલેરા, ઝગલુલ પાશા, મુસ્તફા કમાલ પાશા, વેનેઝેલૉસ, કૉન્સ્ટન્ટાઈન, વિલ્સન, રેડિંગ, બેસન્ટ, શાસ્ત્રી, સુરેન્દ્રનાથ, જીન્ના, વિગેરે અનેક ચમકદાર અને પાણીદાર વ્યક્તિઓ, તેમજ ઇંગ્લંડ, ઇટલી અને ફ્રાન્સનું પ્રધાન મંડળ, આયરલૅન્ડ, જર્મની અને રશિયાની રાજ્યક્રાન્તિના ઉત્પાદકો, બ્રિટીશ સંસ્થાનોના મહાપુરૂષો, ગ્રીસ અને ટર્કીના ધર્મચુસ્ત અને ધર્માંધ પ્રજાનાયકો, તથા હિન્દના ન્હાના મ્હોટા રાજ્યદ્વારી સિતારાઓ —ઉદ્દામો તેમજ વિનીતો, સ્વરાજ્યવાદીઓ તેમજ "સુધારા"ના આશકો—આ સર્વ પાત્રો રંગભૂમિનાં પાત્રોથી કોઇ રીતે ઉતરતાં છે એમ કોઇ કહી શકશે ? અમે પોતે ઘણીયેવાર આમાંનાં ઘણાં પાત્રોને રંગભૂમિના તખ્તા ઉપર ગોઠવવાનો વિચાર કર્યો છે, પણ તેઓ એ તખ્તા માટે રખેને વધારે નાટકી થઈ પડે અને તેથી કદાચ નાટ્યકલાની સ્વાભાવિકતા મારી જાય એ ભયથી અમારે અનેકવાર એ વિચાર પડતો મૂકવો પડ્યો છે !

[ "રંગભૂમિ"—કાર્તિક, ૧૯૭૯.

પ્રથમ વર્ષ, પ્રથમ અંક. ]

[ ૩૯ ]

# જાતે આવજે જીવનહાર !

[ ભૈરવીની ધૂનમાં. ]

---

દરશન કાજે આવ્યો છું
            લાખન વાર—દરશન.

દરવાજે તુજ દ્વારપાલ,
આંગણુ ઉભા દ્વારપાલ,
મંદિર મુખડે દ્વારપાલ,
તુજ ચરણુમાં પણુ દ્વારપાલ—દરશન.

અટારીએ કરતો પોકાર,
હૃદયના છોડીને તાર,
ફેંકી કે કે પુષ્પમાલ,
નયન ના નિરખ્યાં ગોપાલ !—દરશન.

જાઉં છું છોડી ધડમાલ !
પાછો નહીં આવું તુજ દ્વાર !
જાતે આવજે જીવનહાર !
હોયે દરશનની દરકાર !—દરશન.

—[ "રંગભૂમિ" કાર્તિક ૧૯૭૯,
      પ્રથમ વર્ષ, પ્રથમ અંક. ]

[ ૪૦ ]

# " અબ્જોનાં બંધનનું "
# નિવેદન.

ગુર્જર સાહિત્યના રસપ્રદેશમાં લલિત કાવ્યોના ઇજારદાર શ્રીયુત "લલિતે" મ્હને એક હેતભર્યું, ફુલામણું નામ આપ્યું છે–"સોરઠનો જાદુગર" ! આ મનોહર વિશેષણને લાયક તો હું નિવડું ત્યારે; સોરઠનો જાદુગર થવામાં જે જાદુગીરી અને શક્તિઓ જોઇએ તે તો કોણ જાણે ગિરનારની કઇ ગુફામાં છુપાયેલી પડી હશે ! પરંતુ એ ચમત્કારિક શબ્દપ્રયોગ ઉપરથી મ્હને " રંગભૂમિના જાદુગર " ની એક નવી કલ્પના સ્ફુરી છે ! ગુર્જર રંગભૂમિના જાદુગર બન્યા વિના એ રંગભૂમિનાં જૂનાં અને ઉંડાં દર્દ કયો ધન્વન્તરી માત્ર સામાન્ય ઔષધિથી દૂર કરી શકશે ? તેમજ એવા કોઇ જાદુગરની મૃતસંજીવિની વગર કલા અને રસસાહિત્યના યથાર્થ આંક આંકવાની શકિત ગુમાવી બેઠેલા પ્રેક્ષક વર્ગની રસમૂર્ચ્છના શી રીતે પાછી વાળી શકાશે ?

અત્યારે તો ગુર્જર રંગભૂમિની એવી દશા છે કે કયાંક એક સ્થળે મહા મુશીબતે પાંચ ડગલાં પ્રગતિ કરીએ છીએ, ત્યાં બીજે પાંચ સ્થળે પાંચ માઇલ પાછી કૂચ કરીએ છીએ ! એજ રીતે પ્રેક્ષકવર્ગની તુલનાશક્તિ પણ દિવસે દિવસે વધારે પાણીદાર થવાને બદલે કંઇ અજબ પક્ષાઘાત પામતી જાય છે. ઇતિહાસનાં ખૂન, અશ્લીલ હાસ્યરસ, અર્થરહિત શબ્દજાળ, તડાકા ભડાકા અને બરાડા, વસ્તુસંકલનાનાં થીગડાંઓ, અભિનયની અતિશયતા, આ સર્વ અંધા-ધુંધી પ્રેક્ષકગણ જે તાળીઓના હર્ષનાદથી વધાવી રહેલ છે તેનો

વિચાર કરીએ છીએ ત્યારે એમજ થઇ આવે છે કે જાણે ગુજરાતમાં ગોળ અને ખોળ સરખાંજ ન હોય !

છતાં હજુયે સમગ્ર ગુજરાતની અંદર મુંબઇની રસજ્ઞ આલમમાં મ્હને સૌથી વધારે વિશ્વાસ છે. એઓની કલાદૃષ્ટિ અત્યારે ભલે મૂર્ચ્છા પામી હોય, પણ તે જ્યારે જાગૃત થશે ત્યારે તેઓની તીક્ષ્ણ કટાક્ષ પાસે કોઇ ક્ષુલ્લક કૃતિઓ ટકી શકશે નહિ, અને તેઓ ચાહશે તો સમસ્ત ગુજરાત પાસે આદર્શ રંગભૂમિનાં સન્માન કરાવી શકશે એ નિઃસંશય છે.

એ અવસર લાવવા માટે, પરમાત્મન્, કોઇ રંગભૂમિના જાદુગરને અમારે ત્યાં અવતાર આપો, કે જેથી આ અસ્તવ્યસ્તતાનો અંત આવે ! દૈવી કૃપા વગર મારા જેવા નમ્ર સાહિત્યસેવકની મગદૂર નથી કે જોતજોતામાં ગુજરાતને આદર્શ રંગભૂમિનાં દર્શન કરાવી શકે. કેટલાં અણખેડેલાં જંગલો ખેડવાનાં છે ? કેટલી ઝાડીઓ અને ઝાંખરાંઓ સાફ કરવાનાં છે ? કેટલી નવપલ્લવતા ઉત્પન્ન કરવાની છે ? કોની મજાલ છે કે આ બધાં મહાભારત કામ એકજ યુગમાં એક હાથે કરી જાય ? એવો જાદુગર તો જન્મે ત્યારે સાચો ! ત્યાં તલક તો રંગભૂમિનાં અનેક ઉપાસકોએ કોઇ અપૂર્વ સહકાર સાધીનેજ પોતાની ફરજ અદા કરવી ઘટે છે.

એવા કોઈ સહકારની એક નમ્ર ઘટના "શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ"માં આજે શરૂ થાય છે. આ નાટક સમાજે રા. મૂળચંદ મામા જેવા મશહૂર પાત્રને પોતાના ડિરેકટર નીમી મુંબઇની શોખીન આલમનું ઘણા વખત થયાં ધ્યાન ખેંચ્યું છે. આજથી તેઓએ એક બીજી મશહૂર વ્યકિતને પોતાના તખ્તા ઉપર મૂકીને એક નવું ખેંચાણ ઉમેર્યું છે. ગેઈટીની " સુંદરી " આજથી શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજની "વિભૂતિ" તરીકે બહાર પડે છે, અને મ્હને જરાયે સંદેહ નથી કે તેની માર્મિક સૂક્ષ્મ અભિનયકલા, તેનો સુરીલો કંઠ, તેનું કુદરતી સૌંદર્ય અને વર્ષો થયાં તેણે રંગભૂમિને માટે કરેલી

રસસાધના મુંબઇની રસિક દુનિઆને પાછી ડોલાવશે. ભાઇ જયશંકરે આ કંપનીમાં જોડાતાંજ સંકલ્પ કર્યો હતો કે 'વિભાકર' નીજ કૃતિ દ્વારા આ નવી રંગભૂમિ ઉપરથી તેણે શ્રોતાગણને પ્રથમ વંદન કરવું ! એ એમનો સંકલ્પ ફલીભૂત થયો એજ મ્હારો આનંદ; અને એમની કુશલ, મર્મગ્રાહી, ચેતનવતી તાલીમ નીચે તથા રા મૂળચંદ મામાની અનુભવી દેખરેખ નીચે, તૈયાર થયેલી મ્હારી કૃતિની નમ્ર અંજલિ સાથે આજે " મેઘ–માલિની " પછી બહુ દિવસે પ્રેક્ષક મહાશયો સાથે મ્હારો રસાલાપ થાય છે એજ મ્હારો સંતોષ.

" બહેનોનાં બંધન " એ કોઈ બની ગયેલ ઇતિહાસની કથા નથી કે કોઇ નૉવેલનો અનુવાદ નથી; એમાં રાજ્યદ્વારી ધીંગાણું નથી અગર તો વર્તમાન સુધારક સમાજ ઉપર કટાક્ષની કટારો નથી; એમાં શ્રીમાનોને ભયભીત કરનાર મુડી અને મજુરી વચ્ચેની ઝપાઝપી નથી. પરંતુ બહેનોનાં બંધનોની એ અપૂર્વ કહાણી છે. મહાદેવી લક્ષ્મીની મર્યાદાઓનો એમાં નિર્દેશ છે; હિંદનાં પ્રમાદ અને પરાધીનતાની ઔષધિનાં કઈંક સૂચન છે; પુરૂષાર્થનાં આહ્‌વાહન છે; કર્મયોગના યજ્ઞ છે; ભારતને આંગણે મુક્તિમૈયાનાં પનોતાં પગલાં કરાવવાની થોડીશી આગાહી છે. પણ એમાં શું છે અને શું નથી એ પ્રેક્ષકનો અધિકાર પચાવી પાડવાની અણિ ઉપર હું આવી ગયો ! પ્રેક્ષક ભગિનીઓ અને બંધુઓ, તમારી ક્ષમા !

વિક્ટોરિયા થિયેટર,<br>
શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ,<br>
મુંબઇ.<br>
માર્ગશીર્ષ શુ. ૧૪, સં ૧૯૭૯,<br>
તા. ૨ ડીસેંબર, ૧૯૨૨, શાંત.

[ ૪૧ ]

# મુંબઈના શહેરીઓ ઉંઘમાંથી કયારે જાગશે ?

[ ૧ ]

મુંબઈ શહેર આખા હિંદુસ્થાનમાં ઘણું સુધરેલું તથા આગળ વધેલું ગણાય છે. ખાસ કરીને સ્થાનિક સ્વરાજ્યમાં મુંબઇનો નંબર પહેલો કહેવાય છે. છતાં ઘણીજ નવાઇની વાત છે કે મુંબઈના શહેરીઓ હજુ શહેરીપણાની જવાબદારીઓ અથવા તો શહેરીપણાના હક્કો તરફ તદ્દન બેદરકાર છે. આપણી મ્યુનિસિપાલ કૉર્પોરેશન માટે આપણે બહુ મગરૂર છીએ, છતાં એ મગરૂરી શા કારણથી છે તે સમજાતું નથી. કૉર્પોરેશનમાં હજી સુધી મુંબઈના શહેરીઓના મોટા ભાગને પ્રતિનિધિઓ મોકલવાનો જરા પણ હક નથી, તો પણ આપણે આપણા "સ્થાનિક સ્વરાજ્ય" માટે મગરૂર છીએ! "આપણું" સ્થાનિક સ્વરાજ્ય એટલે શું ? એટલે કે શહેરના ગાડી-ઘોડાવાળાઓ, મોટરવાળાઓ અને બંગલાવાળાઓનું સ્વરાજ્ય! કદાચ આ વાત તુરતજ મગજમાં પેસે તેવી નથી, તેથી આપણે જરા ઝીણવટથી આપણી કૉર્પોરેશન કે જે આપણા શહેરીપણાના હક્કોનું પ્રમાણ અને માપ છે તેનું પૃથકકરણ કરીએ.

કૉર્પોરેશનમાં ૭૦ પ્રતિનિધિઓ બેસે છે, તેમાં ૩૬ને કર ભરનારાઓ તરફથી ચુંટી કહાડવામાં આવે છે, ૧૬ ને સરકાર તરફથી નીમવામાં આવે છે, ૧૬ જસ્ટિસ ઑફ પીસ હોય છે, ૨ યુનીવર્સિટીના પ્રતિનિધિઓ હોય છે, અને ૨ ચેમ્બર ઑફ કૉમર્સ

તરફથી ચુંટવામાં આવે છે. હવે આ ૭૨ ગૃહસ્થોમાં મુંબઇના એટલે કે મુંબઇની આખી વસ્તીના પ્રતિનિધિઓ કેટલા છે? એટલું ભુલી જવાનું નથી કે મુંબઇની વસ્તી એટલે કે મુંબઇનાં મકાનોના માલેકો કે બંગલાવાળાઓ કે ગાડીમાં અને મોટરમાં ફરનારાઓ સમજવાના નથી, પરંતુ મધ્યમ અને ગરીબ વર્ગનાં લાખો માણસોની વસ્તીજ સમજવાની છે. પૈસાદારો અને બંગલાવાળાઓ પ્રમાણમાં ઘણાજ જુજ છે. પરંતુ જે ૩૬ ગૃહસ્થો કર ભરનારાઓ તરફથી ચુંટવામાં આવે છે તેઓ તો કર ભરનારાઓનોજ લાભ સાચવવાને કૉર્પોરેશનમાં બિરાજે છે. અને આ "કર ભરનારાઓ" એટલે કોણ? નહી કે મજુરી કરનારાઓ, નોકરી કરનારા, ગરીબ લોકો! "કર ભરનારાઓ" એટલે કે જેઓ મ્યુનિસિપૉલિટીને દર વર્ષે ઓછામાં ઓછા ૩૦ રૂપીયાનો કર આપતા હોય તેઓજ! અને આવો કર તો માત્ર ઘરના માલેકો અને ગાડીઘોડાવાળાઓ કે મોટરવાળાઓ પાસેથીજ સીધો લેવામાં આવે છે. તેથી સાદી ભાષામાં કહીએ તો "કર ભરનારાઓ" એટલે કે જેઓ મકાન, ગાડી કે મોટર રાખવાની શક્તિ ધરાવતા હોય તેઓ, એટલે કે શ્રીમંત સજ્જનો, બીજા કોઇ નહી.

એટલું કબુલ કરવું જોઇએ કે મુંબઇના ગ્રૅજ્યુએટોને વોટ આપવાનો હક્ક છે. પરંતુ "કર આપનારાઓ"ની સંખ્યા એટલી જબ્બર છે કે તેમાં બધા ગ્રૅજ્યુએટો તણાઇ જાય! દાખલા તરીકે, વોટ આપનારાઓની કુલ સંખ્યા લગભગ ૧૦૬૭૬ છે, પરંતુ તેમાં ગ્રૅજ્યુએટોની સંખ્યા માત્ર ૧૫૧૦ છે. તેથી જ્યાં સુધી ગ્રૅજ્યુએટોના જુદા પ્રતિનિધિઓ ચુંટાય નહી ત્યાં સુધી ગ્રૅજ્યુએટોનો વોટ નકામા જેવોજ ગણવાનો છે.

હવે જ્યારે કર ભરનારાઓના ૩૬ પ્રતિનિધિઓને મુંબઇમાં ભાડે રહેનારાઓ લાખો માણસો સાથે કાંઇ લેવાદેવા નથી, તો પછી

આપણા મહેરબાનો "જસ્ટીસીઝ ઑફ ધી પીસ" ને તો શું લેવા દેવા હોઈ શકેજ! કંઈક વિચિત્ર અકસ્માતથી આ "જસ્ટીસીઝ ઑફ ધી પીસ"નો મોટો ભાગ પણ મુઠ્ઠીભર સ્થિતિસર માણસોના ન્હાના વર્ગમાંજ સમાવેશ પામે છે. વળી એટલું પણ યાદ રાખવાનું છે કે સર્વ "જસ્ટીસીઝ ઑફ ધી પીસ" સરકાર તરફથી નીમવામાં આવે છે, અને એઓ સાહેબો પછી પોતાના વર્ગમાંથી ૧૪ પ્રતિનિધિઓ કૉર્પોરેશન માટે ચુંટી કહાડે છે, એટલે આ વર્ગને સરકારના પ્રતિનિધિઓ ગણીએ તો ખોટું નહિ.

એજ પ્રમાણે સરકારના ૧૬ પ્રતિનિધિઓ લો. મુંબઇના ગરીબ અને મધ્યમ વર્ગના હક્કોને માટે લડત કરવાને આ સાહેબો કૉર્પોરેશનમાં બિરાજે છે એમ તેઓ પોતે પણ કહી શકશે નહીં. અને યુનીવર્સિટીના બે પ્રતિનિધિઓ પણ ખરી રીતે યુનીવર્સિટીના હક્કોનું રક્ષણ કરવાને માટેજ કૉર્પોરેશનમાં મુકવામાં આવ્યા છે. તે ઉપરાંત યુનિવર્સિટીના ફેલોઝના ૮૦ ટકા સરકાર તરફથી નીમવામાં આવે છે અને પછી એ ફેલોઝ પોતાના બે પ્રતિનિધિઓ કૉર્પોરેશનમાં મોકલાવે છે એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. છેવટમાં બે વેપારી મંડળોના બે પ્રતિનિધિઓ વેપારીઓના હક્કનું રક્ષણ કરવાને કૉર્પોરેશનમાં છે એ સ્પષ્ટ છે, અને તેઓ પણ શ્રીમંત વેપારીઓના મોટા વેપારની હીલચાલમાંજ ગુંથાયેલા હોય છે અને નહી કે ન્હાના ગરીબ દુકાનદારોની ન્હાની ભરતી-ઓટમાં.

આટલી હકીકતથી સમજાશે કે મુંબઇની મ્યુનિસિપૅલિટીમાં મુંબઇના શહેરીઓના ઘણાજ મોટા ભાગના હિતનું રક્ષણ કરવાને એક પણ પ્રતિનિધિ નથી. આ જાતના બંધારણને આપણે "આપણું સ્થાનિક સ્વરાજ્ય" કહીને જે ડંફાસ મારીએ છીએ તે ખરેખર હસનીય છે. આવી સ્થિતિમાં ગરીબ ભાડુતોની દાદ ફરીઆદ ન સંભ-

જાય તે સ્વાભાવિક છે. આવી સ્થિતિમાં મોટા રસ્તાઓ, બંગલાઓ અને ફેશનદાર સ્થળો પાછળ લાખો રૂપીયા ખર્ચાય, અને ગંદી સડકો, અંધારી ગલીઓ, ગટરો, ચાલો અને ખોલીઓની કોઇ દરકાર ન કરે અને મુંબઇ શહેરનાં લાખો માણસોની તંદુરસ્તી અને જીવનશક્તિની પાયમાલી થઈ જાય તેમાં શી નવાઇ ?

—[ " અખબારે સોદાગર " અગ્રલેખ,

તા. ૧૯-૧૨-૧૪. ]

[ ૪૨ ]

# મુંબઈના શહેરીઓ ઉંઘમાંથી ક્યારે જાગશે ?

[ ૨ ]

મુંબઇ મ્યુનિસિપલિટીના ૭૨ પ્રતિનિધિઓમાં એક પણ મુંબઇના મધ્યમ કે ગરીબ વર્ગનો પ્રતિનિધિ નથી એ દીવા જેવું સ્પષ્ટ છે. છતાં જે વર્ગ પ્રતિનિધિ વિનાનો છે તેનું પ્રમાણુ કેટલું મોટું છે તે જાણુવા જેવું છે. મુંબઇની લગભગ દશ લાખની વસ્તીમાંથી આશરે દશ હજાર માણુસો વોટ દેવાને હકક ધરાવે છે, એટલે કે વસ્તીનો એક ટકો બાકીના નવાણું ટકા ઉપર રાજ્ય કરે છે અને એ રાજ્ય આપખુદી હોય તેમાં આશ્ચર્ય શું !

પણુ કદાચ કોઈ કહેશે કે બાકીના ૯૯ ટકામાં છોકરાંઓ, સ્ત્રીઓ વીગેરે બાદ કરવાં જોઇએ. વારૂ, આપણે એ બધાંને બાદ કરીશું, જોકે સ્ત્રીઓને શા માટે બાદ કરવી જોઇએ તેનાં કારણો હજુ જાણવામાં નથી; તો એ હિસાબે પણુ મુંબઈનાં રહેઠાણો બાર હજાર માણુસોના હાથમાં છે એટલે કે મુંબાઇનાં ૭ ટકા માણુસો બાકીના ૯૪ ટકાના માલેકો છે. હવે આ ૭ ટકાને લાંબાં લચરક ભાષણો આપવાનો, બોલવાનો અને બબડવાનો શા માટે હકક જોઇએ અને બાકીનાં ૯૪ ટકા માણુસોને એ હકકમાંથી શા માટે બાતલ કરવાં જોઇએ !

બુદ્ધિ, ચારિત્ર્ય અને કાર્ય કરવાની શક્તિનો ઈજારો માત્ર મહાલક્ષ્મી, મલબાર હિલ કે ઍન્ડરટૅડેજ રાખ્યો છે એ તો કોઈથી કહી શકાશે નહી. એ સદ્ગુણો તો કદાચ દાણા બજારની કોઇ સડેલી ઓલીના અંધકારમાં ઢંકાઇ રહ્યા હોય એ પણ બનવા જોગ છે. અને આપણા દેશની આધુનિક સ્થિતિ એવી છે કે જ્યાં સુધી આ અને બીજા સદ્ગુણોને ચીવટથી તથા શોધખોળથી પ્રકાશમાં લઇ આવવામાં નહી આવે ત્યાં સુધી શરમ, ભય અને નિરાશાથી દબાઇને તે બહાર નીકળવાના નથી. એટલા માટે આપણા સ્થાનિક સ્વરાજ્યમાં મુંબઇ શહેરના ઉમરલાયક, સમજુ અને શહેરીપણાની જવાબદારી માથે લેવાને તૈયાર હોય તેવાં સર્વ સ્ત્રીપુરૂષોને પ્રતિનિધિત્વ આપવું જોઇએ. મિસ્ટર ઍપ્ટિસ્ટાએ ૩૦ રૂપીઆનું માસિક ભાડું ભરનાર સર્વ ભાડુતોને વોટ આપવાનું સૂચવ્યું છે તે સર્વથા યોગ્ય છે. જોકે આપણે આટલેથીજ અટકવું ન જોઇએ અને ધીમે ધીમે સર્વ ભાડુતો માટે સ્થાનિક સ્વરાજ્યના દરવાજા ખુલ્લા મુકવા જોઇએ, તો પણ હાલમાં આટલી શરૂઆતથી પણ ઘણો ફાયદો થશે અને મુંબઇની પ્રગતિ વધારે જોસબંધ થશે તે નિ:સંશય છે.

કેટલાકો એવી દલીલ કરે છે કે હમણાં પણ જેઓને વોટ આપવાનો અધિકાર છે તેઓ તેનો ઉપયોગ કરતા નથી, તો પછી બીજા અજ્ઞાન લોકોને એ હકક આપવાથી વિશેષ શો લાભ થવાનો હતો? આ દલીલ તદ્દન અર્થવિનાની તેમજ મૂર્ખાઇભરેલી છે એમ કહયા વિના ચાલતું નથી. અમુક મૂર્ખાઓ પોતાની જવાબદારી કે પોતાના હક્ક તરફ બેદરકાર હોય તેથી જેઓ જવાબદારી અને એ હક્કની ઉપયોગિતા સમજતા હોય અને તેને માટે લાયક તથા ઉત્સુક હોય તેઓને એમના હક્કમાંથી બાતલ શા માટે કરવા તે સમજી શકાતું નથી. હાલ કેટલાકો પોતાને મળેલા હક્કનો ઉપયોગ કરતા નથી એ હકીકત જો ખરી હોય તો પછી ઉપરની દલીલ પ્રમાણે એ આખા

વર્ગનો હક્ક છીનવી લેવો જોઇએ ! છતાં એ હક્ક હજુ છીનવી લેવાયો નથી, એટલુંજ નહી પરંતુ એ રગશીયું ગાડું પાંચ પચીસ મન્વંતર સુધી ચલાવ્યા કરવાની એ વર્ગની ઇચ્છા હોય એમ જણાય છે ! પ્રજાકીય સત્તા કે રાજ્યમાં તમે કોઇ દિવસ આવા અપવાદો તદ્દન નાબુદ કરી શકવાનાજ નથી; જો અપવાદો તમારા સિધ્ધાંતોની આડા આવતા હોય અને અપવાદોને લીધે સિધ્ધાંતો ખોટા પડતા હોય તો દુનીઆના કોઇ પણ ભાગમાં પ્રજાકીય રાજ્ય નભી શકેજ નહી. અને તો મુંબઇમાં પણ બધા પ્રતિનિધિઓને કોઇ સર્વગુણસંપન્ન દેવ આવીને ચોકસ કરી જાય તોજ એ ચાલી શકે તેમ છે. એટલા માટે આવી દલીલને જરા પણ વજન આપી શકાયજ નહી. અલબત્ત, બનવાજોગ છે કે લાખો ભાડુતોને હક્ક મળ્યા પછી પણ એમાં એવા હજારો નીકળશે કે જેઓ પોતાના હક્કનો ઉપયોગ નહી કરે, પરંતુ તેથી એજ વર્ગમાં સમાવેશ પામતા બીજા ઉત્સાહી, બુધ્ધિશાળી અને ચંચળ શહેરીઓને માટે એ હક્કનો લાભ અટકાવી શી રીતે શકાય ?

અને પ્રજાકીય બંધારણ તેમજ પ્રજાકીય વાતાવરણની ખીલવણી આ પ્રકારેજ થાય છે. જ્યારે લોકોને હકક મળશે ત્યારેજ જવાબદારી શું તે તેઓ સમજતા થશે. આજકાલ પહેલો ખટારો અને પછી બળદ જોડવા જેવી દલીલો બહુ અપાય છે. કેટલાક ડાહ્યા માણસો એમ કહે છે કે લાયક માણસોનેજ જવાબદારી અને હકક સોંપવાં જોઇએ. અસ્તુ ! હાલ જેઓને આ સોંપાયાં છે તેઓ સર્વ લાયક છે કે ? જવાબ "ના." બીજા સુધરેલા દેશોમાં જેઓ શહેરીપણાના હકકો ભોગવે છે તેઓ સર્વ લાયક છે કે ? જવાબ "ના". અને એ લાયકાત શોધી કોણ કહાડશે ? એ લાયકાતનું માપ શું ? તેનું પ્રમાણ શું ? એ શોધી કહાડવાનો માર્ગ શો ? જવાબ "મૌન." આનો અર્થ એટલોજ કે જે સિધ્ધાંત વ્યક્તિને લાગુ પડે છે તે સમાજને લાગુ-

પાડવામાં સંભાળ રાખવાની છે. સમાજ વ્યક્તિઓનો બનેલો છે, પરંતુ વ્યક્તિજીવન સમાજજીવનના નિયમોથી ભિન્નછે. જે વસ્તુ એક વ્યક્તિસંબંધી શક્ય હોય તે આખા સમાજ સંબંધી શક્ય ન પણ હોય. જે માર્ગ એક વ્યક્તિને માટે ઉત્તમ હોય તે માર્ગ આખા સમાજને માટે નિરૂપયોગી હોય. એટલા માટેજ લાયકાત પ્રમાણે હક્કો આપવા જોઇએ એ સિધ્ધાંત સમાજના સંબંધમાં હમેશાં લાગુ પાડી શકાતો નથી. સમાજને દોરનારી અમુક નહાની સંખ્યા પણ એવી હોવી જોઈએ કે જેઓ એવી લાયકાતવાળા હોય. અને પછી એ લાયક માણસો સાથે બીજાઓને એવી ગાઢ રીતે જોડી દેવા જોઇએ કે જેથી બીજાઓ પણ કેળવાય અને એ પ્રકારની લાયકાત મેળવી શકે.

તેથી સર્વ પ્રજાકીય બંધારણોમાં ડાહ્યા નેતાઓ લોકોને પ્રથમ હક્કો આપે છે, અને ત્યાર બાદ એ હક્કોના ઉત્તેજનથી અને બીજા વધારે કેળવાયલાઓના સહવાસથી તેમજ આસપાસના વાતાવરણથી પ્રજાનો મોટો ભાગ પોતાની જવાબદારી સમજતાં શીખે છે. જે પ્રજામાં થોડા પણ સંસ્કારી અને સમર્થ માણસો છે અને જે પ્રજા કેળવણી પચાવી શકે તેમ છે તે પ્રજામાં ઉત્તમ માર્ગ તો એ છે કે એ પ્રજાને બને તેટલા હક્કો આપવા અને તેની અસર સારીજ થવાની. તેથી એ પ્રજાની જવાબદારી, એ પ્રજાની કેળવણી, એ પ્રજાની શક્તિ, એ પ્રજાની પ્રગતિ, વધવાનીજ. આવી પ્રજામાં નિયમ એવો હોવો જોઇએ કે હક્ક આપીને જવાબદારી સમજવાની તક આપવી જોઇએ, નહી કે, “લાયક થાઓ, પછી હક્ક મળશે.” “લાયક થાઓ, પછી હક્ક મળશે”—નું પરિણામ એજ આવશે કે તેઓ લાયક થવાના નથી અને હક્ક મળવાના નથી. કારણકે આવા બાબતોમાં માનસશાસ્ત્રનો નિયમ કંઇક વિચિત્ર છે, અને તે એ કે હક્ક મળ્યા પછીજ લાયકાત આવે છે. પરંતુ આ તો આપણે સામાન્ય દલીલની વાત કરી. ખરી રીતે મુંબઇમાં કોઈપણ એમ કહી શકે તેમ નથી કે જેઓ કૉર્પોરેશનની ચુંટણીમાં વોટ આપવાને હકદાર છે,

તેઓ બધા લાયક છે, અને જેઓ હકદાર નથી તેઓ બધા નાલાયક છે ! તેથી ભલે અમુક લાયક માણુસોને માટે દરવાજા ખુલ્લા કરવાથી બીજાં ઓછાં લાયક માણુસો પણ અંદર પેસી જાય. એ રીતે જ ઓછાં લાયક પણ કેળવાશે અને પોતાની જવાબદારી સમજશે.

વળી આ બાબતમાં માત્ર હક્કોનીજ મારામારી આપણે કરવાની નથી. સ્થાનિક સ્વરાજ્યમાં સૌથી મોટો પ્રશ્ન તો લોકહિતનોજ છે. અને એ લોકહિત બંગલાવાળાઓ વધારે વિચારી શકશે કે લોકોના ખાસ પ્રતિનિધિઓ ? એટલું ભૂલી જવાનું નથી કે હાલ જે ૭૨ સભ્યો કૉરપોરેશનમાં વિરાજે છે તેઓ લગભગ સર્વ શ્રીમંત વર્ગ, ગવર્નમેન્ટ અને એસ્ટેટવાળાઓનાજ પ્રતિનિધિઓ છે. તેઓની પાસેથી મુંબઈની સડેલી, દુર્ગંધમય, અંધારી ખોલીઓ અને ગલીઓ સુધારવાની આશા રાખવી તે નિરર્થક છે. પ્લેગ, મલેરીઆ, ગંદકી અને અંધકારનાં આ રહેઠાણોના માલેકોના હક્ક સાચવવાને તો આ સભ્યોએ કૉર્પોરેશનમાં જવાની તસ્દી લીધી છે. તેઓ સાહેબો શી રીતે એ સડેલા રહેઠાણોમાં રહેનારા ગરીબોના હક્ક એ રહેઠાણોના કર્તાઓ અને માલેકોની સામે જાળવી શકે ? અને મલબારહિલ, મહાલક્ષ્મી કે એવા કોઈ સુંદર સ્થળમાં રહેનારા તંદુરસ્ત, નિશ્ચિંત માણુસોને સાંકડી ગલીઓમાં એકેક અંધારા ખોલીમાં ખડકાયલા પાંચ દશ મનુષ્ય જીવોની જીંદગીનો ખ્યાલ શી રીતે આવી શકે ? આ દુ:ખી, પીડાતા, ગરીબ માણુસોની મુશ્કેલીઓ એમના પડોશીઓ અને સહવાસીઓ વધારે સમજી શકે કે 'ક્વીન્સ રોડ' ઉપરથી મોટરમાં પસાર થતા ફુલફટાક સજ્જનો ? ભાડુતોનાં દુ:ખો ભાડુતો જાણી શકે કે ભાડાં ખીસ્સામાં મુકનારાઓ ? મજુરી કરનારા અને શહેરીપણાની પવનચક્કીમાં દબાઇ જનારા લોકો માટે એવો અનુભવ લેનાર વર્ગને ખરી દાઝ હોઈ શકે, કે એવો અનુભવ લેવરાવનારને, અને બંગલામાં બેઠેલા એ પવનચક્કીના નિયામક અને આનંદથી અવલોકન કરનારને ?

—[ " અખબારે સોદાગર, " અગ્રલેખ,
તા. ૨૨-૧૨-૧૪. ]



## ( ૪૩ )

# મુંબઇના શહેરીઓ ઉંઘમાંથી ક્યારે જાગશે ?

( ૩ )

મુંબઇના ખરા કર ભરનારાઓ કોણ છે ? કામદાર વર્ગ, મજૂર વર્ગ, નોકર વર્ગ, ગરીબ વર્ગ, મધ્યમ વર્ગ, ભાડુત વર્ગ; નહી કે આ બધાઓની મહેનતમાંથી કમાણી કરનારા મીલવાળાઓ, એસ્ટેટ-વાળાઓ, બંગલાવાળાઓ કે મોટરવાળાઓ. અને છતાં તાજુબીની વાત છે કે કર ભરનારા તરીકે આ પાછલા વર્ગનેજ ગણવામાં આવે છે ! મુંબઇ શહેરમાં પ્રથમ વર્ગ ન હોય તો આ બીજા વર્ગની કમાણી અને ભાડાં અને કર ક્યાંથી આવી શકે તેનો વિચાર કરવાની કોઇ તસ્દી શા માટે લીએ ? હવે, મુંબઇ શહેરના સ્થાનિક સ્વરાજ્ય-માં પોતાના હકોનું રક્ષણ કરવાની સૌથી વિશેષ જરૂર કોઇને હોય તો આ મજૂરી કરનાર વર્ગને છે. પરંતુ એજ વર્ગને વોટ આપવાનો અધિકાર નથી ! મુંબઇમાં કોઇની સૌથી વિશેષ ભયંકર સ્થિતિ હોય તો ભાડુતોની છે, પરંતુ એજ વર્ગને વોટમાંથી બાતલ કરવામાં આવેલ છે ! મુંબઇ મ્યુનિસિપૉલિટીને જેઓની મહેનતને લીધે કર મળે છે તેઓનેજ એ કર કેમ વપરાય છે તે સંબંધી વિચાર કરવાનો હક્ક નથી !

પરંતુ આપણી કૉર્પોરેશનના હાલના બંધારણનું પરિણામ આટલેથીજ અટકતું નથી. એ બંધારણ પ્રમાણે સારા કેળવાયલા માણસો કે જેઓ મુંબઇની યુનિવર્સિટીની ડીગ્રી વિનાના હોય અને પોતાનું મકાન કે ગાડી ન હોય તેઓને આ કહેવાતા સ્થાનિક સ્વ-

રાજ્યમાં જરા પણ ભાગ લેવાની છુટ નથી. દાખલા તરીકે બૅરિસ્ટરો, સબ-ઍસિસ્ટંટ સર્જનો, ટેકનીકલ સ્કુલ, આર્ટ સ્કુલ, વેટરનરી સ્કુલો, વિગેરેમાં પાસ થયેલા અને સારી કેળવણી પામેલા માણસો, ભલે માસિક રૂ. ૧૦૦ થી ૨૦૦ સુધીનું ભાડું ભરતા હોય, પરંતુ જો તેઓએ ગાડી કે મકાન નહિ રાખવાનો ગુન્હો કર્યો હોય તો તેઓની સ્થિતિ બીજા અભણ, અજ્ઞાન, જંગલી વર્ગના જેવીજ સમજવાની. મુંબઇ કૉર્પોરેશનનું આ બંધારણ જ્યારે બાંધવામાં આવ્યું હશે ત્યારે ભલે ઉત્તમ ડહાપણ વાપરવામાં આવ્યું હોય, પરંતુ જે બંધારણથી ઉપર જણાવેલી સ્થિતિ ઉભી થાય છે તે બંધારણ પ્રગતિના આ જમાનામાં અર્થરહિત અને હસનીય છે એમ કહ્યા વિના ચાલતું નથી.

એટલું ભુલી જવાનું નથી કે સને ૧૮૭૨ નો મ્યુનિસિપાલ ઍક્ટ બહાર પડયો તે પહેલાં મ્યુનિસિપૅલિટીનો કર ભાડુતો પાસેથીજ સીધો ઉઘરાવવામાં આવતો હતો. પરંતુ તેથી ઘણી મુશ્કેલીઓ નડવાથી અનેક લોકો સામે વૉરંટો કહાડવાની ફરજ પડવાથી એ કર મકાનવાળાઓ પાસેથી લેવાની પદ્ધતિ શરૂ થઇ, કે જેથી મકાનવાળાઓ ભાડુતો પાસેથી કર ઉઘરાવી કૉર્પોરેશનને આપવાને બંધાયા. આ અકસ્માતને લીધે મકાનવાળાઓ કર ભરનારા તરીકે ઓળખાવા લાગ્યા. અને તેથી મિ. ફૉર્બ્ઝ, મિ. નારાયણ વાસુદેવ વિગેરે ગૃહસ્થોએ પહેલાંના કર ભરનારાઓને એટલે કે ભાડુતોને વોટ આપવાની જે સૂચનાઓ અને લડત કરેલી તેને પરિણામે છેવટે કર ભરનારાઓએ ૧૮૭૨ થી વોટ આપવા માંડયો. પરંતુ ઉપર જણાવેલા ફેરફારને લીધે મૂળ કર ભરનારા ભાડુતોને બદલે મકાનવાળા નવા કર ભરનારાઓ આ વોટ પચાવી પડયા !

આ ઉપરથી જોઇ શકાશે કે કૉર્પોરેશનમાં વોટ આપવાને ખરા હકદાર તો આ ભાડુતોજ લેખાયા છે. તે છતાં અમે એમ કહેવા

માગતા નથી કે હાલ એસ્ટેટવાળાઓને વોટ આપવાનો જે હક્ક છે તે છીનવી લેવામાં આવે. અમારૂં કહેવું તો માત્ર એટલુંજ છે કે ભાડુતોને પણ આ હક્ક આપી કૉર્પોરેશનને ખરેખર રીતે પ્રજાકીય બનાવવી જોઇએ. ૧૬ જસ્ટીસ ઑફ ધી પીસને બદલે તેઓની જગાએ ગ્રૅજ્યુએટોના પ્રતિનિધિઓ જુદા નીમાવા જોઇએ. "કર ભરનારાઓ" ના ૩૬ વોટ એમને એમ કાયમ રાખવા હોય તો પણ હાલને માટે વાંધો નથી. પરંતુ ભાડુતોના બીજા ૩૬ પ્રતિનિધિઓનો ઉમેરો થવો જોઇએ, અને તે પ્રતિનિધિઓ ચુંટવામાં ઘરના માલેકોને વોટ આપવાનો અધિકાર ન જોઇએ. ગવર્નમેંટ પોતાનાં ૧૬ માણસો કાયમ રાખવા માગતી હોય તો તેમાં હાલ ફેરફાર કરવાની જરૂર નથી. પરંતુ ઉપર પ્રમાણે ફેરફાર કરવામાં આવે તો પણ મુંબઇ કૉર્પોરેશનમાં પ્રજાકીય તત્ત્વ હાલને માટે પુરતી રીતે દાખલ થયલું સમજી શકાશે.

અને જ્યારે આ પ્રમાણે મુંબઇ કૉરપોરેશનમાં મુંબઇના સર્વ શહેરીઓના ખરા પ્રતિનિધિઓ બેસશે ત્યારેજ મુંબઇ શહેરના લોકોની સુખાકારી, કેળવણી, તંદુરસ્તી અને બીજી સગવડો તરફ પૂરતું ધ્યાન અપાશે. એ નથી થયું ત્યાં સુધી લાખો શહેરીઓ ગંદકી, ગરીબી, દર્દ અને દુઃખમાં ખદબદતા રહેશે. એટલા માટે મુંબઇના મધ્યમ અને ગરીબ વર્ગે અથવા સર્વ ભાડુતોએ પોતાના વ્યાજબી હક્ક માટે લડત કરવાની છે. જ્યાં સુધી તેઓ પોતાના હક્કો માગશે નહીં અને તે પણ બરાડા પાડીને માગશે નહીં ત્યાં સુધી એ હક્કો એમને મળવાના નથી. અને આપણી હાલની કૉરપોરેશનના સભ્યો તરફથી કોઇ પણ પ્રકારની મદદની આશા રાખવી તે વ્યર્થ છે, કારણ કે તેઓ તો પોતાના ઈજારાનું રક્ષણ કરવાનેજ લલચાય તે સ્વાભાવિક છે. અલબત્ત, તેઓમાં પણ કોઇ ઉદાર કાઉંસિલર નીકળી આવે તે બનવાજોગ છે, પરંતુ એઓની મદદ આકસ્મિકજ સમજવાની છે. મુંબઈ જેવા મોટા અને આગળ વધેલા શહેરમાં ભાડુતવર્ગ પોતાના

હક્કોનું રક્ષણ કરવા હજુ સુધી આગળ પડયો નથી એ નવાઇની વાત છે. અમારી ખાત્રી છે કે જો તેઓ સાથે મળીને પોતાની વ્યાજબી માગણી વ્યાજબી રીતે બહાર પાડશે, અને શહેરીપણાની જવાબદારીનો ભાર ઉપાડવા જો આગળ આવશે તો તેઓની માગણીનો અટકાવ વધારે વખત થઇ શકશે નહીં.

એવીજ રીતે મુંબઇના ગ્રૅજ્યુએટોએ પણ કૉરપોરેશનમાં પોતાના જુદા પ્રતિનિધિઓ મોકલવાને પગભર થવું જોઇએ. આ બાબતમાં અમારે કહેવું જોઇએ કે મુંબઇના ગ્રૅજ્યુએટોનું વલણ ઘણુંજ શોચનીય છે. ઉંચી કેળવણી લીધા છતાં તેઓ શહેરીપણાની જવાબદારીઓ અને હક્કો તરફ જે ભયંકર બેદરકારી બતાવે છે તેથી ખરેખર તેઓએ શરમાવા જેવું છે. જ્યારે કેળવાયલા માણસોજ બેદરકાર અને પ્રમાદી હોય ત્યારે પછી બિચારા અભણ, અજ્ઞાન અથવા સાધારણ કેળવણીવાળા લોકોને શો દોષ દેવો ? "સ્વરાજ્ય"ની વાતો કરવામાં કે બીજાઓની ટીકા કરવામાં આપણા ગ્રૅજ્યુએટો શૂરા છે, પરંતુ એ "સ્વરાજ્ય" નો ઉપયોગ કરવામાં અથવા તો મેળવવામાં જે ડહાપણ, જે ખંત, જે ધૈર્ય, જે ઉદ્યોગ જોઇએ તેનો હજારમો હીસ્સો બતાવવાને પણ તસ્દી લેતા નથી !

ઑનરબલ મી૦ ગોખલેનું કહેવું ખોટું નથી કે શહેરીપણાની જવાબદારી સમજવામાં અને અદા કરવામાં અત્યાર સુધી આપણે બતાવેલી આપણી શક્તિ યુરોપની સુધરેલી પ્રજા કરતાં સરાસરી રીતે ઘણી ઉતરતી છે. એ "ઍવરેજ" અથવા સરાસરી શક્તિ આપણે જ્યાંસુધી વધારવા પ્રયત્ન નહીં કરીએ ત્યાંસુધી બીજી આગળ વધેલી પ્રજાઓની શરતમાં આપણે પાછળ પડયા વિના રહેવાના નથી. એટલા માટે આપણા દરેકે દરેક શહેરીએ પોતાની જવાબદારી, પોતાની ફરજ, પોતાના હક્કો સમજવાને તૈયાર થવું જોઇએ. ન્હાની બાબતોથી માંડીનેજ જ્યારે આપણે આપણી લાયકાત બતાવીશું ત્યારે

મોટી બાબતો આપોઆપ આપણા હસ્તગત થશે. અને શહેરીઓને એમના શહેરીપણાનું ખરું ભાન કરાવવાનો ખરો રસ્તો શહેરીપણાના હક્કો આપવા એજ છે. તેટલા માટે સત્તાવાળાઓને પણ અમારી વિવેકભરી સૂચના છે કે જેઓ હાલ બેદરકાર દેખાય છે તેઓને ચાલાક, ચંચળ. ધર્મનિષ્ઠ શહેરીઓ બનાવવા હોય તો તેઓને જવાબદારી આપો, હક્કો આપો, પોતે શહેરી છે એમ માનવાને કંઈક કારણ આપો.

હાલમાં કૉરપોરેશનના સભ્યોની જે ચુંટણી થાય છે તે તદ્દન શુષ્ક નિર્માલ્ય અને અર્થ વિનાની થઈ પડી છે અને તેનું કારણ દેખીતું છે જે ચુંટણીમાં શહેરનાં લાખો માણસોને કાંઇ પણ લેવા-દેવા ન હોય તે ચુંટણીની સ્થિતિ બીજી શી હોઈ શકે? ઉમેદવાર કાઉન્સીલરો કૉરપોરેશનમાં જઇને શું કરવા માગે છે તે સંબંધી એક અક્ષર પણ કહેવાની તસ્દી ન લીએ, છતાં બડેખાંઓ તેઓને વોટ આપવા દોડે તે પણ "સ્થાનિક સ્વરાજ્ય" ની બલિહારી છે! કૉરપોરેશનના જુદા જુદા પ્રશ્નો સંબંધી પોતાના અભિપ્રાયો શા છે તે ઉસ્તાદો પોતે ન જાણતા હોય તો પછી વોટ આપનારાઓને તો કંઇ ચીજ કહી શકે? "સુધરેલું" "આગળ વધેલું" મુંબઇ આ હાસ્યજનક સ્થિતિ ક્યારે અટકાવવા માગે છે? કૉરપોરેશનની ચુંટણીનું આ ફાર્સ ક્યારે બંધ પાડવા વાગે છે? 'સ્થાનિક સ્વ-રાજ્ય' સર્વ શહેરીઓનું ખરેખર કરવાને હજુ ક્યાં સુધી રાહ જોવાં કરાશે?

[ અખબારે સોદાગર,

અગ્રલેખ, તા. ૨૬-૧૨-૧૪ ]

[ ૪૪ ]

# શ્રીયુત ગાંધીને સ્વાગત.



હિંદના મહાન્ દેશભક્ત શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી આજે ઘણાં વર્ષ પછી પોતાની માતૃભૂમિ ઉપર પગ મૂકે છે; અને આજે તેને આખું હિંદ હર્ષથી, પ્રેમથી અને આદરથી વધાવે છે. અમે પણ શ્રીયુત ગાંધીના ચરણમાં માનપૂર્વક ફૂલ નહિ તો ફૂલની પાંખડી-રૂપ આ લેખ ધરી એમનું સ્વાગત કરીએ છીએ.

આ જમાનામાં હિંદભૂમિએ અનેક દેશભક્તો પેદા કર્યા છે, અનેક નરવીરોને બહાર પાડયા છે, અનેક મહાન્ પુરૂષોને જન્મ આપ્યો છે; પરંતુ એ સર્વ મહાન્ પુરૂષોમાં પોતાના અતુલ સ્વાર્થત્યાગથી, અપૂર્વ આત્મબલથી, પરમ સાત્ત્વિકતાથી, આદર્શણીય સાદાઇથી, અને અમોઘ દેશદાઝથી કોઇએ અનેક સંકટો અને અસહ્ય મુશ્કેલીઓ વેઠી હિંદને માટે આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું હોય તો તે એકજ વ્ય-ક્તિ શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધીજ છે. એટલુંજ નહિ પરંતુ જ્યારે આ સમયનો જગતનો ઇતિહાસ લખાશે ત્યારે ભવિષ્યની પ્રજાનું હિંદ તરફ વધારેમાં વધારે ધ્યાન કોઈ નામ ખેંચશે તો તે શ્રીયુત ગાંધીનું નામ એ નિઃસંશય છે.

સને ૧૮૯૩ માં જ્યારે શ્રીયુત ગાંધીએ દક્ષિણ આફ્રિકાની પહેલી મુલાકાત લીધી ત્યારથી આજ દિન સુધી આફ્રિકામાં રહેનારી હિંદી કોમના હક્ક સાચવવા માટે એમણે તનતોડ મહેનત ઉઠાવી છે. વર્ણભેદ અને અન્યાયની સામે એમણે જે લડત કરી છે અને જેને માટે પોતાની જીંદગીનો સૌથી કિમતીમાં કિમતી ભાગ અર્પણ કર્યો છે, તે લડતની શરૂઆતનો પાયો ૧૮૯૩ માં નંખાયો હતો. આ પહેલી મુલાકાત ગાંધીજીએ માત્ર એક મુકરદમો ચલાવવાને માટેજ

સાથે લીધી હતી, અને દક્ષિણ આફ્રિકામાં એક વર્ષ રોકાઈ પાછા તેઓ હિંદ તરફ આવવાના હતા, પરંતુ જ્યારે હિંદ તરફ ઉપડતી વખતે ગાંધીજીને ખબર પડી કે હિંદીઓની સામે નાતાલની સરકાર અનેક જુલમી કાયદાઓ પસાર કરવાની છે અને હિંદીઓના શહેરી તરીકે કિમતી હક્કો છીનવી લેવાની છે ત્યારે દેશદાઝ જાણનારા આ પચીસ વર્ષના યુવકે તેને માટે મહાભારત લડત લડવાને કમર કસી, હિંદુસ્થાન પાછાં ફરવાનો વિચાર માંડી વાળ્યો, અને દેશને માટે પોતાનો દેહ અર્પણ કરવાની શરૂઆત કરી.

શરૂઆતમાંજ શ્રીયુત ગાંધીએ ચંચળતા, આત્મબળ, અને વ્યવહારકુશળતાનો અનુભવ સર્વને કરાવ્યો. "નાતાલ ઇંડિયન કોંગ્રેસ" અને "નાતાલ ઇંડિયન એજ્યુકેશનલ ઍસોસિએશન" નામની બે ઉપયોગી સંસ્થાઓ સ્થાપી શ્રીયુત ગાંધીએ આફ્રિકામાં વસતી હિંદી પ્રજામાં કેળવણીનો ફેલાવો કરવાને અને તેઓની સામાજિક સ્થિતિ સુધારવાને બનતા પ્રયત્ન કર્યા. પ્રથમ તો એમને નાતાલની કોર્ટમાં બૅરિસ્ટર તરીકે પ્રૅક્ટિસ કરવા નહિ દેવાને માટે "નાતાલ-સોસાયટી"એ જબરો વાંધો ઉઠાવ્યો, અને કાળા બૅરિસ્ટરોને પ્રૅક્ટિસ કરવા દેવી તે એક મહા પાપ છે એમ ત્યાંના ન્યાયાધિશોને સમજાવવા પ્રયત્ન કર્યો. પરંતુ સારે નસીબે નાતાલના ન્યાયાધિશો ત્યાંના ગોરા બૅરિસ્ટરો જેવા રંગદ્વેષી ન હતા અને તેથી શ્રીયુત ગાંધીને પ્રૅક્ટિસ કરવાની રજા આપવામાં આવી.

બે વર્ષમાં શ્રીયુત ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ઘણી નામના મેળવી અને હિંદી કોમને માટે શરૂઆતનું જે મુશ્કેલ કાર્ય બંધારણ રચવાનું, કેળવવાનું, આદિ હતું તે સાંગોપાંગ પાર ઉતાર્યું. ૧૮૯૬ માં તેઓ પોતાનાં પત્ની અને છોકરાંઓને તેડવા પાછા હિંદુસ્થાન આવ્યા.

શ્રીયુત ગાંધીએ નાતાલ છોડયું તે પહેલાં એક જાહેર ચોપાનિયું શરૂ કર્યું હતું, અને તેમાં આફ્રિકામાં રહેનારી હિંદી કોમના હક્કો સંબંધી અગત્યની ચર્ચા ચલાવવા માંડી હતી. હિંદુસ્થાન આવ્યા પછી એમણે ત્યાંની સ્થિતિનું યથાર્થ દિગ્દર્શન હિંદુસ્થાનના લોકોને કરાવ્યું, અને ઠેક ઠેકાણે સભાઓમાં એમને આમંત્રણ કરવામાં આવ્યું.

મુંબઇ, મદ્રાસ, પુના આદિ સ્થળોએ શ્રીયુત ગાંધીએ જે ભાષણો આપ્યાં હતાં તેનો હેવાલ વાંચતાં ખાત્રી થાય છે કે તે વખતે એમણે લોકો ઉપર ઘણીજ ઉંડી અસર કરી હતી.

શ્રીયુત ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ ઉપર જે જુલમ ગુજરતો હતો અને તેઓને જે ગેરઇન્સાફ આપવામાં આવતો હતો તેનો જ્યારે ખરો ખ્યાલ હિંદુસ્થાનની પ્રજાને આપ્યો, ત્યારે આખા હિંદુસ્થાનમાં અતિ તીવ્ર ગુસ્સાની લાગણી પેદા થઇ હતી. શ્રીયુત ગાંધીની હકીકત કેટલી સત્ય હતી, કેટલી દૂરદેશીભરી હતી, તે ત્યાર પછીના ઇતિહાસે આખા જગતને બતાવ્યું છે. છતાં તે વખતે રૉઇટરે શ્રીયુત ગાંધીનાં ભાષણોનો સાર ઇંગ્લાંડ તાર મારફને નીચે પ્રમાણે મોકલી આપવાનું યોગ્ય ધાર્યું હતું:—

"સપ્ટેમ્બર તા૦ ૧૪; હીંદુસ્થાનમાં એક ચોપાન્યું બહાર પડયું છે. તેમાં જાહેર કર્યું છે કે નાતાલના સંસ્થાનવાસીઓ હીંદીઓને લુંટી લે છે, તેના ઉપર મારામારી ચલાવે છે, તેઓને પશુ માફક ગણે છે, અને તેઓને કાંઇ દાદ મળતી નથી. આ તહોમતોની તપાસ ચલાવવા "ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" હિમાયત કરે છે !"

હિંદીઓને જંગલી લોકો ગણવામાં આવે છે અને તેઓને દાદ મળતી નથી એવું કદાચ શ્રીયુત ગાંધીએ કહ્યું હશે, પરંતુ બાકીનું

મીઠું મરચું રૅાઇટર મહાશયનું પોતાનુંજ હતું તે નિર્વિવાદ છે. છતાં એ તહોમતોની તપાસ છેલ્લાં અઢાર વર્ષ સુધી ચાલી છે. તેમાં શ્રીયુત ગાંધી સાચા ઠર્યા છે, અને રૅાઇટર તથા તેના મિત્રો ખોટા પડ્યા છે, તે જગતે જોયું છે.

રૅાઇટરનો તાર સંદેશો દક્ષિણ આફ્રિકા પહોંચતાંજ નાતાલના સંસ્થાનવાસીઓ શ્રીયુત ગાંધીથી છેડાઇ પડ્યા અને ઝનુન ઉપર આવી ગયા. એજ અરસામાં શ્રીયુત ગાંધીજીને નાતાલથી તાર મળ્યો કે ત્યાંની કાઉન્સીલની બેઠક તુરતજ થવાની છે માટે મિ૰ ગાંધીએ જલદી દક્ષિણ આફ્રિકા આવવું. તુરતજ હિંદસેવક મુંબઇ આવ્યા અને પહેલીજ સ્ટીમરે દક્ષિણ આફ્રિકા તરફ રવાના થયા. પરંતુ સ્ટીમર ડર્બાન પહોંચી ત્યારે મિ૰ ગાંધીને ત્યાંના કિનારા ઉપર નહિ ઉતરવા દેવાની તજવીજ થઇ ચુકી હતી અને સંસ્થાનવાસીઓએ ગોરી પ્રજાને હિંદીઓ સામે ઉશ્કેરી મૂક્યા હતા. ડર્બનવાસીઓએ ત્યાંના ટાઉનહૉલમાં લગભગ ૨૦૦૦ માણસોની જંગી સભા ભરી હિંદીઓ સામે ઠરાવો પસાર કર્યા. અને તે સર્વ ભાષણોમાં મી૰ ગાંધી તરફજ તેઓની ખાસ નાપસંદગી હતી તે ચોખ્ખું દેખાઇ આવતું હતું. ડર્બનના સંસ્થાનવાસીઓ એટલા બધા ઝનુન ઉપર આવી ગયા હતા કે મિ૰ ગાંધી કદાચ કિનારે ઉતરે તોપણ જોરજુલમથી અને બલાત્કારથી તેને શહેરમાં આવવા ન દેવા તે માટે તેઓએ ચોક્કસ નિશ્ચય કરી રાખ્યો હતો. આ વખતે શ્રીયુત ગાંધીને કેટલું બધું સંકટ વેઠવું પડ્યું હતું તે ડર્બનના કાળા ઇતિહાસમાં હમેશને માટે કોતરાઇ ગયેલું હોવાથી અહિં તેની પુનરૂક્તિ કરવાની જરૂર નથી.

આ વખતે કેટલાક ઉદાર અને અમીરી સ્વભાવના ગોરા સજ્જનોએ મિ૰ ગાંધીને કિમતી મદદ આપી હતી. છેવટે મિ૰ ગાંધી એક નવલકથાના કલ્પિત પાત્રની માફક અનેક સાહસોમાંથી પસાર થઇ સહીસલામત કિનારે પહોંચ્યા હતા.

નાતાલમાં આવ્યા પછી પોતાની વિરૂદ્ધ જે જુઠાણુંઓ ત્યાંન છાપાવાળાઓએ છાપ્યાં હતાં તે બધાં શ્રીયુત ગાંધીએ ઉઘાડાં પાડયાં, અને પોતાનો ખરો આશય જાહેર કર્યો.

૧૮૯૯ માં બોર વોર શરૂ થયો અને તેમાં શ્રીયુતગાંધી એબ્રિટિશ શહેનશાહત તરફ જે વફાદારી બતાવી છે, અને તેના વડપણ નીચે ત્યાંના હિંદીઓએ બ્રિટિશ રાજ્યની જે સેવા બજાવી છે તે જગજાહેર છે. સંસ્થાનવાસીઓનો જુલ્મ સહન કરવો, છતાં વફાદારી જાળવી રાખવી, સાત્ત્વિક્તા બતાવવી, અને આગલી બધી વાતો ભુલી જવી, એ ગાંધીજી જેવા યોગીને માટેજ તદન શક્ય હતું.

શ્રીયુત ગાંધી બીજાઓને જે કાંઈ કરવાનું કહે છે તે પોતે પહેલાં કરી બતાવે છે એ એમના જીવનનું રહસ્ય છે. દક્ષિણ આફ્રિકાની આખી લડતમાં એવો એક પણ પ્રસંગ નથી જોવામાં આવતો કે જે વખતે ગાંધીજી પોતે બીજાઓની સાથે સર્વ સંકટો, મુશ્કેલીઓ અને સાહસો વેઠવાને માટે બહાર આવ્યા ન હોય.

લડાઇ પૂરી થયા પછી શ્રીયુત ગાંધી પાછા હિંદુસ્થાન તરફ આવ્યા અને અહિં થોડો સમય રહી ૧૯૦૩ ની શરૂઆતમાં ફરીથી દક્ષિણ આફ્રિકા પહોંચ્યા. અને તે વખતે ત્યાંનો આખો મામલો ફરી ગયલો એમણે જોયો, અને હિંદીઓએ લડાઇમાં જે મદદ આપી હતી, જે વફાદારી બતાવી હતી, જે જુની વાતો ભુલી જઇને લડાઇનાં જોખમો માથે ઉપાડી લીધાં હતાં, તે બધાં ઉપર પાણી ફરી ગયલું શ્રીયુત ગાંધીએ જોયું ત્યારથીજ એમની ખાત્રી થઇ કે હીંદી કોમના હક્કો સાચવવા માટે અને હિંદી કોમનું રક્ષણ કરવા માટે એમણે કાયમ ટ્રાન્સવાલમાં રહેવું પડશે.

ત્યાર પછી શ્રીયુત ગાંધીની મહાભારત લડત આખી દુનિઆના ખૂણેખૂણામાં જાણવામાં આવી છે. દર વર્ષે લગભગ પોણો લાખ રૂપિયાની

આવક છોડી દઇ ગાંધીજીએ પોતાના દેશબંધુઓને માટે જે આત્મભોગ આપ્યો છે તે માટે આખું હિંદ એમનું ઋણી છે. એટલુંજ નહિ પરંતુ ગાંધીજીની સાથે એમનાં સુશીલ ધર્મપત્ની એમના પુત્ર તથા એમનાં બીજાં કુટુંબજનોએ જે સ્વાર્થત્યાગ કર્યો છે, જે સંકટો વેઠયાં છે, દક્ષિણ આફ્રિકાનાં કેદખાનાંઓની જે હાડમારી ભોગવી છે, અને સંસ્થાઓનું જે જંગલીપણું સહન કર્યું છે, તે સર્વને માટે આખું બ્રિટિશ સામ્રાજ્ય એમને જેટલે ધન્યવાદ આપે તેટલો ઓછો છે. કારણ કે ભૂલી જવાનું નથી કે શ્રીયુત ગાંધીની આ લડત માત્ર હિંદી કોમને માટે નહોતી, પરંતુ આખા બ્રિટિશ સામ્રાજ્યનાં જુદાં જુદાં અંગોના રક્ષણ માટે અને તેથી બ્રિટિશ રાજ્યના રક્ષણ માટે, અને બ્રિટીશ પ્રજાની આબરૂને માટે આ મહાભારત સંકટો વેઠવામાં આવ્યાં હતાં.

છેવટે શ્રીયુત ગાંધી પોતાના આત્મબલથી, અને પોતાના આત્મભોગથી સસ્થાનવાસીઓ ઉપર જીત મેળવી શકયા છે તેને માટે અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. અલબત્ત, હજુ હિંદી કોમના બધા હક્કોનું રક્ષણ કરવાનું બાકી છે, અને હજુ આખા બ્રિટીશ સામ્રાજ્યમાં હિંદી પ્રજાની સ્થિતિ સુધારવાને માટે ઘણું ઘણું કરવાનું છે, તો પણ શ્રીયુત ગાંધી જે સિદ્ધાંત માટે લડતા હતા અને જે અસત્ય સ્થિતિ દૂર કરવા માગતા હતા તેમાં સંપૂર્ણ રીતે વિજયવંત થયા છે એજ હિંદને માટે ઘણીજ મગરૂરીનું કારણ છે.

અમારી ખાત્રી છે કે શ્રીયુત ગાંધીને આખું હિંદુસ્થાન પ્રેમપૂર્વક, ઉત્સાહપૂર્વક અને માનપૂર્વક વધાવી લેશે. અમારી આશા છે કે શ્રીયુત ગાંધીના પવિત્ર સંસર્ગથી આખા હિંદુસ્થાનમાં નવું ચેતન આવશે, અને એમના જેવો આત્મભોગ તથા એમના જેની સાત્વિકતા અનેક હિંદસેવકો બતાવવા બહાર પડશે.

લોહીનું એક પણ ટીપું રેડયા વિના, એક પણ સ્થૂલ શસ્ત્રનો ઉપયોગ કર્યા વિના, માત્ર આત્મિક બળથી, સાત્વિક વૃત્તિથી, પોતાતાના દેહના બલિદાનથી, શ્રીયુત ગાંધીએ અને તેને પગલે ચાલનારાં આફ્રિકામાં રહેતાં હિંદી ભાઇબહેનોએ જે મહાન્ ફત્તેહ મેળવી છે તે દુનિઆના ઇતિહાસમાં સોનેરી અક્ષરે હંમેશને માટે કોતરાઇ રહેશે. દક્ષિણ આફ્રિકામાં હિંદી વસ્તીનો મોટો ભાગ અભણ, મજુરી કરનાર, અને બીનકેળવાયેલ છે. છતાં આ સર્વ લોકો ઉપર શ્રીયુત ગાંધી જે જાદુઇ અસર કરી શકયા, અને મોટા સંસ્કારી લોકો જે સાહસ ખેડી ન શકે તે આ લોકોએ ઉઠાવ્યું, તેનું મૂલ કારણ ગાંધીજીનું બિલોરી કાચ જેવું વિશુદ્ધ, પ્રેમમય, લાગણીભર્યું, સાત્વિક જીવનજ છે.

શ્રીયુત ગાંધીનું વય હજુ માત્ર ૪૬ વર્ષનુંજ છે, અને તેથી એમના જીવનમાંથી હજુ હિંદ ઘણું ઘણું મેળવી શકશે એવી અમારી આશા છે. છેવટે શ્રીયુત ગાંધી અને એમનાં ધર્મપત્ની એમની સ્વદેશભૂમિમાં સંપૂર્ણ રીતે તંદુરસ્ત થઇ, એમના મહાન આત્મભોગનાં મહાન મધુર ફળો ચાખવાને દીર્ઘાયુ થાય, અને એમના પવિત્ર ચારિત્ર્યની જાદુઈ અસર હિંદુસ્થાનના ખૂણેખૂણા ઉપર કરવાને સમર્થ થાય, એવી શુભેચ્છા બતાવી અમે ફરીથી એમનું અહિં આગમન વધાવી લઇએ છીએ.

[ "હિંદુસ્તાન,"
અગ્રલેખ તા. ૯-૧-૧૫ ]

[ ૪૫ ]

# મુંબઈમાં પ્રાથમિક કેળવણી.

અહિંના મ્યુનિસિપલ કારોબારના સને ૧૯૧૩–૧૪ ના વાર્ષિક રિપોર્ટમાં મુંબઈમાં પ્રાથમિક કેળવણીનો વાર્ષિક રિપોર્ટ પણ હમણાં બહાર પડ્યો છે. પ્રાથમિક કેળવણી સંબંધી આ રિપોર્ટ ઘણો અધુરો અને ટુંકો છે એમ કહ્યા વિના ચાલતું નથી. મ્યુનિસિપાલિટી સંબંધી કુલ ૪૬૦ પાનાના આ રિપોર્ટમાં પ્રાથમિક કેળવણીને માત્ર પાંચજ પાનામાં પતાવી દેવામાં આવી છે તે નવાઈભરેલું છે.

પ્રાથમિક કેળવણી એ આ દેશમાં અતિ ઉપયોગી પ્રશ્ન છે, એટલુંજ નહિ પરંતુ તે એવો પ્રશ્ન છે કે જેના તરફ પ્રજાનું તેમજ સરકારનું સૌથી વધારે ધ્યાન ખેંચાવું જોઈએ. આશા છે કે ભવિષ્યમાં સત્તાવાળાઓ આ વાત ભુલી નહિ જાય અને આ વિષય સંબંધી બને તેટલી માહિતી જાહેર પ્રજાને આપવામાં આવશે.

સર્વંટસ ઑફ ઇંડિયા સોસાઇટીના નવા સભાસદ મિ૰ અમૃતલાલ ઠક્કરે આ બાબત તરફ એક ખાસ છાપેલા ચોપાનિયામાં જાહેર પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે, અને તેમા મુંબઇ ટાપુમાં પ્રાથમિક કેળવણીનું ઘણું સારૂં પૃથક્કરણ કર્યું છે. મિ૰ ઠક્કર મુંબઇ મ્યુનિસિપાલ ખાતાનો તેમજ પ્રાથમિક કેળવણી સંબંધી લાંબો અનુભવ ધરાવે છે, અને તેથી તેમના વિચારો ઘણા મનનીય છે. મ્યુનિસિપાલ પ્રાથમિક શાળાઓ તથા મ્યુનિસિપાલ મદદ તેમજ ખાનગી મદદથી ચાલતી પ્રાથમિક શાળાઓની આખા મુંબઇ શહેરમાં કુલ સંખ્યા ૩૦૪ છે. તેમાં ૧૪૭ શાળાઓમાં મરાઠી ભાષામાં શિક્ષણ અપાય છે, ૧૦૧ શાળાઓમાં ગુજરાતીમાં, અને ૫૫ શાળાઓમાં ઉર્દુમાં. આ

ત્રણ ભાષા સિવાય બીજી કોઈ પણ દેશી ભાષામાં શિક્ષણ અપાતું નથી.

મુંબઇમાં જુદી જુદી ભાષા બોલનારી વસ્તીનો વિચાર કરીએ તો હિંદુસ્થાની, રાજસ્થાની, તેલુગુ, તામિલ, કાનડી વિગેરે ભાષા બોલનારી વસ્તી મોટી છે, છતાં તેઓને માટે એક પણ પ્રાથમિક શાળા નથી તે મોટી અજાયબીની વાત છે. છેલ્લાં વસ્તીપત્રક પ્રમાણે મુંબઈમાં જુદી જુદી ભાષા બોલનારાઓની ગણત્રી નીચે પ્રમાણે છે:—

(૧) મરાઠી ૫૨૫૦૦૦...(૫૪ ટકા.)
(૨) ગુજરાતી અને કચ્છી...૨૪૬૦૦૦, (૨૫½ ટકા)
(૩) હિંદુસ્થાની અને મુસલમાની...૧૨૫૦૦૦ (૧૫ ટકા)
(૪) રાજસ્થાની...૮૦૦ (૧ ટકો)
(૫) તેલુગુ...૮૦૦૦ (૧ ટકો)
(૬) તામિલ...૩૦૦૦ (½ ટકો)
(૭) કાનડી...૨૦૦૦ (½ ટકો)

હિંદી અને રાજસ્થાની બોલનારી આટલી મોટી સંખ્યા છે, છતાં આખા મુંબઈ શહેરમાં હિંદી ભાષા જેઓની માતૃભાષા છે તેઓને માટે એક પણ પ્રાથમિક શાળા નથી ! આશા છે કે સ્કુલ કમિટી આ ખામી દૂર કરવા પ્રયત્ન કરશે. મિ. પાધ્યે કે જેઓ શિક્ષણ સંબંધી લાંબો અનુભવ ધરાવે છે, અને જેઓની સ્કુલ કમિટીના સેક્રેટરી તરીકે હમણાંજ નિમણુક થઈ છે તેઓ આ પ્રશ્ન તેમજ બીજા પ્રશ્નો જલ્દીથી હાથમાં ધરશે તો જાહેર પ્રજાએ એમના ઉપર મુકેલો વિશ્વાસ સર્વથી યોગ્ય ગણાશે. આશા છે કે મિ. પાધ્યેની નિમણુકથી આ ખામીઓ જેમ બને તેમ જલ્દીથી દૂર થશે.

પ્રાથમિક શિક્ષણ ઉપર જેટલો પૈસો ખર્ચાવો જોઇએ તેટલો ખર્ચાતો નથી એ વાત ચોક્કસ છે. અલબત્ત આગલાં વર્ષ કરતાં

૧૯૧૨–૧૪ ના વર્ષમાં લગભગ ૧૬ ટકા એટલે કે રૂ. ૫૯,૭૨૭ વધારે ખર્ચ થયો છે તે સંતોષની વાત છે; પરંતુ મુંબઇ શહેરની જરૂરિયાતને આટલો ખર્ચ પહોંચી વળે તેમ નથી એ સ્મરણમાં રાખવાનું છે. રિપોર્ટનાં વર્ષમાં ૧૪ નવી શાળાઓ ખોલવામાં, શિક્ષકોનો પગાર વધારવામાં, શાળાનાં મકાન સુધારવામાં અને ખાનગી નિશાળોને વધારે મદદ આપવામાં આગલાં વર્ષ કરતાં આટલો વધારે ખર્ચ થયો છે.

નવી શાળાઓ ખોલવાની બાબતમાં કહેવું જોઇએ કે મુંબઈમાં તેને માટે બહુજ વિશાળ ક્ષેત્ર છે. કારણકે દરેક માબાપ પોતાના છોકરાંઓને બની શકે ત્યાંસુધી પોતાની પડોશમાંજ નિશાળ હોય તો ત્યાંજ મોકલવાને લલચાય છે. ગાડીઘોડા, મોટર, ટ્રામ વિગેરેની ધમાલમાંથી નાનાં બાળકોને મુક્ત રાખવા દરેક માબાપ ઈંતેજાર છે. હાલની વ્યવસ્થાથી છોકરાંઓને નિશાળ માટે બહુ દૂર જવું પડે છે અથવા તો ટ્રામનો ખર્ચ સહન થઇ શકતો નથી, અથવા તો જમીને તુરતજ તેઓને લાંબો પંથ કરવો પડે છે અને પરિણામે તંદુરસ્તી બગડે છે. તેટલા માટે મ્યુનિસિપાલિટીએ દરેક દરેક ગીચ લત્તામાં નવી નિશાળો ઉઘાડવાને પગલાં લેવાની ઘણી જરૂર છે.

કદાચ કોઇ એમ માનશે કે મુંબઇની મ્યુનિસિપાલિટી ઘણી મ્યુનિસિપાલીટીઓ કરતાં કેળવણીમાં સૌથી વધારે ખર્ચ કરતી હશે પરંતુ આશ્ચર્યની વાત છે કે હકીકત એમ નથી. હિંદુસ્થાનની બધી મ્યુનિસિપાલિટીઓ દર વર્ષે પોતાની આવકના ૪૧ ટકા સરાસરી ખર્ચ કરે છે, પરંતુ મુંબઇ મ્યુનિસિપાલીટી એકલી માત્ર ૩.૪ ટકા ખર્ચ કરે છે ! આ ઉપરથી જણાશે કે બીજી બધી મ્યુનિસિપાલિટીની સરાસરી સુધી પહોંચવાને માટે પણ મુંબઇએ દર વર્ષે ૯૦,૦૦૦ રૂપિઆ વધારે ખર્ચવા જોઇએ. આશા છે કે આગળ વધેલું કહેવાતું મુંબઇ આ વિચિત્ર સ્થિતિ જલદી સુધારશે.

મુંબઈની વસ્તીના માત્ર ૧૦ ટકા નિશાળે જઇ શકે એવાં છોકરાં ગણીએ તો આપણા શહેરમાં ૯૭,૬૦૦ છોકરાં નિશાળે જતાં હોવાં જોઇએ. છતાં તેને બદલે હાલ ૬૩,૨૦૦ છોકરાંઓજ એટલે કે માત્ર ૩૪½ ટકા નિશાળે જાય છે. બાકીનાં ૬૪૭૦૦ છોકરાંઓ પ્રાથમિક કેળવણીની પ્રસાદી પણ પામતાં નથી, એ મુંબઇ જેવા શહેરને ઓછું શરમભરેલું નથી. અલબત્ત, જો મુંબઇ ઇલાકો લઇએ તો મુંબઇ શહેર કરતાં પણ તેની સરાસરી નીચી આવે છે, કારણકે આખા મુંબઇ ઇલાકામાં નિશાળે જઇ શકે તેવાં છોકરાંઓમાંથી માત્ર ૨૪.૨ ટકાજ પ્રાથમિક કેળવણીનો લાભ લે છે.

આ તો માત્ર આ મહાપ્રશ્નની એકજ બાજુ થઇ. પરંતુ એ સિવાય બીજી અનેક ખામીઓ છે તે અમે આગળ ઉપર ચર્ચવાની આશા રાખીએ છીએ. તોપણ અમારે અહિં એક બીજી બાબતની નોંધ લેવી જોઇએ. અને તે એ કે આપણા દેશમાં મફત, ફરજીયાત કેળવણીની ચળવળ શરૂ થઇ છે, અને ગવર્મેંટ હવે ધીમે ધીમે પ્રાથમિક કેળવણીને વિસ્તારવા માટે પોતાનું પ્રોગ્રામ વધારે ઉદાર બનાવતું જાય છે. તો પછી આપણી મ્યુનિસિપાલિટીએ પણ પોતાનું પ્રોગ્રામ વધારે ઉદાર બનાવવું જોઇએ. અત્યાર સુધી મુંબઇ મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક કેળવણી ઉપર જેટલું ખર્ચવું જોઇએ તેથી ઘણું ઓછું ખર્ચેલું છે; એટલુંજ નહિ પરંતુ મુંબઈ બહારની મ્યુનિસિપાલિટીઓ કરતાં પણ મુંબઈએ વધારે ખરાબ દેખાવ કર્યો છે. જો દેશનો ઉદ્ધાર કેળવણી ઉપર છે એ વાત ઠીક હોય તો પછી મુંબઈ મ્યુનિસિપાલિટી પોતાની ઉંઘમાંથી હવે ક્યારે જાગશે?

[ હિન્દુસ્તાન—અગ્રલેખ,

તા. ૧૮-૬-૧૫

[ ૪૬ ]

# મુંબઈ ઈલાકામાં સહકારી મંડળો.

હિંદુસ્થાન જેવા ગરીબ દેશમાં સહકારી મંડળો અતિ જરૂરનાં છે, એટલુંજ નહિ પરંતુ આ દેશની આર્થિક ઉન્નતિનો મોટો આધાર સહકાર અને પરસ્પર સહાય ઉપરજ છે, તે વિષે બે મત છે નહિ. આપણે ત્યાં ૮૯ ટકા વસ્તી ખેતી ઉપર પોતાની આજીવિકા ચલાવે છે, અને ખેડુતોની ગરીબી એટલી બધી છે કે જો તેઓને સહકારથી, એક સાથે જોડાઇને કમાણી કરતાં તેમજ કમાયેલા ધનનો ઉપયોગ કરતાં શીખવવામાં ન આવે તો તેઓ પોતાની કાયમની ગરીબી અને દેવાદારીમાંથી મુક્ત થઇ શકવાના નથી. ઉપરાંત, તેથી દેશનું ધન વધવાને બદલે ઘટતું જવાનો ચોક્કસ ભય છે.

આ હકીકત આપણા દેશના લોકો હવે સમજવા લાગ્યા છે તે દેખીતું છે. અને તેથીજ ઠેકઠેકાણે સહકારી મંડળોની સ્થાપના થતી જોવામાં આવે છે. છેલ્લાં વર્ષ થયાં આ હીલચાલ ઉપાડી લેવામાં આવી છે. અને વધારે સંતોષની વાત તો એ છે કે આ હીલચાલને સરકારે ઘણી સારી મદદ કરી છે.

આ સહકારી મંડળોનો ૧૯૧૩–૧૪ નો છેલ્લો રીપોર્ટ હાલ બહાર પડયો છે. આ રીપોર્ટ ઘણો ઉપયોગી અને મનનીય છે. છેલ્લા વર્ષમાં ૨૧૨ નવાં સહકારી મંડળો વધ્યાં છે. આ મંડળોના સભાસદોની સંખ્યા ૪૬,૨૨૧ થી વધીને ૬૬,૭૧૪ સુધી પહોંચી છે; અને મંડળોની કુલ મુડી રૂ. ૪૮,૪૭,૭૬૩ થી વધીને આ

વર્ષે રૂ. ૬૬, ૧૩, ૧૩૫ ઉપર આવી છે. આ પ્રગતિ સંતોષકારક છે એમ કહ્યા વિના ચાલશે નહિ. વળી, આ હીલચાલ તરફ જાહેર પ્રજાનું વલણ વધ્યું છે, તેમજ સહકારી મંડળો ઉપર લોકોનો વિશ્વાસ પૂરતો છે, તથા તેની કામ કરવાની પદ્ધતિ પણ દિવસે દિવસે સુધરતી જાય છે એ પણ ઓછા સંતોષનાં કારણો નથી.

સહકારી મંડળોને ખાસ મુબારકબાદી આપવી તો એટલા માટે ઘટે છે કે આ વર્ષ કેટલીક મોટી બેંકોના તુટવાથી આખા ઇલાકા ઉપર જે ગંભીર અસર થઇ હતી તેમાંથી આ મંડળો મોટે ભાગે મુક્ત રહ્યાં છે, અને સર્વ કરતાં તેઓએ ઓછું સહન કર્યું છે.

પરંતુ આ બધી બાબતો માટે સહકારી મંડળોને અભિનંદન આપ્યા પછી કેટલીક ખામીઓ તરફ તેઓનું ધ્યાન ખેંચવાની અમે અમારી ફરજ સમજીએ છીએ. આ વર્ષનો રીપોર્ટ એકંદરે બહુ આશાવાદી અને ઉત્તેજક છે, તોપણ રિપોર્ટ ઉપરથીજ જાણી શકાશે કે એકંદરે ...તેનાં કુલ ૫૬૮ મંડળોમાંથી માત્ર ૧૫૦ મંડળો ઉત્તમ રીતે કામ કરે છે, અને ૨૫૦ મંડળો સંતોષકારક છે; પરંતુ બાકીનાં ૧૬૮ મંડળો ઘણી ખરાબ સ્થિતિમાં છે. આ ખરાબ સ્થિતિનું મૂળ કારણ કેળવણીની ખામી છે એમ રિપોર્ટ કહે છે, અને અમે તે સાથે મળતા થઇએ છીએ. આવાં ઉપયોગી મંડળોની જવાબદારી તદ્દન અભણ, બીનકેળવાયેલ, અને દરેક રીતે અનુભવ વિનાના માણસોની કમિટીના હાથમાં મુકવામાં આવે પછી બીજા પરિણામની આશા શી રીતે રાખી શકાય ?

આપણા દેશનાં અનેક ખાતાંઓ આવી રીતે નિષ્ફળ જાય છે તેનું મૂલગામી કારણ "કેળવણીની ખામી" અને "નિરક્ષરતા" છે તે આ દેશના હિંદી આગેવાનોએ ઢોલ વગાડી વગાડીને કહ્યું છે છતાં સત્તાવાળાઓએ તે તરફ જોઇએ તેટલી સહાનુભૂતિથી હજુ સુધી જોયું નથી એજ અમારી ફરિયાદ છે. અનેક મ્યુનિસિપાલિટીઓનું પછાતપણું કેળવણીની ખામીને આભારી છે તે સત્તાવાળાઓએ પણ

કબુલ કર્યું છે. શહેરો અને ગામડાંઓની સ્વચ્છતા અને જનસુખા-કારી જરા પણ સંતોષકારક જોવામાં નથી આવતી તેનું કારણ લોકોમાં કેળવણીની ખામી છે તે જગજાહેર છે. શહેરીપણાની ઘણી જવાબદારીઓ લોકોને આપવામાં આવતી નથી, અથવા તો આપ-વામાં આવે છે તો તે બરાબર અદા કરવામાં આવતી નથી-એનું કારણ કેળવણીના ખામી છે એમ સરકારની પોતાની ફરિયાદ છે. હિંદુસ્તાનને જોઇએ તેટલા રાજકીય હક્કો આપવામાં આવતા નથી તેનું કારણ કેળવણીની ખામી બતાવવામાં આવે છે. અને હવે આજે આપણને પાછું કહેવામાં આવે છે કે સહકારી મંડળોની કેટલીક નિષ્ફળતા કેળવણીની ખામીને આભારી છે.

હવે, દરેક ગામડામાં પૂરતાં કેળવાયેલાં માણસો નહિજ હોય તો પછી ઠેકઠેકાણે ઉભાં થતાં આપણાં સહકારી મંડળો માટે કામ કરનારાઓ આપણે કયાંથી ઉછીના લઇ આવવા ? આને લીધે બેમાંથી એક પરિણામ આવવાનું. કાંતો આ દેશને માટે અતિ ઉપયોગી સંસ્થાઓ હિતકર થવાને બદલે ઘણીજ અહિ-તકર થવાની, અથવા તો એવી સંસ્થાઓ ઉભી કરવાનું હિંદુ-સ્થાને માંડી વાળવું પડશે, અને જ્યારે આખી દુનિઆ ઝપાટાબંધ આગળ વધતી હશે ત્યારે આપણે અજ્ઞાનતા અને પ્રમાદના ખાબો-ચિયામાં સડયા કરવું પડશે.

તેટલા માટે અમે બહુજ ભાર દઇને કહીએ છીએ કે દેશને ઉપયોગી અમુક ખાતાંઓ બરાબર ચાલતાં નથી તેનું કારણ કેળવ-ણીની ખામી છે—એટલું કહીને સત્તાવાળાઓએ બેસી રહેવાનું નથી. પરંતુ દેશના દરેકે દરેક ગામડામાં અને ખુણે-ખુણામાં કેળવણીનો સત્વર ફેલાવો કરવાની અતિશય જરૂર છે.

રિપોર્ટ કહે છે કે સહકારી મંડળોને બરાબર ફત્તેહમંદ કરવાં હોય તો તે આશા માત્ર કેળવાએલા લોકોની મદદ ઉપરજ રાખવી

છે. એ વાત તદ્દન સત્ય છે. પરંતુ હિંદુસ્થાન દેશમાં ૩૧ાા કરોડની વસ્તી છે, અને તેમાં કેળવાયેલાં માણસો મુઠ્ઠીભર છે. તો પછી કેળવાયલાઓની સંખ્યા જેમ બને તેમ વધારવી એ ખરો માર્ગ છે કે મુઠ્ઠીભર માણસોને સર્વશક્તિમાન અને સર્વવ્યાપક ગણી લેવાં એ ખરો માર્ગ છે ?

સહકારી મંડળોની હીલચાલના સંબંધમાં અમારે અહિં એક બીજી સૂચના કરવાની છે. અને તે એ કે આ હીલચાલ જેટલી ખેડુતોમાં ફત્તેહમંદ થઇ છે તેટલી કારખાનાંઓના મજુરવર્ગમાં ફત્તેહમંદ થઇ નથી. અમદાવાદ, મુંબઇ, વિગેરે ઉદ્યોગનાં મોટાં મથકોમાં સહકાર અને પરસ્પર સહાયના અનેક ફાયદાઓ મજુરવર્ગને સમજાવવાને તેમજ એ ફાયદાઓ તેમને મેળવી આપવાની અતિશય જરૂર છે. મજુરવર્ગ પોતાની જરૂરિયાતો મુંબઇ જેવા શહેરમાં છુટક છુટક પૈસા ખર્ચીને મેળવવાથી કેટલો બધો ગેરફાયદો સહન કરે છે તે સૌ કોઇ સમજી શકે તેમ છે. તેવીજ રીતે પોતાની ન્હાની પુંજી બચાવવાને ઉત્તેજન આપનારાં સહકારી ખાતાંઓ મજુર વર્ગને કેટલાં બધાં ઉપયોગી છે તે પણ તદ્દન સ્પષ્ટ છે. તો પણ આ બાબતમાં સરકારે તેમજ મીલના માલેકોએ જોઇએ તેટલો પોતાનો હાથ લંબાવ્યો નથી એ બહુ દિલગીરીની વાત છે.

આપણા મીલ માલેકો અને કારખાનાં ચલાવનારાઓ પોતાના મજુરવર્ગ કે જેઓના પરસેવાના ટીપાથી તેઓ પોતાની ગંજાવર કમાણી મેળવે છે તેઓને માટે જે બેદરકારી બતાવે છે તે ખરેખર આત્મઘાતક છે. કારખાનાવાળાઓએ જાણવું જોઇએ કે કામદાર વર્ગની તંદુરસ્તી ઉપર, તેઓની આબાદી ઉપર, તેઓની કામ કરવાની શક્તિ ઉપર, અને તેઓની શાંતિ તેમજ સ્વસ્થતા ઉપર કારખાનાઓની બધી આબાદી અને સમસ્ત દેશની આર્થિક સ્થિતિનો આધાર છે. જ્યાં સુધી આપણો મજુરવર્ગ ગરીબી સહન કરે છે, અને ગરીબીને લીધે દુઃખ, દર્દ, ચિંતા, તેમજ શારીરિક અને માનસિક

નિર્બળતા ભોગવે છે, ત્યાં સુધી તેઓની કામ કરવાની શક્તિ ઘણીજ કમતી રહેશે, અને તેટલા પ્રમાણમાં આપણા દેશનો પૈસો ઓછો થશે.

આપણા દેશની આર્થિક ઉન્નતિની ખાતર, આપણા દેશના ગરીબ વર્ગની ખાતર, આપણા દેશના ખરા કામ કરનારાઓની ખાતર, અને આપણા દેશની સર્વ પ્રકારની આબાદીને ખાતર અમે આપણા મીલમાલેકો અને કારખાનાવાળાઓને અપીલ કરીએ છીએ કે મજુર વર્ગ માટે સહકારી મંડળો તેમજ બીજાં જે જે ઉપયોગી ખાતાંઓની જરૂર હોય તે તે ખાતાંઓ જલદીથી ઉભાં કરો. દાખલા તરીકે, આપણો મજુરવર્ગ જે સડેલી, ગંદી, અંધારી ખોલીઓમાં સડે છે તેનો જલદીથી અંત લાવવો તે તેઓનાં માલેકોના હાથમાં છે અને માલેકોની ફરજ છે. આવી બાબતોમાં પરસ્પર સહાયકારક મંડળો ઉભાં કરી કામ લેવામાં આવશે તો ઓછા ખર્ચે ઘણીજ કરકસરથી, છતાં ઘણી સરસ રીતે અનેક જરૂરિયાતો પૂરી પાડી શકાશે.

સહકારી મંડળો સંબંધી બીજી અનેક સુચનાઓ કરી શકાય તેમ છે, પરંતુ હાલ તો આટલી બાબતો પણ જેઓને માટે લખાયલી છે તેઓ ધ્યાનમાં લેશે તો અમે સંતોષ પામીશું.

[ "હિન્દુસ્થાન" અગ્રલેખ,

તા. ૧૯-૧-૧૫ ]



[ ૪૭ ]

# સંસાર સુધારો અને શ્રીયુત ગાંધી

શ્રીયુત ગાંધીને આપણે આજ સુધી દક્ષિણ આફ્રિકામાં એક મોટી રાજકીય લડત લડનાર વીર નર તરીકે ઓળખીએ છીએ. પરંતુ એ જાણવા જેવું છે કે જેમ ગાંધીજીની રાજકીય ચળવળમાં એમના સિદ્ધાંતોની છાપ જણાઈ આવે છે, તેમ સંસાર સુધારામાં પણ એમનું જીવન આદર્શરૂપ છે. કેટલાકોમાં એમની કદર બહુ નહિ થાય, પરંતુ જેઓ ખરો સુધારો શું છે, ખરી કેળવણી શું છે, ખરી સભ્યતા શું છે, એ સંબંધી વિચાર કરી શકતા હશે તેઓ સમજી શકશે કે શ્રીયુત ગાંધી એક મહાન સુધારક તેમજ દેશભક્ત છે.

શ્રીયુત ગાંધીનો સુધારો બહારનો ડાકડમાક અને ભપકો નથી, પરંતુ અંતરની સંસ્કૃતિ અને ઉદારતા છે. ગાંધીજી સુધારાવાળા કહેવરાવવા માટે સુધારક નથી, પરંતુ સભ્યતા, ઉદારતા, પ્રગતિ, ચેતન, એ સર્વ એમના જીવનના ગુણો છે, અને તેથી એ ગુણોથી એમનું જીવન આપોઆપ પ્રકાશી નીકળે છે. સ્પર્શ્યાસ્પર્શ્ય, કે ખાવા-પીવા સંબંધી એઓ ખોટી છીટછાટ રાખતા નથી, પરંતુ એટલાથીજ એમનો સુધારો આવીને અટકતો નથી. તેઓ અંતઃકરણપૂર્વક હિંદુ, મુસલમાન, કે પારસીને પોતાના બંધુ ગણે છે, અને તેથીજ તેઓ દક્ષિણ આફ્રિકામાં આખી હિંદી કોમને એકત્ર કરી ત્યાંની મહાભારત લડતમાં ફતેહમંદ થઈ શક્યા છે.

શ્રીયુત ગાંધી આખા દેશની એક્તામાં માનનારા છે, અને તેથી તેને માટે જેટલી બહાદુરી અને ઉદારતા બતાવવી પડે તેટલી બતા-

વવાને તે હમેશાં તૈયાર છે પરદેશગમનના ફાયદાઓ તે યથાર્થ સમજે છે, અને તેની વિરૂદ્ધ વિચાર બતાવનારાઓને નમતું આપે તેમ નથી એટલુંજ નહિ પરંતુ એક પ્રસંગ એવો પણ આવ્યો હતો કે જ્યારે એમના જ્ઞાતિબંધુઓની અને સગાં વહાલાંઓની નાખુશી છતાં પોતાના સિદ્ધાંતને આચારમાં મુકવામાં પોતે પછાત પડયા નહોતા.

શ્રીયુત ગાંધીની વાતચીતમાં, એમની રહેણીકરણીમાં, એમના સકલ જીવનમાં, સંસ્કૃતિ, મધુરતા, સભ્યતા, ઉદારતા અને સત્યશીલતા તરી આવે છે, અને એજ ખરા સુધારાનાં લક્ષણ છે. બહારનાં કપડાંમાં તથા ખાવાપીવામાં એમની સાદાઈ અને સરળતા નવાઈ ઉપજાવનારી છે. પશ્ચિમના સુધારાનું કપડાંમાં અને ટાપટીપમાં અનુકરણ કરવું બસ નથી તે ગાંધીજીનો સિદ્ધાંત હોવો જોઈએ તે દેખીતું છે.

તે છતાં એમણે પોતાનાં પત્નીને, છોકરાંઓને અને બીજાં કુટુંબજનને પોતાથી બની શકે તેટલો કેળવણીનો લાભ આપ્યો છે. શ્રીમતી કસ્તુરબા ગાંધીનું આદર્શ જીવન આખા હિંદમાં સ્તુતિને પાત્ર થયું છે, છતાં એ આદર્શ જીવન ઘડવામાં શ્રીયુત ગાંધીનો હાથ જેવો તેવો નથી. ગાંધીજીએ પોતાનાં ધર્મપત્નીને કેળવણીની સરળતા કરી આપીને બતાવી આપ્યું છે કે સ્ત્રીઓને જો યોગ્ય કેળવણી આપવામાં આવે તો તેઓ દેશની દેવીઓ થઈને ઉભી રહી શકે તેમ છે.

ખોટો પડદો અને ખોટી લાજ સ્ત્રીનું ગૌરવ નથી તે શ્રીમતી કસ્તુરબાએ બતાવ્યું છે. સ્ત્રીનું ખરૂં ગૌરવ, અને સ્ત્રીની ખરી કેળવણી શણગાર સજવામાં અથવા તો અંગ્રેજી ભાષા ભણવામાંજ સંપૂર્ણ નથી થતાં એ પણ એમના દૃષ્ટાંત ઉપરથી સમજવાનું છે. પરંતુ સ્ત્રી ખરી રીતે કેળવાયલી તો ત્યારે ગણાય કે જ્યારે તે પોતાના પતિના જીવનમાં ખરેખર સહચારિણી બને, અને તેના સુખ

કુટુંબમાં ભાગ લઈ, તેની મુશ્કેલીઓ દૂર કરી, તેની ભાવનાઓ સમજી લઇ, તેની સર્વ પ્રગતિમાં સાથ સાથ ઉભી રહે.

સ્ત્રી કેળવણીની આ ઉચ્ચ ભાવના મિસીસ ગાંધીએ પોતાના જીવનમાં વણી દીધી છે તેમાં જરા પણ શંકા નથી. જે સ્ત્રી શ્રીયુત ગાંધી જેવાનું મહાન જીવન સમજી શકે, તેની મહાન ભાવનાઓમાં તન્મય બની શકે, તેની મહાભારત લડતમાં ભાગ લઈ શકે, તેને માટે હિંદુ સંસારનાં બધાં બંધનો તોડી શકે, એટલુંજ નહિ પરંતુ પોતાના દેશની ખાતર, અને પોતાના સિદ્ધાંતોની ખાતર કેદની ભયંકર સજા પણ સહન કરી શકે, તે સ્ત્રીની કેળવણી, તે સ્ત્રીની પ્રગતિ, અને તે સ્ત્રીની ઉન્નતિ કેટલી થએલી હોવી જોઇએ તે આપોઆપ સમજી શકાશે.

શ્રીયુત ગાંધીએ પોતાનાં સર્વ કુટુંબજનને આ જાતનું શિક્ષણ આપીને એક મહાન સુધારક તરીકે પોતાનું નામ હંમેશને માટે અમર કર્યું છે. સુધારો આત્મબળમાં, દેશદાઝમાં, સાદાઇમાં, ઉદારતામાં અને જુના તેમજ સુધરેલા વ્હેમોથી દૂર રહેવામાંજ સમાયલો છે તે મિ૦ ગાંધીએ અને મિસીસ ગાંધીએ આખા જગતને બતાવી આપ્યું છે.

કપડાંના અમુક "કટ" વિના તો ચાલેજ નહિ, અમુક ફર્નિચર વિના તો કામ થઈ શકેજ નહિ, અંગ્રેજી ભાષા વિના તો વાત કરી શકાયજ નહિ, અમુક ખોરાકની વાનીઓ તો હોવીજ જોઇએ, હળવામળવામાં અમુક અક્કડપણું તો રાખવુંજ જોઇએ,—આ બધાં સુધારાનાં ખાસ લક્ષણ તરીકે ગણવામાં કેટલી બધી મૂર્ખાઈ છે તે શ્રીયુત ગાંધીના જીવન ઉપરથી જણાઇ આવશે.

તેવીજ રીતે પોતાના સ્નેહીના ઘરના પાણીનું ટીપું પીવાથી, કે પોતાના કેટલાક કમનસીબ દેશ બાંધવોના કપડાને છેડો અડી જવાથી પોતાનું હિંદુત્વ નષ્ટ થાય છે એમ પણ ગાંધીજી માનતા

નથી. સ્ત્રીઓએ પોતાનું સ્ત્રીપણું સાચવવા માટે પડદો અને લાજ રાખવાંજ જોઇએ એ બેહુદી માન્યતાને પણ મિસીસ ગાંધીએ ખોટી પાડી છે.

ટુંકામાં જે રીતભાતથી અને જીવનકલાથી પોતાની, પોતાનાં પ્રિયજનની, પોતાના દેશની, અને સમસ્ત જનસમાજની, ઉત્તમમાં ઉત્તમ રીતે સેવા કરી શકાય, અને જેથી સર્વની શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ સત્વર સિદ્ધ થાય, તે રીતભાત અને તે જીવનકલા સુધારાના લક્ષણરૂપ ગણવાની છે એ મિ૦ અને મિસીસ ગાંધીનું આદર્શ જીવન આપણા પુરાણીઓને તેમજ કહેવાતા સુધારા-વાળાઓને શીખવે છે.

હિન્દુસ્તાન—અગ્રલેખ,

[ તા. ૨૦-૧-૧૫ ]



[ ૪૮ ]

# શીતળા કઢાવવાને ફરજ શા માટે પાડવી જોઈએ ?

હાલના સુધરેલા જમાનામાં આપણે સર્વ વહેમોને તિલાંજલિ આપી છે એવી આપણી બડાઇ છે. પરંતુ જુના વહેમો જતાં નવા વહેમો અને વધારે હાનિકારક વહેમો દાખલ થયા છે એ આપણે ભૂલી જઇએ છીએ.

ભવિષ્યમાં દર્દથી મુક્ત રહેવાના સટ્ટાના આધારે શરીરમાં ઝેરની રસી મૂકવાની ઘેલછા આ જમાનાના ભયંકર વહેમોમાંનો એક વહેમ છે. અને અતિ આશ્ચર્યની વાત તો એ છે કે એ વહેમ ઉત્પન્ન અને ઉત્તેજિત્ત કરનાર મૂર્ખ અને અભણ માણસો નથી, પરંતુ ઉંચી કેળવણી, શાસ્ત્રીય અભ્યાસ અને બહુ તીવ્ર બુદ્ધિનો દાવો કરનારા સજ્જનો છે !

આપણે ત્યાં એવી ઘેલછા પેસી ગઇ છે કે પશ્ચિમને નામે અને સાયન્સને નામે જે કહેવામાં આવે તે બ્રહ્માના અક્ષર ! પશ્ચિમના કોઈ ડાકટરો રસી મૂકવાના પ્રયોગમાં સફળ થયા છે એમ તેઓ કહે છે તેથી આપણે તે અહિં ફરજિયાત કરવાને એકદમ યાહોમ કરવું જ જોઇએ ! કુદરતને માન આપીને, સ્વચ્છતા અને આરોગ્યના નિયમો પાળીને, સંયમ અને નીતિનો ઉપયોગ કરીને, તંદુરસ્તી મેળવવાની સલાહ તરફ લક્ષ આપવાની તસ્દી કોણ લીએ ? તેને બદલે શરીરમાં ઝેર દાખલ કરવાનો સીધો ને સટ, સહેલો અને સોંઘો માર્ગ ગ્રહણ કરવામાંજ આપણા ડૉકટરો, આપણાં તંદુરસ્તીખાતાંઓ અને આપણા સત્તાવાળાઓને વધારે અનુકૂળતા લાગે તેમાં શી નવાઇ ?

પ્લેગના જંતુ દુનિઆ ઉપર જન્મ પામ્યા છે; ત્યારે મૂકાવો જલદી પ્લેગની રસી કે જેથી ભવિષ્યમાં પ્લેગ આપણી રાહ જોતી ન બેસે ! ક્ષયના જંતુઓ છે તે સિદ્ધ થયું છે; ત્યારે મૂકાવો ક્ષયની રસી ! શીતળાના પણ જંતુ છે; ત્યારે આખા દેશમાં શીતળાની રસીનાં ફરજિયાત લ્હાણું કરો ! કહે છે કે કૉલેરાનાં પણ જંતુ છે; ત્યારે શરીરમાં કોલેરાની રસીનું એક ઝેર વધારે દાખલ થયું તો શું થઇ ગયું ! મૅલેરીયા જંતુથી થાય છે તે સિદ્ધ થયું છે તો પછી મલેરીયાની રસીને શા માટે બાદ કરવી જોઇએ ? ટાઇફૉઇડનાં જંતુ ભયંકર લેખાય છે; અવશ્ય એનું ઝેર અગાઉથીજ શરીરમાં દાખલ કરવામાં સહીસલામતી છે ! પરંતુ હજુ ક્યાં ક્યાં દર્દો જંતુથી થાય છે અને ઝેરી છે તેની બધી ટીપ ચોકસ થઇ નથી; ત્યારે માર્ગ એટલોજ છે કે જેટલાં દર્દો આપણા જાણવામાં આવ્યાં હોય તે સર્વનાં જુદાં જુદાં ઝેરો આપણા શરીરની પ્રયોગશાળામાં દાખલ કરી દીધાં હોય તો પછી પંચાત મટી, કે જેથી ભવિષ્યમાં ઝેરી દર્દના જંતુથી મરવાનો ભય કોઇને કોઇ દિવસ આવેજ નહિ !

પરંતુ, એક વાત રહી ગઈ. હવે ડૉકટરો કહે છે કે શીતળાની કે ક્ષયની કે પ્લેગની કે બીજાં દર્દોની રસી એકજ વાર મૂકાવવાથી આખી જીંદગી પર્યંત સહીસલામતી રહેતી નથી. એ તો સાત સાત કે પાંચ પાંચ વર્ષને અંતરે રસી મૂકાવી હોય તોજ કામનું. કારણ કે મનુષ્યના શરીરની એક એવી દુષ્ટ ખાસિયત છે કે તેની અંદર જે ઝેર દાખલ કરવામાં આવે તેને તે અમુક મુદત પછી પાછું નિર્દોષ અને નિર્ભય કરી દીએ છે. તેથી ઝેરની અસર સામે લડવાની આપણા શરીરની આ અયોગ્ય ખાસિયતને અટકાવવી હોય, તો થોડે થોડે અંતરે થોડું થોડું ઝેર અંદર સિંચ્યા કરવું કે જેથી કુદરત કાબુમાં રહી શકે !

શીતળા જેઓએ કઢાવી છે તેમાંના અનેકને પાછી શીતળા નીકળી છે ! બનવાજોગ છે; પરંતુ ન કઢાવી હોત તો વધારે નીક-

જાત ! અને બે બે ત્રણ ત્રણ વરસે કઢાવો તો મનુષ્યના શરીરનો ભાર શો છે કે આટલું બધું ઝેર જલદીથી પચાવીને પાછું દર્દ ઝીલવાને તે તનદુરસ્ત થઈ જાય !

એવા દાખલા છે કે જેઓએ શીતળા કઢાવી નથી, છતાં શીતળાનું દર્દ લાગુ પડયું નથી;–એ તો અકસ્માતજ સમજવાનો છે ! કારણ કે આ જમાનામાં તંદુરસ્ત રહેવું એ કુદરતી નથી, દર્દના પંઝામાં સપડાવું એજ કુદરતી છે ! તેથી તંદુરસ્તીના દષ્ટાંતો અકસ્માતો તરીકે સમજવાના છે !

એક બીજી શંકા ઉભી થાય છે; વારંવાર શીતળા કઢાવવાથી કદાચ દર્દ લાગુ ન પણ પડે પરંતુ તેથી આખા જીવનનો રસકસ ચુસાઇ જાય છે, અને બીજાં દર્દો સામે શરીર ટકી શકતું નથી તેનું શું ? જવાબ એટલોજ કે અધમુઆ થઇ જાઓ તો પણ શું ! આ તો સટ્ટો અથવા વીમો છે. તમે કાલે મરી જવાના છો એમ માનીનેજ તમારો જીંદગીનો વીમો ઉતરાવવાનો છે ! એ સટ્ટામાં ઘણું વર્ષ પ્રીમિયમ ભરવું પણ પડે ! તેમજ રીતે તમને શીતળા લાગુ પડવાનીજ છે એમ સમજીને શીતળા કઢાવો ! શીતળા કઢાવતાં આખા આરોગ્યની પાયમાલી, બીજાં દર્દો સામે ટકી શકવાની અશક્તિ, શરીરમાં ઝેરનો સંચય, શારીરિક બલ અને ઓજસનો નાશ, આ બધી વસ્તુઓને જીંદગીના વીમા ઉપરના પ્રીમિયમ તરીકેજ ગણી લેવાની છે !

હવે, છેલ્લી શંકા. ત્યારે આ પ્રમાણે તો અનેક દરદોની રસી મુકાવવી પડશે: શરીરને ઝેરોની દવાશાળા બનાવવી પડશે; કદાચ પાંચ પાંચ અને ત્રણ ત્રણ વર્ષે રસીઓનાં લ્હાણાં લેવાં અને દેવાં પડશે; વળી, શરીરમાં અનેક ઝેરોનો સંચય થવાથી નવાં દર્દો ઉત્પન્ન થશે; અને આ બધું જોખમ આમાંનું કોઈ દર્દ કદાચ ભવિષ્યમાં

આપણને લાગુ પડશેજ, અને લાગુ પડશે ત્યારે રસી મૂકાવી નહિ હોય તો આપણે મરણ શરણ થઈશુંજ, અને રસી મુકાવી હશે તો જીવતા રહીશુંજ, એવા સટ્ટા ઉપરજ ખેડવાનું ? અલબત્ત ! કારણ કે તંદુરસ્તીના પ્રયોગોને બદલે દર્દના પ્રયોગો કરનારા કેટલાક ડૉકટરો કહે છે ! બીજા અનેક, મહાન વિદ્વાન ડૉકટરો અને સાયંટિસ્ટો સર્વ પ્રકારની રસીથી અતિશય વિરૂદ્ધ છે એ વાત ખરી છે, પરંતુ તેના વિચારોને હજુ સરકારી કાયદાનું અનુમોદન મળ્યું નથી, ત્યારે રસીના ઉપાસકો રસી ફરજિયાત મુકાવવાનો કાયદો ઘુસાડી દેવામાં સરકાર પાસે ફાવી ગયા છે ! કારણ કે કાયદો દર્દને કહે કે સબૂર ! રસી મૂકી છે, માટે નહિ આવ, તો જરૂર દર્દ સ્તંભી જશે ! અને કાયદો કહેશે કે જે જે શરીરોમાં રસી નહિ મુકવામાં આવી હોય તે તે શરીરો પચાસ પચીસ રૂપિયાનો દંડ આપશે એટલુંજ નહિ પરંતુ તેઓ મરી જશે, તો અવશ્ય એ શરીરો મરી જવાનાંજ ! કાયદાની બલિહારી છે ! કાયદો કહે છે કે શીતળા કઢાવવીજ જોઈએ, પછી એમાં ફાયદો હોવોજ જોઈએ; અને પછી વિદ્વાન ડૉકટરો કે મિસીસ બેસંટ જેવાં આરોગ્યશાસ્ત્રનાં સૂક્ષ્મ અભ્યાસીઓ ખોટાં હોવાંજ જોઈએ !

વાંચકો હવે સમજી શકશે કે ઉપર જણાવેલાં અતિ મહત્ત્વનાં અને અકકલ કબૂલ કરે તેવાં કારણોને લીધે શીતળા કઢાવવાની ફરજ પાડવામાં આવે છે ! કાયદો થયો, તેથી હવે એ કાયદો ફેરવવાની કડાકુટમાં બિચારા કૌંસિલરો કે મ્યુનિસીપાલિટીના મેંબરો કે સત્તાવાળાઓ શા માટે પડે ? કારણકે પૈસાના જુગાર કરતાં આખી પ્રજાની જીંદગીનો સટ્ટો વધારે હાનિકારક ગણાય ખરો ?

[ હિન્દુસ્થાન—અગ્રલેખ,

તા. ૪-૨-૧૫ ]



[ ૪૯ ]

# હિંદુ યુનિવર્સિટી માટે આદર્શ.

આપણે ત્યાં થોડા સમયમાં હિંદુ યુનિવર્સિટીનો પાયો નંખાશે. આ યુનિવર્સિટીની યોજના હાલની આપણી યુનિવર્સિટીઓથી કેટલીક રીતે જુદા પ્રકારની છે. ખાસ કરીને હિંદુ સમાજની ભાવનાઓ અને જરૂરિયાતો સંતોષવાને આ મહાન નવીન સંસ્થા ઉભી કરવામાં આવી છે. પરંતુ તે છતાં આ યુનિવર્સિટીની કાર્યપદ્ધતિ ઘણે અંશે પશ્ચિમની યુનિવર્સિટીઓના બંધારણ પ્રમાણે રાખવામાં આવશે એમ જણાય છે. તેથી પશ્ચિમની યુનિવર્સિટીઓના વિકાસક્રમનું થોડું પણ દિગ્દર્શન હાલ જરૂરનું છે, કે જેથી ખરો આદર્શ કયો છે તે સમજી શકાય.

જેમ હિંદમાં તેમજ પશ્ચિમમાં પણ પ્રથમ કેળવણી ધર્માચાર્યોના હાથમાં હતી, અને પાદરીઓજ જ્ઞાનના દાતા ગણાતા હતા. મધ્ય કાળમાં ક્રૂઝેડોના સમયમાં પશ્ચિમ પૂર્વના સંબંધમાં આવ્યું, અને ત્યારે ધીમે ધીમે આરબોનું તેમજ અન્ય પૂર્વનું શિક્ષણ તેઓએ લેવા માંડયું. આ શિક્ષણનું કેંદ્રસ્થાન તે વખતે પારીસ હતું. આ મધ્યકાળીન યુનિવર્સિટીમાં પાછો ગ્રીક લોકોના આવવાથી સુધારો થયો, અને ગ્રીક પદ્ધતિનું પાછું પુનર્જીવન થયું. એ પદ્ધતિ પણ ધીમે ધીમે જીર્ણ થવા માંડી, અને તેને બદલે છેવટે જર્મન યુનિવર્સિટીની પદ્ધતિએ સ્થાન લીધું. આગળની અતિવ્યાપક કેળવણીને બદલે હવે કેળવણીના અતિ સૂક્ષ્મ વિભાગ કરવામાં આવ્યા, અને દરેક વિષય માટે ખાસ જુદા જુદા પ્રોફેસરો નિમાયા. જ્ઞાનના વિષયોમાં સૂક્ષ્મ શોધખોળ શરૂ થઇ. આ પદ્ધતિથી શોધખોળના જમાનાનો આરંભ

થયો તેમજ દરેક વિષયનાં ગુહ્ય તત્ત્વોના ઉંડાણમાં ઉતરવાની અનુકૂળતા મળી. બુદ્ધિને ખાસ વિષયોમાં એકાગ્ર રીતે કામે લગાડવામાં આવી, અને આ પ્રમાણે જ્ઞાનના ક્ષેત્રમાં કાર્યની વહેંચણી થવા પામી.

જર્મન કેળવણીની પદ્ધતિથી શોધખોળ એકદમ આગળ વધી. પહેલાં કદિ નહિ ખેડાયલાં ક્ષેત્રોમાંથી અપૂર્વ સત્ત્વ કાઢવામાં આવ્યું. વિજ્ઞાનની પ્રગતિ અપૂર્વ વેગથી આગળ ચાલી. જ્ઞાનના દરેક વિષયનું શાસ્ત્ર બંધાયું. મનુષ્યની માનસિક શક્તિનો અજબ વિકાસ થયો પરંતુ તેની સાથે મનુષ્યની બુદ્ધિની વ્યાપકતા, જ્ઞાનના વિષયોની એકતા, અને શરીર, મન તથા આત્માની તાલમયતા ખંડિત થઈ. જ્ઞાન અને નીતિનો વિરોધ, સ્થૂલ અને સૂક્ષ્મની વચ્ચે વિષમતા, આત્મા અને શરીર વચ્ચે ભિન્નતા,—આ સર્વ તે શોધખોળના જમાનાને આભારી છે. મનુષ્યજીવનમાં, જ્ઞાનના ક્ષેત્રમાં, તેમજ સામાજિક વ્યવસ્થામાં જે પક્ષાઘાત અને એકદેશીયતા દૃષ્ટિગોચર થાય છે તે આ પ્રકારના વિષયવિભાગનું તેમજ માનસિક સંકોચનું પરિણામ છે.

જર્મન યુનિવર્સિટીની આ પદ્ધતિ પાછી બદલાતી ચાલી. કોઈ એકજ વિષય ઉપર મંડયા રહેવાને બદલે વ્યાપક દૃષ્ટિથી જ્ઞાનના સમગ્ર ક્ષેત્રને નિહાળવાનું તેણે પાછું શરૂ કર્યું. અને બહારના મુસાફરો, શોધકો, વિચારકો અને વિદ્વાનોના વિચારોને પોતાના કરી લેવાની પદ્ધતિ શરૂ થઇ, તથા વિજ્ઞાનસમાજો, પ્રદર્શનો, આદિનો લાભ લેવાવા માંડયો. આ પદ્ધતિની સરખામણીમાં નેપોલિયનના સમયમાં ફ્રાન્સમાં જે કેળવણીપદ્ધતિ દાખલ કરવામાં આવી હતી તે જુદાજ પ્રકારની હતી. ફ્રાન્સમાં તે સમયે ગોખણપટ્ટીથી ચોક્કસ કરેલાં સૂત્રો મુખપાઠ કરવાં અને કોઈ રીતે પરીક્ષાઓ પસાર કરી ડિગ્રીઓ મેળવવી એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ લેખાતો હતો.

ઇંગ્લાંડમાં જે કેળવણી દાખલ કરવામાં આવી તે કેટલેક અંશે "ફ્રેંચ રેવોલ્યુશન"ની ભાવનાઓના અનુકરણરૂપ હતી પરંતુ તે

ભાવનાઓની સાથે ફ્રાન્સની આ પરીક્ષાપદ્ધતિ અને ગોખણપટ્ટીની પ્રણાલિકા પણ ઈંગ્લંડમાં દાખલ થઇ, અને તે ઉભયના મિશ્રણરૂપે લંડન યુનિવર્સિટી ઉભી થઇ. એટલુજ નહિ પરંતુ પરીક્ષાની એ પદ્ધતિનું અનુકરણ હિંદુસ્થાનમાં પણ દાખલ કરવામાં આવ્યું, અને એ સ્થિતિ અત્યારે પણ આપણે ત્યાં ધમધોકાર ચાલે છે.

પરંતુ જો કે હીંદુસ્થાનમાં જે શિક્ષણ પદ્ધતિ ઘુસાડવામાં આવી છે તેમાં કોઈપણ જાતનો ઉપયોગી સુધારો થયો નથી, તથાપિ ઈંગ્લંડમાં એ પદ્ધતિને ધીમે ધીમેલ તિલાંજલિ આપવાના પ્રયત્નો થવા લાગ્યા છે અમેરીકામાં જો કે જર્મન પદ્ધતિનું અનુકરણ સૌ કરતાં વિશેષ થયું છે. તો પણ હવે ઈંગ્લાંડ પણ એ દિશા તરફ ચોકસ રીતે વળવા માંડ્યું છે. પરંતુ બીજી બાજુથી ફ્રાન્સમાં અનેક ફેરફાર શરૂ થઈ ચુક્યા છે અને ૧૮૭૦–૭૧ ની મોટી લડાઇ પછી ફ્રેંચ યુનિવર્સીટીઓનાં બંધારણો ફ્રેંચ લશકરના બંધારણ જેટલાંજ બદલી નાખવામાં આવલ છે. પારીસ યુનીવરસીટીને તદ્દન નવું જીવન આપવામાં આવ્યું છે, અને તેને એટલે સુધી વિસ્તારવામાં આવી છે કે ઈંગ્લાંડ અને સ્કોટલાંડની બધી યુનીવરસીટીઓમાં ભેળા મળીને જેટલા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો છે તેટલા આ એકજ પારીસ યુનીવરસીટીમાં છે. એટલુંજ નહી પરંતુ પારીસ યુનીવર્સિટીમાં જે ચેતન, યોગ્યતા અને કુશળતા જોવામાં આવે છે તે ઈંગ્લાંડની સર્વ યુનીવર્સિટીઓ કરતાં અત્યંત ઉંચા પ્રકારનાં છે. ત્યાં હવે પરીક્ષાની યાંત્રિક પદ્ધતિમાં એકદમ ફેરફાર કરવામાં આવ્યો છે. શાસ્ત્રીય શોધખોળ અને જ્ઞાનના વ્યાપક વિકાસ માટે અનેક ખાતાંઓ ખોલવામાં આવ્યાં છે અને પરીક્ષાઓ તથા ડીગ્રીઓનેજ જ્ઞાનમાં પારંગતતાના ચિહ્ન તરીકે માનવાને બદલે ખરી સંસ્કૃતિ, માનસિક ઉદારતા અને વિશાળતા તેમજ સમાજની સેવા કરવાની શક્તિ ઉપરથી કેળવણીનું માપ મપાય છે.

લંડન યુનીવર્સિટી પણ હવે પરીક્ષા લેનાર કરતાં શિક્ષણ આપનાર યુનીવરસીટી વધારે ને વધારે થતી જાય છે. છતાં હજુ હિંદુ-

સ્થાનની યુનીવર્સીટીઓમાં જાણવા જેવો ફેરફાર થયો નથી તે શોચનીય છે. અફસોસની વાત છે કે યુરોપના બીજા દેશોનું અનુકરણ ઈંગ્લાંડમાં લાંબે સમયે થાય છે અને તે પછી વર્ષોનાં વર્ષ વીતી ગયા પછી હીંદને નવીન ફેરફારોનો લાભ મળે છે. તેથી જો આપણા દેશે બીજા આગળ વધેલા દેશો કરતાં કેળવણીના મહા પ્રશ્નમાં અત્યંત પાછળ રહેવું ન હોય તો આ બાબતમાં માત્ર ઈંગ્લાંડનું જ અનુકરણ કરવાને બદલે ફ્રાન્સ, જર્મની, અમેરીકા વીગેરે દેશોમાં શું થાય છે તેનું ત્વરિત અવલોકન કરવું જોઇએ, અને ત્યાંથી જે કાંઇ ઉપયોગી અને આવશ્યક લાગે તે ઈંગ્લાંડની રાહ જોયા વિના અહીં દાખલ કરવા પ્રયત્નો આદરવા જોઇએ.

અમે આશા રાખીએ છીએ કે હીંદુ યુનીવર્સીટીનું બંધારણ માત્ર લંડન યુનીવર્સીટી ઉપરથીજ રચવાને બદલે ફ્રાન્સ અને જર્મનીનાં કેળવણીનાં ખાતાંઓની પણ મદદ લેવામાં આવશે. અલબત્ત, લંડન યુનીવરસીટી કેટલેક અંશે જર્મન એટલે કે અર્વાચીન પદ્ધતિનું અનુકરણ છે, અને તેવીજ રીતે ફ્રેંચ પદ્ધતિ છે. પરંતુ તે છતાં ફ્રેંચ અને ઇંગ્લીશ પદ્ધતિમાં ઘણો તફાવત છે. જયારે લંડન યુનીવર્સીટી મધ્યકાલીન ફ્રેંચ અને અર્વાચીન જર્મન પદ્ધતિનું મિશ્રણ છે, ત્યારે પારીસ યુનીવર્સીટી અર્વાચીન જર્મન તેમજ અર્વાચીન ફ્રેંચ પદ્ધતિનું મિશ્રણ છે, એટલે કે જર્મનીની માફક ત્યાં ઉચ્ચ શિક્ષણ આપનારી યુનીવરસીટીઓ છે એટલુ જ નહિ. પરંતુ ખાસ વિષયોમાં સૂક્ષ્મ શોધખોળ કરવામાં જર્મનીને પણ તે મહાત કરે છે. આ પ્રમાણે એક દષ્ટિથી ફ્રેંચ પદ્ધતિ જર્મનથી પણ વધારે જર્મન છે. પરંતુ બીજી તરફથી તેમાં ફ્રેંચ વ્યાપકતા અને વિશાળતા પણ ઘણા મોટા પ્રમાણમાં છે. સર્વ ઉચ્ચ સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન, જ્ઞાનના, સમસ્ત ક્ષેત્રનું વિહારસ્થાન, શાસ્ત્રીય તેમજ સામાજીક પ્રગતિનું વિચારસ્થાન, અને શાસ્ત્રીયતા, સૂક્ષ્મતા તથા એકાગ્રતાની સાથે સરલતા,

વ્યાપકતા ને સંસ્કારિતાનું નિવાસસ્થાન, પૅરીસ યુનીવર્સીટી છે આ ભાવનાને હજુ બર્લીન યુનીવર્સીટી નથી પહોંચી શકી, તેમજ લંડન યુનીવર્સીટી નથી સમજી શકી; તો પછી હિંદુસ્થાનની યુનિવર્સીટીઓ કલ્પી પણ કયાંથી શકે ?

યુરોપ અને અમેરિકામાં પૅરીસ યુનિવર્સિટીની આ ભાવના સૌથી આગળ વધેલી અને સૌથી નવીન છે. પૅરીસ યુનીવર્સીટીમાંજ સાયન્સ અને કલાનું ઐક્ય શરૂ થયું છે, ત્યાંજ ભાવનાઓને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન થયો છે અને ત્યાંજ જ્ઞાનને મનુષ્યજાતિની જરૂરીયાતો તેમજ દેશ અને સમયને અનુરૂપ કરવાનું સ્વીકારવામાં આવ્યું છે.

અમારા અભિપ્રાય પ્રમાણે આપણી હિંદુ યુનીવર્સીટીને માટે કોઇ ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ જોઇતો હોય તો તે ફ્રેંચ યુનીવર્સીટીજ છે. ઉપરાંત ફ્રાન્સ અને હિંદ વચ્ચે જે મળતાપણું છે તેટલું મળતાપણું હિંદને બીજા કોઇપણ પાશ્ચાત્ય દેશ સાથે નથી. ફ્રાન્સ અને હિંદ ઉભય ખેતીવાડીના દેશ છે; ઉભય કલા અને સૌંદર્યના ચાહક છે; ઉભય બુદ્ધિમાં મોખરે છે; ઉભય લાગણીમાં તીવ્ર છે; અને ઉભયની ભાવનાઓ વિશ્વવ્યાપક છે.

[ " હિંદુસ્થાન " અગ્રલેખ, તા. ૯-૨-૧૫ ]



# [ ૫૦ ]

# આપણા મજૂરવર્ગ માટે આપણે શું કરવું જોઇએ?

ગયા ગુરૂવારે અલ્હાબાદ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર જેવન્સે ત્યાંની યુનિવર્સિટીમા પોતાના ભાષણમાં એક બે બહુ અગત્યની સુચનાઓ કરી હતી. એમણે કહ્યું હતું કે હિંદુસ્થાનમાં નીતિશાસ્ત્ર તેમજ અર્થશાસ્ત્રને લગતો એક મહાન પ્રશ્ન ખડો થાય છે. અને તે એ કે હિંદુસ્થાનની આર્થિક ઉન્નતિના બે માર્ગમાંથી એક માર્ગ આપણે ગ્રહણ કરવાનો છે. એક માર્ગ પ્રમાણે આપણે આ દેશની સંપત્તિ વધારીને જમીનદારો, મોટા વેપારીઓ, અને થાપણવાળા વર્ગને તે સોંપી દેવાની છે, કે જે વર્ગની આબાદી અસંખ્ય મજૂરો અને ખેડુતોની સખ્ત મહેનત અને ગરીબી ઉપર આધાર રાખે છે બીજો માર્ગ એ છે કે આપણા ગરીબ ખેડુતો અને કામદાર વર્ગને એમની આજીવિકા પૂરતું આપીને તેઓને ગરીબીમાંથી મુક્ત કરવા, તેઓને તંદુરસ્ત અને સગવડવાળાં મકાન આપવાં, અને તેઓની શારીરિક, માનસિક, નૈતિક ઉન્નતિ માટે પૂરતો અવકાશ મેળવી આપવો; અને ત્યારપછી થાપણદારોને તેઓની જાહોજલાલી ભોગવવાની છુટ આપવી.

પ્રોફેસર જેવન્સ આ બીજો માર્ગ અખત્યાર કરે છે, અને અમારી ખાત્રી છે કે કોઇ પણ હિંદ હિતૈષી એ માર્ગને વધાવી લીધા વિના રહેશે નહિ આપણા દેશમાં જેટલી ગરીબી છે તેટલી ગરીબી દુનિઆના કોઇ પણ સુધરેલા દેશમાં નથી. અને જ્યાં સુધી આપણા અસંખ્ય ગરીબ ખેડુતો અને મજૂરોની સ્થિતિ સુધારવાને

આપણે આગળ નહિ આવીએ ત્યાં સુધી આપણી આર્થિક ઉન્નતિ ઘણે દૂર સમજવાની છે. કારણ કે એટલું સ્મરણમાં રાખવાનુ છે કે ખેડુતોની અને મજુરોની કાર્યકુશળતા, તેઓની તંદુરસ્તી, તેઓની બુદ્ધિ, તેઓની ચાલાકી, અને અવકાશમાં મેળવેલા તેઓના જ્ઞાન ઉપર આધાર રાખે છે. પરંતુ હાલ આપણો આ વર્ગ એટલી અધમ સ્થિતિમા છે કે તેઓને સુધરેલા જમાનાની કાંઇ પણ અનુકૂળતાઓ મળતી નથી, એટલુંજ નહિ પરતુ સુધરેલા જમાનાની સઘળી આફતોનો પહેલા પ્રહાર તેઓના ઉપરજ થાય છે.

આપણા કામદાર વર્ગને અને ખેડુત વર્ગને સ્વતંત્ર અને કાર્યકુશળ બનાવવા હોય, તેઓની મહેનતથી આપણા દેશને આબાદ બનાવવો હોય, અને હિંદુસ્થાનનાં મુઠ્ઠીભર કુટુંબોની સાથે બીજાં કરોડો માનવીઓની ઉન્નતિ કરવી હોય, તો તેઓને ગરીબી, માંદગી અને ભુખમરાથી બચાવો, તેઓની સખત મજૂરીના પ્રમાણમાં તેઓને પૂરતો બદલો આપો, તેઓને માટે સુંદર અને સુઘડ મકાનો તૈયાર કરો, તેઓનાં બાળકો ઉપર કેળવણી અને જ્ઞાનના આશીર્વાદ વરસાવો, તેઓને કુદરતી લીલાનું ભાન કરાવો, અને મનુષ્યજીવનના મર્મ અને ધર્મ સમજવાને કંઇક અવકાશ અને આરામ આપો.

આપણે ત્યાં ૩૧ કરોડ મનુષ્યોની મોટી સંખ્યા છે તેથી આપણે મલકાવાનું નથી. એ ગંજાવર સંખ્યા તંદુરસ્ત, બલવાન, સંસ્કારી અને કાર્યકુશળ ન હોય તો સર્વથા નકામી છે એટલુંજ નહિ પરંતુ અતિ ભારરૂપ છે. તેટલા માટે પ્રથમ તો આપણે આપણા ગરીબ વર્ગની રહેણીકરણીનો આદર્શ ઉંચો બનાવવાનો છે. અને જ્યાં સુધી તેઓની આજીવિકાના સાધનમાં યોગ્ય વધારો નહિ થાય ત્યાં સુધી એમનો જીવનઆદર્શ હાલ છે તેવો અધમજ રહેશે તે વાત યાદ રાખવાની છે. હિંદુસ્થાનના ખેડુતો અને મજૂરોની સાદાઇ, સરળતા, તથા થોડાં સાધનોમાં પોતાનો ગુજારો ચલાવી લેવાની તેઓની શક્તિની અનેકવાર સ્થાને અસ્થાને પ્રશંસા થાય છે.

પરન્તુ માત્ર આ ક્રમંસાથેજ સંતોષ નહિ પામતાં તેઓની સ્થિતિ અને તેઓની જીવનકલા વધારે ઉચ્ચ અને રસભર કરવાને આપણું મથવાનું છે.

આ જમાનાની સગવડો અને મોજશોખોના કેટલાક ઠજારદારો એમ કહે છે કે હિંદી મજૂરોના પગારમાં જ્યારે વધારો કરવામાં આવે છે ત્યારે તે વધારો પોતાની જીંદગી સુધારવામાં વાપરવાને બદલે કેટલેક આડે માર્ગે તેઓ વાપરી નાંખે છે, અને તેથી ગરીબી તેઓના જીવનવિકાસમાં કોઇ રીતે અંતરાયરૂપ નથી ! આનો જવાબ એટલોજ છે કે શ્રીમંતોની શ્રીમંતાઈનો અનેકવાર અવળે રસ્તે ઉપયોગ થાય છે, અને તેથી પૈસા શ્રીમંતોના ચારિત્ર્યની અધોગતિનું કારણ છે; તેટલા માટે તેઓના અંતિમ મોક્ષની ખાતર તેઓને પ્રથમ ધનની ઉપાધિમાંથી શા માટે મુક્ત ન કરવા ? અને કદાચ ઉપરની દલીલમાં થોડું પણ સત્ય હોય તો ગરીબોને ગરીબીમાં સડવા દેવા એ ખરો માર્ગ નથી, પરંતુ તેઓની ગરીબી નિર્મૂલ કરવાની સાથે તેઓને કેળવણીનાં સાધનો પૂરાં પાડવાં જોઇએ કે જેથી પોતાની આર્થિક આબાદીનો યથાર્થ ઉપયોગ કરતાં તેઓ શિખે.

તેથી આખા દેશના ખુણે ખુણામાં કેળવણીનો ફેલાવો થવો જોઇએ એ અતિશય આવશ્યક છે. લખવા વાંચવાની કળા ઉપરાંત જીંદગી સાર્થક રીતે જીવવાની કળા આપણા અભણ વર્ગને ખાસ શિખવવાની છે. આર્થિક સાધનોની સાથે તેઓને માટે બીજાં અનેક સાધનો પૂરાં પાડયા વિના હાલની દુર્દશા દૂર થઇ શકે તેમ નથી. ત્યારેજ તેઓ ઉચ્ચ જીવનની કિમ્મત સમજી શકશે; ત્યારેજ તેઓ પોતાની મજૂરીમાં રસ લઇ શકશે; અને ત્યારેજ તેઓ હિંદની આબાદી માટે પોતાની ઉત્તમ શક્તિઓનો ઉપયોગ કરી શકશે.

અમારા અભિપ્રાય પ્રમાણે સંસાર સુધારાના સર્વ પ્રશ્નો કરતાં આ પ્રશ્ન અતિ મહત્ત્વનો છે. આપણી સંસાર સુધારા પરિષદોમાં જે જે બાબતો ચર્ચાય છે તે સર્વ આ બાબત પાસે કંઇ પણ વિસાતમાં

નથી. હિંદુસ્તાનનાં કરોડો ગરીબ મજૂરોની મહેનત ઉપર આપણી આર્થિક ઉન્નતિ, આપણી જાહોજલાલી, અને આપણી સામાજિક પ્રગતિ આધાર રાખે છે તેઓની આબાદી એજ દેશની આબાદી સમજવાની છે. તેઓની કેળવણી એજ દેશની કેળવણી ગણવાની છે. તેઓની સુધારણા એજ ખરી સુધારણા છે. તેમજ તેઓની ગરીબી, તેઓની અધોગતિ અને તેઓની પાયમાલી, તે સમસ્ત દેશની ગરીબી, અધોગતિ અને પાયમાલી છે એ નિર્વિવાદ છે. તેથી કારખાનાંઓમાં કે ખેતરોમાં, સડકો કે ગોદીઓ ઉપર, ઝુંપડાંઓમાં કે ચાલીઓમાં, મજૂરી કરનારાં ગરીબ મજૂરો અને ખેડુતોની સ્થિતિ સુધારવાને મુડીવાળાઓ, કારખાનાવાળાઓ, શ્રીમંત વેપારીઓ, જાગીરદારો અને સત્તાવાળાઓએ ચોમેર મહાભારત પ્રયત્નો કરવાને તૈયાર થવું જોઇએ. નહિતર આબાદી ભોગવનાર થોડાં મનુષ્યોના પગ તળે કચડાઈ જતો આ અસંખ્યવર્ગ તેઓને પણ હમણાં કે પછી અધોગતિના ઉંડાણમાં સાથે ઘસડયા વિના રહેનાર નથી.

[ હિન્દુસ્થાન—અગ્રલેખ,

તા. ૧૭–૨–૧૫ ]



# [ ૫૧ ]
# જ્ઞાતિઓને સુધારવી કે તેનો અંત આણવો ?

છેલ્લા ત્રણ રવિવાર થયાં મુંબઈની ગુર્જર સભા જ્ઞાતિઓના પ્રશ્ન સંબંધી ચર્ચામાં ગુંથાએલી હતી, અને તેમાં અનેક દૃષ્ટિબિંદુઓ રજુ થયાં હતાં. આ સર્વ ચર્ચામાં એક જાણવાજેવી હકીકત એ હતી કે હાલની જ્ઞાતિપદ્ધતિ આપણી રાષ્ટ્રિય પ્રગતિમાં ઘણી વિઘ્નકર છે એ વાત લગભગ દરેક ભાષણકર્તાએ કબુલ રાખી હતી. જ્ઞાતિઓનું ઉચ્છેદન ઇચ્છનારા, જ્ઞાતિઓનું સમીકરણ સૂચવનારા, તેમજ જ્ઞાતિઓનો બચાવ કરનારા સર્વ ગૃહસ્થો આ બાબતમાં સંમત હતા.

પરંતુ જો કે આધુનિક જ્ઞાતિબંધારણ આપણા સમાજમાં અનિષ્ટ તત્ત્વ તરીકે સર્વ તરફથી કબુલ રાખવામાં આવ્યું હતું, તથાપિ તેની અનિષ્ટ અસરમાંથી મુક્ત થવાનો માર્ગ શો છે એ પ્રશ્ન બહુ ચર્ચાનો વિષય થઇ પડયો હતો. કેટલાકોનું એમ કહેવું હતું કે જ્ઞાતિનો અંત આણવો જોઇએ, અને તેથી જ્ઞાતિની અંદર રહીને સુધારવાના પ્રયત્નો નિષ્ફળ છે. બીજાઓએ એવી દલીલ રજુ કરી હતી કે જો જ્ઞાતિનો અંત લાવી શકાય તો તે ઉત્તમ છે, પરંતુ તે વાત અશક્ય હોઇને તેને સુધારવી એજ અનિવાર્ય માર્ગ છે.

હવે, એટલું ચોક્કસ છે કે આપણી પ્રાચીન વર્ણાશ્રમની પદ્ધતિમાં અનેક નહિ ઇચ્છવાજોગ ફેરફારો થયા છે, અને હાલ જ્ઞાતિપદ્ધતિ અત્યંત શોચનીય અવસ્થામાં આવી પડી છે. પરંતુ હિંદની અધોગતિ માત્ર જ્ઞાતિઓને લીધેજ છે, અને જ્ઞાતિઓ ન હોય તો આપણો દેશ આપોઆપ ઉન્નતિને ટોચે પહોંચી જાય, એમ કહેવું તે એક પ્રકારની માફ ન કરી શકાય તેવી અત્યુક્તિ છે. ગુર્જર સભામાં એક ગૃહસ્થોએ આ બાબત તરફ યોગ્ય રીતે ધ્યાન ખેંચ્યું હતું, અને

જણાવ્યું હતું કે પશ્ચિમમાં પણ લોકોમા ઉચ્ચ નીચનો ભેદ નથી એમ નથી, તથાપિ એટલું યાદ રાખવાનું છે કે જો કે પશ્ચિમમાં શ્રીમંતો શ્રીમંતામાં અને ગરીબો ગરીબોમાંજ સામાન્ય રીતે વ્યવહાર રાખે છે, તોપણ ત્યાં લગ્નની ચુંટણી માટે આપણાં કરતાં અતિ વિશાળ ક્ષેત્ર છે, અને પરસ્પર ભોજનનો તો કશો બાધ છેજ નહિ. એ ખરૂં છે કે આપણે ત્યાં અનેક જ્ઞાતિના લોકોમાં લગ્નવ્યવહારની પૂરતી છુટ છે, અને તેથી શ્રીમતમાં શ્રીમંત ગૃહસ્થને સાધારણ રીતે ગરીબમાં ગરીબ કુટુંબની છોકરી પરણવામાં જરા પણ સંકોચ થતો નથી; પરંતુ હાલની સંકુચિત જ્ઞાતિઓને બદલે વિશાળ ક્ષેત્ર થવાથી આપણે આ ઇષ્ટ બાબત છોડી દઇશું એમ માનવાને અમે કશું કારણ જોતા નથી.

જ્ઞાતિઓને સુધારવી કે તેનો અંત આણવો એ સંબંધી મતભેદ છે. પરંતુ આપણી હાલની પરિસ્થિતિનું જેઓએ બારીક નિરીક્ષણ કર્યું છે, અને જેઓ સમાજશાસ્ત્રના અભ્યાસી છે, તેઓ એટલું તો જોઇ શકશે કે આપણે હિંદુ જ્ઞાતિઓનો અંત લાવવાને ગમે તેટલા આતુર હોઈએ, પરંતુ તે જ્ઞાતિઓ દિવસે દિવસે ઓછી થવાને બદલે વધતી ગઇ છે; અને તેમાં ગમે તેટલા સુધારાવધારા થયા હોય છતાં તેનું બળ હજી સુધી નબળું પડયું નથી. આ વસ્તુસ્થિતિ અલબત્ત શોચનીય છે તેમાં શંકા નથી; પરંતુ તે વસ્તુસ્થિતિ છે એ વાત ભૂલી જવાની નથી. સેંકડો વર્ષ થયાં જે વ્યાપક સંસ્થા ચાલી આવી છે અને જેનાં મૂળ અતિ ઉંડાં છે તે જાદુગરની લાકડીના ટકોરાથી અદૃશ્ય થઇ જશે એમ માનવું તે ડહાપણ નથી.

આવી સ્થિતિમાં અમારૂં એમ માનવું છે કે જ્ઞાતિ સામે મેદાનમાં ઉતરવા કરતાં શાંત અવરોધથીજ તેને મ્હાત કરવી એ વધારે સલાહકારક છે. જ્યાં સુધી આખા હિંદુસ્થાનમાં કેળવણી અને સંસ્કારનો બહોળો ફેલાવો નહિ થાય, ત્યાંસુધી જ્ઞાતિની સંકુચિત ભાવના અને તેને લગતા બીજા અસંખ્ય વહેમો આપણે દૂર કરી શકીએ

તેમ નથી. અને એમ ન થાય તે પહેલાં તેની નિદ્રામાંથી તેને જાગ્રત કરવી તે બહુ જોખમભરેલું પગલું છે. આપણા લોકો દુષ્ટ છે અને તેથી તેઓ સંકુચિત વિચારો ધરાવે છે એમ સમજવાનું નથી; પરંતુ તેઓ મૂર્ખ છે, તેથી અથવા તો તેઓએ વિશાળ, ઉદાર, ખુલ્લા વાતાવરણનો અનુભવ કર્યો નથી, તેથી કુવા માંહેના દેડકા થઈને પડયા છે. અને જો એમ છે તો પછી તેઓને હથોડાવતી ઉદાર વૃત્તિવાળા અથવા વિશાળ હૃદયવાળા બનાવી શકાય તેમ નથી. તેને માટે કેળવણી, સંસ્કાર, આદિ સાધનોજ ઉપયોગનાં છે.

તેથી કેળવણી અને ઉદાર વિચારો ફેલાવવાને આપણે આપણાથી બનતું કરવાનું છે. જેઓ સંજોગોને લીધે જ્ઞાતિના બંધારણમાંથી છૂટી શકે તેમ નથી તેઓ જો આ વિકટ પરંતુ અતિ મહત્ત્વનું કાર્ય જ્ઞાતિની અંદર રહીને કરે, તો તેઓ આપણા સમાજની પ્રગતિમાં ઘણો મહોટો ફાળો આપે છે તેમાં શકા નથી. તેવીજ રીતે જેઓનું જીવન જ્ઞાતિઓના અંધેય વાતાવરણમાં પૂરતો વિકાસ પામી શકે તેમ નથી, અને જેઓ જ્ઞાતિઓના ઝઘડાઓ, તેની ક્ષુલ્લક પ્રવૃત્તિઓ, તેના સકુચિત વિચારો, આદિને સહન કરીને તેમાં યુક્તિપૂર્વક સુધારો કરવા જેટલું ધૈર્ય ધરાવતા નથી તેઓને તેમાં પોતાનો કિમતી સમય અને પોતાની કિમતી શક્તિ વાપરી નાંખવાની જરૂર નથી. પરંતુ આ પાછલા વર્ગે માત્ર ભાષણોમાં કે વાર્તાલાપમાંજ પોતાની સ્વતંત્રતા અને વિચારોની વિશાળતાનો ડોળ કરવાનો નથી, પણ બને ત્યાંસુધી, એટલુંજ નહિ પણ કંઇક આત્મભોગ આપીને, પોતાની ભાવનાઓને આચારમાં મુકવાના પ્રયત્નો કરવાના છે.

હાલ આપણા હિંદુ સમાજમાં કોઈ અતિ અફસોસની હકીકત હોય તો તે એ છે કે જેઓ અસંખ્ય સંખ્યામાં જ્ઞાતિઓના બંધારણથી બંધાયલા છે તેઓમાંનો અતિ મોટો ભાગ પોતાની ફરજ અને જવાબદારી બિલકુલ સમજતો નથી, અને તેથી આપણું જ્ઞાતિબંધારણ દિવસે દિવસે વધારે ને વધારે સાંકડું થતું જાય છે, અને પોતાના પુરાણા મૂર્ખાઇભરેલા નિયમોને છોડતું નથી.

હાલની અનિષ્ટ સ્થિતિ ત્યાંથી દૂર થવી જોઇએ. નહિતર જે ભવિષ્યનાં સ્વપ્નાંઓ ઘડવામાં અપણે બહુ કાળેલ છીએ તે ભવિષ્ય આપણાથી દૂર ને દૂર નાસતું જશે. આપણી ગ્નાતિઓ આપણા જીવનપ્રવાહને કલુષિત કરી રહી છે તે નિર્વિવાદ છે. આપણી ગ્નાતિઓ વ્હેમ, કુસંપ, મૂર્ખાઇ, સંકુચિત વિચાર, અને પરતંત્રતાનાં નિવાસ-સ્થાન બની રહી છે તે જગજાહેર છે આપણી ગ્નાતિઓને લીધે આપણી રાષ્ટ્રીય ભાવના યથાર્થ ખીલતી નથી, આપણી સાહસિક વૃત્તિ દબાઇ જાય છે, આપણી શક્તિનો નિરર્થક વ્યય થાય છે, એ બાબતમાં મતભેદ ભાગ્યેજ હશે. તેથી જેઓ આ પુરાણી સંસ્થાની બેડીઓ તોડી સ્વતંત્ર વાતાવરણમાં વિહરી શકતા હોય તેઓને અમારૂં અંતઃકરણનું અભિનંદન છે પરંતુ તેઓએ યાદ રાખવાનું છે કે તેઓને ઉડી જવાની જે તક મળી છે તેનો ઉપયોગ તેની પાછળ રહી ગયેલા કેદીઓને છોડાવવામાં અને છોડાવી ન શકે તો તેઓનું કેદી જીવન સુખી કરવામાં કરવાનો છે, અને નહિ કે પોતાના સ્વાર્થમાં અને પોતાની મોજમઝામાં. પોતાના બંધુઓને કદાચ સુખી પણ ન કરી શકે તો તેઓના ઉપર થુંકવામાં તો તેઓએ પોતાની સ્વતંત્રતા વાપરવાની નથીજ.

પરંતુ જેઓ ગ્નાતિ છોડી શકે તેમ નથી તેમ તેને સુધારી શકે તેમ પણ નથી, તેઓએ આ પ્રશ્ન તરફ બેદરકારી બતાવવી તેમાંજ લાભ છે. ગ્નાતિઓના પંઝામાંથી તદ્દન મુક્ત થવા માટે આ મધ્યમ સ્થિતિમાંથી લગભગ સર્વ લોકોને પસાર થવું પડશે. અને તેથી આ મધ્યમ વર્ગની સંખ્યા ઘણી મોટી થશે એટલુંજ નહિ પરંતુ તેઓના ઉપરજ આ પ્રશ્નના નિરાકરણનો ખરો આધાર છે જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં ગ્નાતિનાં બંધનો તોડવાં, જ્યાં બની ન શકે ત્યાં બેદરકારી બતાવવી અને મદદ પણ ગ્નાતિ પદ્ધતિને ઉત્તેજન તો નજ આપવું, એ માર્ગ આ વર્ગને માટે સર્વોત્તમ છે.

[ "હિંદુસ્થાન" અગ્રલેખ,
તા. ૧૬-૨-૧૫ ]

[ ૫૨ ]

# હિંદમાં યુનિવર્સિટિ કેળવણી.

ગયા શનિવારે કલકત્તા યુનિવર્સિટીની વાર્ષિક સભા ત્યાંના ટાઉન હૉલમાં મળી હતી, અને તેમાં નામદાર વાઇસરૉયે પોતાના ભાષણમાં ઘણા મનનીય વિચારો દર્શાવ્યા હતા. એમણે જણાવ્યું હતું કે એમની વાઇસરૉય તરીકેની કારકીર્દિ દરમિઆન હિંદુસ્તાનમાં યુનિવર્સિટીની કેળવણીનો ઘણો સંતોષકારક ફેલાવો થયો છે. સને ૧૯૦૪ થી હિંદની યુનિવર્સિટીઓએ એક આગળ પગલું ભર્યું છે, અને વિદ્યાર્થીઓની માત્ર પરીક્ષાઓ લેવા ઉપરાંત શિક્ષણની જવાબદારી પણ તેઓએ પોતાના ઉપર લેવાની શરૂઆત કરી છે. આ મોટી જવાબદારીને પહોંચી વળવાને માટે પૈસાની ઘણી જરૂર હતી, અને તેમાં સરકારે પોતાનાથી બનતી મદદ આપી આ કાર્ય પાર પાડવા માટે સારી મદદ કરી છે. લોર્ડ હાર્ડિંજની હકુમત દરમિયાન એ નામદારે આ દિશામાં જે ઉદારતા અને ઉત્સાહ બતાવેલ છે તે ખાતે આખું હિંદ એમનું આભારી છે, એટલુંજ નહિ પરંતુ હિંદુસ્તાનની યુનિવર્સિટીની કેળવણીની પ્રગતિ સાથે એ નામદારનું સ્મારક નામ હંમેશને માટે જોડાઇ રહેશે તે નિઃશંક છે.

તેવીજ રીતે હિંદી પ્રજાનો ઉત્સાહ પણ દિવસે દિવસે વધતો ગયો છે, અને ઘણી મોટી રકમો ઉચ્ચ કેળવણીના પ્રચાર માટે વિદ્યારસિક અને ઉદાર હિંદીઓ આપવા મંડ્યા છે, તે પણ ઓછા સંતોષનું કારણ નથી. હિંદ કેટલો ગરીબ દેશ છે તે જગજાહેર છે, છતાં હજુ પણ લાખો રૂપિઆ સરસ્વતીદેવીને ચરણે ધરાય છે. સર તારકનાથ પાલિત, ડૉક્ટર રાશ બિહારી ઘોશ, દરભંગાના મહારાજા,

સર ચિનુભાઈ માધવલાલ, મિ૰ તાતા, આદિ અનેક મુબારક નામો હિંદની ઉદારતા, હિંદની વિદ્યાપ્રિયતા, અને પોતાના દેશમાં ઘેરઘેર કેળવણીનો પ્રકાશ ફેલાવવા માટે હિંદીઓના હૃદયમાં થઇ રહેલી તાલાવેલીનું આપણને યથાર્થ ભાન કરાવે છે. તેથી જેમ નામદાર સરકારે હિંદની કેળવણીનો પ્રશ્ન વધારે ગંભીરતાથી હાથ ધર્યો છે, તેમ હિંદી પ્રજા પણ પોતાના દેશમાં કેળવણીનો વિસ્તાર સત્વર વધે તે માટે માત્ર વાતોજ કરતી નથી પણ કાર્યસાધક પગલાં ભરવા લાગી છે.

હિંદુ યુનિવર્સિટી અને મુસલમાન યુનિવર્સિટીની ગંજાવર યોજનાઓ પણ બતાવી આપે છે કે હિંદીઓ કેળવણીના પ્રશ્નને કેટલેક મહત્ત્વનો ગણે છે. એટલુંજ નહિ પરંતુ લોકમાન્ય સ્વર્ગસ્થ ગોખલેએ આ પ્રશ્નને દેશના સર્વ પ્રશ્નોમાં અગ્રસ્થાન આપ્યું હતું, અને તેની પાછળ પોતાની કિમતીમાં કિમતી શક્તિનો વ્યય તેઓ કરી રહ્યા હતા. એમનું ચિરસ્મરણીય "એડ્યુકેશન બિલ" જોકે વાઇસરૉયની કૌંસિલમાં પસાર થઇ શક્યું નથી, તોપણ તેનાથી એટલું તો પ્રતીત થશે કે હિંદના એક મહાન અગ્રગણ્ય લોકનાયકે હિંદની કેળવણીનો પ્રશ્ન સર્વથી ઉપયોગી ગણ્યો છે, એટલુંજ નહિ પરંતુ સરકારને હાથે તેનો નિકાલ કાઢી શકાય એવો પ્રશ્ન ગણ્યો છે. તેમજ એ મહાપ્રશ્નનું નિરાકરણ કરવા સરકાર ખુશી હોય તો કેળવણીની ખાતર હિંદી પ્રજા ઉપર વધારે કરનો બોજો પડે તો તે પણ સહન કરવા દેશ ખુશી છે એ વાત પણ શ્રીયુત ગોખલેએ બહુ નિશ્ચયપૂર્વક જણાવી છે.

એટલું તો ચોક્કસ છે કે હિંદની ઉન્નતિનો ખરો આધાર ઉંવટે કેળવણી ઉપરજ રહેલો છે. લોકસુખાકારી, સ્થાનિક સ્વરાજ્ય, કળાકૌશલ્ય, રાજ્યતંત્રની ગંભીર જવાબદારીઓ કે શહેરી તરીકેની ન્હાની જવાબદારીઓ, અંતમાં કેળવણી ઉપરજ અવલંબે છે તે સરકાર તેમજ

પ્રજા કબુલ કરે છે. તેટલા માટે રાજ્યતંત્રના બીજા અનેક પ્રશ્નો સંબંધી ગમે તેટલો મતભેદ હોય, પણ કેળવણીની બાબતમાં સર્વને એકમત થયા વિના છૂટકો નથી. હિંદના દરેક શહેરીને સુધારવો હોય, તેની હિમ્મત વધારવી હોય, તો તેને કેળવણી આપવી એજ ઉપાય છે. પ્રાથમિક કેળવણી લેનારાઓની સંખ્યા વધારે હશે, તો માધ્યમિક કેળવણીનો લાભ વધારે લોકો લઈ શકશે, અને તોજ યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણીનો પણ વધારે વિસ્તાર થશે. તેટલા માટે યુનિવર્સિટીની કેળવણીની આબાદી માટે પ્રાથમિક કેળવણીના મૂળ ઝરાથીજ ભરતી કરવી જોઇશે.

બીજું એટલું વળી ધ્યાનમાં રાખવાનું છે કે વિદ્યાર્થીઓની સંખ્યા હિંદુસ્તાનમાં ઘણીજ ઝડપથી વધવા મંડી છે, તેથી તેઓને માટે શાળાઓ અને કૉલેજો પૂરતી સંખ્યામાં ઉભી કરવાની ખાસ આવશ્યકતા છે. મુંબઈ ઇલાકાની શોચનીય સ્થિતિ ઉપરથી અમે આશા રાખીએ છીએ કે નામદાર સરકાર ધડો લેશે. કૉલેજોના અભાવે સેંકડો વિદ્યાર્થીઓને એક બે વરસ અભ્યાસ કર્યા વિના બેસી રહેવું પડે એ હકીકતથી સત્તાવાળાઓએ શરમાવું જોઇએ. જ્યાં સાધારણ બીજા વર્ગ કે ત્રીજા વર્ગની કોલેજો પણ પૂરતી નથી, ત્યાં ઉચ્ચ આદર્શની ' ફર્સ્ટ કલાસ '' કૉલેજોની વાતજ શી રીતે કરવી ? હાલની યુનિવર્સિટી શિક્ષણપદ્ધતિમાં, અથવા તો માધ્યમિક કે પ્રાથમિક શિક્ષણપદ્ધતિમાં ખામીઓ નથી એમ નથી, એટલુંજ નહિ પણ તે અનેક દોષોથી ભરપૂર છે; પરંતુ સારા નરસાનો સવાલ તો પછી આવે છે. કારણ કે જ્યાં **मूलं नास्ति कुतः शाखा ?** કૉલેજો કે શાળાઓ પૂરતી ન મળે, ત્યાં સારી કૉલેજો અને સારી શાળાઓની ચર્ચા પણ શી રીતે સંભવે ?

આ અતિ શોકજનક સ્થિતિનો અમે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે નામદાર સરકારે હાલ થોડા સમય થયાં ગમે તેટલો

ઉત્સાહ બતાવ્યો હોય, અને આગલાં વરસો કરતાં ગમે તેટલા વધારે સારા આંકડાઓનું પ્રદર્શન કરવામાં આવતું હોય, તોપણ એમ કહ્યા વિના ચાલતું નથી કે હજુસુધી હિંદુસ્તાનની કેળવણીની સ્થિતિ એકંદરે ઘણી નિરાશાજનક તથા શરમભરેલી છે. જ્યાં ૩૧ કરોડ મનુષ્યોની વસ્તી છે ત્યાં દર વરસે થોડા હજાર વિદ્યાર્થીઓનું કોનવોકેશનમાં ઝભ્ભાઓ સહિત થતું પ્રદર્શન કોઇપણ રીતે સંતોષકારક ગણાય એમ અમે માનતા નથી. કેળવણીના આ ગંભીર પ્રશ્ન તરફ હજુ જોઇએ તેટલું ધ્યાન અપાયું હોય એમ અમને લાગતું નથી. આશા છે કે નામદાર સરકાર તેમજ હિંદી પ્રજા આ સૌથી મોટામાં મોટા સવાલને ઉકેલવા અર્થે વધારે ઉત્સાહથી અને વધારે વેગથી કમ્મર કસશે.

[ “ હિન્દુસ્થાન ” અગ્રલેખ,

તા. ૧૯–૩–૧૫ ]



[ ૫૩ ]

# કેળવાયેલા હિંદીઓ ગરીબ કેમ છે ?

હિંદુસ્તાનમાં અતિશય ગરીબી છે તે વાત હવે જગજાહેર છે. પરંતુ ખાસ કરીને કેળવાયેલા વર્ગની ગરીબીનો ખ્યાલ હજુ ઘણાઓને નથી. "કલકત્તા યુનિવર્સિટી મેગેઝિન"ના ગતાંકમાં આ વિષય ઉપર મિ૦ બિનોદલાલ મુકરજીની કલમથી કેટલાક વિચારો બહાર પાડવામાં આવ્યા છે, અને તેમાં લેખકે હિંદુ કેળવાયેલા વર્ગની ગરીબીનાં કેટલાંક કારણુ આપવા પ્રયત્ન કર્યો છે. એક તો મધ્યમ વર્ગના હિંદુએ એકલે હાથે ઘણાઓનું ભરણપોષણ કરવાનું હોય છે. અને તે ભરણપોષણનાં સાધનો ખેતી, વ્યાપાર કે કોઇ ખાસ ઉદ્યોગદ્વારા મેળવવાને બદલે આપણો કેળવાયેલો વર્ગ "આબરૂદાર" નોકરીદ્વારા મેળવવાને પ્રયત્ન કરે છે. આવી નોકરીઓમાંથી ઘણો જુજ પગાર મળે છે, જે નવા જમાનાની જરૂરિયાતોને પહોંચી વળવાને બીલકુલ બસ થતો નથી. સરકારી ઉંચી નોકરીઓની સંખ્યા હિંદીઓને મળી શકે તેવી ઘણી જુજ હોય છે એટલે મોટે ભાગે તદન ટુંકા પગાર ઉપર કેળવાયેલાઓને ગુજારો કરવો પડે છે.

બીજી તરફથી કેળવાયેલો વર્ગ શહેરો તરફ આકર્ષાય છે, અને તેઓની કંઇક કિંમત અને જરૂર પણ શહેરોમાંજ હોય છે. હવે શહેરોનું જીવન અતિશય મોંઘું થઇ ગયું છે તે સંબંધી બે મત છેજ નહિ. શહેરની હાડમારી સહન કરીને પણ કેળવાયેલા વર્ગના મોટા ભાગને શહેરોમાં રહ્યા વિના છુટકો નથી. કમનસીબે શહેરી જીવન ગાળનારા લોકોની જરૂરિયાતો એટલી બધી વધી ગઇ છે, અને સુધરેલા જીવનના ખ્યાલો એટલા બધા વિચિત્ર થઇ ગયા છે કે શહેરોનો ખર્ચ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે જેટલો વધી જાય છે તેથી પાંચ

આવો ખર્ચ કેટલીક માની લીધેલી કાલ્પનિક જરૂરિયાતોને લીધે કરવામાં આવે છે. અનુકરણ અને દેખાદેખી શહેરોમાં વિશેષ હોવાથી કેળવાયેલાઓનું જીવન કરકસર કરતાં ઉડાઉપણાની દિશા તરફ વધારે દોરાય છે.

ક્લબો મંડળો, સભાઓ, ફંડો, આદિ વસ્તુઓ મોટાં શહેરોમાં ઉભરાઈ જાય છે. અને શરમથી કે કર્તવ્યબુદ્ધિથી કેળવાયેલા વર્ગને આ બાબતોમાં પોતાનાં ખાસાં ખાલી કરવા પડે છે. વળી ચાલવા કરતાં ટ્રામ ટ્રામ કરતાં વિક્ટોરિયા. અને વિક્ટોરિયા કરતાં ટૅક્સિ વિશેષ આબરૂદાર અને ફૅશનબલ લેખાય છે, એટલે બજેટમાં આ ખર્ચોનો પણ સમાવેશ કરવો પડે છે. તેવીજ રીતે કપડાં–લત્તાંમાં, ખાવાપીવામાં, નાટકશાળાઓ અને સિનેમેટોગ્રાફોમાં, પાર્ટીઓમાં, હરવાફરવામાં, મુસાફરીઓમાં, વિગેરે અનેક ઠેકાણે કેળવાયેલા વર્ગને હાથ છુટો રાખવો પડે છે. અને આમાંની કેટલીક વસ્તુ ભલે પહેલી દૃષ્ટિએ મોજશોખ લાગે પણ જેઓ જીવનનો સંપૂર્ણ વિકાસ કરવાની સાથે જીવનનો સંપૂર્ણ ઉપયોગ કરવા ઇચ્છતા હોય તેઓને આમાંની ઘણીખરી વસ્તુઓની જરૂરિયાતોજ જણાય છે તે ભૂલી જવાનું નથી. કેળવાયેલાઓ પોતે સારી રીતે રહેવાને આતુર હોય છે એટલુંજ નહિ પરંતુ પોતાનાં કુટુંબજનને પણ ઠીક સ્થિતિમાં રાખવા માટે ચિંતાતુર હોય છે. જેમ નવા હિંદી પુરૂષની જરૂરિયાતો વધી છે તેમ નવી હિંદી સ્ત્રીના જરૂરિયાતો ઓછી વધી નથી. એટલું જ નહિ પણ નવાં હિંદી છોકરાંઓ પણ હવે વિશેષ ખર્ચાળ થયાં છે. કેળવાયેલો વર્ગ એક બાજુથી કમાય છે ઓછું તો બાળકોની કેળવણી પાછળ ખર્ચે છે વિશેષ.

તે ઉપરાંત, જોકે કેટલાક જૂના રીતરિવાજોથી મુક્ત થઈ ગયા છે તોપણ કેળવાયેલા વર્ગનો મોટો ભાગ હજુ જૂના રિવાજોને લીધે કરવામાં આવતા મોટા ખર્ચોથી મુક્ત થયો નથી. ખાસ કરીને હિંદુ સંસારના યજ્ઞોપવિતના, વેવિશાળના, લગ્નના, સીમંતના, મૃત્યુક્રિયાના,

આદિ અનેક ખર્ચો હજુ અનેક કેળવાયેલાઓને સહન કરવા પડે છે. એક બાજુથી જૂના જમાનાનો ખર્ચ અને બીજી બાજુ નવા જમાનાનો ખર્ચ—એ બે વચ્ચે કેળવાયેલો હિંદી દબાઇ જાય છે. પશ્ચિમની સ્ત્રીઓની માફક આપણી સ્ત્રીઓની જરૂરિયાતો આપણે વધારી, પરંતુ પશ્ચિમની સ્ત્રીઓ પુરૂષોને આર્થિક મદદ આપે છે એવું અહિં બન્યું નથી અને બનવાનું નથી. પશ્ચિમનાં કુટુંબોનું કેટલીક દિશામાં અનુકરણ કરી આપણે ખર્ચાળ થયા, પરંતુ ત્યાં કુટુંબનો ભાર એટલે બહુ થોડાં માણસોનો ભાર અને હિંદમાં એક કુટુંબનો ભાર એટલે પશ્ચિમનાં પાંચ કુટુંબનો ભાર.

છતાં આ બધા ખર્ચ માટે કેળવાયેલો વર્ગ બહુ જવાબદાર છે એમ કહી શકાશે નહિ. અલબત્ત, કેળવાયેલા લોકો ધારે તો ઘણી કરકસર કરી શકે, પરંતુ નવા જમાનાના તેમજ જૂના જમાનાના અનેક ખર્ચ ઘણુંવાર અનિવાર્ય થઇ પડે છે. ઉપરની નોંધ માત્ર વસ્તુસ્થિતિના દિગ્દર્શનરૂપ છે, કેળવાયેલા વર્ગને ઉપાલંભરૂપ નહિ. પરંતુ કદાચ ખર્ચ સંબંધમાં કેળવાયેલા વર્ગની સ્થિતિ લાચાર લાગે છે તો કમાણીમાં તેની સ્થિતિ શોચનીય જણાય છે. ખર્ચ તો દિવસે દિવસે વધતોજ જાય છે. ધંધામાં સરસાસરસી પણ વધતીજ જાય છે. છતાં અફસોસની વાત છે કે આપણો ભણેલો વર્ગ માત્ર ટુંક પગારની નોકરીઓ પાછળ વલખાં મારે છે, અને દેશના ઉદ્યોગો અને વ્યાપાર તરફ તેનું ધ્યાન બિલકુલ ખેંચાતું નથી. જે દેશમાં માત્ર પાંચ સાત અંગ્રેજી ધોરણ ભણેલા વિદ્યાર્થી કોઇ વેપારીની દુકાને બેસી વ્યાપાર કરતાં શરમાય તે દેશનું આર્થિક ભવિષ્ય ઘણું ચિંતાભરેલું છે એમ અમારૂં માનવું છે. જે દેશના કેળવાયેલા લોકો માટે વ્યાપારમાં અને ઉદ્યોગોની ખીલવણીમાં પૂરતું સ્થાન ન હોય તે દેશની આર્થિક વ્યવસ્થા ઘણી ભૂલભરેલી હોવી જોઇએ. જે દેશનો સુશિક્ષિત વર્ગ દેશના વેપાર ખીલવવામાં, દેશના ઉદ્યોગોનો વિકાસ કરવામાં, દેશનું ધન વધારવામાં, દેશની આર્થિક આબાદી કરવામાં

સહાયભૂત ન થાય અથવા સહાયભૂત થવા લલચાય નહિ, તે દેશની કેળવણીમાં અતિ ગંભીર ખામી હોવી જોઇએ, તે દેશની ઉછરતી પ્રજા અતિ ગંભીર પક્ષાઘાતથી પીડાતી હોવી જોઇએ. અમારો એવો અભિપ્રાય છે કે હિંદુસ્તાન આ દુર્દશામાં આવી પડયો છે, અને તેને લીધેજ આ દેશમાં ભણેલા ભીખારીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. અને જો આ સ્થિતિ એકદમ અટકાવવાને આપણે ઉદ્યત નહિ થઇએ, અને લાંબો સમય હાથ જોડીને બેસી રહીશું તો હિંદના સુશિક્ષિત લોકોનું, હિંદની કેળવણીનું અને હિંદના આર્થિક મામલાનું ભવિષ્ય ઘણું ચિંતાભરેલું સમજવાનું છે.

—" હિન્દુસ્થાન, " અગ્રલેખ,

તા. ૧૪ ૪-૧૫.



[ ૫૪ ]

# એકજ વસ્તુ આવશ્યક.

ગત કાલે "ગુર્જર સભા" માં બાબુ હેમચંદ્ર સરકારે 'એકજ વસ્તુ આવશ્યક' એ વિષય ઉપર એક ઘણું અસરકારક ભાષણ આપ્યું હતું. મિ૦ નટરાજને પ્રમુખસ્થાન લીધું હતું, અને એમણે પણ બહુ મહત્વના વિચારો દર્શાવ્યા હતા. બાબુ હેમચંદ્ર સરકારનું કહેવું એમ હતુ કે આપણે ત્યાં કેળવણી છે, ઉદ્યોગ છે, વિદ્યાભ્યાસ છે બુદ્ધિશાળી પુરૂષો છે, સુધારકો છે, ધર્મ છે, નીતિ છે, અને છતાં આપણે પશ્ચિમ જેટલી પ્રગતિ કરી શકતા નથી તેનું કારણ એજ કે આપણામાં હૃદય નથી–અંતઃકરણ નથી. કલકતા, મુંબાઈ અને મદ્રાસ યુનિવર્સિટીઓ દર વર્ષે હજારો ગ્રૅજ્યુએટો બહાર પાડે છે, અને એ ગ્રૅજ્યુએટોની સખ્યા ઑાકસફર્ડ યુનિવર્સિટી કરતાં પણ વધારે છે, છતાં ઑાકસફર્ડે જે વિચારકો અને શોધકો દુનિઆને આપ્યા છે તેનો હજારમો ભાગ પણ આપણી યુનિવર્સિટીઓ આપી શકી નથી. વિષયોની માહિતીમાં આપણા ગ્રૅજ્યુએટો ઑાકસફર્ડના ગ્રૅજ્યુએટો કરતાં બિલકુલ ઉતરતા નથી, એટલું જ નહિ પણ તેઓના કરતાં કેટલેક દરજજે ચ્હડિયાતા છે. તથાપિ વિચારશક્તિમાં અને અપૂર્વ રચનાશક્તિમાં ઑાકસફર્ડ સર્વને હેરત પમાડે છે ત્યારે આપણે તેમાં શૂન્ય છીએ. બાબુહેમચંદ્ર સરકારના અભિપ્રાય પ્રમાણે આપણી કેળવણી એક મોટી નિષ્ફળતા છે. તેવીજ રીતે આપણે છેલ્લાં પચાસ વર્ષ થયાં સંસાર સુધારાની વાતો કરીએ છીએ, પરંતુ તેમાં પણ કાંઇ પણ જાણવા જેવો સુધારો થયો હોય એમ દેખાતું નથી.

આ અનિષ્ટ સ્થિતિનું મૂળ કારણ એ કે સદેહ અને શંકાનો આર્યન ગુણ આપણામાં એટલો બધો પ્રધાન છે કે આપણે કોઇ

પણ બાબતમાં નિશ્ચયાત્મક થઇ શકતા નથી એમ મિ૦ સરકારનું છે. સેમેટિક પ્રજાની ખાસિયત એ છે કે તેઓ સર્વ બાબતો નિશ્ચયાત્મક દૃષ્ટિથીજ જુએ છે. આ ખરૂં અને આ ખોટું—આ કરવા જેવું અને આ નહિ કરવા જેવું—આ જાતની ચોકસ દૃષ્ટિ તેઓ રાખે છે, અને તે પ્રમાણે સત્વર પગલું ભરે છે ત્યારે આર્યન લોકો આ ખરૂં પણ હોય અને ખોટું પણ હોય—આ પણ સત્ય છે અને પેલું પણ સત્ય છે—એ પ્રમાણે સંદેહમાં ઝોંકા ખાધા કરે છે અને કાંઇપણ કાર્ય કરી શકતા નથી. મિ૦ સરકારે હિંદમાં જ્ઞાતિભેદો, ગરીબી, દરિદ્રતા, કલેશમયતા, પરતંત્રતા, આદિ અનેક શોચનીય તત્ત્વોનું દિગ્દર્શન કરાવી જણાવ્યું હતું કે આપણે ત્યાં હજુ કશી જાણવા જેવી પ્રગતિ થઇ નથી, અને આ નિરાશાજનક સ્થિતિ વસ્તુતઃ આપણી ધાર્મિક વૃત્તિ તદ્દન મંદ થઇ જવાથી ઉદ્ભવી છે. અને તેથી અત્યારે એકજ વસ્તુ આવશ્યક એ છે કે આપણે ત્યાં જીવંત ધર્મવૃત્તિ ઉત્પન્ન થવી જોઇએ, અને આપણાં અંતઃકરણો જાગૃત થવાં જોઇએ.

મિ૦ નટરાજને પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે વસ્તુસ્થિતિ મિ૦ સરકાર માને છે તેટલી નિરાશાજનક નથી. આપણી કેળવણી તદ્દન નિષ્ફળ ગઇ છે એમ કોઇથી કહી શકાશે નહિ. માત્ર પચાસ વર્ષમાં એક પ્રજા કેટલું કરી શકે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે, અને એ વાત સ્મરણમાં રાખ્યા પછી આપણી પ્રગતિ તપાસીશું તો જણાશે કે આપણે સંતોષકારક રીતે આગળ વધ્યા છીએ. કદાચ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ જેવો દેખાવ આપણે કરી શકતા નહિ હોઇએ; પરંતુ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ સેંકડો વર્ષ થયાં સ્થપાયેલ છે તે ભૂલી જવાનું નથી. આપણે ત્યાં પશ્ચિમનું નવું વાતાવરણ લઇ આવ્યા પછી નવુંજ કાર્ય શરૂ થયું છે, અને તેથી તેનાં ખરાં પરિણામો માટે વિશેષ રાહ જોવી જોઇએ. તથાપિ અત્યારે પણ આપણે ત્યાં કેળવણી ક્રમે ક્રમે રીતે આગળ વધે છે એમ કહ્યા વિના ચાલશે નહિ, તેવીજ રીતે આપણા સાંસારિક રીતરિવાજોમાં પણ સંતો-

પકારક સુધારો ગયો છે એમ કબુલ કરવું પડશે. અત્યારે કેટલી સંખ્યામાં વિધવા લગ્ન થાય છે એ સંસારસુધારાની પ્રગતિનું માપ નથી, પરંતુ હવે સંસારસુધારા સામે કેટલી વિરૂદ્ધતા છે એના ઉપરથીજ દેશમાં સંસ્કૃત કેટલી ફેલાતી જાય છે તે માપી શકાશે. થોડાં વર્ષ ઉપર પરસ્પર ભોજનઆદિ સંબંધી જે છીટછાટ હતી તે ઘણી ઓછી થઈ ગઇ છે એમ ઘણાઓનો અનુભવ છે.

બીજું એ પણ યાદ રાખવાનું છે કે આપણા દેશની ગંજાવર વસ્તીમાં મુઠ્ઠીભર માણસોએ કામ કરવાનું છે, અને તેથી પરિણામો જોઇએ તેટલી ત્વરાથી ન દેખાય તે સ્વાભાવિક છે. પરંતુ સર્વત્ર ચેતન, પ્રગતિ, જાગૃતિ, જોવામાં આવે છે તે નિઃસંશય છે. મિ૦ નટરાજનના મત પ્રમાણે ખરી આવશ્યક વસ્તુ અત્યારે ધર્મ નથી પરંતુ વિચાર અને આચારની એકતા છે. ધર્મ એ મનુષ્યના જીવનનો અતિ મર્મ ભાગ છે, અને તે મર્મ ભાગને ઇજા કર્યા વિના અસર કરવી બહુ મુશ્કેલ છે. પરંતુ આપણા ઉમદા વિચાર પ્રમાણે આચરણ આચરવાને આપણા લોકો બહાદુરીથી બહાર પડશે તો સફળતા વિશેષ થશે, અને અત્યારે એજ વસ્તુ આવશ્યક છે.

મિ૦ સરકાર તેમજ મિ૦ નટરાજન ઉભયના વિચારો ઉભય દૃષ્ટિથી સત્ય છે એમ અમે કહીએ તો અમારા ઉપર આર્યન લોકોની સદેહવૃત્તિના [દુ] ર્ગુણનું આરોપણ મિ. સરકાર નહિં કરે એમ આશા રાખીએ છીએ. મિ૦ નટરાજનનો આશાવાદ કોઇ પણ રીતે વધારે પડતો હોય એમ અમે માનતા નથી. આપણા દેશની સ્થિતિ યથાર્થ રીતે અવલોકીશું તો ખાત્રી થશે કે આપણે ત્યાં કાર્યના તેમજ વિઘ્નોના ડુંગરો ઉભેલા છે. અને તે ડુંગરોને ઓળંગવામાં ઉચ્ચ શક્તિનો ઉપયોગ કરવો પડે તેમ છે. કરોડ માણસની પ્રજામાં, થોડા હજાર કેળવાયેલા માણસો શી વિસાતમાં છે ? વળી, આપણો દેશ પ્રથમથી જંગલી નથી, પરંતુ હજારો વર્ષની ઉચ્ચ સંસ્કૃતિ,

વિદ્યા કળા અને વિચારણા ધરાવે છે, તેથી નવા વિચારો અને નવી કેળવણી દાખલ કરવાં એનો અર્થ કોરા કાગળ ઉપર મ્હી કરવા જેવું નથી, પરંતુ જુની સંસ્કૃતિવાળાઓને યુક્તિથી સમજાવવાનું છે કે નવું વધારે સારૂ છે. આ દૃષ્ટિથી જોતાં આટલું પણ આપણે કરી શક્યા એ ઓછા સંતોષનું કારણ નથી.

પરંતુ મિ૦ સરકારને આટલાથી સંતોષ ન થાય તો તે સ્વાભાવિક છે. મિ. સરકાર ભાવનાસૃષ્ટિમાં વિહરનાર ગરૂડપક્ષી જેવા છે. પૃથ્વીની તળેટી ઉપર ધીમે ધીમે ચાલનારાં માણસોના પ્રગતિ એમના ધ્યાનમાં ન આવે તો એમનો દોષ નથી. એમને આકાશમાં ઉડવું છે, અને હિંદી પ્રજા એ જાતની ભાવના નહિ રાખે તો કોઇ દિવસ ઉડી નહિ શકે એ વાત ઉપર ભાર મુકવાની ખાસ જરૂર છે. જેટલી પ્રગતિ થઇ હોય તેથી અસતુષ્ટ થઇ નિરાશામાં ગરકાવ થવાની જરૂર નથી. પરંતુ તેથી સંતોષ માની બેસી રહેવુ પણ પોસાય તેમ નથી. હિંદુસ્તાનમાં હજુ ગરીબી, અંધકારમયતા, અજ્ઞાનતા, પરતંત્રતા, શિથિલતા અને જડતા એટલા મોટા પ્રમાણમાં છે કે તેને તોડવા માટે મહાભારત પ્રયત્નો કરવા પડશે. અને જ્યાં સુધી આપણે આપણી ભવિષ્યની ભાવના સમજવાને શક્તિમાન નહિ થઇએ ત્યાંસુધી એ પ્રયત્નો કરવાને આપણે ઉદ્યત નહિ થઇએ. આપણા પ્રત્યેક કાર્યમાં આપણી પ્રત્યેક પ્રવૃત્તિમાં, આપણા પ્રત્યેક વિચારમાં જોસ લઇ આવવાની જરૂર છે. એ જોસ ત્યારેજ આવશે કે જ્યારે વીર્યવતી કલ્પનાઓ કરવાને આપણે સમર્થ થઇશું. અને વીર્યવતી કલ્પના ત્યારેજ કરી શકીશું કે જ્યારે આપણને આપણા દેશમાં અને આપણા ભવિષ્યમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થશે. આપણે બહુ મોટા હતા અને છીએ એ કલ્પના બહુ ઉપયોગી નથી, પરંતુ આપણું ભવિષ્ય અતિ ઉજ્વલ થવાનું છે એ જાતની માન્યતા આપણા જીવનમાં વણાઇ જાય તોજ આપણા જીવનપ્રવાહમાં ચેતન અને વીજળી આવશે. ઉચ્ચ પ્રકારની આત્મશ્રદ્ધા એજ

વસ્તુ આવશ્યક છે એમ અમારૂં માનવું છે. આપણા બાપદાદાઓ બહુ મોટા હતા તેથી હવે આપણે સોડ તાણીને સુઇ રહીએ એનું નામ આત્મશ્રદ્ધા નથી. પરંતુ આપણે જગતના નેતા થઇ શકીએ તેમ છીએ, બીજા દેશોના જેવું જવાહીર આપણે બતાવી શકીએ તેમ છીએ, આપણા સામાજિક જીવનમાં અખૂટ રસ છે, આપણી પ્રગતિ આપણાજ હાથમાં છે, આપણા દેશના હિતમાંજ દરેક ક્ષણ, દરેક વિચાર, દરેક શબ્દ અને દરેક કાર્ય યોજાવાં જોઇએ, અને દરેક દેશી પોતાનું સર્વસ્વ માતૃભૂમને ચરણે નહિ ધરે તો આ મહાભારત કાર્ય ત્વરાથી પાર નહિ ઉતરે—આ જાતની તાલાવેલી, આ જાતનો અભિનિવેશ, આ જાતનું લક્ષ્યબિંદુ, આ જાતનો જીવન હેતુ, હિંદના એક છેડાથી બીજા છેડા સુધી વ્યાપી જવાની અતિશય આવશ્યકતા છે.

[ " હિન્દુસ્થાન " અગ્રલેખ,

તા. ૧૯–૩–૧૫ ]



[ ૫૫ ]

# હિંદમાં કેળવણીની શકયતા અને જરૂર.

હિંદમાં સને ૧૯૦૮ થી ૧૯૨૨ સુધી કેળવણીની પ્રગતિ ઉપર મિ૦ શાર્પના રિપોર્ટમાં એમ જણાવવામાં આવ્યું છે કે હિંદુસ્તાનમાં કેળવણી લઇ શકે એવાં વિદ્યાર્થીઓ અને બાળકોની સંખ્યા આખી વસ્તીના પ્રમાણમાં માત્ર ૧૫ ટકા છે. આ ગણત્રીના આધારે સને ૧૯૧૩-૧૪ ના બંગાળના કેળવણી ખાતાના રિપોટમાં જાહેર થયું છે કે બંગાળની ૪,૫૪,૮૩,૦૭૭ માણસોની વસ્તીમાં માત્ર ૬૮,૨૨,૪૬૧ માણસો કેળવણી લઇ શકે તેવાં છે. પરંતુ કેળવણી લઈ શકે તેવી વસ્તીની આ ગણત્રી ખોટી છે, અને ૧૫ ટકા કરતાં મોટી સંખ્યાનો આ ગણત્રીમાં સમાવેશ થઈ શકે તેમ છે એમ અમારૂં માનવું છે. પ્રથમ તો એટલી હકીકત ધ્યાનમાં રાખવાની છે કે એવા ઘણા દેશો છે કે જ્યાં નિશાળો કે કૉલેજોમાં અભ્યાસ કરનારાં બાળકોની સંખ્યા ત્યાંની વસ્તીના ૧૫ ટકા કરતાં વિશેષ છે. જો બીજા દેશોમાં કેળવણી લઈ શકે તેવી વસ્તી ૧૫ ટકાથી વધારે હોય તો હિંદુસ્તાનમાં તેથી ઓછી હોવી જોઇએ તેનું કારણ શું? એટલુંજ નહિ, પરંતુ જે દેશોમાં અત્યારે ૧૫ ટકા કરતાં વધારે ભાગ કેળવણી લે છે તે દેશોમાં કેળવણી લઇ શકે તેવા સર્વ લોકો કેળવણીનો લાભ લે છે એમ નથી, પરંતુ હજુ પણ ત્યાં દિવસે દિવસે કેળવણીનો વધારે ફેલાવો થતો જાય છે, અને એ ફેલાવો સંપૂર્ણ થઇ ગયો છે એમ ત્યાં માનવામાં આવતું નથી.

દાખલા તરીકે, અમેરિકાની સ્થિતિજ તપાસો. સને ૧૯૧૪ ના આંકડા લઇએ તો માલૂમ પડે છે કે યુનાઇટેડ સ્ટેટસમાં આખી વસ્તીના ૨૧.૨૨ ટકા ત્યાંનાં કેળવણી ખાતાંનો ઉપયોગ કરે છે, અને મિસીસિપીના ભાગમાં ૨૭. ૨૮ ટકા લોકો કેળવણી લે છે. તેવીજ રીતે બીજા દેશો તરફ દૃષ્ટિ કરીશું તો જણાશે કે કોઇ પણ દેશમાં વધારેમાં વધારે માત્ર ૧૫ ટકાજ લોકો કેળવણી લઇ શકે એ વાત ભૂલભરેલી છે. ઠેઠ સને ૧૯૦૯ ની સાલમાં નૉર્વેમ માત્ર પ્રાથમિક કેળવણી લેનારાં બાળકોની સંખ્યા ત્યાંની વસ્તીના ૧૫. ૬ ટકા હતી. પ્રાથમિક કેળવણી લેનારાં છોકરાંની સંખ્યા ઑસ્ટ્રિયામાં વસ્તીના ૧૫.૩૪ ટકા છે, જર્મનીમાં ૧૬.૩૦ ટકા, ઇંગ્લંડમાં ૧૬. ૮૪ ટકા સ્કૅાટલેન્ડમાં ૭.૧૪ ટકા આયરલાંડમાં ૧૬.૧૬ ટકા, હૉલાંડમાં ૧૫.૪૨ ટકા, વિકટોરિયામાં ૧૭.૮૬ ટકા, નોવાસ્કોશિયામાં ૨૧.૧૨ ટકા, રશિયામાં ૪. ૬૭ ટકા, જપાનમાં ૧૩.૧૬ ટકા, અને બ્રિટિશ હિંદુસ્તાનમાં ૧ ૮૯ ટકા ! આ સર્વ આંકડાઓ લગભગ સને ૧૯૧૫ ના છે. ત્યારબાદ ઘણા દેશોમાં ઘણી પ્રગતિ થયેલી હોવી જોઇએ. આ ઉપરથી એટલું તો સાફ દેખાય છે કે હિંદમાં વધારેમાં વધારે કેટલાં બાળકો કેળવણી લઇ શકે તેની ગણત્રી ઘણી ઓછી મૂકવામાં આવી છે.

હવે કદાચ એમ કહેવામાં આવે કે જ્યાં સુધી કેળવણીનો ફેલાવો અટકાવવામાં આવ્યો નથી ત્યાં સુધી વધારેમાં વધારે કેટલાં બાળકો કેળવણી લઇ શકે તેની ગણત્રી ઓછી મૂકવામાં આવી હોય તો પણ તેથી શી હાનિ થવાની છે ? અમે કહીએ છીએ કે હાનિ દેખીતી છે. ધારો કે હિંદુસ્તાનમાં એવો સમય આવ્યો કે જ્યારે વસ્તીનાં ૧૫ ટકા બાળકો કેળવણી લેવા મંડયાં હોય; તો પછી તે વખતે કેળવણી ખાતાંના અધિકારીઓ એમ કહેવાને લલચાય કે હવે વધારે શાળાઓ કે કૉલેજોની જરૂર નથી તો તે સ્વાભાવિક છે હમણાંજ કેળવણી ખાતાના વડાએ તેના ૧૯૧૩-૧૪ ના રિપોર્ટમાં

કહ્યું છે કે બંગાળમાં કેળવણી લઇ શકે તેવી પુરૂષ વસ્તીના પ્રમાણમાં પુરૂષ વિદ્યાર્થીઓની સંખ્યા ૪૨.૮૬ ટકા છે જ્યારે ખરી રીતે એવું કશું છેજ નહિ. વસ્તુતઃ હિંદમાં ૧૫ ટકાને બદલે ૩૦ ટકા વિદ્યાર્થીઓ કેળવણી લઇ શકે તેમ છે. અને એ ગણત્રી પ્રમાણે બંગાળમાં કેળવણી લઇ શકે તેવી પુરૂષ વસ્તીના માત્ર ૨૧. ૪૩ ટકાજ અભ્યસ કરે છે, એટલે કે બંગાળની બાળક અને તરૂણ પુરૂષ પ્રજાનો માત્ર પાંચમો ભાગજ કેળવણીનો આશીર્વાદ પામે છે ! પરંતુ સરકારી કેળવણી ખાતાંની ગણત્રી પ્રમાણે તો હાલ છે તેથી બમણી કેળવણીના સંસ્થાઓ ઉભી થઇ જાય પછી નવી શાળાઓ કે કૉલેજોની જરૂર રહેતીજ નથી ! એટલુંજ નહિ પરંતુ વાસ્તવિક રીતે દેશમાં કેળવણીની સ્થિતિ જેવી છે તેથી વિશેષ સારી માનવાને ઉપરની ભૂલભરેલી ગણત્રી કારણ આપે છે અને તેથી કેળવણી ખાતાનો ઉત્સાહ અને તેની પ્રગતિ જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા પ્રમાણમાં દેખાતાં નથી.

પરંતુ મિ૦ શાર્પ હિંદુસ્તાનમાં કેળવણી લઇ શકે તેવી વસ્તી માત્ર ૧૫ ટકા જેટલીજ ગણે છે તેનું કંઇક કારણ સૂચવવાનો પ્રયત્ન કરે છે. તે કહે છે કે જે દેશના લોકોની મોટી સંખ્યા ખેતીવાડીનો ધંધો કરે છે ત્યાં કેળવણી લેવાની મુદત ઘણી ટુંકી હોય છે અને ત્યાં કેળવણીનું મોટું પ્રમાણ આવશ્યક નથી આ દલીલ પ્રમાણે તો જે દેશમાં લોકો શિકાર ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હોય ત્યાં કેળવણી લેવાની મુદત હોઇ શકેજ નહિ અને ત્યા કેળવણીનું કશું પ્રમાણ આવશ્યક હોયજ નહિ ! આ જાતની દલીલ કેટલી ભૂલભરેલી અને અર્થરહિત છે તે આપોઆપ જણાઈ આવશે. યુનાઇટેડ સ્ટેટસ ઇંગ્લંડ વિગેરે દેશોમાં ખેતીની કેળવણી કેટલા મોટા અને બહોળા પ્રમાણમાં અપાય છે તે મિ૦ શાર્પ ભૂલી ગયા હોય એમ જણાય છે. ઇંગ્લંડનું અવલોકન કરીએ તો ત્યાં ખેતીવાડી અને તેને લગતાં શાસ્ત્રો અને કળાઓ સબંધી ઉંચામાં ઉંચી કેળવણી

આપનારી અનેક કેળવણી સંસ્થાઓ છે. ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, વિક્ટોરિય, માંચેસ્ટર, લીડઝ, આદિ યુનિવર્સિટીઓ, અને નૉર્થવેલ્સ, આર્મસ્ટ્રૉંગ, ન્યુકૅસલ, રેડિંગ, વાઈ, કેંટ, આદિ કૉલેજોમાં ખેતીવાડીને લગતી ઉચી કેળવણી અપાય છે. યુનાઇટેડ સ્ટેટસમાં વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતીના ધંધા ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, અને ત્યાં ખેતીને લગતી કેળવણી આપનારી ૬૯ યુનિવર્સિટી અને કૉલેજો છે, જેમાંની ૧૭ સંસ્થાઓ કાળા લોકને માટે છે જો અમેરિકાના જંગલી હબસી લોકોને ખેતીવાડીના અભ્યાસ માટે કૉલેજોની જરૂર હોઈ શકે તો પછી હિંદુસ્તાનમાં એ જરૂર શા માટે નથી અને આ દેશમાંજ કેળવણીની મુદત ઓછી અને કેળવણીનું પ્રમાણ બહુ હલકું હોવું જોઇએ તે સમજી શકાતું નથી. સને ૧૯૧૨-૧૩ માં યુનાઇટેડ સ્ટેટસમાં ખેતીને લગતી ૨૩૦૦ હાઇસ્કૂલો હતી, અને પ્રાથમિક શાળાઓની સંખ્યા અતિશય વધારે હતી. અને ખેતીની લગતી કળવણી એટલે સામાન્ય અને સાહિત્યવિષયક કેળવણીનો તેમાં સમાવેશ નથી એમ સમજવાનું નથી.

હવે, ફ્રાન્સ લઇએ. ત્યાં સને ૧૯૦૬ માં કામ કરનારી ૨,૦૭,૨૦,૮૭૯ ની વસ્તીમાં ૮૭,૭૭,૦૫૩, લોકો ખેતીનો ધંધો કરતા હતા. એટલે ફ્રાન્સ ખેતીનો દેશ છે એ ચોક્કસ છે. છતાં ત્યાં ૩ કરોડ અને ૯૦ લાખની વસ્તીમાં ૬૩,૬૩, ૨૪૧ વિદ્યાર્થીઓ કેળવણી લેતા હતા. અને તે પણ કૉલેજો અને યુનિવર્સિટીઓમાં ભણતા વિદ્યાર્થીઓ બાદ કરતાં. આયરલાંડ ખેતીનો દેશ છે તે જગજાહેર છે. છતાં ત્યાં પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરનારાંઓની સંખ્યા ૧૬.૧૬ ટકા છે છતાં હિંદમાં કેળવણીની શકયતા અને જરૂર જૂદા ધોરણ ઉપર બંધાય એ હિંદની કમનસિબી છે! અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં આ વિષયમાં હિંદનું ધોરણ પશ્ચિમના ધોરણથી જૂદું પાડવામાં નહિ આવે.

[ ૫૬ ]

# હિંદુસ્તાનમાં મોતની સજા.

છેવટે મિ. રિચર્ડ મૅકનિલે ઇંડિયા ઑફિસ પાસેથી હિંદુસ્તાનમાં મોતની સજા સબંધી વિગત મેળવી છે. એ વિગત ઉપર સર હેનરી કૉટને "ઇંડિયા" પત્રમાં ધ્યાન ખેંચનારી ટીકા કરી છે. ઇંડિયા ઑફિસ તરફથી જે વિગત પૂરી પાડવામાં આવી છે તે કમનશીબે ઘણી અધુરી છે. આ વિગતમાં જે ગુન્હેગારોને સેશન કોર્ટ તરફથી મોતની સજા ફરમાવવામાં આવી હતી તેની સંખ્યા આપવામાં આવી છે, પરંતુ જે ગુન્હેગારોની મોતની સજા છેવટે હાઇકોર્ટ તરફથી રદ કરવામાં આવી હતી તેઓની સંખ્યા આપવામાં આવી નથી. પરતુ બીજે ઠેકાણેથી એવી માહિતી મળી છે કે આ પ્રમાણે રદ કરવામાં આવતી મોતની સજાની સંખ્યા લગભગ ૩૦ થી ૪૦ ટકા છે. આ અતિ ઉપયોગી હકીકત ઇંડિયા ઑફિસે આપી નથી તે એક ગંભીર ખામી છે. તેમજ દેશનિકાલની સજા ફેરવીને કેટલાઓને મોતની સજા ફરમાવવામાં આવી હતી તેની વિગત પણ મળી નથી, જો કે આ પદ્ધતિ હિંદમાં હયાતી ધરાવે છે તે ચોક્કસ છે.

બીજી વિગતોમાં ખાસ ધ્યાન ખેંચનારી વિગત એ છે કે સને ૧૯૧૨ માં ૫૭ કહેવાતા ગુન્હગારો કે જેઓને કોર્ટ તરફથી નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા હતા તેઓની સામે સ્થાનિક સરકારે અપીલ કરી હતી અને તેમાં આઠ જણને મોતની સજા ફરમાવવામાં આવી હતી-મુંબઇમાં બે જણને, અને સંયુક્ત પ્રાંતમાં છ જણને! સને ૧૯૧૩ માં આ જાતની નિર્દોષ ઠરેલા ગુન્હેગારોની સામે ૨૩ અપીલ કરવામાં આવી હતી, પરંતુ તેને પરિણામે કોઇને મોતની સજા થઈ નહોતી. ૧૯૧૩ માં સીતાપુરના કેસ સંબધી ચળવળ થઇ હતી તેની કંઇક સારી અસર થવા પામી હતી. ગયા વર્ષમાં

આશ્ચર્યની વાત છે કે મદ્રાસમાં આ પ્રકારની ૧૧ અપીલો સ્થાનિક સરકારે કરી હતી, ત્યારે મુંબઈમાં સને ૧૯૧૨ માં ૧૫ અપીલનો આંકડો ઘટીને સને ૧૯૧૭ માં શૂન્ય સુધી પહોંચ્યો હતો, અને બિહાર તથા ઓરિસામાં ૧૭ ની સંખ્યા ઘટીને ૧૯૧૭ ની સાલમાં માત્ર ૧ સુધી આવી હતી. સંયુક્ત પ્રાંતમાં પણ આ જાતની અપીલની સંખ્યા ૧૦ થી ઘટીને ૪ સુધી પહોંચી હતી. ખાસ જાણવા જેવી હકીકત એ છે કે બંગાળમાં આ જાતની અપીલ કોઈ વરસમાં કરવામાં આવીજ નહોતી, અને બંગાળમાં કદિ પણ આ પ્રકારની અપીલો થઈ છે કે નહિ તે શંકાસ્પદ છે.

મળેલી વિગત ઉપરથી હિંદના જુદી જુદી સેશન કોર્ટોનું વલણ મોતની સજા ફરમાવવા તરફ કેવું છે તેનો ઠીક ખ્યાલ મળે છે. ઈંડિયન પીનલ કોડનો એક દયાળુ કાયદો એવો છે કે જેથી મોતના સજાને બદલે કોર્ટ ધારે તો દેશ નિકાલની સજા ફરમાવી શકે છે. આ જાતની સત્તા ઇંગ્લંડની કોર્ટોને નથી. હવે, બંગાળમાં કે જ્યાંની ડીસ્ટ્રીક્ટ સેશન કોર્ટો ઉપર કલકત્તાની મજબૂત હાઈકોર્ટની સખ્ત દેખરેખ છે ત્યાં સને ૧૯૧૩ માં ૨૨૦ ગુન્હેગારો ખૂનના અપરાધી ઠર્યા હતા, પરંતુ તેઓમાંના માત્ર ૧૩ ટકાને મોતની સજા ફરમાવવામાં આવી હતી અને બાકીના ૮૭ ટકાને જન્મદેશનિકાલ કરવામાં આવ્યા હતા. ત્યારે બર્મા કે જ્યાં હાઈકોર્ટ બિલકુલ છેજ નહિ અને સિવિલ સર્વંટોની વગ નીચે કામ કરતી માત્ર નબળી ચીફ કોર્ટ છે ત્યાં રંગ જૂદોજ છે–ત્યાં ૨૫૮ ગુન્હેગારો ખૂનના અપરાધી ઠર્યા હતા, જેમાં ૬૦ ટકાને મોતની સજા અને માત્ર ૪૦ ટકાને દેશનિકાલની સજા કરવામાં આવી હતી ! તેવીજ રીતે પંજાબમાં ૫૯ ટકાને ફાંસીએ ચ્હડાવવામાં આવ્યા હતા અને ૪૧ ટકા દેશનિકાલ થયા હતા. સંયુક્ત પ્રાંતમાં ૫૪ ટકાને ફાંસી અને ૪૬ ટકાને દેશનિકાલની સજા થઈ હતી. પંજાબની ચીફ કોર્ટ બર્માની કોર્ટના લગભગ લાગનમાજ છે અને કલકત્તા હાઈકોર્ટ કરતા સંયુક્ત પ્રાંતની હાઈકોર્ટની આબરૂ જૂદા પ્રકારની છે, જો કે

તે ચીફ કોર્ટ કરતાં વધારે સારી છે. મદ્રાસ અને મુંબઈ હાઇકોર્ટો લગભગ કલકત્તા જેવી છે, જો કે તેમાં પણ થોડો ફરક છે. મદ્રાસમાં ૩૩ ટકાને મોતની સજા અને ૬૭ ટકાને દેશનિકાલની સજા ફરમાવવામાં આવી હતી. મુંબઇમાં ૩૫ ટકા ફાંસીના અને ૬૫ ટકા દેશનિકાલના હતા.

જુદી જુદી સેશન કોર્ટોમાં જે જે ગુન્હેગારો સામે ખૂનના આરોપો સને ૧૯૧૩ માં ઘડવામાં આવ્યા હતા તેમાંના ૫૦ ટકાને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા ! બંગાળ સંયુક્ત પ્રાંત અને પંજાબમાં આ જાતની સંખ્યા લગભગ સરખીજ છે. પરંતુ મદ્રાસમાં આ પ્રમાણે ૬૫ ટકા નિર્દોષ ઠર્યા હતા, બર્મામાં ૪૪ ટકા, અને મુંબઈમાં ૩૬ ટકા. કોર્ટની અને પોલિસના જૂલ્મની હાડમારી તેમજ જીંદગીની દહેશત અને ભીતિ નિર્દોષ માણસોને આ પ્રમાણે સહન કરવી પડે છે તેઓની સંખ્યા ચમકાવનારી છે ! આટલાં બધાં નિર્દોષ માણસોની જીંદગીઓ જોખમમાં મુકાવનાર પોલિસની વર્તણુક ઉપર શું કહેવું તે સમજી શકાતું નથી. આ જાતની પોલિસ પદ્ધતિ હિંદુસ્તાનમાં અતિ વિચિત્ર અને ભયંકર છે. સર્વ ગુન્હાઓ તપાસીશું તો જણાશે કે લગભગ દરેક પ્રાંતમાં સર્વ આરોપોમાં આરોપીઓનો મોટો ભાગ કોર્ટ અને પોલિસની હાડમારી અને ત્રાસદાયક ચિંતા ભોગવ્યા પછી નિર્દોષ ઠરે છે. માત્ર બંગાળમાં આ સ્થિતિ ઓછા પ્રમાણમાં છે. પરંતુ સંયુક્ત પ્રાંત અને પંજાબની સ્થિતિ અતિ ગંભીર છે. દાખલા તરીકે પંજાબમાં સને ૧૯૧૨ માં ૨,૧૮,૫૭૪ ગુન્હેગારોને નિર્દોષ ઠરાવી છોડી મુકવામાં આવ્યા હતા, ત્યારે જેઓ ઉપર ગુન્હા સાબીત કરવામાં આવ્યા હતા અને સજા ફરમાવવામાં આવી હતી તેઓની સંખ્યા માત્ર ૭૫,૩૪૨ હતી. અમે આશા રાખીએ છીએ કે આ ગંભીર અને ચિંતા ઉપજાવનારી સ્થિતિ સુધારવાને નામદાર સરકાર પગલાં ભરશે.

[ " હિન્દુસ્તાન, " તા. ૧૬-૪-૧૫. ]



[ ૫૭ ]

# મુંબઈની જાહેર સંસ્થાઓ જીવ વિનાની કેમ છે ?

મુંબઇની જાહેર જીંદગીનું જેઓએ યથાર્થ અવલોકન કર્યું હશે તેઓને જણાયા વિના રહ્યું નહિ હોય કે આપણી જાહેર સંસ્થાઓમાં જે ચેતન અને ઉત્સાહ જોઇએ તે બહુ ભાગ્યેજ દેખાય છે. આશ્ચર્યની વાત તો એ છે કે ન્હાની ન્હાની જ્ઞાતિઓનાં કેટલાંક ન્હાનાં મંડળોમાં જે ઉત્સાહ દ્રષ્ટિગોચર થાય છે તે મોટાં ખાતાંઓમાં દ્રષ્ટિગોચર થતો નથી. મુંબઇ શહેર અતિ મોટા અને ગંભીર પ્રસંગો વિના જાગૃત થતું નથી તે તેની બલિહારી છે. ખાસ ચોંકાવનારા અથવા ગંભીર સંજોગો ઉભા થાય છે ત્યારેજ મુંબઇની મોટી જાહેર સંસ્થાઓમાં ગત કે ચેતન જોવામાં આવે છે. નહિતર, મુંબઇમાં કોઇ અજાણ્યા મુસાફરો આવ તો તેઓને એમજ જણાય કે મુંબઇમાં જાહેર જીવન છેજ નહિ, અથવા તો જાહેર પ્રશ્નો મુંબઇમાં ઉભા થતાજ નથી. અહીં જાહેર સંસ્થાઓ એટલે કે સરકારી કે સત્તાવાળાઓનાં ખાતાંઓ સમજવાનાં નથી. કારણ કે જો એમ હોય તો પછી આપણી કૉરપોરેશન નિશ્ચેતન છે તે કહી શકાયજ કેમ ? હજુ બે દિવસ પહેલાંજ એ જીવતી જાગતી સભામાં વિદ્વાન સભાસદો ગાળાગાળી ઉપર આવ્યા હતા ! તેટલા માટે અમે જાહેર સંસ્થાઓ એટલે કે લોકો તરફથી ચાલતાં જાહેર મંડળો કહેવા માગીએ છીએ.

આવાં મંડળોની સભાઓ આખા વરસમાં કોઇકજવાર મળે છે અને મળે છે ત્યારે ગણ્યા ગાંઠ્યા ગૃહસ્થોજ તે સભાઓને શોભાવે છે. બાબે પ્રેસિડન્સી ઍસોસિએશન, પ્રેસિડન્સી રિફોર્મ ઍસોસિએશન, અને બીજાં અનેક મંડળોની આવી શોચનીય સ્થિતિ છે તે કોઇથી

અજાણ્ય નથી. ત્યારે આ પ્રકારની જડતાનુ કારણ શું ? કાં તો સંસ્થાઓની જરૂર નથી અને કાંતો જે જરૂર પૂરી પાડવાને આ સંસ્થાઓ ઉભી થાય છે તે જરૂર તે પૂરી પાડી શકતી નથી. એટલું તો ચોક્સ છે કે આપણે ત્યાં ઘણા થોડા લોકો હજુ જાહેર જીવનનો મર્મ સમજે છે. જાહેર જવાબદારી બજાવવાને બહુ જુજ હિંદીઓ ઉત્સુક છે દેશનો કે પ્રજાના અમુક ભાગની ઉન્નતિ અર્થે આત્મત્યાગ કરવો અથવા કંઇક મહેનત ઉઠાવવી તે દરેક પ્રજાજનની પવિત્ર ફરજ છે એ ખ્યાલે લોકોના મગજમાં ભાગ્યેજ પ્રવેશ કર્યો છે. છતાં થોડા છુટા છવાયા ઉત્સાહી લોકો જાહેર સેવા અર્થે સંસ્થાઓ સ્થાપે છે અને પરિણામે એ સંસ્થાઓના ઉદ્દેશો પાર ઉતારવાને ઉત્સાહી કાર્યકર્તાઓ મળતા નથી. એટલે આ સંસ્થાઓ શુષ્ક અને જડ બની જાય છે. જાહેર જીવનમાં ખરેખરો રસ લેનારા કેટલા મુંબઇનિવાસીઓ હશે ? અમે માનીએ છીએ કે આંગળીનાં ટેરવાં ઉપર ગણાય તેટલાજ.

સભાઓમાં બનીઠનીને સારા લેબાસમાં હાજરી આપનારાઓની સંખ્યા કોઇ કોઇ મોટે પ્રસંગે મોટા હૉલમાં સારી દેખાય છે. પરંતુ તે ઉપરથી મુંબઇના જાહેર જીવનમાં રસ લેનારા અને જાહેર જીંદગીને આવશ્યક માનનારાની સખ્યા તેટલી મોટી માનવી તે ભૂલ ભરેલું છે. હા, મુંબઇની કલબો, જીમખાના, ગમ્મત રમતનાં ખાતાંઓ, માનપાનના મેળાવડાઓ, આદિમાં મુંબઇગરાઓની મોટી મેદની થાય છે. પરંતુ જ્યારે આપણા જાહેર પ્રશ્નોનો ગંભીર વિચાર કરવા, અને જાહેર જવાબદારીનો માત્ર પોતાની હાજરીથી થોડો પણ બોજો ઉઠાવી લેવા માણસોની શોધ થાય છે ત્યારે કોઇ નજરે પડતા નથી. આનું મૂળ કારણ એજ કે આપણા સામાન્ય શહેરીઓ તો શું પરંતુ આપણા કેળવાયલા વિદ્વાનો પણ જાહેર જીંદગીની કિંમત અને જરૂરિયત સમજતા નથી. અને જ્યાં જ્યાં તેઓ હાજરી આપે છે અથવા બીજી કોઇ રીતે ભાગ લે છે ત્યાં ત્યાં બહુ અંશે દેખાદેખીને લીધે, અથવા શરમથી દબાઇને, અથવા બીજું કંઇ

ઉપયોગી કામ નહિ હોવાથી જોવામાં આવે છે. પરંતુ ખાસ ફરજ તરીકે, જીવનની આવશ્યકતા તરીકે, દેશદાઝને લીધે, અથવા અંતરની ચિંતાને લીધે, તેમાંના ઘણા થોડા લોકો જાહેર સંસ્થાઓના સભાસદ થાય છે અથવા તો જાહેર હીલચાલોમાં પોતાનો હિસ્સો આપે છે.

આવી સ્થિતિમાં મુંબઇની જાહેર સંસ્થાએ જીવ વિનાના હોય તેમાં આશ્ચર્ય શું ? સમસ્ત હિંદમાં અથવા આપણા પ્રાંતમાં અમુક ઉપયોગી પ્રશ્ન ઉભો થયો હોય ત્યારે અમુક અમુક સંસ્થાએ અમુક ઠરાવો પસાર કરવાજ જોઇએ, એવા રવૈયાને આધીન થઇને મુંબઇની ઘણી સંસ્થાઓ કોઇ કોઇવાર પોતે જીવતી છે એમ જાહેરમાં દેખાવ કરે છે. પરંતુ દેશના નહાના મોટા સર્વ ઉપયોગી પ્રશ્નોનો કાળજીથી અભ્યાસ કરવો, તેની ઉત્સાહપૂર્વક ચર્ચા કરવી અને તેનો યથાર્થ નિર્ણય લઇ આવવા માટે કાર્યસાધક પગલાં ભરવાં, એ જાતની ચલુ અને ચેતનવતી પ્રવૃત્તિ બહુ થોડી સંસ્થાઓમાં જોવામાં આવે છે. અને જ્યાંસુધી આપણી ઉછરતી જુવાન પ્રજાનું વળણ જાહેર જીંદગી તરફ ઉદાસીન, બેદરકાર અને તિરસ્કારભરેલું કાયમ રહેશે ત્યાંસુધી આપણી જાહેર સંસ્થાએ કે આપણું જાહેર જીવન ખરી જાગૃતિનો ખ્યાલ આપે તે આશા વ્યર્થ છે. મુઠીભર વૃદ્ધ દેશભક્તોએ આપણા જાહેર જીવનમાં જે હિસ્સો આપ્યો છે તેથી આપણે શોભીએ છીએ, અને તેથીજ હજુ પણ આપણે કંઇક જીવતા દેખાઇએ છીએ. પરંતુ હજુ પણ એ નરવીરો ઉપર સર્વ જવાબદારી છોડી દેવી અને તેઓને એકલે હાથે તરફડિયાં મારવાં દેવાં તે મુંબઇની જુવાન પ્રજાને કોઇ રીતે શોભાભરેલું નથી અને મુંબઇના જાહેર જીવનને વિનાશકારક છે અમે આશા રાખીએ છીએ કે મુંબઇના કેળવાયેલા અને જુવાન શહેરીઓ જાહેર જીવનની જવાબદારી હવે સમજશે અને મુંબઇની જાહેર સંસ્થાઓમાં જીવ મૂકવાને પ્રયત્ન કરી પોતાનું જીવતર સફળ કરશે.

[ હિન્દુસ્થાન—અગ્રલેખ,

તા. ૧૩-૨-૧૫ ]

[ ૫૮ ]

# આપણી શિક્ષણ પદ્ધતિમાં દેશી ભાષાનું સ્થાન.

વાઇસરૉયની કાઉન્સીલમાં મિ૦ રાયનિંગરે દેશી ભાષાદ્વારા માધ્યમિક કેળવણી આપવા સંબંધી જે ઠરાવ રજુ કર્યો હતો તે જો કે અમુક ચર્ચા પછી પાછો ખેંચી લેવામાં આવ્યો હતો, તથાપિ આ પ્રશ્ન એટલો બધો મહત્ત્વનો છે કે તે સંબંધી સવિસ્તર ચર્ચા આવશ્યક છે. અલબત્ત, કેટલાક લોકપ્રતિનિધિઓએ આ ઠરાવની સામે વિરૂદ્ધતા બતાવી હતી, પરંતુ તેથી તેઓ આ પ્રશ્નમાં આખા દેશ તરફથી બોલતા હતા એમ માનવાને કારણ નથી. એટલુંજ નહિ પરંતુ અંગ્રેજી કેળવણી પામેલા આખા વર્ગના પ્રતિનિધિઓ તરીકે તેઓના વિચાર દર્શાવવામાં આવ્યા હતા એમ પણ કહી શકાશે નહિ. આ અતિ ઉપયોગી પ્રશ્ન સંબંધી આખા દેશમાં ભિન્ન ભિન્ન મત છે.

અંગ્રેજી ભાષાથી હિંદને અતિ મોટો લાભ થયો છે, અને ભવિષ્યમાં અંગ્રેજી ભાષા વિના આ દેશને ચાલે તેમ નથી એ સંબંધી બહુ મતભેદ હોય એમ અમે માનતા નથી, જો કે કેટલાક જુના વિચારના લોકો એમ કોઇ કોઇ વાર બોલી ઉઠે છે કે કેટલોક અનર્થ અંગ્રેજી ભાષાને આભારી છે! પરંતુ આ પાછલો વર્ગ ગંભીર વિચારથી આમ કહેતો હોય એમ માનવાને કારણ નથી. હવે અંગ્રેજી ભાષાની ઉપયોગિતા સ્વીકારવી તે એક વાત છે, અને તેની ખાતર દેશી ભાષાઓને તિલાંજલિ આપવી તે બીજી વાત છે. અંગ્રેજી ભાષાની સાથે દેશી ભાષાઓનો વિકાસ કરવાને આપણે પૂરતો પ્રયત્ન કર્યો હત તો અત્યારે આ પ્રશ્ન ઉભો થાતજ નહિ. પરંતુ અફસોસની વાત છે કે જ્યારે આપણી શાળાઓ અને આપણાં વિશ્વવિદ્યાલયો

અંગ્રેજી ભાષા પાછળ અથાગ શ્રમ લઇ રહેલ છે, ત્યારે આપણી દેશી ભાષાઓનો ભાવ પૂછાતોજ નથી. જ્યાંસુધી શાળાઓમાં અને યુનિવર્સિટીઓમાં અમુક ભાષાને યોગ્ય સ્થાન મળ્યું ન હોય ત્યાંસુધી એ ભાષાની જોઇએ તેવી સમૃદ્ધિ થવી મુશ્કેલ છે. આ કારણથીજ ઑનરેબલ મિ૦ રાયનિંગરે ઉપર્યુક્ત ઠરાવ રજુ કર્યો હતો.

આ ઠરાવ બહુ નમ્ર હતો, છતાં તેની સામે જે સખ્ત વિચારો દર્શાવવામાં આવ્યા છે તે જોઇને અમને આશ્ચર્ય થાય છે. અંગ્રેજી સાતમા ધોરણ સુધી માતૃભાષામાં શિક્ષણ આપવામાં આવે અને છતાં અંગ્રેજીને બીજી ભાષા તરીકે ફરજિયાત રાખવામાં આવે તેમાં અમારા મિત્ર "સાંજ વર્તમાન" જણાવવાની હિમ્મત કરે છે તેમ "દેશમાં મોટો અસંતોષ ફેલાશે" તેનું કારણ શું તે સમજી શકાતું નથી. એટલુંજ નહિ, પણ મિત્ર "સાંજ વર્તમાન" જણાવે છે કે "તકરાર ચાલી હતી તે ઉપરથી એટલું તો ખુલ્લું પુરવાર થાય છે કે દેશનો મોટો ભાગ આવા ફેરફારની સામે સખત લાગણી ધરાવે છે"! ધન્ય છે "સાંજ વર્તમાન" ની તર્કશક્તિને અને અનુમાન શક્તિને! સાડાસાત મેંબરોએ અને "સાંજ વર્તમાન" મળીને સાડા આઠ વ્યક્તિએ વિરૂદ્ધતા બતાવી તેટલું અમે જાણીએ છીએ, પરંતુ તે ઉપરથી "દેશનો મોટો ભાગ" વિરૂદ્ધ છે એમ કહેવું તે માફ ન કરી શકાય તેવી અત્યુક્તિ છે. અંગ્રેજી ભાષાથી આપણી ઉન્નતિ થઇ છે તેથી આપણી માતૃભાષાથી આપણી અવનતિજ થવી જોઇએ એ ન્યાયશાસ્ત્ર ક્યાંનું? "સાંજ વર્તમાન" આખા જગતમાં એવો એક પણ સુધરેલો કે કુધરેલો દેશ બતાવશે કે જ્યાં માતૃભાષાદ્વારા સર્વ શિક્ષણ આપવામાં આવતું ન હોય! હિંદની કેટલીક ભાષાઓ હજુ અમુક વિષયોને માટે પૂરતી ખીલેલી અને અપ-ટુ-ડેટ નહિ હોય તે અમે કબૂલ કરીએ છીએ, પરંતુ અમારા મિત્ર ખીલવવાની વાત કરતા નથી, પરંતુ અંગ્રેજી, અંગ્રેજી, અને અંગ્રેજીનોજ પોકાર કરી રહ્યા છે!

પરંતુ અંગ્રેજીને દેશવટો આપવાનું કહે છે કોણ? કેટલાક પારસીભાઇઓ બાળકોને ધાવણમાંજ અંગ્રેજીનો ડોઝ દેવા મંડ્યાં છે તેમ આખી હિંદી પ્રજા કરે તોએ અમને વાંધો નથી. પરંતુ તેની સાથે માતૃભાષાનો નાશ શા માટે કરવો જોઇએ? હજુ યુનીવર્સિટીમાં માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનો સવાલ ઉભો થયો નથી, પરંતુ માધ્યમિક શાળાઓમાં માતૃભાષાનો ઉપયોગ કરવાની વાત આવે છે ત્યાં આટલો ખળભળાટ થઇ રહે છે! પરંતુ અમારી ખાત્રી છે કે જ્યાં સુધી માતૃભાષાની ખીલવણી ઉંચા પ્રકારની નહિ થાય ત્યાંસુધી દેશનું સાહિત્ય નિર્જીવ, નિર્માલ્ય, અને નિઃસત્વ રહેવાનું; અને જ્યાં સુધી દેશનું સાહિત્ય શૂન્ય હશે ત્યાં સુધી આખી પ્રજા સંસ્કારી, કેળવાયલી, અને પ્રગતિના માર્ગ ઉપર ચાલનારી થાય તે આશા વ્યર્થ છે.

"સાંજ વર્તમાન" હિંદમાં એક ભાષા સંબંધી મોટું ભાષણ આપે છે, પરંતુ તેના સ્મરણમાં છે ખરૂં કે ૩૧ કરોડ માણસની વસ્તીમાં માત્ર ૧૦ લાખ માણસોજ અંગ્રેજી જાણે છે? અને લગભગ પાંચ કરોડ માણસો બંગાળી બોલે છે, સાત કરોડ માણસો હિંદી બોલે છે, બે કરોડ મરાઠી બોલે છે, અને સવા કરોડ ગુજરાતી બોલે છે તેઓનું શું? સામાન્ય વ્યવહારને માટે દેશના મોટા ભાગમાં હિંદી વપરાય છે. અને અંગ્રેજી ભણેલાઓમાં અંગ્રેજી સામાન્ય ભાષા હોય તેની સામે અમને કશો વાંધો નથી. એટલુંજ નહિ પરંતુ આપણા દેશમાં દિનપ્રતિદિન અંગ્રેજીનો પ્રચાર વિસ્તાર પામે એમ અમે ઇચ્છીએ છીએ. પરંતુ તે સાથે આપણે આપણી માતૃભાષાઓ ખીલવવાની છે, અને દરેક પ્રાંતને પોતાની ભાષાનો વિકાસ કરવાની છુટ તેમજ અનુકૂળતા આપવાની છે. તેથી પ્રજાકીય એકતા થવામાં કોઇ જાતનો બાધ આવે એમ અમે માનતા નથી. કદાચ યુનિવર્સિટી-શિક્ષણક્રમને પહોંચી વળવા જેટલી કેટલીક દેશી ભાષાઓ ખીલેલી નહિ હોય, તો પણ માધ્યમિક શાળાઓ માટે દેશી ભાષાઓ ચાલી

ન શકે એ અમે સ્વીકારતા નથી. અલબત્ત, બીજગણિત, ભૂમિતિ, રસાયણશાસ્ત્ર, પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર, આદિ અનેક વિષયો ઉપર અંગ્રેજી ભાષામાં સંખ્યાબંધ અને ઉંચાં પુસ્તકો છે અને દેશી ભાષામાં નથી. પરંતુ એ સર્વ બંગાળી, હિંદી, મરાઠી, ગુજરાતી, તામિલ કે તેલુગુ ભાષામાં યથાર્થ રીતે ઉતારી નજ શકાય એમ માનવું બેહુદું છે. આ સર્વ ભાષાઓનો ભંડોળ સારો છે, વળી તામિલ અને તેલુગુ સિવાય બીજી ભાષાઓને સંસ્કૃત જેવી સંપૂર્ણ અને ઉત્તમ ભાષાનો મોટો આધાર છે. ઉપરાંત, અંગ્રેજી ભાષાના કેટલાક પ્રયોગ દેશી ભાષાઓમાં પ્રચલિત થઇ ગયા છે અને થતા જાય છે, એટલે એ દિશામાં મુશ્કેલી ઓછી થતી જાય છે.

અફસોસની વાત છે કે "સાંજ વર્તમાન" જેવા કેટલાક પોતાની માતૃભાષાની શકયતા, ઉપયોગિતા અને અનિવાર્યતા સમજી શકતા નથી. દેશી ભાષાઓના વિરોધીઓની દલીલો કેટલીકવાર આળસ ઉપરજ અવલંબેલી હોય છે. "હવે કોણ દેશી ભાષા સુધારવા બેસે? ચલતી હય વો ચાલને દો"—આ જાતનું વળણ ઘણીવાર જોવામાં આવે છે, પરંતુ ભાષા એ દેશનો મહા પ્રશ્ન છે; માત્ર અમુક વર્ગની ખુશી ઉપર તેનો નિર્ણય થઇ શકશે નહિ, પરંતુ સમસ્ત દેશના હિત પ્રમાણેજ તેનો નિકાલ કાઢવો જોઇશે. છેવટે અમે એટલુંજ કહીશું કે અંગ્રેજી ભાષા માટે અમને બહુ માન છે, તે ભાષા આપણા દેશમાં કાયમ રહેવી જોઇએ એમ અમારો અભિપ્રાય છે, અંગ્રેજી ભાષાનો દેશમાં વિસ્તાર થવો જોઇએ એવો પણ અમારો મત છે, તથાપિ દેશી ભાષાઓના સંપૂર્ણ વિકાસ વિના સમસ્ત દેશમાં સંસ્કૃતિ ફેલાવાની નથી, તેના વિના આખા હિંદમાં જાગૃતિ અને ચેતન આવવાનાં નથી, અને શાળાઓમાં દેશી ભાષાઓને વધારે યોગ્ય સ્થાન આપ્યા વિના આ વિકાસ થવાનો નથી એમ અમારૂં દઢ માનવું છે.

—[ " હિન્દુસ્તાન, "—અગ્રલેખ;
તા. ૨૨-૩-૧૫ ]

[ ૫૯ ]

# હિંદુ યુનિવર્સિટી.

હિંદુસ્તાનની ભવિષ્યની કેળવણીમાં હિંદુ યુનિવર્સિટી ખાસ અગત્યનો પાઠ ભજવશે એમ કહેવામાં અત્યુકિત નથી એમ અમે માનીએ છીએ. હજારો વર્ષ થયાં પોષાયેલી અને સમૃદ્ધ થએલી હિંદુ સંસ્કૃતિને પ્રકાશિત અને ઉત્તેજિત કરવાને હિંદુ યુનિવર્સિટીનો પાયો નાંખવામાં આવ્યો છે. આ અતિ વિશાળ અને ઉપયોગી સંસ્થાને જન્મ આપવા માટે પંડિત મદન મોહન માલવિયા, મિસીસ એસંટ, દર્ભંગાના મહારાજા અને પંડિત સુંદરલાલને ધન્યવાદ ઘટે છે. ગયા સોમવારેજ હિંદુ યુનિવર્સિટી બિલ વાઇસરોયની કૌંસિલમાં સર હારકોર્ટ બટલરે રજુ કર્યું હતું. છેવટે હિંદુ પ્રજાના મોટા ભાગની મહેચ્છાએ આ પ્રમાણે ચોકસ સ્વરૂપ ધારણ કર્યું છે તે આનંદની વાત છે.

અલબત્ત સરકાર તરફથી આ બિલ પ્રમાણે હિંદુ યુનિવર્સિ-ટીને તેના વહીવટમાં બને તેટલી સ્વતંત્રતા આપવામાં આવી છે, તે છતાં તેથી પણ વિશેષ છુટ આ મહાન યુનિવર્સિટીને આપી ન શકાય તેમ અમે માનતા નથી. પરંતુ સર હારકોર્ટ બટલર આપણને ખાત્રી આપે છે કે જે અંકુશો સરકારે પોતાના હાથમાં રાખ્યા છે તે અંકુશોનો ઉપયોગ કોઇ અનિવાર્ય પ્રસંગેજ કરવામાં આવશે. અમે આશા રાખીએ છીએ કે નામદાર સરકાર તરફથી આપવામાં આવેલી આ ખાત્રી અમલમાં મૂકાશે, અને થોડા સમયમાં હિંદુ યુનિવર્સિટીને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવશે. સર હારકોર્ટ બટલરે હાલની યુનિવર્સિટીઓ સાથે હિંદુ યુનિવર્સિટીને સરખાવીને એમ બતાવવા પ્રયત્ન કર્યો હતો કે હાલ ચાલતી યુનિવર્સિટીઓ

કરતાં હિંદુ યુનિવર્સિટીને વિશેષ છુટ આપવામાં આવી છે. આ વાત કેટલેક અંશે સત્ય છે, પરંતુ એટલું યાદ રાખવાનું છે કે આ સ્વતંત્રતાની ખાતરજ હિંદુ યુનિવર્સિટીનો જન્મ થયો છે. કારણકે હાલની જે શિક્ષણ પદ્ધતિ અને અભ્યાસના ક્રમ છે તે હિંદને સર્વથા અનુકૂળ નથી તેથીજ આ નવી સંસ્થા સ્થાપવામાં આવી છે. અને તેથી જો આ સંસ્થાની કાર્યપદ્ધતિમાં હાલ ચાલતી આવતી શિક્ષણપદ્ધતિના વાતાવરણમાં ઉછરેલા ઑફિસરો માથું મારે, અને પોતાના જુના વિચારો પાછા હિંદુ યુનિવર્સિટીમાં દાખલ કરે તો આ પ્રયોગની નવીનતાનો લોપ થાય છે, અને ધારેલી યોજના વ્યર્થ જાય છે. તેટલા માટેજ અમારૂં એમ માનવું છે કે હજુ પણ હિંદુ યુનિવર્સિટીના ચાલકોને વિશેષ છુટ આપવામાં આવશે તેમ તેમ આ યુનિવર્સિટીની સફળતા વિશેષ થશે. અને આ યુનિવર્સિટીના ચાલકો સર્વ બુધ્ધિશાળી, વિદ્વાન, અનુભવી, અને વફાદાર નાગારકો છે તે સંબંધી સરકારને જરા પણ શંકા હોવાનું કારણ નથી.

હાલની યુનિવર્સિટી પદ્ધતિથી આપણને ઘણો લાભ થયો છે તે અમે કબુલ કરીએ છીએ. પરંતુ તેની સાથે એટલું પણ સ્મરણમાં રાખવાનું છે કે કેળવણી ગમે તે સાધનો દ્વારા આપવામાં આવે તો પણ તેની સારી અસર થયા વિના રહેવાની નથી. તેજ પ્રમાણે હાલની યુનિવર્સિટીઓ આપણી પ્રગતિમાં ઉપયોગી થઇ છે. પરંતુ તેથી કેળવણીનાં સાધનો વધારે અનુકૂળ, વધારે ઉપયોગી, વધારે વિશાળ, અને વધારે કાર્યસાધક થઈ ન શકે એમ કોઇથી કહી શકાશે નહિ. આપણી યુનિવર્સિટીઓથીજ હિંદની એકતા થઇ છે એટલી હદ સુધી અમે જઇ શકતા નથી. હિંદની જે કાંઇ એકતા થવા પામી છે તેનાં અનેક કારણો છે, અને હજુ એ એકતા દઢીભૂત કરવાને ઘણો આવકાશ છે. રાષ્ટ્રિય ભાવના, કેળવણી, સાહિત્ય વિકાસ, પશ્ચિમ સાથેનો સંબંધ, નવા યુગનું ચેતન, આદિ અનેક

સંજોગોને લીધે હિંદ જાગૃત થયું છે, અને તેમાં હિંદની યુનિવર્સિટીઓએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે તે અમે કબુલ કરીએ છીએ. પરંતુ તેથી કરીને એમ નહિ કહી શકાય કે હિંદુ યુનિવર્સિટીથી એ જાતનો લાભ નહિ થાય. હિંદુઓ પોતાના દેશની પોતાના ધર્મની, પોતાની સમાજવ્યવસ્થાની, પોતાના ઇતિહાસની ખુબીઓ અને ખામીઓનો યથાર્થ અભ્યાસ કરવાની સાથે નવા જમાનાનું શિક્ષણ લે, તો તેથી તેઓની ભાવના સંકુચિત શી રીતે થઈ જાય તે અમે સમજી શકતા નથી. તેવીજ રીતે મુસલમીન પોતાના ધર્મનું અને પોતાના સમાજ–બંધારણનું યથાર્થ અવલોકન કરીને નવા યુગની જરૂરિયાતો સમજે તો તેઓ દેશનું હિત બરાબર શા માટે વિચારી ન શકે તેનું કારણ અમારા જાણવામાં નથી

અંગ્રેજો, જાપાની લોકો, જર્મનો, અમેરિકનો, તેમજ બીજી યુરોપીય પ્રજાઓ, પોતાના દેશનો ઇતિહાસ, પોતાના દેશની ખાસિયતો, પોતાનો ધર્મ, પોતાનું સમાજબંધારણ વિગેરે તેઓની શિક્ષણ પદ્ધતિમાંથી બાદ કરતા નથી, અને છતાં તેઓ તેથી કોઇ રીતે તેઓની પ્રજાકીય પ્રગતિમાં પાછા હડયા નથી. એટલુંજ નહિ પરંતુ જર્મનીની બીજી ગમે તેટલી ખામીઓ હોય અને અત્યારે જે રાક્ષસી બળ તે બતાવી રહ્યું છે તે ભલે ખોટે રસ્તે વપરાતું હોય, તો પણ આ આત્મબળ, આ સાધનસંપત્તિ અને આ પ્રજાકીયતા તેણે પોતાની શિક્ષણપદ્ધતિમાં પોતાના દેશને હંમેશાં મોખરે રાખ્યો છે તે કારણનેજ ખાસ આભારી છે. સંક્ષેપમાં, કોઇપણ પ્રજા પોતાના સમાજનો ઇતિહાસ, પોતાના ધર્મનો ઇતિહાસ, અને પોતાની ખાસિયતો યથાર્થ રીતે સમજે તો તેને સરવાળે ગેરલાભ નથી. એટલુંજ નહિ પરંતુ પોતાની ખરી ફરજો બજાવવાને અને પોતાની ઉચ્ચ ભાવનાઓનો સાક્ષાત્કાર કરવાને તે વડેજ તે સફળ થઇ શકશે.

તેટલા માટે હિંદુ યુનિવર્સિટીની સ્થાપનાથી આપણી પ્રજાકીય એકતા ખંડિત થવાનો જરા પણ ભય રાખવાની જરૂર નથી. અમે

તો એમ માનીએ છીએ કે હિંદુ યુનિવર્સિટી અનેક મહાન બુદ્ધિશાળી અને વફાદાર દેશભક્તો ઉત્પન્ન કરશે, અને હાલ જે ઉપરછલ્લું દેશાભિમાન દેખાય છે તેને બદલે સંગીન, તલસ્પર્શી, અને હૃદયની ઉંડી લાગણીઓથી ભીનું થયેલું દેશાભિમાન દષ્ટિગોચર થશે. અને તેથી સરવાળે હિંદુ કોમને, સમસ્ત હિંદી પ્રજાને તેમજ બ્રિટીશ સલ્તનતને અપૂર્વ કીર્તિ, માન અને લાભ મળશે.

—[ " હિન્દુસ્તાન " અગ્રલેખ,

તા. ૨૪-૩-૧૫. ]



[ ૬૦ ]

# હિંદમાં અનાથાશ્રમો.



ગયા માસમાં ગવર્નમેંટ ઑફ ઇંડિયા તરફથી હિંદમાં હિંદુ તેમજ મુસલમીન અનાથાશ્રમોની તપસીલ પૂરી પાડવામાં આવી હતી. આ તપસીલ અધૂરી છે તે દેખીતું છે. કારણ કે તેમાં પંઢરપુરમાં પ્રાર્થના સમાજ તરફથી ચલાવવાંમાં આવતું અનાથાશ્રમ તેમજ અમદાવાદનું મહિપતરામ અનાથાશ્રમ જોવામાં આવતાં નથી. તે ઉપરાંત પણ બીજાં કેટલાંકની નોંધ ન લેવાણી હોય તો તે બનવાજોગ છે. સરકારે જે આંકડા પુરા પાડયા છે તે પ્રમાણે હિંદુસ્તાનમાં કુલ ૯૦ અનાથાશ્રમોમાં ૪૯ હિંદુ અને ૪૧ મુસલમાન અનાથાશ્રમો છે. આ સંસ્થાઓમાં કુલ ૪૦૯૭ નિરાધાર બાળકો છે, જેમાં ૩૫૪૦ છોકરાઓ અને ૫૫૭ છોકરીઓ છે. હિંદુ અનાથાશ્રમોમાં ૧૮૯૩ છોકરાઓ અને ૪૪૩ છોકરીઓ છે, ત્યારે મુસલમાન અનાથાશ્રમોમાં ૧૬૪૭ છોકરાઓ અને ૧૧૪ છોકરીઓ છે. મદ્રાસ ઇલાકામાં આવી ૮ સંસ્થાઓ છે, અને તેમાં ૫૦૦ બાળકો છે. મુંબઈ ઇલાકામાં ૨૩ સંસ્થાઓ અને ૧૨૬૭ નિરાધાર બાળકો છે. બંગાળમાં ૭ સંસ્થાઓ અને ૩૬૪ છોકરાંઓ છે. સંયુકત પ્રાંતમાં ૨૪ સંસ્થાઓ અને ૮૮૯ બાળકો, પંજાબમાં ૧૯ સંસ્થાઓ અને ૧૦૮૬ બાળકો, બિહાર અને ઓરિસામાં ૩ સંસ્થાઓ અને ૬૨ છોકરાંઓ. સેંટ્રલ પ્રોવિન્સ અને બિહારમાં ૫ સંસ્થાઓ અને ૯૭ બાળકો, અને આસામમાં એકજ હિંદુ અનાથાશ્રમ અને ૧૮ બાળકો છે.

આ પ્રમાણે સંયુક્ત પ્રાંતમાં સૌ કરતાં વધારે અનાથાશ્રમોની સંખ્યા છે, અને ત્યાર પછી બીજે નંબરે મુંબઇ આવે છે. પરંતુ બાળકોની સંખ્યામાં મુંબઇ આખા હિંદુસ્તાનમાં પહેલે નંબરે આવે

છે, ત્યાર પછી પંજાબ, અને ત્યાર પછી સંયુક્ત પ્રાંત છે. જાણવા જેવી હકીકત એ છે કે સર્વ પ્રાંતોમાં છોકરીઓની સંખ્યા ઘણી ઓછી છે, અને મુસલમીન છોકરીઓ કરતાં હિંદુ છોકરીઓની સંખ્યા ચાર ગણી મોટી છે. મુસલમીન છોકરાઓની સંખ્યા હિંદુ કરતાં માત્ર ૨૪૬ ઓછી છે. વસ્તીના પ્રમાણમાં મુંબઇ તથા પંજાબમાં નિરાધાર બાળકોની સંખ્ય આશ્ચર્યજનક છે. કારણકે મુંબઇ ઇલાકાની તેમજ પંજાબની દરેકની લગભગ બે કરોડ જેટલી વસ્તી છે, ત્યારે સંયુકત પ્રાંતની ચાર કરોડ અને સિત્તેર લાખની વસ્તી છે, મદ્રાસ ઇલાકામાં ચાર કરોડ અને દશ લાખ માણસોની વસ્તી છે, અને બંગાળાની સાડાચાર કરોડની વસ્તી છે. મુંબઇ અને પંજાબ આ પ્રમાણે નિરાધાર બાળકોની સંખ્યામાં અગ્રસ્થાન ભોગવે છે તે શોચનીય છે. પરંતુ તેનાં કારણો સ્પષ્ટ છે. છેલ્લાં ૧૫ વર્ષમાં દુકાળ અને પ્લેગને લીધે મુંબઇ ઇલાકાને તેમજ પંજાબને અતિશય સહન કરવું પડયું છે, અને તેથી કરીને હજારો છોકરાંઓ માબાપ વિનાનાં નિરાધાર થઇ ગયાં છે. તે સાથે બીજું એ પણ કારણ છે કે આ ઇલાકાઓમાં હવે એક પ્રકારની ધાર્મિક અને સામાજિક લાગણી દઢીભૂત થવા લાગી છે, કે જેથી હિંદુ બાળકો ખ્રિસ્તી મિશનરી સંસ્થાઓના હાથમાં ન જાય તે માટે હવે અનેક લોકોમાં ચિંતા ઉત્પન્ન થઇ છે. ખાસ કરીને આ બાબતમાં આર્યસમાજે બહુ ઉપયોગી કાર્ય હાથ ધર્યું છે, અને તે ખાતે અમે આર્યસમાજને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. સંયુકત પ્રાંતનાં ૧૬ હિંદુ અનાથાશ્રમોમાં ત્રણ આર્યસમાજને આભારી છે.

આર્યસમાજે આ દિશામાં જે મહત્ત્વની સેવા બજાવી છે તેના પ્રમાણમાં બ્રહ્મસમાજે બહુ થોડું કર્યું છે એમ કહ્યા વિના ચાલતું નથી. આખા લિસ્ટમાં બ્રહ્મસમાજનાં માત્ર બેજ અનાથાશ્રમો છે, અને ત્રીજું પંઢરપુરનું અનાથાશ્રમ તેમાં નોંધાયું નથી તે. બ્રહ્મસમા-

જના એક અનાથાશ્રમમાં ૪૩ છોકરાઓ અને ૧૫ છોકરીઓ છે, અને આસામના અનાથાશ્રમમાં માત્ર ૧૮ છોકરાઓ છે.

આ સર્વ અનાથાશ્રમોમાં કુલ બાળકોની સંખ્યા તપાસતાં જણાય છે કે જે હજારો બાળકો માબાપ વિનાનાં અને નિરાધાર અવસ્થામાં છે તેમાંથી ઘણી ન્હાની સંખ્યા આ અનાથાશ્રમોનો લાભ લે છે. પરંતુ ૪૦૦૦ બાળકો પણ આ આશ્રમોમાં થયાં છે તે બતાવી આપે છે કે હવે હિંદુઓની પ્રાચીન પદ્ધતિ ધીમે ધીમે ઘસાતી જાય છે, કે જે પદ્ધતિ પ્રમાણે ખાનગી કુટુંબો અને જ્ઞાતિઓ નિરાધાર બાળકોને આશ્રય આપવો તે પોતાની પવિત્ર ફરજ સમજતાં હતાં. તેનું બીજું કારણ એ પણ છે કે, ગરીબી, દુકાળ, પ્લેગ આદિને લીધે હવે હિંદુ કુટુંબોમાં નિરાધાર બાળકોને આશ્રય આપવા જેટલી શકિત રહી નથી. મુસલમાન લોકોની વસ્તીના પ્રમાણમાં હિંદુઓ કરતાં તે કોમનાં બાળકો વધારે સંખ્યામાં અનાથાશ્રમોનો આશ્રય લે છે. અને તેનું એક મુખ્ય કારણ મુસલમાનોમાં નાતજાતના ભેદનો અભાવ છે.

હિંદુ તેમજ મુસલમાન અનાથાશ્રમોમાં છોકરીઓની ઘણી નહાની સંખ્યા છોકરીઓનાં બાળલગ્નને આભારી છે. કારણકે માબાપ વિનાની છોકરીઓ પોતાના સાસરિયામાં પોતાનો ગુજારો ચલાવી શકે છે. પરંતુ તે ઉપરાંત એમ માનવાને પણ કારણ છે કે કેટલીક નિરાધાર છોકરીઓ દુષ્ટાચારનો ધંધો લઇને પોતાની આજીવિકાનાં સાધનો મેળવે છે, અને તેથી એ સ્થિતિની બહુ ગંભીર તપાસ થવાની જરૂર છે. ન્હાની નિરાધાર બાળકીઓને અધમ સ્ત્રીઓના હાથમાં જતાં કેમ અટકાવવી તે એક વિચારણીય પ્રશ્ન છે. માત્ર આર્યસમાજ અને બ્રહ્મસમાજની મદદથી ચાલતાં અનાથાશ્રમોમાંજ મોટે ભાગે છોકરીઓ જોવામાં આવે છે. તેટલા માટે બીજાં અનાથાશ્રમોએ પણ નિરાધાર છોકરીઓને આકર્ષવાને પ્રયત્ન કરવાની ખાસ જરૂર

છે. પરંતુ અમારો એવો અભિપ્રાય છે કે છોકરાઓને માટે જે જાતનાં અનાથાશ્રમો છે તેથી ભિન્ન વ્યવસ્થાવાળાં છોકરીઓ માટેનાં જુદાં અનાથાશ્રમો જોઇએ. છોકરીઓની જરૂરિયાતો તદ્દન જુદા પ્રકારનીજ છે, અને તેથી તેઓને માટે જુદી સગવડો આવશ્યક છે.

આપણા દેશની આર્થિક સ્થિતિમાં ઘણો ફેરફાર થયો છે, અને તેને લીધે આપણી સામાજિક વ્યવસ્થા તે પ્રમાણે ગોઠવવી જોઇશે. જો કે દક્ષિણ અને કર્ણાટક જેવા પ્રાંતોમાં હજુ પ્રાચીન રીતભાત અને ભાવનાઓ કેટલેક અંશે ચલુ છે, તો પણ બીજા પ્રાંતોમાં લોકોના આચારવિચાર બદલાતા જાય છે. હજુ પણ ખાનગી કુટુંબો અને જ્ઞાતિઓ નિરાધાર બાળકોનું રક્ષણ કરવા તત્પર રહે તો તે ઘણું ઇષ્ટ છે. પરંતુ અનેક કારણોને લીધે આ પદ્ધતિ કમી થતી જાય છે તેથી નિરાધાર બાળકોને પ્રાચીન પદ્ધતિનું રક્ષણ ન મળે તેમ અર્વાચીન વ્યવસ્થા પણ તેઓને માટે કરવામાં ન આવે તો લાખો બાળકોની ભયંકર દુર્દશા થવાની. એટલા માટે પ્રાચીન ભાવના ઇષ્ટ છે તે કબુલ કર્યા છતાં આખા દેશમાં ઠેકઠેકાણે અર્વાચીન વ્યવસ્થાવાળાં સંખ્યાબંધ અનાથાશ્રમો સ્થાપવાની અતિશય જરૂર છે. ત્યારેજ આપણે આપણાં હજારો નિરાધાર બાળકોની જરૂરિયાતો પૂરી પાડી શકીશું, ત્યારેજ સમાજમાં નિરર્થક માનુષિક વ્યય થતો અટકશે, અને ત્યારેજ હિંદુસ્તાનમાંથી ગરીબી અને નિરાધારતા દૂર થશે.

[ હિન્દુસ્થાન—અગ્રલેખ,

તા. ૨૫-૩-૧૫ ]



[ ૬૧ ]

# શું હિંદુ ધર્મ જ્ઞાતિ પદ્ધતિ માટે જવાબદાર છે?



સર નારાયણ ચંદાવરકરે "કૉમનવીલ"માં જ્ઞાતિ ઉપર એક ઘણો મનનીય લેખ લખ્યો છે. તેમાં તે જણાવે છે કે હિંદુ ધર્મને અસંખ્ય જ્ઞાતિ વિભાગો માટે જવાબદાર ગણવો જોઇએ નહિ. અમુક ધર્મનું રહસ્ય તે ધર્મમાં ઉદ્ભવતા સંજોગો ઉપરથી માપવાનું નથી. જો એમજ હોય તો પછી ૨૦૦૦ વર્ષ પછી પણ ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ આ ખૂનખાર લડાઇમાં જોડાયા છે તેથી ખ્રિસ્તી ધર્મને લડાઇ અને પ્રકૃતિની પૂજાની હિમાયત કરનારો ધર્મ લેખવો જોઇએ. અમુક ધર્મનો મર્મ સમજવા માટે આપણે તેનાં મૂળગામી સૂત્રો અને તેનાં ખરા સત્યો તપાસવાં જોઇએ. અને એ પ્રમાણે તપાસીએ તો હિંદુ ધર્મમાં જ્ઞાતિઓના ભાગલા પાડવાનું ક્યાંય પણ સૂચન નથી. વેદ અને ઉપનિષદ્ હિંદુ ધર્મનાં પ્રભવસ્થાન છે, અને તેમાં જ્ઞાતિઓ સંબંધી કશો ઉલ્લેખ નથી. ભગવદ્ગીતા કે જે હિંદુઓમાં સર્વમાન્ય છે, તેમાં પણ ચાર વર્ણાશ્રમો માત્ર ગુણ કર્મને આધારેજ સૂચવાયા છે. અલબત્ત, આ મૂલ સિદ્ધાંતો ભુલી જવાયા છે, અને તેથી હાલની શોચનીય સ્થિતિ ઉભી થઇ છે રીતરિવાજો, આસપાસના સંજોગો આદિને લીધે નવાં તત્ત્વો હવે જૂનાં પુરાણાં થઇ ગયાં છે, અને બીજા નવા તત્ત્વની જરૂર છે. છતાં હિંદુ કોમ તેને ચોંટી રહી છે તેથીજ હિંદુ સમાજમાં હાલ ક્ષોભ થઈ રહ્યો છે. જૂના રિવાજને હીંદુઓએ

જોઇએ તેના કરતાં વધારે માન આપ્યું છે, અને એ માન આપવામાં ધર્મનું મહાનું ઘુસાડી દીધું છે. પરંતુ વસ્તુતઃ જ્ઞાતિ સંસ્થા ધર્મના કારણથી ઉત્પન્ન થઇ નથી, પરંતુ ધાર્મિક સિદ્ધાંતોના વિપર્યાસથી ટકી રહી છે. અને એ સિદ્ધાંતો પાછી તેની અસલ સ્થિતિમાં શુદ્ધ અને નિર્મળ સ્વરૂપમાં સ્થાપિત થશે ત્યારે આપોઆપ જ્ઞાતિઓની નિરર્થકતા અને હાનિ સમજાશે. તેટલા માટે જ્ઞાતિઓના આ વિશાળ વેલાને નિર્મૂળ કરવો હોય તો સત્ય ધાર્મિક સિદ્ધાંતો, અને ધર્મશાસ્ત્રોનાં ઉંડાં રહસ્ય લોકો સમજી શકે તેવા પ્રયત્ન થવા જોઇએ એમ સર નારાયણનો અભિપ્રાય છે.

—"હિન્દુસ્થાન,"

તા. ૧૨-૪-૧૫.



# [ ૬૨ ]

# વનિતા વિશ્રામ.

મુંબઇ શહેરમાં થોડા સમયમાં ઘણી જાહેર સંસ્થાઓનાં નવાં મકાનો ઉભાં થવા પામ્યાં છે. ખાસ કરીને સૅન્ડહર્સ્ટ રોડ જાહેર સંસ્થાઓનો રસ્તો થઈ ગયો છે એમ કહીએ તો ચાલે. સર્વંટસ ઑફ ઇંડિયા સોસાઇટી, સોશ્યલ સર્વિસ લીગ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, આર્યન બ્રધરહુડ, આર્ય મંડળ, કપોળ નિવાસ, ગાંધર્વ મહાવિદ્યાલય, આદિ સર્વ સંસ્થાઓ આ રસ્તા ઉપર એકઠી થઇ છે. તેમાં ગયા મંગળવારે વનિતા વિશ્રામની સુંદર અને સગવડભરેલી ઇમારતનો વધારો થયો છે. સુરતનું વનિતા વિશ્રામ સ્થાપનાર ઉત્સાહી બહેનો ગં. સ્વ. શિવગૌરી ગર્જર તથા ગં. સ્વ. બાજીગૌરીના ખાસ પ્રયાસથી મુંબઇમાં આ વનિતા વિશ્રામની સ્થાપના થઇ છે. લગભગ એક લાખ રૂપિયાનો ખર્ચ આ મકાન પાછળ કરવામાં આવ્યો છે, અને તેમાં રૂ. ૫૦ હજારના ઉદાર સખાવત બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ તરફથી થઇ છે, અને તેથી વનિતા વિશ્રામના મકાનનું નામ ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસનું આપવામાં આવ્યું છે. બીજા સખી ગૃહસ્થોએ અને સ્ત્રીઓએ રૂ. ૨૦ હજારની મદદ આપી છે, અને હવે રૂ. ૩૦ હજાર ઘટે છે તે અમે આશા રાખીએ છીએ કે મુંબઇના શ્રીમંત શહેરીઓ જલદીથી પૂરા કરી આપશે.

આ મકાન જેનું ચિત્ર બીજા ભાગ ઉપર આપ્યું છે તે ખુલ્લું મુકવાની શુભ ક્રિયા ગયા મંગળવારે નામદાર લેડી વિલિંગડનના મુબારક હાથે કરવામાં આવી હતી તે યોગ્ય જ થયું હતું. કારણ કે એ નામદાર હિંદુસ્તાનની સ્ત્રીઓની ઉન્નતિના વિષયમાં ઘણોજ રસ લે છે, એટલુંજ નહિ, પરંતુ સ્ત્રી ઉન્નતિના [illegible] પ્રશ્નમાં પોતે પોતાનાથી બનતા પ્રયાસો કરી રહ્યાં છે.

આપણા દેશમાં આપણા સ્ત્રી વર્ગની ઉન્નતિ માટે હજુ એટલું બધું કરવાનું છે કે તેઓને માટે જે કોઇ નવી સંસ્થા ઉત્પન્ન થાય તે સર્વથા આવકારદાયકજ છે. વનિતા વિશ્રામના એક ટ્રસ્ટી મિ૦ માલવીએ મંગળવારના મેળાવડામાં જણાવ્યું હતું તેમ મુંબઇના વનિતા વિશ્રામમાં લગભગ ૫૦ વિધવાઓ અથવા નિરાધાર કુમારીઓને રહેવાની સગવડ કરવામાં આવશે. સુરતના વનિતા વિશ્રામની બહારની સ્ત્રીઓને કેળવણીના સ્થાન તરીકે વિશેષ ઉપયોગમાં લેવાશે. ગુજરાતી તેમજ અંગ્રેજી પુસ્તકોની એક સારી લાઇબ્રેરી આ સંસ્થામાં રાખવામાં આવનાર છે, તેમજ કેળવણી સંબંધી એક ઉપયોગી પ્રદર્શન પણ ગોઠવવાનો અભિલાષ છે. જુદા જુદા ઉપયોગી વિષયો ઉપર સ્ત્રીઓને માટે જાહેર ભાષણોની વ્યવસ્થા પણ કરવામાં આવશે એમ મિ૦ માલવીએ જણાવ્યું હતું. તે ઉપરાંત છોકરીઓને માટે એક મફત છતાં આદર્શ શાળા ખોલવામાં આવશે, જેમાં આરોગ્ય-શાસ્ત્ર, નર્સિંગ, ગૃહવ્યવસ્થા, શિક્ષણનું જ્ઞાન, આદિ વિષયો શીખવવામાં આવશે. આ પ્રમાણે વનિતા વિશ્રામ મુંબઇમાં ખાસ કરીને ગુજરાતી સ્ત્રીવર્ગને ઘણું આવકારદાયક સ્થાન થઇ પડશે એમાં જરા પણ શંકા નથી. અત્યાર સુધી ગં. સ્વ. ન્હાની બહેન ગર્જરે તથા એમનાં સહકારિણી ગં. સ્વ. બાજીગૌરીએ સુરતનું વનિતા વિશ્રામ જે ઉત્સાહથી, જે ગંભીરતાથી અને જે વિવેકથી ચલાવ્યું છે અને ખીલવ્યું છે તે આપણને મુંબઇના વનિતા વિશ્રામ માટે ઘણી સારી આશા આપે છે.

આ સ્થળે અમારે એક સૂચના કરવી જોઇએ. તે એ કે મુંબઇ શહેરમાં સ્ત્રીઓની લગભગ ત્રણ ચાર સંસ્થાઓ છે. તે સર્વ વચ્ચે યોગ્ય સહકાર અને કાર્યની વહેંચણી થાય તો પૈસા, શક્તિ અને સમયનો ઓછો વ્યય થાય એટલુંજ નહિ પણ કાર્ય પણ વિશેષ સંગીન થાય એમ અમારૂં માનવું છે. સેવાસદન, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, અને વનિતા વિશ્રામના કેટલાક ઉદ્દેશો તેમજ તેઓની કેટલીક

પ્રવૃત્તિઓ સામાન્ય છે અને સામાન્ય રહેશે તે દેખાતું છે. તેથી જો અમુક પ્રવૃત્તિઓ એકજ સંસ્થાને સોંપવામાં આવે, અને બીજી પ્રવૃત્તિઓ બીજી સંસ્થા ઉપાડી લે, તો ધન અને મહેનતની ઘણી સારી કરકસર થઇ શકશે અને સર્વ સંસ્થાઓના ઉદ્દેશો વિશેષ સફળ થશે. આપણા દેશમાં નવી સંસ્થાઓ ઉભી કરવાનો વા વાયો છે તે બહુ સંતોષની અને આનંદની વાત છે, પરંતુ હજુ જુદી જુદી સંસ્થાઓનો સહકાર કરી તેઓને તાલમય અને પરસ્પર સહાયભૂત બનાવવાના પ્રયત્નોનો આરંભ પણ થયો નથી. તેથી કેટલીક શકિત, કેટલોક સમય, કેટલીક સાધનસંપત્તિ, નિરર્થક રીતે ખર્ચાય છે એમ અમારૂં માનવું છે.

વળી, એક વાત યાદ રાખવાની જરૂર છે કે મુંબઇ શહેરમાં આ જુદી જુદી સંસ્થાઓમા કાર્ય કરનારાં લગભગ એના એજ માણસો હોય છે. પરિણામ એ આવે છે કે આ ઉત્સાહી કાર્ય કરનારાઓને પોતાની શકિત અનેક ઠેકાણે ખર્ચવી પડે છે, તથા તેઓનું કાર્ય જોઇએ તેવું સંગીન, સંતાપકારક અને અર્થસાધક નીવડતું નથી. અનેક પ્રવૃત્તિઓ આ કાર્ય કરનારાઓએ હાથમાં લેવા ન જોઇએ એમ કેટલાક રાજાબાઇના ટાવરમાં બેસીને વાત કરનારા ડાહ્યા માણસો શિખામણ આપવા માંડે છે. આ શિખામણ આપવી ઘણી સહેલી છે; પરંતુ આપણા દેશના આ સંક્રાંતિકાળમાં એ શિખામણ અમલમાં મૂકવી કેટલી મુશ્કેલ છે, અને જાહેર સેવાનો પ્રશ્ન કેટલો વિકટ છે તે તેઓ સમજી શકતા નથી. જેઓ ખરેખર જાહેર સેવાને પોતાની પવિત્ર ફરજ સમજે છે, અને જેઓ આપણા દેશની ચિંતાભરી સ્થિતિથી વાકેફ છે, તેઓ ગમે તેવી નમ્ર સંસ્થાઓને પણ કાર્ય કરનારાઓના અભાવના કારણથી મરી જવા દઇ શકે તેમ નથી. સંસ્થાઓ ઉભી થતીજ જાય છે, છતાં અફસોસની વાત છે કે કામ કરનારાઓ મુઠ્ઠીભરજ રહ્યા છે. અને વધારે શોકની વાત તો એ છે કે ટીકાકારો, મુરબ્બીવટનો આડંબર કરનારાઓ અને તમાશો જોનારાઓની સંખ્યા ભયંકર રીતે

વધવા માંડી છે. આવી સ્થિતિમાં જે જે સંસ્થાઓ પરસ્પર કાર્યની વહેંચણી કરી શકે અને એકબીજાને મદદરૂપ થઈ શકે તેઓને સહકાર કરવાની અતિશય આવશ્યકતા છે. ઉભી થયેલી સંસ્થાઓને જીવતી રાખવી હોય અને તે સાથે તેઓના અભિલાષો પરિપૂર્ણ કરવા હોય તો તે સંસ્થાઓનો સહકાર એ ઉત્તમ માર્ગ છે. તેથીજ અમે વનિતા વિશ્રામનો અંતઃકરણપૂર્વક સત્કાર કરવાની સાથે તેના જેવી કેટલીક પ્રવૃત્તિઓ જે જે સંસ્થાઓએ ઉપાડેલી છે તેઓને સર્વને સાથે મળીને અને પરસ્પર કાર્યની યોગ્ય વહેંચણી કરીને પોતાના ઉત્તમ ઉદ્દેશો પાર પાડવાની મજબુત ભલામણ કરીએ છીએ.

[ " હિન્દુસ્થાન " અગ્રલેખ,

તા. ૧૩–૪–૧૫ ]



[ ૬૧ ]

# ગુરૂકુળ.



છેલ્લા ત્રણ દિવસોમાં સાંટાક્રુઝમાં આવેલાં ગુરૂકુળનો વાર્ષિકોત્સવ ઉજવાયો હતો જેમાં ઉત્સાહી પુરૂષો અને સ્ત્રીઓની મોટી સંખ્યાએ હાજરી આપી હતી. સાંટાક્રુઝમાં આ પ્રથમજ ઉત્સવ હતો, અને તેથી મુંબઇનાં આ ન્હાનાં પરાંમાં અપૂર્વ ચેતન દેખાતું હતું. મુંબઇની આર્યસમાજ તેમજ હિંદુઓની પ્રાચીન કેળવણી પદ્ધતિ તરફ સહાનુભૂતિ દર્શાવનાર કેટલાક ઉત્સાહી લોકોના પ્રયાસથી આ ગુરૂકુળ આજથી ચાર વર્ષ પહેલાં નાસિકમાં સ્થપાયું હતું. ત્રણ વર્ષ આ ગુરૂકુળે નાસિકમાં પૂરાં કર્યાં પછી હવે તે સાંટાક્રુઝમાં આવ્યું છે, અને આશા રહે છે કે આ શાંત પરામાં તે ચિરકાલ રહેશે. ચાર વર્ષની ટુંકી મુદ્દતમાં મુંબઇનાં ગુરૂકુળે જે પ્રગતિ કરી છે તે ખરેખર પ્રશંસનીય છે. ઉત્સાહ અને અભિનિવેશ આર્યસમાજના પ્રધાન ગુણ છે, અને એ ગુણનો ઉપયોગ આ સંસ્થાનો વિકાસ કરવામાં તેઓ કરતાં ચુક્યા નથી એ પરમ સંતોષની વાત છે.

હિંદુ પ્રાચીન સંસ્કૃતિ અને ગુરૂકુળ પદ્ધતિને આધારે આ કેળવણી સંસ્થા સ્થાપવામાં આર્યસમાજે કાંઇ ખોટું કર્યું નથી એટલુંજ નહિ પરંતુ એક અતિ ઇષ્ટ પ્રયોગ આરંભ્યો છે, અને તે પ્રયોગમાં અમે આ સંસ્થાના ચાલકોને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ. હિંદુસ્તાનમાં કેળવણીની જેટલી સંસ્થાઓ ઉત્પન્ન થાય તેટલી ઓછી છે. કારણ કે આપણે ત્યાં કેળવણીની એટલી બધી જરૂર છે કે કેળવણીના પ્રકાર સંબંધી બહુ ચર્ચા કરવાનો અત્યારે ખાસ અવકાશ હોય એમ અમે માનતા નથી. અને તેથી ખાસ કરીને હિંદુ પ્રાચીન

ભાવનાઓનું પુનર્જીવન કરવાનો અભિલાષ રાખનાર આ ગુરૂકુળ સર્વથા આવકારદાયક હોય તેમાં નવાઇ શી ? પશ્ચિમની પદ્ધતિ ઉપર આપણે ત્યાં છેલ્લાં ૬૦ વર્ષ થયાં કેળવણી અપાવી શરૂ થઇ છે, અને તેનાં પરિણામો સંતોષકારક નથી આવ્યાં એટલી હદ સુધી કહેવાને અમે તૈયાર નથી, તથાપિ આપણી પ્રાચીન પદ્ધતિ સાથે અર્વાચીન પદ્ધતિનું મિલન થાય એ માર્ગ પણ અજમાવવા લાયક છે એમ અમે માનીએ છીએ. હૃદયના વિકાસને અગ્ર સ્થાન આપવું એ આ સંસ્થાનો એક પ્રધાન હેતુ છે હિંદુ સંસ્કૃતિ, હિંદુ ધર્મ, હિંદુ સમાજવ્યવસ્થા, હિંદુ રાજ્યનીતિ, અને હિંદુ કળાકૌશલ્યથી હિંદુ પ્રજા વાકેફ થાય એટલું જ નહિ પરંતુ ઉચ્ચ અને જીવંત હિંદુ ભાવનાઓ તેઓના જીવનમાં વણાઈ જાય તે ઇષ્ટ તેમજ આવશ્યક છે. જ્યાંસુધી હિંદુ પ્રજા પોતાનું હિંદુત્વ સમજવા ઉપરંત પોતાના હૃદયમાં ખરાં હિંદુત્વને ઉતારશે નહિ ત્યાંસુધી હિંદુ સંસ્કૃતિ દુનિઆની બીજી સંસ્કૃતિઓમાં યોગ્ય સ્થાન મેળવી શકશે નહિ. તેટલા માટેજ હિંદુ યુનિવર્સિટી જેવી ખાસ યુનિવર્સિટીઓ ઉપયોગી તેમજ આવશ્યક છે, અને તેટલા માટેજ ગુરૂકુળો પણ સત્કારને પાત્ર છે.

પરંતુ ભાવનાઓથીજ આ ગુરૂકુળ સંતોષ નહિ પામે એમ અમે આશા રાખીએ છીએ. જે જે અભિલાષોથી આ સંસ્થા સ્થાપનામાં આવી છે તે તે અભિલાષો સિદ્ધ કરવાને ગુરૂકુળના ચાલકો અને મદદ કરનારાઓએ મહાભારત પ્રયત્નો કરવાની જરૂર છે. તેઓએ પ્રાચીન એટલું સારૂં એ મંત્રથીજ કૃતકૃત્ય થવાનું નથી, પરંતુ પ્રાચીન શિક્ષણ પદ્ધતિ ઉત્તમ હતી એટલુંજ નહિ પરંતુ તે પદ્ધતિ આ નવા યુગને પણ બંધબેસતી કરી શકાય એમ જગતને બતાવી આપવાનું છે. તેથી હિંદુ ધર્મ, હિંદુ તત્ત્વજ્ઞાન અને હિંદુ નીતિનાં મહાન્ સૂત્રો આ જમાનાને અનુકૂળ થાય એવી ઘટના કરવાની છે. સાદું જીવન અને ઉચ્ચ વિચાર એ ઉત્તમ વસ્તુ છે. પરંતુ સાદાઇની સાથે સ્વચ્છતા, સૌંદર્ય, નિયમિતતા, સંગીતતા, આદિ સદ્ગુણો પણ

વિદ્યાર્થીઓના જીવનમાં પ્રકાશી નીકળવા જોઇએ. ઉત્તમ ચારિત્ર્ય અને ધર્મપરાયણતાની સાથે તીવ્રબુદ્ધિ, સુદૃઢ શરીર, અને જીવન સંગ્રામમાં ફતેહ મેળવવા માટે નવા યુગની યોગ્યતાનો યોગ પણ થવો જોઇએ.

આધુનિક કેળવણીની કેટલીક ખામીઓ દૂર કરવાની ગુરૂકુળની મહેચ્છા છે, અને એ મહેચ્છા સર્વથા આદરણીય છે. આપણી હિંદુ સભ્યતા માટે હિંદુ સમાજમાં જે આદર, જે લાગણી અને જે માન હોવાં જોઇએ તે કેટલીકવાર દૃષ્ટિગોચર થતાં નથી. અને જો ગુરૂકુળ આ દિશામાં ફતેહમંદ થાય તો તે જેવી તેવી ફતેહ ગણાશે નહિ. પરંતુ એટલું સ્મરણમાં રાખવાનું છે કે આપણે આંધળા થઇને અ-મારૂં બધું સારૂં છે એમ કહેવાનું નથી. એ જાતની માન્યતાથી તો આપણી અધોગતિ થઇ છે અને થશે. વિચારપૂર્વક આપણી સંસ્કૃતિના ઉત્તમ તત્ત્વોનો સ્વીકાર કરી તેનો હાલના વાતાવરણમાં સારામાં સારો ઉપયોગ કરી લેવો એજ ખરૂં શાણપણ છે, અને એજ આપણા હિંદુત્વને દીપાવવાનો ખરો માર્ગ છે. તેવીજ રીતે આ નવા પ્રયોગ માટે મજબૂત પ્રયત્નો કરતી વખતે આપણી હાલની કેળવણીને તદ્દન ઉતારી પાડવાની જરૂર હોય એમ અમે માનતા નથી. કદાચ કેટલાંક ઇષ્ટ તત્ત્વો હાલની કેળવણીમાં દેખાતાં નહિ હોય તો પણ હાલની કેળવણીએ હિંદની જેવી તેવી સેવા બજાવી નથી. છેલ્લાં ૬૦ વર્ષમાં હિંદુસ્તાને જે આશ્ચર્યજનક પ્રગતિ કરી છે, અને દેશના ખૂણેખૂણામાં અત્યારે જે ક્ષોભ, ચેતન અને જાગૃતિ દૃષ્ટિગોચર થાય છે, તે હાલની કેળવણીને આભારી છે. અનેક મહાન હિંદી નરવીરો પણ આ કેળ-વણીના ફળરૂપ ઉત્પન્ન થયા છે, અને હજુ પણ ભવિષ્યમાં આ કેળવણીનાં અનેક મહાન શુભ પરિણામો આવશે એમ આશા રાખવી વધારે પડતી નથી.

તેથી હાલની કેળવણી ઉપર પ્રહારો કે આક્ષેપો કરવામાં સમય અને શક્તિનો વ્યય કરવાને બદલે ગુરૂકુળના નવીન પ્રયોગને સફળ

કરવા તરફ ગુરૂકુળના નેતાઓએ ખાસ ધ્યાન આપવું જોઇએ એમ અમારો નમ્ર અભિપ્રાય છે. ઉપરાંત, ગુરૂકુળના આદર્શોથી સંતોષ પામીને બેસી રહેવાને બદલે દિનપ્રતિદિન ગુરૂકુળને આદર્શરૂપ મનાવવાને મથવું જોઇએ. આ કાર્યમાં નવા જમાનાની સર્વ સાધન–સંપત્તિનો ઉપયોગ કરવો આવશ્યક છે, કારણ કે એટલું ભૂલી જવાનું નથી કે ગુરૂકુળમાંથી તૈયાર થનાર વિદ્યાર્થીઓને આ યુગમાં જીવન–સંગ્રામમાં ઝૂઝાવવાનું છે. તેથી અર્વાચીન જ્ઞાનની સામગ્રી પણ તૈયાર રાખવી જોઇશે. હિંદુ આદર્શો, હિંદુ સભ્યતા, અને હિંદુ ભાવનાઓ સાથે અર્વાચીન કુશળતા, અર્વાચીન સાધનસંપન્નતા અને અર્વાચીન યોગ્યતા સંપાદન કરવામાં આવશે ત્યારેજ ગુરૂકુળના ઉદ્દેશો સફળ થશે. હાલની કેળવણીની ખામીઓ પૂરવામાં ગુરૂકુળ નવી ખામીઓ ઉત્પન્ન ન કરે તે માટે ખાસ સંભાળ રાખવાની છે. પરંતુ આ મહાન કાર્ય માટે ગુરૂકુળને ઉત્સાહી કાર્યકર્તાઓ, વિદ્વાન સલાહકારો અને શ્રીમંત મદદગારોની અતિશય જરૂર છે; હિંદુ સંસ્કૃતિને આપણા શિક્ષણ ક્રમમાં અગ્રસ્થાન આપનાર આ અપૂર્વ સંસ્થાની દરેક ઇચ્છનારાઓએ તેમાં બને તેટલી મદદ આપવાની છે. થોડા પૈસાથી આ કાર્ય સંતોષકારક રીતે પાર ઉતરે તેમ નથી. ઉત્તમ શિક્ષકો અને શિક્ષણનાં ઉત્તમ સાધનો મેળવવા માટે મોટાં ફંડોની જરૂર છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાત આ ગુરૂકુળને પોતાનું માનીને પોતાનો ઉદાર હાથ તે તરફ લંબાવ્યા વિના રહેશે નહિ, અને જો પૂરતું ધન, ઉત્તમ શિક્ષકો, વિદ્વાન સલાહકારો, અને જવલંત ઉત્સાહ ગુરૂકુળની મદદમાં હશે તો આ સંસ્થા અવશ્ય આદર્શરૂપ થશે.

—[ " હિન્દુસ્તાન " અગ્રલેખ,

તા. ૨૪–૨–૧૫ ]

[ ૬૨ ]

# જર્મન અને ઈંગ્લિશ કેળવણીની સરખામણી.

ઘણાં વર્ષ થયાં હિંદુસ્તાનમાં, યુરોપમાં તેમજ અમેરિકામાં જર્મન કેળવણી પદ્ધતિનાં વખાણ સંભળાય છે. અને એટલું તો કબૂલ કરવું જોઈશે કે આજથી પચીસેક વર્ષ પહેલાં ઇંગ્લંડની શાળાઓની વ્યવસ્થા જર્મનીની સરખામણીમાં ઘણી ખામીભરેલી હતી. પરંતુ એમાંની ઘણીખરી ખામીઓ હવે દૂર કરવામાં આવી છે, અને હજુ પણ કદાચ જર્મનીમાં યાંત્રિક વ્યવસ્થા ચ્હડિયાતી હશે તો પણ ઇંગ્લંડની શિક્ષણ પદ્ધતિ એકંદરે જર્મનીથી કોઈ રીતે ઉતરતી નથી, એટલુંજ નહિ પરંતુ વિદ્યાર્થીઓમાં નીતિની ભાવના અને શહેરીપણાની જવાબદારી જર્મની કરતાં ઇંગ્લંડમાં ઘણે દરજ્જે ઉંચા પ્રકારની છે. હજુ હમણાં સુધી ઈંગ્લંડની કેળવણી પદ્ધતિમાં કાંઈ ફેરફારો સૂચવવામાં આવતા ત્યારે " જર્મનીમાં આ પદ્ધતિ દાખલ થઈ ગઈ છે " એ જાતની દલીલ આગળ ધરવામાં આવતી, અને એ દલીલ પ્રમાણભૂત ગણાતી. પરંતુ, હવે આ લડાઇ પછી જર્મન પદ્ધતિમાં ઈંગ્લંડનો કેટલો વિશ્વાસ રહેશે તે જોવાનું છે. અલબત્ત, આ લડાઈની તૈયારીમાં જર્મન લોકોએ જે બુદ્ધિ, જે દૂરંદેશી અને જે વ્યવસ્થાશક્તિ બતાવી છે તેથી આખી દુનિઆનું ધ્યાન ખેંચાયું છે. પરંતુ, તે ઉપરથી એમ સાબીત થઈ શકતું નથી કે જર્મનીનાં સ્ત્રીપુરૂષો ઈંગ્લંડનાં સ્ત્રીપુરૂષો કરતાં વધારે કેળવાએલાં; વધારે સંસ્કારી, વધારે આવડતવાળાં, અથવા તો વધારે આગળ વધેલાં છે.

જર્મનીએ દુનિઆમાં અત્યારસુધી જે નામના કાઢી છે તેનાં

અનેક કારણો છે. ખાસ કરી તેણે લડાઇની કળા અને તૈયારી તરફ પોતાની શક્તિનો મોટો ભાગ વાપરેલો છે, અને તેથી આ દિશામાં જર્મનીએ લડાઇની શરૂઆતમાં જે દેખાવ કર્યો તે ઉપરથી જર્મનીની શક્તિ અને જર્મનીની કેળવણીનું માપ કેટલીક વાર મપાય છે. બિઝમાર્કના વખતથી જર્મનીએ લડાઇના શાસ્ત્ર પાછળ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. તે સમયથી ત્યાંની સામાજિક રાજ્યદ્વારી, અને આર્થિક પ્રવૃત્તિઓ આ મૂળ હેતુને આધારેજ થઇ રહી છે. ત્યાંનાં કેળવણી ખાતાંઓ, યુનિવર્સિટીઓ કૉલેજો અને શાળાઓમાં પણ યુદ્ધ અને શક્તિદેવીનીજ પૂજા થાય છે. અને આ એક પ્રધાન પ્રવૃત્તિમાં આખી પ્રજા મચી રહે તેટલા માટે જર્મન પ્રોફેસરો અને શિક્ષકો જર્મનીની કેળવણી અને જર્મન સુધારાનાં વખાણ ઠેકઠેકાણે કરી રહ્યા છે.

જર્મન કેળવણી-પદ્ધતિ તેમજ જર્મનીનું સામાજિક જીવન અતિશય નિયંત્રિત છે. સ્વતંત્રતા, છૂટ, વ્યક્તિત્વ, એ વસ્તુઓ ઇંગ્લંડના જીવનમાં લગભગ અનિવાર્ય થઇ પડેલ છે ત્યારે જર્મનીને એ વસ્તુઓ સાથે કશું લેવા દેવા નથી. નિયંત્રિતતા અને સ્વતંત્રતા એ બન્ને સ્થિતિના ગુણો તેમજ દુર્ગુણો છે તેમાં શંકા નથી. અને જર્મની તેમજ ઇંગ્લંડ પોતપોતાની ખાસિયતોના દુર્ગુણોથી તદ્દન મુક્ત છે એમ કોઇથી કહી શકાશે નહિ. પરંતુ એટલું ચોક્કસ છે કે જર્મનીની પદ્ધતિ જર્મનીને પોતાને ગમે તેટલી ઉપયોગી હોય તથાપિ જગતના વિકાસમાં એ પદ્ધતિ ઉપયોગી થવાને બદલે કેટલીકવાર વિનાશકારક નીવડે તેમ છે. ત્યારે ઇંગ્લંડની કેટલીક ભાવનાઓ માત્ર ઇંગ્લંડના સ્વાર્થની સંકુચિત નજરથી જોઇએ તો ઇંગ્લંડની સ્વાર્થી રાજ્યદ્વારી ઇચ્છાઓને સંતોષે તેમ નથી, પરંતુ ઇંગ્લંડની ભવિષ્યના હિતની તેમજ દુનિયાના હિતની વિશાળ બુદ્ધિથી જોઇએ તો એ ભાવનાઓ અતિશય કિંમતી છે. ગુલામગીરી જેવી તાબેદારી જર્મનીની સમાજવ્યવસ્થામાં બહુજ જરૂરની લેખાય છે, અને તેથી

ત્યાં વિચારની કે કાર્યની છુટ પ્રમાણમાં ઘણી ઓછી છે. નહાનપણથીજ ત્યાં દરેક બાળક રાજ્યની જરૂરિયાતો પ્રમાણેજ કેળવવામાં આવે છે અને તેના વ્યક્તિત્વને ખીલવવા માટે બહુ કાળજી બતાવવામાં આવતી નથી. ત્યારે ઇંગ્લંડમાં દરેક વિદ્યાર્થી એક સારી વ્યક્તિ અને સારો શહેરી બને તેવી કેળવણી અપાય છે, અને ત્યારબાદ તે આપોઆપ રાજ્યની સારી સેવા કરવા શક્તિમાન થાય છે, જોકે જર્મનીમાં જે યાંત્રિક વ્યવસ્થા છે તેવી વ્યવસ્થામાં અંગ્રેજ વિદ્યાર્થી એકદમ ગોઠવાઇ શકે કે નહિ તે શંકાસ્પદ છે.

આખા જર્મનીમાં દરેકે દરેક વિદ્યાર્થીની કેળવણીનું ચોક્કસ ધોરણ બંધાઇ ગયેલું હોય છે, પછી વિદ્યાર્થી રાજાનો છોકરો હોય કે કોઇ મજૂરના કુટુંબમાંથી આવ્યો હોય. અમુક વયે દરેક બાળક અમુક વર્ગમાં દાખલ થાય ત્યારે તેને અમુકજ વિષયો શીખવવામાં આવે છે. દરેક વર્ષે તે યાંત્રિક રીતે ઉંચા ધોરણમાં જાય છે, અને જો કોઇ નિશાળીઓ આમાં નિષ્ફળ નીવડે તો તેનાં માબાપ એ નિષ્ફળતાને એક મોટામાં મોટી આફત સમજે છે. અને તેનું કારણ એ કે નિષ્ફળ થયેલા વિદ્યાર્થીને લશ્કરમાં એક વર્ષને બદલે બે વર્ષ ફરજિયાત નોકરી કરવી પડે છે હવે, આ જાતની કેળવણી પ્રજાની અમુક સ્થિતિમાં ઉપયોગી અને કદાચ જરૂરની પણ હોઈ શકે. જ્યારે લોકો જાહેર જવાબદારી સમજતા ન હોય, લોકોમાં શહેરીપણાની ભાવના જાગૃત થઈ ન હોય, અને દેશમાં પ્રજાકીય આદર્શ ઊંચા પ્રકારના ન હોય, ત્યારે રાજ્યની જરૂરિયાતો આ પ્રમાણે યાંત્રિક કેળવણીથી બહુ સારી રીતે પૂરી પાડી શકાય છે. જ્યાં જાહેર જવાબદારી અને રાષ્ટ્રિય લાગણી બહુ થોડા લોકોમાં જોવામાં આવતી હોય ત્યાં જો કે જર્મનીની શક્તિની પૂજા કોઇપણ સમયે અનર્થકર્તાજ હોઇ શકે, તથાપિ જર્મનીનું એક જાતનું નિયમિતપણું અને ત્યાંની વ્યવસ્થા બેદરકાર, અવ્યવસ્થિત અને છિન્ન ભિન્ન થયેલી પ્રજાને એકત્ર, નિયમિત, અને કર્તવ્યનિષ્ઠ બનાવી

શકે એ નિઃસંશય છે. પરંતુ એ સ્થિતિ એ પ્રજાનો અમુક રાષ્ટ્રીય વિકાસ થઇ ગયા પછી કાયમ રાખવામાં આવે તો લોકોના ચારિત્રની કે પ્રજાકીય ભાવનાની ખરી ખીલવણી થઇ શકવી કઠિન છે.

ઉપર જણાવેલ કારણને લીધે ઇંગ્લંડની કેળવણી પદ્ધતિ જર્મન પદ્ધતિ કરતાં વધારે ઉદાર, વધારે ઉપયોગી અને વધારે આદર્શરૂપ છે. ઇંગ્લંડનું રાજ્યતંત્ર સારી રીતે વિકાસ પામેલું છે. ત્યાંના લોકોમાં જાહેર જવાબદારીની ઉંચી ભાવના છે. ત્યાંનાં સ્ત્રી-પુરૂષો રાજ્યની માગણી વિના રાજ્યની સહીસલામતી ખાતર મોટાં બલિદાનો આપી શકે તેમ છે ત્યાં હવે કાયમને માટે યાંત્રિક વ્યવસ્થાની જરૂર નથી. તેથી દરેક મનુષ્ય પોતાનું જીવન ઉત્તમ રીતે ગાળી શકે, પોતાની સ્વતંત્રતા સમજી શકે તેમજ જીરવી શકે, અને પોતાના હક્કો અને પોતાની જવાબદારીઓ યથાર્થ રીતે ભોગવી શકે, તે જાતની કેળવણી અપાય છે. તેને લીધેજ ત્યાં ફરજિયાત લશ્કરી નોકરી નથી છતાં લાખો માણસો રાજ્યની સેવા કરવાને બહાર પડયાં છે. કેટલા માટેજ ત્યાં અનેક જાતના રાજ્યદ્વારી મતમતાંતરો છતાં કટોકટીને વખતે આખી પ્રજા એક બની ગઈ છે. જર્મનીનું યંત્રની માફક ચાલતું રાજતંત્ર કોઈ દોરનાર વિના ચાલી શકતું નથી, ત્યારે ઇંગ્લાંડમાં દરેક વ્યક્તિ પોતે પોતાને દોરે છે. જો જર્મનીના યંત્રનો કોઇ નિયામક ન હોય તો તે આપોઆપ બંધ પડી જાય. ત્યારે ઇંગ્લંડ નિયામક વિના કટોકટીને વખતે ચલાવી શકે તેમ છે. અલબત્ત, જર્મન પદ્ધતિના ફાયદા નથી એમ નથી. પરંતુ અતિ વ્યાપક દૃષ્ટિથી એ બે પ્રકારની પદ્ધતિનું સામાન્ય વલણ ઉપર જણાવ્યું તેવું થવા સંભવ છે. અને તેથી ઇંગ્લંડે અત્યાર સુધી કેળવણીનો જે માર્ગ સ્વીકાર્યો છે તે તેના પોતાના ભવિષ્ય માટે તેમજ આખી દુનિયાની પ્રગતિ માટે જર્મનીના માર્ગ કરતાં વધારે ઉત્તમ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

—“ હિન્દુસ્થાન, ” તા. ૧૨-૪-૧૫.

[ ૬૩ ]

# દુનિઆની મોટી નહેરો.

ઉત્તર અને દક્ષિણ અમેરિકાને જોડનારા જમીનના ટુકડાને કાપીને પનામાની નહેર હમણાંજ તૈયાર કરવામાં આવી છે. આ નહેર યાંત્રિક કળાની પરાકાષ્ઠા સૂચવે છે એમ કહીએ તો ખોટું નથી. આનું ગંજાવર સાહસ પ્રથમ કદિપણ હાથ ધરવામાં આવ્યું નહોતું. યુનાઈટેડ સ્ટેટ્સના પ્રયત્નથી આ સાહસ પાર ઉતારવામાં આવ્યું છે, અને તેનો ખર્ચ ૪૫ કરોડ રૂપિયા થયો છે. ડુંગરાઓને કાપી કાપીને અને લાખો ક્યુબિક વાર માટી અને ખડક ખોદી ખોદીને નહેરમાં પાણી ભરવાની યોજના કરવામાં આવી છે. ત્યાર પછી પાણીને જતું અટકાવવાને મોટા પર્વત જેવા લોખંડના દરવાજાઓ કરવા પડ્યા છે. આ લોખંડના દરવાજા એટલા તો મોટા છે કે દરેક દરવાજો ૩૦૦ થી ૬૦૦ ટન વજનમાં થાય છે. દરેક દરવાજો ૪૭ થી ૮૨ ફીટ ઉંચો, ૭ ફીટ જાડો અને ૬૫ ફીટ લાંબો છે. નહેરની લંબાઇમાં આવાં ૯૨ બારણાં મૂકવામાં આવ્યાં છે. જેનું કુલ વજન ૫૭૦૦૦ ટન છે. દરેક બારણાંનો ખર્ચ લગભગ ૩ લાખ રૂપિયા લાગ્યો છે. આ દરવાજાનું મુખ્ય તાળું ખોલવાને અને બંધ કરવાને જે યંત્ર રાખવામાં આવેલ છે તે એટલું બધું મોટું છે કે લગભગ ½ માઇલમાં તે પથરાયેલું છે. આ મહાન નહેર સાડાપચાસ માઇલ લાંબી છે, જે આટલાંટિક મહાસાગરના ઉંડા પાણીથી માંડીને પાસિફિક મહાસાગરના ઉંડા પાણી સુધી દોરી જાય છે, જેની પહોળાઈ ૩૦૦ થી ૧૨૦૦ ફીટ છે અને જેની ઉંડાઇ ૪૧ થી ૮૭ ફીટ છે.

પનામાની નહેરનું સાહસ આખી દુનિઆમાં સૌથી મોટું સાહસ છે. તેની સરખામણીમાં બીજી નહેરોનો ખર્ચ ઓછો થયો

છે. સુએઝની નહેર સને ૧૮૬૯ માં ઉઘાડવામાં આવી હતી. તે ૯૯ ફીટ લાંબી, ૧૨૧ ફીટ પહોળી, અને ૩૧ ફીટ ઉંડી છે. તે બાંધવામાં ૩૬ કરોડ રૂપિયાનો ખર્ચ થયો છે.

કીલ કેનાલ જે બાલ્ટિક અને નૉર્થસીને જર્મનીમાં થઈને જોડે છે અને જેમાં જર્મનીનો કાફલો અત્યારે છૂપાઇ બેઠો છે તે ૬૧ માઇલ લાંબી છે, ૨૯½ માઇલ ઉંડી છે, અને તેની પહોળાઇ તળિયે ૭૨ ફીટ અને સપાટી ઉપર ઓછામાં ઓછી ૧૯૨ ફીટ છે તેનો ખર્ચ રૂ. ૧૧ કરોડ થયો છે.

માંચેસ્ટરની નહેર માંચેસ્ટરને લિવરપુલ પાસેની મર્સી નદી સાથે તેમજ આટલાંટિક સમુદ્ર સાથે જોડે છે. તે ૩૫½ માઇલ લાંબી, ૧૩૦ ફુટ તળિયે પહોળી અને ૧૭૫ ફીટ સપાટી ઉપર પહોળી, અને ઓછામાં ઓછી ૨૬ ફીટ ઉંડી છે. તેનો કુલ ખર્ચ ૨૧॥ કરોડ રૂપિયા થયો હતો.

ક્રોનસ્ટાટ અને સેંટ પિટર્સબર્ગની નહેર સેંટપિટર્સબર્ગને ક્રોનસ્ટાટના દરિયા સાથે જોડે છે. તે ૧૬ માઇલ લાંબી, ૨૨૦ થી ૩૫૦ ફીટ પહોળી અને ૨૦½ ફીટ ઉંડી છે. તેનો ખર્ચ ૩ કરોડ રૂપિયા થયો છે.

વેલાંડની નહેર ઑન્ટારિયો સરોવર ઉપરના ડલહાઉસીને કેનેડાની બાજુ ઇરી સરોવર ઉપરના પોર્ટકોલબર્ન બંદરને જોડે છે. તેની લંબાઇ ૨૭ માઇલ છે. તેનો ખર્ચ ૭ કરોડ ૮૦ લાખ રૂપિયા થયો છે.

કાલેડોનિઅન કેનાલ જે આટલાંટિક મહાસાગરને ઉત્તર સમુદ્ર સાથે જોડે છે અને જે ગ્રેટ બ્રીટનની આસપાસ ૪૦૦ માઇલની મુસાફરીનો બચાવ કરે છે તે કુલ ૩૦૦ માઇલ લાંબી છે, ૫૯ થી ૧૨૦ ફીટ પહોળી અને ૧૭ ફીટ ઉંડી છે. તેનો ખર્ચ રૂ. ૨ કરોડ અને ૧૦ લાખ પડયો છે.

નોર્થ હૉલૅન્ડ કેનાલ આમસ્ટરડામથી હેલ્ડર સુધી લઇ જાય છે. તેની લંબાઇ ૫૧ માઇલ, પહોળાઇ ૧૨૫ ફીટ, અને ઉંડાઇ ૨૦ ફીટ છે. તેમાંથી ૧૩૦૦ ટનનાં વહાણો પસાર થઇ શકે છે.

કોરિંથ કેનાલ કોરિંથના અખાતને ઇજી નામના અખાત સાથે જોડી ઍડ્રિઆટિક બંદરોથી ૧૭૫ માઇલનું અંતર ઓછું કરી નાંખે છે, અને ભૂમધ્ય સમુદ્રનાં બંદરોથી ૧૦૦ માઇલનું અંતર ઓછું કરે છે. તે માત્ર ૪ માઇલ લાંબી, ૭૨ ફીટ પહોળી અને ૨૬½ ફીટ ઉંડી છે.

એલ્બ અને ટ્રાવની નહેર ૪૧ માઇલ લાંબી અને ૧૦ ફીટ ઉંડી છે. તે ઉત્તર સમુદ્ર સાથે જોડે છે. તેનો ખર્ચ રૂ. ૩૧,૧૩,૮૪,૦૦૦ લાગ્યો હતો. તેમાં ૮૦૦ ટનનાં વહાણો આવજા કરી શકે છે.

આ ઉપરથી સમજી શકાશે કે પનામાની નહેરમાં સૌથી વિશેષ ખર્ચ થયો છે, સૌથી વધારે મુશ્કેલી પડી છે, અને સૌથી વધારે યાંત્રિક કળાનો ઉપયોગ કરવો પડયો છે.

—[ " હિન્દુસ્તાન, "—તંત્રીની નોંધ,

તા. ૧૨–૪–૧૫ ]



[ ૬૪ ]

# ધારાશાસ્ત્રી વધારે ઉપયોગી કે શિક્ષણશાસ્ત્રી ?

મિ૦ પાધ્યેના પ્રમુખપણા નીચે ગયા રવિવારે મુંબઇના આર્યન બ્રધરહુડ તરફથી ઈમ્પીરિયલ કાઉંસીલના સભાસદ તરીકે ઑન૦ મિ૦ સેતલવડ ચુંટાયા તે ખાતે એમને અભિનંદન આપવાનો એક મેળાવડો થયો હતો. મિ૦ પાધ્યેએ મિ૦ સેતલવડનું સ્વાગત કરતાં કેટલાક અગત્યના વિચારો દર્શાવ્યા હતા. તેમાં નોંધ લેવાલાયક એક એ હકીકત કહી હતી કે વકીલો ગમે તેટલા હુશિયાર અને બાહોશ હશે પરંતુ કેળવણીની બાબતમાં તેઓ રસ લેતા નથી એ તેઓની એક ખામી છે. છતાં મિ૦ સેતલવડે કેળવણીના વિષય પાછળ ઘણું ધ્યાન આપ્યું છે તે ખાતે એમને ધન્યવાદ ઘટે છે. અમે મિ૦ પાધ્યે સાથે મળતા થઇએ છીએ કે મોટે ભાગે ધારાશાસ્ત્રીઓ કેળવણીના વિષય તરફ બહુ બેદરકાર રહે છે. અને તેથીજ કેળવણીના ક્ષેત્રમાં આપણી જેટલી પ્રગતિ થવી જોઇએ તેટલી થઇ નથી; કારણકે જો વકીલો આ વિષય ઉપાડી લે તો તેઓ ઘણી ઉપયોગી સેવા બજાવી શકે તેમ છે. મિ૦ સેતલવડે આ બાબતમાં બહુ રમુજી છતાં ધ્યાન ખેંચનારો જવાબ આપ્યો હતો. એમણે કહ્યું હતું કે જો કે મિ૦ પાધ્યે વકીલોથી દૂર રહેવાની ઇચ્છા બતાવે છે તથાપિ જો મિ૦ પાધ્યે એક ધારાશાસ્ત્રી થયા હત તો દેશને વધારે ઉપયોગી થઇ પડત. કારણ કે દેશના જાહેર જીવન માટે જે આવડત જોઇએ તે આવડત ધારાશાસ્ત્રીઓમાં વધારે હોય છે. મનુષ્ય સ્વભાવ બરાબર સમજવાના પ્રસંગો ધારાશાસ્ત્રીઓને વિશેષ મળે છે, અને તેથી તે જાહેર સેવા માટે વશેષ

લાયક થાય છે. દરેક પ્રશ્નની જુદી જુદી બાજુઓ તપાસવાને ધારાશાસ્ત્રીઓ ટેવાયેલા હોય છે, અને આ કેળવણી જાહેર જીવનમાં અતિ ઉપયોગી થઈ પડે છે. મિ૦ સેતલવડનો આ અભિપ્રાય ઘણો વજનદાર છે એમાં શક નથી. જાહેર જીવનમાં જો ધારાશાસ્ત્રીઓ ધારે તો શિક્ષણશાસ્ત્રીઓ કરતાં વધારે ઉપયોગી થઇ શકે ખરા, પરંતુ અફસોસની વાત એટલીજ છે કે વકીલવર્ગના બહુ થોડા લોકો એમ ધારવાની તસ્દી લે છે ! અલબત, વકીલના ધંધાએ ઘણા લોકસેવકો આપ્યા છે, પરંતુ એ ધંધામાંથી જેટલા જણ જાહેર સેવા માટે બહાર પડી શકે તેનો કેટલો બધો નહાનો ભાગ હજુ સૂધી જાહેર જીવનમાં દેખાયો છે ! છતાં હવે કદાચ મુંબઇના વકીલો, બૅરિસ્ટરો અને ઍડવોકેટોમાં મિ૦ સેતલવડના શબ્દોથી નવું ચેતન આવે તો બનવાજોગ છે ! અમે ઇચ્છીએ કે મિ૦ સેતલવડના શબ્દો સાચા ઠરાવવાને અનેક ધારાશાસ્ત્રીઓ જાહેર જીવનમાં શિક્ષણશાસ્ત્રીઓ કરતાં વધારે ઉપયોગી થવાને બહાર પડે.

—[ " હિન્દુસ્તાન, " એપ્રિલ ૧૯૧૫ ]



[ ૬૫ ]

# સુલેહ કરતી વખતે કોની સલાહ લેવાશે ?

લડાઇ પૂરી થયા બાદ કોલકરારો ચોકસ કરતી વખતે, અલબત્ત. ગ્રેટ બ્રિટનની માગણીઓ ઉપર પ્રથમ ધ્યાન આપાશે. પરંતુ તે ઉપરાંત, આપણા મિત્ર રાજયોની ઇચ્છાઓ પણ વિચારવામાં આવશે તે ભુલી જવાનું નથી, અને તેથીજ કોલકરારો કેવા પ્રકારના થશે તે અત્યારે ચોકસ રીતે કહી શકાય તેમ નથી. આ બાબત તરફ લૉર્ડ મિલ્નરે બહુ ઠીક ધ્યાન ખેંચ્યું છે. તે કહે છે કે કદાચ દુશ્મનોની સંપૂર્ણ હાર થાય તો જીતનાર માત્ર ગ્રેટ બ્રિટનજ નહિ ગણાય. પરંતુ તેની સાથે મિત્ર રાજ્યો કે જેઓએ આ લડાઇમાં આટલું બધું સહન કર્યું છે તેઓ પણ જીતનારની બાજુમાં ગણાશે, અને તેથી કોલકરારોમાં તેઓનો અવાજ પણ સાંભળવો પડશે. તેથી અત્યારે ભવિષ્યની સુલેહની શરતો જેઓએ કલ્પી રાખી છે તેઓને કદાચ નિરાંશ થવું પડશે. ખાસ કરીને ઑસ્ટ્રેલિયા, આફ્રિકા અને કેનેડાના બ્રિટિશ સંસ્થાનવાસીઓ અત્યારથી જે સ્વપ્નાં ઘડવા મંડયા છે તે સ્વપ્નાંઓમાં સુલેહને સમયે ઘણો ફેરફાર થશે લૉર્ડ મિલ્નરની આ સુચનામાં "વેસ્ટ મિન્સ્ટર ગૅઝેટે" બહુ ઉપયોગી વધારો કર્યો છે. તે એ કે સુલેહને વખતે ગ્રેટ બ્રિટન સંસ્થાનો તેમજ હિંદુસ્તાનનો મત જાણવાને પ્રયત્ન કરશે. કારણકે તે સુલેહની આખા સામ્રાજ્ય ઉપર અસર થશે. અને તેથી બ્રિટિશ સંસ્થાનોને એમાં જેટલો ભાગ લેવાનો હક છે તેથી ઓછો હકક હિંદને નથી. અને તે બ્રિટિશ પાર્લામેંટ હવે બરાબર સમજે છે એમ અમારી આશા છે, આ ઉપરથી સ્પષ્ટ છે કે સુલેહ કરતી વખતે મિત્ર રાજ્યો ઉપરાંત બ્રિટિશ સંસ્થાનો અને હિંદની ઇચ્છાઓ પણ ધ્યાનમાં રાખવી પડશે, અને તેથી આજથી કોલકરારોનું ભવિષ્ય ભાખવું તે અતિશય મુશ્કેલ છે.

—[ "હિન્દુસ્તાન," એપ્રિલ ૧૯૧૫ ]

૬૬ ]

# જ્ઞાતિઓનો ઉપયોગ.

હાલની હિંદુ જ્ઞાતિ પદ્ધતિનાં અનેક અનિષ્ટ પરિણામો હવે જગ જાહેર છે. એ પદ્ધતિ સુધારવાને જૂદા જૂદા માર્ગો સૂચવાય છે, પરંતુ હજુ આ પ્રશ્નનો સંતોષકારક નિકાલ આવ્યો નથી. આધુનિક જ્ઞાતિઓથી એકંદરે લાભ કરતાં ગેરલાભ વિશેષ છે એ વિષે સમજુ લોકોમાં બહુ મતભેદ હોય એમ અમે માનતા નથી. પરંતુ આ પરિસ્થિતિનો અંત શી રીતે લાવવો તે મોટી મુશ્કેલી છે. જો કોઇ જાદુઇ લાકડીથી હાલની અગણિત જ્ઞાતિ સંસ્થાઓનો અંત લઇ આવી શકાતો હોય તો કોઇ પણ હિંદ હિતૈષીને એ અંત લઇ આવવામાં સંકોચ થાય એ બનવાજોગ નથી. પરંતુ અનેક કારણોને લીધે જ્ઞાતિઓનું સંપૂર્ણ ઉચ્છેદન એકદમ થવું સંભવિત નથી. અને સ્થિતિ આવી હોવાથી આ હાનિકારક સંસ્થાને થોડી પણ હિતકર શી રીતે બનાવી શકાય એ પ્રશ્ન ઉપયોગી તેમજ વિચારણીય થઇ પડે છે.

જ્ઞાતિઓ હાલ જે અનર્થ કરી રહી છે તે અટકાવીને તેની પ્રવૃત્તિઓ કોઇ સારા માર્ગ તરફ વાળી નજ શકાય એમ તો કહી શકાશે નહિ. દૃષ્ટાંત તરીકે, જ્ઞાતિઓને પરસ્પર સહાયક સહકાર મંડળોમાં ફેરવી શકાય તેમ છે, અને તેથી જેવો તેવો લાભ નથી. ડાકામાં સહકાર મંડળોની આઠમી કૉન્ફરન્સ હમણાંજ મળી હતી. તેમાં બાબુ પાર્વતીશંકર ચોધરીએ જ્ઞાતિઓનાં સહકાર-મંડળો સંબંધી કેટલીક અગત્યની સૂચનાઓ કરેલી છે. આવાં મંડળોમાં કેટલાક કાર્યસાધક અને ઉદાર ઉદ્દેશો રાખી શકાય. ચોક્કસ જ્ઞાતિઓનાં સહકાર મંડળો પોતપોતાના

મંડળમાં ગરીબ છોકરાંઓ માટે કેળવણીની ચોકસ સગવડ કરી શકે. અલબત્ત, હાલ પણ કેટલીક જ્ઞાતિઓ પોતાના જ્ઞાતિબંધુઓ માટે કેળવણીની સંસ્થાઓ ચલાવે છે, પરંતુ હજુ તે પૂરતી વ્યવસ્થાથી અને ઉદાર તેમજ વ્યાવહારિક દૃષ્ટિથી ચલાવવામાં આવતી નથી. વળી, જે જ્ઞાતિભાઇઓ અથવા મંડળના સભાસદો કામ ધંધા વિનાના હોય તેઓને નોકરીએ અથવા ધંધે ચ્હડાવવાની જવાબદારી પણ જ્ઞાત સહકાર મંડળો પોતાને માથે લઇ શકે. તેમજ નિરાધાર બાળકો, વિધવાઓ વિગેરેને આવાં મંડળો મદદ કરી શકે. તેમજ લગ્ન સંબંધી, ધંધાદારી સબંધી, કેળવણી સંબંધી, વિગેરે અનેક બાબતોની ચોકસ માહિતી આ મંડળો દ્વારા દરેક જ્ઞાતિભાઇને મળી શકે.

ઉપર જણાવેલી કેટલીક પ્રવૃત્તિઓ કેટલીક જ્ઞાતિઓ ચલાવતી હતી અને હજુ ચલાવે છે. પરંતુ આ પ્રવૃત્તિઓ દેશનું હિત સમજીને વિશાળ દૃષ્ટિ રાખીને અને દરેક રીતે સમજપૂર્વક બહુ થોડા પ્રમાણમાં થાય છે એમ કહ્યા વિના ચાલશે નહિ. હાલની જ્ઞાતિઓ કાર્યની વહેંચણી કરીને પોતાની ફરજો અને જવાબદારીઓ વધારે અસરકારક રીતે બજાવવાને બદલે ઝઘડાઓ કંકાસો અને મારામારીઓમાં ગુંથાયેલી વધારે જોવામાં આવે છે. માંહોમાંહેની ઇર્ષ્યાઓ, સ્પર્ધાઓ અને હોંસાતોંસીમાં આપણી જ્ઞાતિઓ જે પૈસો, જુસ્સો અને સમય વાપરે છે તેનો હજારમો ભાગ સમસ્ત જ્ઞાતિની સર્વદેશીય ઉન્નતિ કરવામાં અને દેશની સેવા બજાવવામાં વાપરતી નથી. ધારાધોરણો, નિયમો, વ્યવસ્થા, આદિ વસ્તુઓને જ્ઞાતિઓએ ઘણા વખત થયાં તિલાંજલિ આપી છે, અને તેથી જ્યાં નજર કરીએ છીએ ત્યાં અંધાધુંધી, અસ્તવ્યસ્તતા, મારામારી અને ખેંચાખેંચી જોવામાં આવે છે. વ્યક્તિ વ્યક્તિઓ વચ્ચે ઝગડાઓ અને તાણાતાણીને જેટલું ઉપયોગીપણું આપવામાં આવે છે તેટલું આખી સંસ્થાના હિતને આપવામાં આવતું નથી.

ખરી દુઃખદાયક સ્થિતિ તો એ છે કે જ્ઞાતિઓએ જૂના જમાનાનું જક્કીપણું, જૂના જમાનાના વહેમો અને જૂના જમાનાના નિરર્થક રીતરિવાજો અસલ સ્થિતિમાં કાયમ રાખ્યા છે. પરંતુ નવા જમાનાની જરૂરિયાતો તરફ જરાપણ ધ્યાન આપ્યું નથી. જે સંસ્થા નવા જમાનાને અનુકૂળ થઇ ન શકે તે આખા દેશની પ્રગતિમાં અત્યંત વિઘ્નરૂપ થયા વિના રહેવાની નથી. આપણી જ્ઞાતિઓ હજુ પણ અતિશય સાંકડા વિચારો ધરાવે છે; હજુ પણ નિર્માલ્ય કંકાસોના વાતાવરણથી વિંટળાયલી છે; અને હજુ પણ ભવિષ્યની પ્રજાનું અને પોતાનું જીવન સુધારવા કરતાં બાપદાદાના કૂવામાં ડૂબી મરવું બહેતર માને છે. આ સ્થિતિ અતિ ચિંતાજનક છે તેમાં શંકા નથી. પરંતુ એ સ્થિતિને કેમ પલટી નાંખવી તે મહા પ્રશ્ન છે. જ્ઞાતિઓનો ઉચ્છેદ કરવાની વાતો કરીએ છીએ તો જ્ઞાતિઓના બહાદૂર વકીલો શૂરવીર થઇ જાય છે અને ઉચ્છેદકોનો ઉચ્છેદ કરવાને તૈયાર થઇ જાય છે. જ્ઞાતિઓનો નાશ કદાચ આપોઆપ આંતરિક રોગને લીધે પણ તે બહુ સંભવિત છે. તેનો સ્વાભાવિક નાશ થાય તે દરમિઆન ઉપર દર્શાવેલ માર્ગ જેવો કોઇક માર્ગ ગ્રહણ કરી જ્ઞાતિઓનો ઉપયોગ થાય તો કાંઇક ઠીક છે. જો જ્ઞાતિઓનો સદુપયોગ નહિ થાય તો પછી તેનો દુરૂપયોગ થતો અટકાવી શકાશે નહિ. તેટલા માટે જ્ઞાતિઓને જુદા જુદા પ્રકારનાં સહકાર મંડળોનું રૂપ આપી તેઓની પાસે કંઇક વ્યવસ્થિત ઉપયોગી અને હિતકારક કાર્ય કરાવી શકાય તો એ તક જ્ઞાતિ[illegible]નના હિમાયતિઓએ તજવા દેવી ન જોઇએ; પણ જૂના વિચારનાઓને કરવું કાંઇ નથી અને જેઓ કાંઇ કામ કરે છે તેમાં વિઘ્ન નાખવાં છે એ સ્થિતિ શોચનીય છે.

—[ " હિન્દુસ્તાન " અગ્રલેખ,

તા. ૮–૫–૧૫ ]

[ ૬૭ ]

# આપણી કેળવણીની એક નિષ્ફળતા.

આપણી આધુનિક કેળવણીપદ્ધતિની અનેક ખામીઓ છે તેમાં શક નથી. પરંતુ એ સર્વ ખામીઓમાં કેળવણી અને જીવન વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થયો છે તે અતિ ગંભીર ખામી છે. કેળવણી લેતી વખતે વિદ્યાર્થીને જીવનની મહાન ભાવનાઓનું ભાન થાય તે કોઇ રીતે અનિષ્ટ છે એમ અમે કહેતા નથી. પરંતુ તેની સાથે જે વાતાવરણમાં વિદ્યાર્થી પોતાનું જીવન વ્યતીત કરવાનો હોય તે વાતાવરણને અનુકૂળ થઇ જવા જેટલી શક્તિ પણ તેનામાં ભરવાની છે. સુથારના છોકરાએ કાળીદાસ અને શેકસપિયરનાં નાટકોની મઝા નહિ ચાખવી એમ કહેવાનો આશય નથી, પરંતુ તેણે પોતાનાં ઓજારોનો ઉપયોગ પણ શિખવાનો છે તે ભૂલી જવાનું નથી. એટલુંજ નહિ પરંતુ એશઆરામમાં જીવન ગાળનાર શેઠીઆઓના છોકરાઓને પણ જીવનમાં હાથ, પગ, આંખો, કાન, આદિ અનેક ઇંદ્રિયોનો ઉપયોગ કરવાનો છે. છતાં આજકાલ માત્ર મનને અધૂરૂં પણ કેળવવામાં આવે છે ત્યારે શરીરની અન્ય શક્તિઓને કોઇપણ જાતની કેળવણી આપવામાં આવતી નથી.

હાલની શાળાઓમાંથી તેમજ યુનિવર્સિટીઓમાંથી પાસ થતા સંખ્યાબંધ વિદ્યાર્થીઓ એવા જોવામાં આવે છે કે જેઓ એક પેન્સિલ સુંદર અને સુઘડ રીતે કેમ ઘડવી તે પણ જાણતા નથી. એવા અનેક ગ્રૅજ્યુએટો આપણે ત્યાં મોજુદ છે કે જેઓ એક સાદી નોટબુક કેમ બાંધવી તેનું જ્ઞાન ધરાવતા નથી. નવલકથાઓ વાંચવાની શક્તિને કેળવણી કહેવી, અને હાથનો યથાર્થ અને સુંદર ઉપયોગ

કરવાની શક્તિને કેળવણી શા માટે ન કહેવી તે સમજી શકાતું નથી. મૅલેરિયા નામનો તાવ અથવા તો પ્લેગ શાં કારણોથી લાગુ પડે છે તે કેટલાક કહેવાતા કેળવાયેલાઓ જાણતા હશે કે નહિ તે શંકાસ્પદ છે. વિશ્વવિદ્યાલયની મોટી ડિગ્રીઓ ધરાવનારા એવા અનેક ઝળકતા હીરાઓ છે કે જેઓ પોતાની ન્હાની ઓરડીની સર્વ કાચની બારીઓ બંધ કરી અંદર બેસે છે, તે એવી મતલબથી કે કાચની બારીઓમાંથી પ્રકાશ આવે છે એટલે હવાની આવજાવ પણ થશેજ ! ખુલ્લી હવાના ફાયદા અને તેની જરૂરિયત સંબંધી કદાચ પોપટિયું જ્ઞાન ઘણા ધરાવતા હશે, પરંતુ એ જ્ઞાનનો ઉપયોગ હમેશના જીવનમાં કેટલા થોડા કરે છે ! ઑકિસજન અને હાઇડ્રોજનના પ્રશ્નોમાં સો ટકા માર્ક મેળવી લાવનારા અનેક જણ પાણીને સ્વચ્છ બનાવવાનાં સાધનોથી સર્વથા અજ્ઞાન જોવામાં આવે છે. ઘરનું સાદું લૅમ્પ બગડી ગયું હોય તો લગભગ બધા ગ્રૅજ્યુએટોના નોકરોને વ્હોરાની દુકાને દોડાવવામાં આવે છે !

શું આ બધું જીંદગીમાં આવશ્યક નથી ? શું બાઇરન, સર વૉલ્ટર સ્કૉટ અને ભવભૂતિ કરતાં આ વસ્તુઓની સરવાળે કિમ્મત ઓછી છે ? કદાચ બાઇરનનો મોજશોખના વિભાગમાં સમાવેશ થઈ શકશે, પરંતુ માંદાઓની સારવાર કરવાની કળા, રાંધવાની અને શીવવાની કળા, કપડાં ધોવાની કળા, કપડાં સંકેલવાની કળા, ઘર સુઘડ અને સુંદર રાખવાની કળા, આદિ વસ્તુઓ હમેશના જીવનની જરૂરિયાતોજ રહેવાની. દિલાસો એટલોજ છે કે આજકાલ કન્યાઓની કેળવણીમાં આ જરૂરની બાબતો તરફ કંઇક લક્ષ અપાવા માંડયું છે. તથાપિ હજુ પણ કન્યાઓની સર્વ શક્તિઓને કેળવવાને માટે પૂરતા પ્રયત્નો થતા હોય એમ અમે માનતા નથી. શિક્ષણ આપનારાઓએ સ્મરણમાં રાખવાનું છે કે મનુષ્યે માત્ર વાંચવા લખવાની કળાથીજ જીવવાનું નથી, પરંતુ હાથ, પગ, કાન, ચક્ષુ, આદિ અનેક ઇંદ્રિયો વડે જીવવાનું છે. તેથી જ્યાંસુધી આ સર્વ ઇન્દ્રિયોને કેળવનારી

વ્યાપક અને સંગીન કેળવણી દરેક બાળકને આપવામાં ન આવે ત્યાંસુધી કેળવણીનો હેતુ સિદ્ધ થયો છે એમ કહી શકાશે નહિ,

અફસોસની વાત છે કે આજકાલ પોતાના હાથથી કામ કરવું તે હલકું ગણાય છે. ખાનદાન કુટુમ્બ એજ ગણાય છે કે જ્યાં નહાના બાળકથી માંડીને મોટા વૃદ્ધ માણસ પર્યંત કોઇ પણ પોતાના હાથથી કે પગથી મોજશોખ સિવાયનું કાંઈપણ કામકાજ કરવાની તસ્દી ન લેતું હોય ! હાથ વતી અન્ન ખાવું પડે છે અને બીજી કેટલીક અનિવાર્ય હાજતોમાં તસ્દી લેવી પડે છે તેમાંથી પણ મુક્તિ મળી શકતી હોય તો આ નવા જમાનાનાં સુધરેલાં અને ખાનદાન લોકો એ મુક્તિ મેળવવાને પાછી પાની ભરે તેમ નથી ! એમ કહેવાય છે કે થોડાં વર્ષ પહેલાં એક પારસી અનાથાશ્રમમાં ત્યાં રહેનારાં "અનાથ" બાળકોએ હડતાળ પાડી હતી. અને એ હડતાળનું કારણ એ હતું કે બાળકો પાસે એમના પોતાનાજ બુટ સાફ કરાવવામાં આવતા હતા ! આ અનાથ બાળકો આવું હડહડતું અપમાન શી રીતે સહન કરી શકે ? ઇંગ્લંડની ઇટન અને હૅરોની સ્કૂલોમાં મોટા ઉમરાવજાદાઓ બીજા છોકરાઓના બૂટ સાફ કરી આપે તેમાં તેઓની ખાનદાનીને લાંછન લાગેલું તેઓ ન સમજે, પરંતુ હિંદી બાળકો પોતાનાજ બુટ સાફ કરે તેમાં પોતાની ખાનદાનીને મોટું કલંક માને તે આપણી આધુનિક કેળવણીની બલિહારી છે ? આ ભયંકર કેળવણી પદ્ધતિ બદલાવવાનો સમય શું હવે સમીપ આવ્યો નથી ? માનસિક તેમજ શારીરિક કેળવણીનો સંયોગ કર્યા વિના આપણા જીવનમાં જે અતિ શોચનીય પક્ષાઘાત છે તે ટળવાનો નથી. દેશમાં માત્ર મુડદાલ વિદ્વાનો અને ભણેલાઓનીજ જરૂર નથી; પરંતુ કાર્યકુશળ, બુદ્ધિશાળી, જ્વલંત ઉત્સાહવાળા, ચેતનમય શહેરીઓની ખરી આવશ્યકતા છે.

—[ "હિન્દુસ્તાન"—અગ્રલેખ,
તા. ૮-૫-૧૫ ]

---

[ ૬૮ ]

# અંત્યજ વર્ગની મુશ્કેલીઓ.

મદ્રાસ ઇલાકામાં માયાવરમ નામના ગામને થોડા સમય પહેલાં શ્રીયુત ગાંધીએ એક મુલાકાત આપી હતી. માયાવરમના રહીશોએ શ્રીયુત ગાંધીને માનપત્ર આપ્યું હતું અને તે માનપત્રના ઉત્તરમાં ગાંધીજીએ અંત્યજ વર્ગની સ્થિતિ ઉપર ઘણા અગત્યના વિચારો દર્શાવ્યા હતા. અંત્યજ વર્ગે માનપત્ર આપ્યું હતું તેમાં પોતાની કેટલીક મુશ્કેલીઓ જાહેર કરી હતી. આ મુશ્કેલીઓ હિંદુસ્તાનના માત્ર એકજ ભાગમાં નથી, પરંતુ લગભગ સર્વત્ર છે. તેઓને પાણી મેળવવાનાં સાધનો નથી, તેઓને ખોરાકની સગવડ નથી, તેઓ શાળાઓનો લાભ લઇ શકતા નથી, તેઓને દેવાલયોમાં દાખલ થવાનો પરવાનો નથી, અને તેઓને માટે કોર્ટનાં દ્વાર પણ ખુલ્લાં નથી ! હિંદની પ્રગતિની આપણે વાતો કરીએ છિએ પરંતુ લગભગ પાંચ કરોડ હિંદીઓને આપણે ભયંકર અધોગતિએ પહોંચાડયા છે. તેઓને અધોગતિની ખાઇમાંથી ઉંચકવાને કેટલા જણ પ્રયત્ન કરે છે ? જેઓએ અંત્યજ વર્ગની સ્થિતિ સુધારવાને પ્રયત્નો આરંભ્યા છે તેઓને ધન્યવાદ ઘટે છે, પરંતુ આ પ્રયત્નો મહાસાગરમાં એક બિંદુ સમાન છે એમ કહ્યા વિના ચાલતું નથી. કરોડો માણસોને હલકાં જાનવરની જીંદગી જેવી જીંદગી ગાળવી પડે તે દેશ ઉપર જેવીતેવી આફત નથી.

અને આ શોચનીય સ્થિતિ માટે જવાબદાર કોણ છે ? નહિ કે બિચારો અંત્યજ વર્ગ, પરંતુ તેના ઉપર જોહુકમી ચલાવનારા બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોજ આ શરમભરેલી સ્થિતિ માટે જવા-

બદાર છે. શું આ સ્થિતિ આપણે હમેશાને માટે કાયમજ રાખવી છે ? શું અંત્યજ વર્ગ તરફ બતાવવામાં આવતી વર્તણુક કોઇ હિંદુ ધર્મના ફરમાનને અનુસરીને છે ? હિંદુ ધર્મમાં કયાંય પણ આ જાતનું ફરમાન કે સૂચન પણ હોય એમ અમારા જાણવામાં નથી. હિંદુ જાતિની અંદર અંત્યજ અથવા અસ્પર્શ્ય વર્ગની હયાતી હોવાનું પણ કયાંય સૂચન નથી. અને કદાચ કોઇ એમ બતાવે કે હિંદુ ધર્મનો આ પ્રમાણે આદેશ છે તો શું એ આદેશ પ્રમાણે વર્તવાને આપણે બંધાયેલા છિએ ? નહિજ. જે ધર્મમાં આ જાતની જાતિ-ભિન્નતાનો ઉપદેશ થતો હોય અથવા જે ધર્મમાં કરોડો મનુષ્યોની અધોગતિ કરવાનું ફરમાન થયું હોય તે ધર્મ પૂજ્ય નથી પરંતુ તિરસ્કારને પાત્ર છે. પરંતુ એ નિઃસંદેહ છે કે હિંદુ ધર્મમાં આવી મૂર્ખાઇભરેલી પદ્ધતિને સ્થાનજ નથી. હિંદુ ધર્મ અતિ ઉદાર, વ્યાપક અને મનુષ્ય માત્રને દેવની માફક પૂજવાનો ઉપદેશ કરનારો છે. હિંદુ ધર્મની ભગવદ્ગીતાજ કહે છે કે ખરો બ્રાહ્મણ એ છે કે જે પંડિત કે ચાંડાલ તરફ સમાનદૃષ્ટિથી જુએ છે.

ઢેડ, ભંગી અને બીજા અંત્યજ વર્ગની પાયમાલી કરનાર પ્રથમ તો બ્રાહ્મણો છે, અને ત્યાર પછી બાકીનો દ્વિજ વર્ગ પણ તેને માટે જવાબદાર છે. આભડછેટ, સ્પર્શ્યાસ્પર્શ્ય, અને છીટછાટ, એ હિંદુસ્તાનનાં મોટામાં મોટાં કલંક છે. આ કલંકો દૂર કરવાને હજુ જોઇએ તેવાં મજબૂત પગલાં ભરાતાં નથી તે અફસોસની વાત છે. આપણે સર્વ શ્રીયુત ગોખલે કે શ્રીયુત ગાંધી કે બીજા કોઇ મહાન્ નરનાં વખાણ કરવાને તથા તેઓને માનપત્ર આપવાને હરહમેશ તૈયાર હોઇએ છિએ. પરંતુ આ મહાન પુરૂષો જે ઉત્તમ વિચારો બતાવે છે તે પ્રમાણે વર્તવાને તલભાર પણ મરજી બતાવતા નથી તે આપણી કર્તવ્યપરાયણતા કેટલી છે તેનો સારો ખ્યાલ આપે છે. શ્રીયુત ગાંધી અતિશય ભારપૂર્વક કહે છે કે અંત્યજ વર્ગની આ

સ્થિતિ બંધ થવી જોઇએ, અંત્યજ વર્ગની અગવડો દૂર થવી જોઇએ, અને છીટછાટ તથા આભડછેટ જેવી વસ્તુ હિંદુ ધર્મમાં ક્યાંય પણ દૃષ્ટિગોચર થતીજ નથી. છતાં કેટલા હિંદુઓ ગાંધીજીને પગલે ચાલવાને તૈયાર છે? મોટાઓનાં ભાષણો સાંભળી તાળીઓ પાડવામાં કશી સાર્થકતા નથી, પરંતુ તેઓના ઉત્તમ ઉપદેશને યથાશકિત અનુસરવામાંજ ખરી સિદ્ધિ છે.

પરંતુ વિચારોને આચારમાં મુકતી વખતે ખરી મુશ્કેલી ઉભી થાય છે. અનેક કેળવાયલાઓ માને છે કે અત્યંજ વર્ગને આપણે હડહડતો અન્યાય કરીએ છિએ, છતાં એ અન્યાય દૂર કરવામાં કાર્યસાધક પગલાં ભરનાર બહુ થોડા છે. લાખો બાળકો કેળવણી વિનાનાં રહે છે તેનું મૂળ કારણ અંત્યજ વર્ગ સામેની છીટછાટ છે. લાખો માણુસો ગંદકીમાં અને અંધારામાં સડે છે તેનું ખરૂં કારણ એ છે કે આ અસ્પર્શ્ય લોકોની સ્થિતિ સુધારવી એ કોઇ પોતાનું કર્તવ્ય સમજતું નથી, એટલુંજ નહિ પરંતુ કેટલાકો તે ધર્મ વિરૂદ્ધ ગણે છે! અત્યંજ વર્ગને માટે કૂવાઓ, તળાવો કે બીજાં જળાશયોના કિનારે જવાની પણ છૂટ નથી! અત્યંજ વર્ગને હરવાફરવાનાં કે રમતગમતનાં સ્થળોની મુલાકાત લેવાનો અધિકાર નથી! અંત્યજ વર્ગથી દેવ પણ અભડાઇ જાય છે! અંત્યજ વર્ગનાં બાળકોની હાજરીથી સરસ્વતી દેવી પણ રિસાઇ જાય છે! તો પછી અંત્યજ વર્ગના પડછાયાથી દુકાનો અને માર્કેટો, મકાનો અને માણસો, ગાડીઓ અને વહાણો, વટલાઇ જાય તેમાં આશ્ચર્ય શું?

આ કર્મથી આપણે પોતાનાજ પગ ઉપર કુહાડી મારી રહ્યા છિએ. આપણે આપણા પોતાના લોકોને સંસ્કારી અને સુખી જીવનની એકપણ અનુકૂળતા નહિ આપીએ તો પછી જેઓ એ અનુકૂળતાઓ આપી શકે છે તેઓ પોતાના ધર્મમાં તેઓને ખેંચી જશે અને તેટલે દરજ્જે હિંદુ જાતિ નબળી થશે. હજારો હિંદુઓ ખ્રિસ્તી

અને ઇસલામ ધર્મ સ્વીકારે છે તેનું મૂળ કારણ અંત્યજ વર્ગ તરફની આપણી વર્તણુક છે. આ વર્ગમાંથીજ ખ્રિસ્તી ધર્મના નવા અનુયાયીઓ મોટે ભાગે જોવામાં આવે છે. છતાં હિંદુ જાતિ કોણ જાણે ક્યારે જાગૃત થશે ? લાખો હિંદુઓને હિંદુ ધર્મના સહાયક અને પોષક બનાવવાને બદલે હિંદુ ધર્મના પ્રતિસ્પર્ધિ અને દુશ્મન બનાવવાનું કાર્ય આપણે લઇ બેઠા છીએ. આર્ય સમાજની આંખ આ દિશામાં ઉઘડી છે તે સંતોષની વાત છે. પરંતુ બીજા અનેક હિંદુઓએ આ કાર્ય ઉપાડી લેવું જોઇએ. ખાસ કરીને કેળવાયલાઓએ આ પ્રશ્નનો ઉકેલ કાઢવાને બહાર પડવું જોઇએ. નહિતર હિંદુ જાતિ સંખ્યામાં, ચારિત્ર્યમાં અને તેથી સાધનસંપત્તિમાં દિન પ્રતિદિન નબળી પડતી જશે તે નિઃશંક છે.

—[ " હિન્દુસ્તાન, "—અગ્રલેખ,

તા. ૧૫-૫-૧૫ ]



[ ૬૯ ]

# ગુજરાતમાં કેળવણી પરિષદ્‌ની જરૂર.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સુરત ખાતે મળી ત્યારે કેળવણી સંબંધી કેટલાક અગત્યના ઠરાવો પરિષદ્ સમક્ષ લાવવાની કેટલાકોની ઇચ્છા હતી. પરંતુ કંઇક મતભેદને લીધે એવા ઠરાવો પરિષદ્ સમક્ષ આવી શક્યા નથી. અલબત્ત, સાહિત્ય પરિષદે મોટે ભાગે સાહિત્યને લગતા સવાલોજ ચર્ચવા જોઇએ. છતાં કેળવણીના કેટલાક સવાલો સાહિત્યને અંગે છે તે ભૂલી જવાનું નથી. એટલું કબુલ કરવું જોઇએ કે કેટલાક કેળવણીવિષયક ઠરાવો રાજદ્વારી રૂપ પકડે તે સંભવિત છે, અને એમ થાય તો પછી પરિષદ્‌માં એવા અનેક સાહિત્યવિલાસી અને સરકારી નોકરી કરનારા ગૃહસ્થો છે કે જેઓને આવી રાજદ્વારી ચર્ચામાંથી દૂર રહેવું પડશે. ગુજરાતમાં કેળવાયેલા અને ઉત્સાહી કાર્યકર્તાઓ માત્ર મુઠીભર છે, તેમાંથી આ પ્રમાણે કેટલાક જણ સાહિત્ય પરિષદ્‌ને છોડી જાય તે હાલ આપણને પોસાય તેમ નથી તે ચોકસ છે. પરંતુ, ત્યારે ગુજરાતે કેળવણીના અનેક ઉપયોગી પ્રશ્નોને શું ખોરંબે નાંખવા ? આ મુશ્કેલી ઉભી થાય છે, અને તેને અંગેજ અમે ગુજરાતમાં એક જૂદી કેળવણી પરિષદ્ ભરવાની ભલામણ કરીએ છીએ.

અલબત્ત, સમસ્ત હિંદુસ્તાન માટે એક વ્યાપક કેળવણી પરિષદ્‌ની જરૂર છે. પરંતુ તે ઉપરાંત જુદા જુદા પ્રાંતની જુદી જુદી જરૂરિયાતો સમજવાને અને તેને પહોંચી વળવાને કેટલીક પ્રાંતિક કેળવણી પરિષદો પણ આવશ્યક છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્ આથી

કરીને બીજું કેટલુંક અગત્યનું કામ ઉપાડી લેવાને છુટી થશે, અને કેળવણીની જે ચર્ચાઓમાં સરકારી નોકરો સામેલ થઇ શકશે તેના તરફથી ખાસ ધ્યાન આપી શકશે. ગુજરાતમાં કેળવણીને લગતા સવાલો અનેક છે અને તે અતિ મહત્ત્વના છે. પ્રાથમિક કેળવણીને લગતો પ્રશ્ન હાથ ધરવાની અતિશય જરૂર છે તેમજ માધ્યમિક શાળાઓમાં અનેક પ્રકારના સુધારાઓની જરૂર છે. તે ઉપરાંત સ્ત્રી કેળવણીનો પ્રશ્ન ઓછો ગંભીર નથી. આ બધી બાબતોને પહોંચી વળવાને સાહિત્યનીજ ચર્ચા કરનારી સાહિત્ય પરિષદ્ શી રીતે સમર્થ થઇ શકવાની હતી ? અમારો એવો મત છે કે સાહિત્યને લગતી બાબતોનો સંતોષકારક નિકાલ લઇ આવવાને માટે પણ અત્યારે સાહિત્ય પરિષદ્‌માં શકિત જોવામાં આવતી નથી, અને તેથીજ તેને સ્થાયી અને સંગીન સ્વરૂપ આપવાની હીલચાલ કેટલાક ઉત્સાહી લોકોએ ઉપાડી લીધી છે.

ગુજરાતની કેળવણી પરિષદ્ ગુજરાત કાઠિયાવાડમાં ચાલતી અનેક કેળવણી પદ્ધતિઓનો વિચાર કરી અમુક નિર્ણયાત્મક પગલાં ભરે તો કેળવણીની કેટલીક મુશ્કેલ ગુંચો ઉકેલી ન શકાય એમ નથી. આ બધું કાર્ય કૉન્ગ્રેસ પાસે કરાવવું તે અશકય છે. કાર્યની વહેંચણી વિના આપણે કાંઇપણ કાર્ય સંગીન રીતે કરી શકવાના નથી. એમ કહેવા માગતા નથી કે જે સંસ્થાઓ ચાલુ હોય તેઓનો ઉપયોગ ન કરવો પરંતુ ચાલુ સંસ્થાઓ પાસે કાંઇ પણ વ્યવસ્થા વિના દરેક પ્રકારનાં કાર્ય કરાવવાનો અભિલાષ મૂર્ખાઇ-ભરેલો છે એમ લાગ્યા વિના રહેતું નથી. આ પ્રમાણે જુદા જુદા વિષયોનો શંભુમેળો કરવાથી એક પણ કાર્ય સંતોષકારક રીતે સિદ્ધ થતું નથી. કેળવણી પરિષદ્‌ના ઉદ્દેશો અને તેની કાર્ય પદ્ધતિ ચોકસ રીતે બીજી સંસ્થાઓથી ભિન્ન અને મર્યાદિત કરી શકાય. આખા હિંદમાં જેમ કેળવણીનો પ્રશ્ન સર્વથી ઉપયોગી પ્રશ્ન છે તેમ ગુજરાતમાં પણ એ પ્રશ્ન મૂલગામી છે તેમાં શક નથી. કન્યા

કેળવણી, વિજ્ઞાનની કેળવણી, પ્રાથમિક કેળવણી, ઔદ્યોગિક કેળવણી, આદિ અનેક ઉપયોગી બાબતોની પરંપરા છે કે જે સંબંધી કાર્ય-સાધક અને ઉંડો વિચાર કરવાની પણ શરૂઆત હજુ ગુજરાતે કરી નથી. અને જેમ જેમ આપણે આ મહત્ત્વના સવાલોનો નિર્ણય લંબાવતા જઇએ છિએ તેમ તેમ એ સવાલો મુશ્કેલ થતા જાય છે.

આવતી ગુજરાતી સાહિત્ય પરિષદ્ કયાં ભરાશે તે હજુ ચોકસ નથી. પરંતુ જો એ પરિષદ્ મુંબઇમાં ભરવામાં આવે તો બહુ લાભકારક થઇ પડશે એમ અમારૂં માનવું છે. કારણ કે જો સાહિત્ય પરિષદ્ મુંબઈમાં ભરાય તો તેજ વખતે ગુજરાત કેળવણી પરિષદ્‌નો આરંભ પણ મુંબઈમાં થઇ શકે. મુંબઇ હવે કેળવાયેલા ગુજરાતીઓનું કેન્દ્રસ્થાન બનતું જાય છે. સાહિત્ય પરિષદ્‌નું સ્થાયી મધ્યસ્થળ મુંબઇમાંજ રાખવામાં આવશે એમ માનવાને મજબુત કારણો છે. વળી સાહિત્ય પરિષદ્‌નું નવું સ્થાયી બંધારણ પણ આવતી પરિષદ્‌માં રજુ થનાર છે આ બધી હકીકતનો વિચાર કરતાં કેળવણી પરિષદ્ પણ મુંબઇમાંજ આવતી સાહિત્ય પરિષદ્ વખતેજ ભરવામાં આવે તો બહુ ફત્તેહમંદ શરૂઆત થાય એમ લાગે છે.

ગુજરાતી કેળવણી પરિષદ્‌ને આરંભમાંજ ચોકસ સ્વરૂપ આપી દેવું એમ અમે કહેતા નથી. પરંતુ પ્રથમ તો એક પ્રયોગ તરીકે શરૂઆત કરવાની છે. એનું સ્વરૂપ ધીમે ધીમે ઘડાવા દેવું. કામચલાઉ બંધારણથી મંગલાચરણ કરવું, અને પછી કંઈક નિશ્ચિત ઘટના કરવી એ વધારે સલાહકારક લાગે છે. આ પ્રમાણે દરેક પ્રાંત પોતાને લગતા કેળવણીના પ્રશ્નો ઉપર ગંભીર વિચાર ચલાવી કાંઈપણ નિર્ણય ઉપર નહિ આવી શકે ત્યાંસુધી હિંદી કૉન્ગ્રેસના તેમજ આપણી ધારાસભાઓમાં હિંદી પ્રતિનિધિઓના હાથ આપણે મજબૂત કરી શકીશું નહિ. ઉપર ટપકેથી કેળવણી સંબંધી સર્વસામાન્ય ગોળ-ગોળ સિદ્ધાંતોની વાતો કરવી તે બસ નથી. પરંતુ દેશના ખુણેખુ-

આમાં કેળવણીની જરૂરિયત, કેળવણીની સ્થિતિ, કેળવણીની શકયતા, કેળવણીની પદ્ધતિ, આદિ ઉપયોગી વસ્તુઓનું બારીક અવલોકન કરી તેમાંથી ચોકસ, કાર્યસાધક નિર્ણયો તારવી કાઢવામાં આવે ત્યારેજ કેળવણીના મહાન પ્રશ્નનો નિકાલ થઇ શકશે. તેટલા માટે અમે સમસ્ત ગુજરાતને અપીલ કરીએ છિએ કે જેમ બને તેમ ત્વરાથી ગુજરાતમાં એક કેળવણી પરિષદ્‌ની સ્થાપના કરવાની ખાસ જરૂર છે.

—[ "હિન્દુસ્થાન" અગ્રલેખ

તા. ૭–૬–૧૫ ]



# (૭૦)

# મૅટ્રિકની કતલ.

મૅટ્રિકની પરીક્ષાનું પરિણામ હમણાંજ બહાર પડ્યું છે. એ પરિણામ અતિ આશ્ચર્યજનક છે એમ કહ્યા વિના ચાલતું નથી. ચાર હજાર વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેસે અને તેમાંથી માત્ર એક હજારજ પાસ થાય તે આપણાં કેળવણી ખાતાંઓ તેમજ આપણી યુનીવર્સીટી સંબંધી કેટલાક અગત્યના પ્રશ્ન ઉભા કરે છે. એટલું ભૂલી જવાનું નથી કે હાઇસ્કુલોમાથી પણ ઘણી મોટી સંખ્યાને મૅટ્રિકની પરીક્ષામાં બેસવા માટે ફૉર્મ આપવામાં આવતાં નથી. મતલબ કે હાઇસ્કુલોના ચાલકો ગળી ગળીને લાયક છોકરાઓનેજ મૅટ્રિકની પરીક્ષામાં બેસવાની રજા આપે છે. તેમાંથી પણ માત્ર ૨૫ ટકા વિદ્યાર્થીઓ ફત્તેહમંદ થાય અને ૭૫ ટકા નિષ્ફળ નીવડે તેનો અર્થ શો? તેનો અર્થ એજ કે મૅટ્રિક માટે અભ્યાસ કરનારાઓમાંથી લગભગ ૧૫ વિદ્યાર્થીઓ પાસ કરવા જેટલી આપણી શાળાઓ શક્તિ ધરાવે છે, અને [illegible]ગ ૮૫ ટકા વિદ્યાર્થીઓ પાસ થવાને નાલાયક ઠરાવવામાં આ[illegible] અથવા તો આપણા પરીક્ષકો પરીક્ષામાં વિદ્યાર્થીઓની કતલ કર[illegible] [illegible]માતા હોવા જોઇએ. હાઇસ્કૂલોની શિક્ષણ પદ્ધતિમાં ગંભીર [illegible] સંબંધી બે મત ભાગ્યેજ હશે. પરંતુ તે ઉપરાંત મૅટ્રિ[illegible] પરીક્ષકોનાં ભેજાંઓ હિંદુસ્તાનની ગરમીને લીધે જોઇએ તેવા [illegible] નથી રહેતાં એમ પણ જણાય છે. પરીક્ષકો પોતાની અક્કલના ધોરણ પ્રમાણે બિચારા વિદ્યાર્થીઓની કસોટી કરતા હોય તો તે [illegible] મૂર્ખાઇ છે એમ કહ્યા વિના ચાલતું નથી. વળી કેટલાકો [illegible] કેળવણીની કસોટી કરવાને બદલે તેઓનું ઉપરટપકેનું જ્ઞાન [illegible] તે કસોટી તરફ વધારે દોરાયેલા હોય છે. દાખલા તરીકે [illegible]માં વિદ્યાર્થીએ આખો દાખલો સાચી રીતે ગણ્યો હોય

પરંતુ જવાબમાં કયાંક સરવાળો બાદબાકીમાં ભૂલ કરી દીધી હોય તો તેને શૂન્ય માર્ક આપવામાં આવે છે ! આ પરીક્ષા નથી, પરંતુ યાંત્રિક શાહૂકારની કંજુસાઇનો નમુનો છે. અલબત્ત, વિદ્યાર્થીઓને ચોકસાઇ અને એકાગ્રતા શિખવવાની છે. પરંતુ તે આ રીતે શિખવવાતી નથી. ઉપરટપકેની ભૂલો માટે થોડા માર્ક કાપી લેવાથી એ હેતુ સિધ્ધ થઇ શકશે. પરંતુ આખા સવાલનો જવાબ યોગ્ય રીતે આપ્યો હોય અને શરતચુકથી એકાદ ભૂલ થઇ ગઇ હોય તો તેને માટે વિદ્યાર્થીની બધી મહેનત ઉપર પાણી ફેરવી દેવું તે મૂર્ખતા અને ધૃષ્ટતાની પરાકાષ્ઠા છે. કેટલાક એવા પરીક્ષકો છે કે જેઓ ઇતિહાસના કોઇ પ્રશ્નનો વિદ્યાર્થીએ ગમે તેટલો સારો જવાબ આપ્યો હોય, પરંતુ અમુક લડાઇની તારીખ ખોટી આપી હોય તો આખા જવાબ ઉપર ચોકડી મુકતાં અચકાતા નથી ! આ પ્રકારની પરીક્ષા પદ્ધતિ વિના મૅટ્રિકની આટલી ભયંકર કતલ સંભવે નહિ અને છતાં યુનિવર્સિટીની આંખો ઉઘડતી નથી તે તાજુબીની વાત છે. કેળવણીખાતામાંથી ચૂંટેલા પરીક્ષકો બહારના પરીક્ષકો કરતાં વધારે ઉદાર છે એમ અમે માનતા નથી, અને એ દલીલમાં કોઇ પણ જાતનો દમ નથી. કારણકે શાળાઓની પરીક્ષા ત્યાંના માસ્તરોજ લે છે, છતાં તેઓ પણ આ જાતની કતલ ચલાવવામાં બાકી રાખતા નથી. હકીકત એ છે કે આપણે ત્યાં પરીક્ષાનો બહુ ખોટો ખ્યાલ ધર કરી રહ્યો છે, તે જડમૂળથી કાઢી નાંખવાની જરૂર છે. પરીક્ષા વિદ્યાથીએ આખા વર્ષ કરેલા અભ્યાસની વ્યાપક કસોટી છે. પરીક્ષાથી વિદ્યાર્થીની સર્વ પ્રકારની શક્તિ અને તેનો સામાન્ય બુદ્ધિ વિકાસ માપવાનાં છે. પરંતુ પરીક્ષકને ગમે તેવી રીતે પરીક્ષા દેનારે નવ કોકરીની રમતમાં પસાર થઇ જવું અથવા પરીક્ષકના દાવપેચ સમજી લઇ દેખાવની ખાતર સારી પટ્ટાબાજી ખેલવી, એ પરીક્ષાનો ઉદ્દેશ નથી. આજ કાલની પરીક્ષાએ આવું શોચનીય સ્વરૂપ પકડયું છે એમ લાગ્યા વિના રહેતું નથી.

જેમ પરીક્ષકો પરીક્ષાનો ખરો મર્મ સમજતા નથી તેમ શાળાના માસ્તરો પણ કેળવણીનો ખરો મર્મ ભૂલી જાય છે. એવા અનેક માસ્તરો છે કે જેઓ પોતાના શિષ્યોને ૩૬૫ દિવસ ગોખણપટ્ટીનાજ પાઠો ભણાવ્યા કરે છે. બુદ્ધિવિકાસ અર્થે કેળવણી છે તે બહુ થોડા સમજે છે. કેળવણીનો જીવનમાં ઉપયોગ કરવાનો છે તે થોડા શિક્ષકો માને છે. પછી પોપટિયું જ્ઞાન કયાં સુધી ટકી શકે? ઉપરટપકેની ગોખણપટ્ટીમાં વિદ્યાર્થીને રસ હોયજ નહિ, અને રસ વિનાની વાત મગજમાં પચવી બહુ મુશ્કેલ છે, પરિણામે પરીક્ષા વખતે ગોખણપટ્ટીની પટ્ટાબાજીમાં પસાર થવું એ એક પ્રકારની આસમાની–સુલતાની થઇ પડે છે. પચાવેલું જ્ઞાન બહુ થોડું હોય છે, એટલે આપણે હાલ જોઇએ છીએ તેવો કતલો ધમધોકાર ચાલે છે. આ પરીક્ષાની પહેલાંની પરીક્ષામાં પણ મૅટ્રિકનું પરિણામ અત્યંત ભયંકર આવ્યું હતું. તે પરીક્ષામાં નાપાસ થયેલા અનેક વિદ્યાર્થીઓ આ પરીક્ષામાં બેઠા હતા. છતાં આટલી મોટી નિષ્ફળતા થઇ છે તેથી તેને માટે હાઇસ્કૂલના શિક્ષકો અને ખાસ કરીને મૅટ્રિકના પરીક્ષકો સર્વથી વધારે જવાબદાર છે. મુંબઇની યુનિવર્સિટીએ અને હાઇસ્કૂલોએ હવે જલદીથી જાગૃત થવું જોઇએ, અને દર વરસે લગભગ ૪ થી ૫ હજાર વિદ્યાર્થીઓની શક્તિનો, તેઓના ધનનો, તેઓના સમયનો અને તેઓના જીવનનો આ ભયંકર વ્યય અટકાવવો જોઇએ.

—[ "હિંદુસ્થાન" અગ્રલેખ,

તા. ૧૨–૬–૧૫ ]

[૭૧]

# નવા યુગની સ્ત્રી.



**નવા યુગની સ્ત્રી**

સુવર્ણ કલશમાં માટી કે માટીના વાસણમાં સુવર્ણ જેવી દેખાવાને બદલે સુવર્ણ કલશમાં સુવર્ણ જેવી શોભશે; સુંદર શરીરમાં જડ બુદ્ધિ અથવા તીવ્ર બુદ્ધિ સાથે જડ શરીરની માલેક બનવાને બદલે ચેતનમય શરીરમાં ચેતનવતી બુદ્ધિની અધિષ્ઠાત્રી બનશે; પૂર્ણિમાના ચંદ્રમાં જગપ્રસિદ્ધ કલંકની કીર્તિથી ઓળખાવાને બદલે ચંદ્રની સંનિધિમાં ઝગમગતા તારલિયાના ઝાંખા પ્રકાશથી પ્રકાશશે; પ્રતાપી પુરૂષના કિમતી પડછાયાને બદલે સામાન્ય મનુષ્યના સાદા મુકુટમણિનું સ્થાન સ્વીકારશે.

**નવા યુગની સ્ત્રી**

બાળકોનાં શરીરની રક્ષક બનશે, જુવાનોનાં મનની માલેક બનશે, વૃદ્ધોના આત્માની ઉદ્ધારક બનશે; માંદાઓની દયાની દેવી થઇને માવજત કરશે; ગરીબોને ગરીબીમાંથી ઉગારશે, દુઃખીયાંઓનાં દુઃખ નિવારવા મોટાં બલિદાનો આપશે; દેશને જરૂર હશે તો પોતાનું સર્વસ્વ લૂટાવી દેશે, માતૃભૂમિને ચરણે જીંદગી અર્પશે; પુરૂષના સત્કાર્યમાં તેની ગુલામ થઇને રહેશે, તેના દુષ્કાર્યમાં દુશ્મન થઇને સામી થશે; જ્યાં પરસ્પર ફરજો બજાવવાની ઉત્સુકતા હશે ત્યાં પોતાની ફરજોનો જ વિચાર કરશે, જ્યાં હક્કોનું સામ્રાજ્ય હશે ત્યાં હથોડાથી પણ પોતાના હક્કો તરફ દુનિઆનું ધ્યાન ખેંચશે.

**નવા યુગની સ્ત્રી**

હૃદયનાં પરાક્રમો કરી બતાવશે, જેની પાસે પુરૂષનાં શરીરનાં

તેમજ મનનાં પરાક્રમો ઝાંખાં દેખાશે; ગૃહમાં અને સમાજમાં સંસ્કૃતિ અને શાંતિ ફેલાવશે, જેના વિના પુરૂષ–આચાર્યો અને અધ્યાપકોના પ્રયત્નો રેતીના રણમાં જળવૃષ્ટિ જેવા જણાશે; દશ ઉપાધ્યાય કરતાં એક આચાર્ય, સો આચાર્ય કરતાં એક પિતા, અને હજાર પિતા કરતાં એક માતા, બાળકના શિક્ષક તરીકે વધારે માનને અને આદરને પાત્ર છે, એવું મનુનું મહાવાક્ય સિદ્ધ કરી આપશે; મનુષ્ય એટલે માત્ર પુરૂષજ નહિ, પરંતુ પુરૂષ, સ્ત્રી અને સંતતિની એકરૂપતા, એ શાસ્ત્રીય સિદ્ધાંતના સાક્ષાત્કાર કરાવશે; પવિત્ર અને સાત્વિક સ્નેહલગ્નજ જગતની મહાન કૃતેહો, ઉચ્ચ આશાઓ અને ઉદાર ભાવનાઓને ચિરંજીવ કરવાનું અનુપમ સાધન છે તે પોતાના આદર્શ સંસારથી બતાવી આપશે; સ્થૂળ સૌંદર્યનો આધાર સૂક્ષ્મ સૌંદર્ય ઉપર છે, અને સૂક્ષ્મ શકિતથી ભરપૂર સરોવરના આશ્રય વિના સ્થૂળ શક્તિનું ઝરણુ ક્ષણભંગુર છે, એ અચળ નિયમ પોતાના સૂક્ષ્મ સામર્થ્યથી પુરૂષના મન ઉપર ઠસાવશે.

નવા યુગની સ્ત્રી

સંયમ, સદ્દગુણ અને સ્વાતંત્ર્યની મહત્તા કદિ નહોતી તેવી સ્થાપિત કરશે; વાસનાઓ, દુર્ગુણ અને દાસત્વના બેડીઓ હમેશને માટે તોડશે; પુરૂષ અને પ્રકૃતિના પરસ્પર સંબંધની અનિવાર્યતા સિદ્ધ કરશે; પુરૂષ જો યુદ્ધનોજ ઉપદેશ કરશે, તો પોતે શાંતિના પાઠ ભણાવશે; પુરૂષ જો જડતાનાંજ ગુણગાન કરશે, તો પોતે ચેતનની દીપાવલિ પ્રકટાવશે; પુરૂષ જો બુદ્ધિનો દાવો કરશે, તો પોતે ડહાપણનો અનુભવ કરાવશે; પુરૂષ જો સૂર્ય થશે તો પોતે પ્રકાશ બનશે; પુરૂષ જો સમુદ્ર બનશે તો પોતે સમુદ્રતટ; પુરૂષ જો પવન તો પોતે ગતિ; પુરૂષ જો સૂત્રધાર તો પોતે નટી; પુરૂષ સિતાર તો પોતે સંગીત; પુરૂષ શાસ્ત્ર તો પોતે કલા; પુરૂષ ન્યાય તો પોતે કરૂણા; પુરૂષ ઓજસ્ તો પોતે સૌંદર્ય; પુરૂષ શબ્દ તો પોતે અર્થ; પુરૂષ બળ તો પોતે

ધૈર્ય; પુરૂષ વાસના તો પોતે સંયમ; પુરૂષ સત્તા તો પોતે લક્ષ્મી; પુરૂષ ઈચ્છા તો પોતે સિદ્ધિ; પુરૂષ અગ્નિ તો પોતે અમૃત; પુરૂષ બીજ તો પોતે ધરણી; પુરૂષ પુષ્પ તો પોતે પરાગ; પુરૂષ છાયા તો પોતે શાંતિ; પુરૂષ રથ તો પોતે ચક્ર: પુરૂષ મહારથિ તો પોતે સારથિ; પુરૂષ કાર્ય તો પોતે વાચા; પુરૂષ વાચા તો પોતે વિચાર; પુરૂષ વિચાર તો પોતે જીગર; પુરૂષ જીગર તો પોતે આત્મા.

**નવા યુગની સ્ત્રી**

હુશિયારીનું પ્રદર્શન કરવાને બદલે સત્યશોધક થશે; જીંદગીના પૃથક્કરણમાં સમય ગાળવાને બદલે સાર્થક જીવન જીવવામાં કૃતકૃત્યતા માનશે; એક હજાર વાંકાચૂંકા માર્ગોમાં ભ્રમણ કરવાની સ્વતંત્રતાને બદલે એકજ સીધા માર્ગ ઉપર પ્રગતિ કરવાની વિંટંબણા સ્વીકારશે; દુર્ગંધમય ખાબોચિયાની શાંતિને બદલે ખુશનુમા નિર્મળ ઝરણામાં અથડાવું કબૂલ રાખશે; પ્રમાદ કરતાં કાર્યમાં વધારે તન્મય બનશે; કાર્ય કરતાં જીવનને વધારે કિમતી ગણ[illegible]; પોતાના કરતાં પારકાના સુખનો વિશેષ વિચાર કરશે; પારકાની ભૌતિક વાસનાઓ કરતાં પોતાના આત્માના હક્ક પ્રથમ સંતોષશે; વિશ્વકલ્યાણની પ્રવૃત્તિમાં પોતાનું અને પારકાનું એવા સંકુચિત ભેદો ભૂલી જશે.

**નવા યુગની સ્ત્રી**

જીવન સાદું અને મનન ઉંચું રાખશે; શરીર સુદૃઢ અને હૃદય કોમળ રાખશે; અંતર શાંત અને બુદ્ધિ ચપલ [illegible]; વાસનાઓમાં વૃદ્ધ અને ક્ષમામાં બાલક બનશે; ઉદારતામાં પુરૂષથી ચ્હડિયાતી, સ્વાર્થમાં પુરૂષથી ઉતરતી અને સંસ્કૃતિમાં પુરૂષની સમોવડી બનશે; સહનશીલતામાં સીતા જેવી, સ્નેહમાં સાવિત્રી જેવી, બુદ્ધિમાં ગાર્ગી જેવી અને બહાદુરીમાં જોન ઑફ આર્ક જેવી પ્રકાશશે; ગૃહમાં મંત્રી અને સમાજમાં સહાયકનું કાર્ય કરશે; કેળવણીમાં મોખરે ઉભશે અને રાજશાસનમાં સલાહકાર તરીકે આદર પામશે; નિરક્ષરતા અને

અજ્ઞાનને દેશવટો આપશે; સર્વત્ર જ્ઞાન, જ્ઞાન, જ્ઞાનનો દીપક પ્રગટાવશે; ગૃહરાજ્યમાં અપૂર્વ રસ લેશે, પણ દેશના રાજ્યથી છૂટી પડીને નહિ; વસતીપત્રકમાં માત્ર બાળકોને જન્મ આપનારી અભણ માતા તરીકેજ ગણાશે નહિ, પણ સમસ્ત સમાજના અતિ ઉપયોગી અંગ તરીકે; પોતાના ન્હાના સંસારના લ્હાવાઓ ભોગવશે, પણ સમાજરૂપી મોટા સંસારના લ્હાવાઓને તિલાંજલિ આપીને નહિ.

## નવા યુગની સ્ત્રી

પોતાની કે પોતાના કુટુંબની ઉન્નતિથીજ સંતોષ નહિ માને, પરંતુ ઘેરઘેર અને શહેરેશહેર પોતાની માતૃભૂમિની ઉન્નતિનો ધૂનિ જગાવશે; સ્ત્રીપુરૂષના પરસ્પર કલહ અને કલેશમાં પોતાનું કિંમતી આયુષ્ય નહિ વીતાવે, પરંતુ ઉભયના કલ્યાણ માટે પોતાની સર્વ વાસનાઓનું અને મમતાઓનું બલિદાન આપશે અને પુરૂષને આપતાં શિખવશે; પોતે દેશનું હિત કરવા અસમર્થ હશે તો પુરૂષને તેની કલ્યાણપ્રવૃત્તિમાંથી અટકાવશે નહિ; પુરૂષમાં કાંઇ પણ જવાહોર નહિ હોય તેથી પોતે તેની છાયાની પેઠે નિશ્ચેતન પડી નહિ રહે; ભવિષ્યની પ્રજાનું રક્ષણ પુરૂષથી નહિ થાય તેથી પોતે પણ પુરૂષની સામે હાથ જોડીને બેસી નહિ રહે; પુરૂષ જાતિનો ફાલ દિનપ્રતિદિન રસકસ વિનાનો નીકળશે, તેથી પોતાની જાતિનો ફાલ પણ પુરૂષજાતિનું અનુકરણ કરી બગાડવા તત્પર નહિ થાય; નિરાશાભરેલા, સંકુચિત, મલીન, અને જડ વિચારોનો કચરો ગમે તેવાં પ્રિય સ્નેહીજનની માલિકીનો હશે તો પણ તેને આશાભર્યા, વિશાળ, નિર્મળ, ઉછળતા વિચારોના ધોધથી ધોઇ નાંખતાં અચકાશે નહિ, અને આખા દેશ ઉપર, સાત્ત્વિક આનંદ અને ચેતનનો સાગર છલકાવવાને પોતાની વહાલામાં વહાલી વસ્તુનો ભોગ આનંદભેર આપશે.

### નવા યુગની સ્ત્રી

જૂના જમાનાના ધર્મ કરતાં નવા યુગના ધર્મમાં વધારે તા-
લ્લીન રહેશે; આત્મિક ઉન્નતિની વાતો કરવા પહેલાં શરીરના અને
મનના મળ ધોવાનું કાર્ય પ્રથમ પાર ઉતારશે; મંદિરો શણગારવા
પહેલાં મંદિરો તરફ દોરી જતા રસ્તાને પ્રથમ ઝાડી ઝુડી સાફ કરશે;
વેદોના માત્ર મુખપાઠ કરવા પહેલાં શરીરને તંદુરસ્ત, મનને સ્વસ્થ,
હૃદયને ઉદાર, અને આસપાસના વાતાવરણને ચેતનમય બનાવવાને
પ્રથમ પગલાં ભરશે; ભાષણો આપવા પહેલાં તીવ્ર બુદ્ધિ, ઉદાર,
પ્રમાણિક ઉદ્યમ, સંગીન અભ્યાસ, વિશાળ અનુભવ, નિર્દોષ વર્તન,
અને ભીના જીગરની સામગ્રી પ્રથમ તૈયાર કરી રાખશે; ઉપદેશ આપવા
પહેલાં ઉપદેશ આપવાનો અધિકાર પ્રથમ પ્રાપ્ત કરશે; હક્કો માગવા પહેલાં
હક્કોનો ઉપયોગ કરવાની કળા પ્રથમ હાથ કરશે; મોટા મનોરથો બાંધવા
પહેલાં નહાના ધર્મો પ્રથમ બજાવશે; મોક્ષનું શાસ્ત્ર શરૂ કરવા પહેલાં
સંસારશાસ્ત્રમાં પારંગતતા મેળવશે; સીતાના આદર્શનાં ગુણગાન
ગાવા પહેલાં મિસ ફ્લૉરેન્સ નાઇટિંગેલના આદર્શ સુધી પહોંચવા
પ્રથમ પ્રયત્ન કરશે; સંસ્કૃત પાઠશાળામાં કે અંગ્રેજી વિશ્વવિદ્યાલયમાં
પંડિતાની પદ્દી મેળવ્યા પહેલાં દાઇઓની નિશાળમાં સારી દાઇ
તરીકેનું સર્ટિફિકેટ પ્રથમ મેળવી લાવશે; ધર્મગ્રંથોના જ્ઞાનનો ફેલાવો
લોકોમાં કરવાને બહાર પડવા પહેલાં સ્વચ્છતા અને આરોગ્યશાસ્ત્રનો
એકડો તેમની પાસે પ્રથમ ઘૂંટાવશે; ઋષિ મુનિઓના દૃષ્ટાંતોનું અનુક-
રણ કરવાની સભાઓમાં અપીલ કરવા પહેલાં સાદા શહેરીના આદર્શ-
જીવનનો મર્મ પ્રથમ નહાનાં ઝુંપડાંઓમાં સમજાવશે; સમસ્ત વિશ્વના
આધ્યાત્મિક કલ્યાણ કરવાની પ્રતીજ્ઞા લેવા પહેલાં પોતાના દેશની
આર્થિક અને સાંસારિક ઉન્નતિ કરવાનું કાર્ય પ્રથમ સિદ્ધ કરશે.

### નવા યુગની સ્ત્રી

પુરૂષને શરમાવશે વિશેષ. પણ પુરૂષથી શરમાશે ઓછી; પુરૂષને

દીપાવશે વિશેષ, પણ પુરૂષથી દીપશે ઓછી; પુરૂષથી પૂજાશે વિશેષ, પણ પુરૂષને પૂજશે ઓછી; પુરૂષને હંફાવશે વિશેષ, પણ પુરૂષથી હાંફશે ઓછી.

## નવાયુગની સ્ત્રી

બોલશે વિશેષ પણ બકશે ઓછું; ચાલશે વિશેષ, પણ ઉધશે ઓછું; વાંચશે વિશેષ, પણ નિંદશે ઓછું; વિચારશે વિશેષ, પણ શણગારશે ઓછું; હસશે વિશેષ, પણ રડશે ઓછું; માગશે વિશેષ, પણ પજવશે ઓછું; પડદા કરતાં પ્લેટફૉર્મ વિશેષ શોધશે; મંદિરો કરતાં મેદાનોમાં વિશેષ મ્હાલશે; કપડાં કરતાં પુસ્તકો વિશેષ સંભાળશે; ફર્નિચર કરતાં સ્વચ્છતા વિશેષ વસાવશે; ભોજનશાળા કરતાં વ્યાયામશાળા વિશેષ ચહાશે: જીભ કરતાં મગજ વિશેષ વાપરશે; વાર્તાઓ કરતાં વિજ્ઞાન વિશેષ વાંચશે; ઇર્ષ્યા કરતાં સ્પર્ધા વિશેષ બતાવશે.

## નવા યુગની સ્ત્રી

કોઇ બોલાવશે તો મીંઢાંઓનું મૌન ધારણ નહિ કરે, છતાં સ્વભાવજન્ય ગૌરવ ધારણ કરશે; ગ્રૅમોફોનની વાચાળતા નહિ બતાવે, છતાં કુદરતી મધુરતા બતાવશે; કોઇ છંછેડશે તો પથરા નહિ ફેંકે, છતાં ક્ષમા મંગાવશે.

## નવા યુગની સ્ત્રી ક્ષમા આપશે, પણ,

શક્તિને લીધે, અશક્તિને લીધે નહિ; ઉદારતાને લીધે, પરાધીનતાને લીધે નહિ; સ્નેહને લીધે, ભયને લીધે નહિ.

## નવા યુગની સ્ત્રી જીતશે, પણ

આંસુઓથી નહિ, આંખના તેજથી; "નિરાધાર"ના મશ્કુરપણાથી નહિ, પોતાના અધિકારથી; પોલીસકોર્ટદ્વારા નહિ, ગૃહરાજ્યદ્વારા; ખુશામતથી નહિ, પ્રેમથી; રડાવીને નહિ, હસાવીને.

**નવા યુગની સ્ત્રી પૂજશે, પણ**

રૂઢિને નહિ, સ્વાતંત્ર્યને; અમાવસ્યાને નહિ, પૂર્ણિમાને; ગ્રહણને નહિ, સૂર્યને; દેવતાઓને નહિ, દેવને; પુરાણોને નહિ, સનાતનને; મૂર્તિને નહિ, આત્માને; પુરૂષને નહિ, પુરૂષના હૃદયને.

**નવા યુગની સ્ત્રી રમશે, પણ**

રસોડામાં નહિ, બગીચામાં; ધુમાડામાં નહિ, પવનમાં; અંધકારમાં નહિ, પ્રકાશમાં; ખુરશીપર નહિ, ટેકરીપર; સોફાપર નહિ, રેતીપર; ગાડીમાં નહિ, ઝાડીમાં; ભોંયરામાં નહિ, ગગનમાં; પાલખીમાં નહિ, સમુદ્રમાં; જનાવર સાથ નહિ, કુદરત સાથ; જડ સાથ નહિ, ચેતન સાથ; ફરજ માટે નહિ, આનંદ માટે; હક્ક માટે નહિ, જરૂરિયત માટે; રિવાજ માટે નહિ, સ્વભાવ માટે; બીજાઓને રીઝવવા નહિ, આત્માને સંતોષવા.

**નવા યુગની સ્ત્રી વિચારશે, પણ**

પડોશીના ઝઘડાઓ નહિ, પોતાના જીવનધર્મ; ખાવાની વાનીઓ નહિ, સંસારની ખુબી ખામીઓ; દરજીની દુકાનો નહિ, ગરીબનાં મકાનો; ઝવેરાતના નમુનાઓ નહિ, જીંદગીના આદર્શો.

**નવા યુગની સ્ત્રી ઓળખાશે, પણ**

ફિક્કા ચહેરાથી નહિ, તંદુરસ્ત લાલીથી; શરીરની નમણાઇથી નહિ, હૃદયની સત્તાથી; સાડીના આકર્ષણથી નહિ, નેત્રના જાદુથી; આભુષણના તેજથી નહિ, બુદ્ધિના ગૌરવથી; બાહ્ય ઝગઝગાટથી નહિ, આંતર વિશુદ્ધિથી; " અબળા " ના નામથી નહિ, અનેરાં પરાક્રમથી; ક્લેશમય ગુલામગીરીથી નહિ, સ્નેહમય લાગણીથી; મૂર્ખાઇની કાળી ટીલીથી નહિ, ત્રિવિધ સંપત્તિના કુમકુમથી; પુરૂષના રમકડા તરીકે નહિ, પુરૂષને રમાડનાર તરીકે; દેશના ભાર તરીકે નહિ, જગત-

ના ઉદ્ધારક તરીકે; ઉત્પાદક યંત્ર તરીકે નહિ, ચેતનમય શક્તિ તરીકે; કલાની દાસી તરીકે નહિ, કલાની રાણી તરીકે; ગૃહની પુતળી તરીકે નહિ, સંસારના મહારવિ તરીકે.

### નવા યુગની સ્ત્રી

આળસથી કરમાશે તેમજ આળસુઓને શરમાવશે; વહેમોથી ન્હાસશે નહિ, વહેમીઓને ન્હસાડશે; દુઃખોથી દબાશે નહિ તેમજ દુઃખીઓને દબાવશે નહિ; પદવીથી મલકાશે નહિ તેમજ પદવીધારીઓને મલકાવશે નહિ; જ્યાં લાગણીની જરૂર હશે ત્યાં સ્નેહ વરસાવશે; જ્યાં દિલાસાની જરૂર હશે ત્યાં દુઃખમાત્ર અળપાવશે; જ્યાં સ્ત્રીની જરૂર હશે. ત્યાં આત્માંના ન્યોછાવર કરશે.

### નવા યુગની સ્ત્રી

જગતે જોયું નથી તે બતાવશે; કોમળતાને દૃઢતા સાથે દીપાવશે; સૌંદર્યને સામર્થ્ય સાથે મિલાવશે; કળાને ઉપયોગિતા સાથે જોડશે; હૃદયને બુદ્ધિથી અજવાળશે; બુદ્ધિને હૃદયથી મ્હાત કરશે.

### નવા યુગની સ્ત્રી

પુરૂષ જેમ કરશે તેમ નહિ કરે, પણ પુરૂષ જે નહિ કરી શકે તે કરશે; પુરૂષને કમાઈને નહિ આપે, પણ પુરૂષની કમાણીમાં ભાગ પડાવશે; પુરૂષના જેટલું ધન નહિ કમાય પણ પુરૂષ બચાવશે તેથી વિશેષ બચાવી આપશે; પુરૂષની જવાબદારીનો હિસ્સો નહિ માગે પણ પુરૂષની અકક-લનો ઇજારો તોડશે; પુરૂષની ફરજો છીનવી નહિ લે, પણ પોતાના હક્કો છીનવવા દેશે નહિ; પોતાનોજ કક્કો ખરો નહિ કરે, પણ પુરૂષનોજ કક્કો ખરો થવા દેશે નહિ; પોતાની ભાવના ઉંચી આંકશે, પણ પુરૂષની ભાવના નીચી આંકવા દેશે નહિ; પોતે સ્વાર્થત્યાગ કરશે, પણ પુરૂષને મોજ-શોખમાં આળોટવા દેશે નહિ; પોતે ઉદાર થશે, પણ પુરૂષને ઉદારતા શીખવશે; પોતે જાગૃત થશે, પણ પુરૂષને ઉંઘવા દેશે નહિ; પોતે

દોડશે, પણ પુરૂષને બેસવા દેશે નહિ; પોતે બહાદુર થશે, પણ પુરૂષને બાયલો થવા દેશે નહિ; પોતે લડશે, પણ પુરૂષને રડવા દેશે નહિ; પોતે બંડ ઉઠાવશે, પણ પુરૂષને જુલ્મી રહેવા દેશે નહિ; પોતે સહન કરશે, પણ પુરૂષને સહનશીલ થતાં શિખવશે; પોતે સંકટો વેઠશે, પણ પુરૂષને પીગળાવશે; પોતે બંધનો તોડશે, પણ પુરૂષનાં બંધનો તોડાવશે; પોતે નાચશે પણ પુરૂષને હસાવશે; પોતે સ્વર્ગમાં ઉડશે, પણ પુરૂષને નર્કમાં સડવા દેશે નહિ; પોતે યોગ સાધશે, પણ પુરૂષને યોગભ્રષ્ટ થવા દેશે નહિ; પોતે પ્રાણ પાથરશે, પણ પુરૂષના પ્રાણ બચાવશે; પોતે મોક્ષ મેળવશે, પણ પુરૂષને મોક્ષ અપાવશે.

[ "વિચાર–પુષ્પ–માલા" પુષ્પ ૨, ઇ. સ. ૧૯૧૫ ]



[૭૨]

# "જ્ઞાતિસંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?"

"જ્ઞાતિ સંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?" એ શીર્ષક નીચેની ચર્ચામાં મારા નમ્ર અભિપ્રાય માટે આપની માગણીને જો કે હું પૂરતો ન્યાય આપી શકું તેમ નથી, તથાપ એ સંબંધી એક બે દૃષ્ટિબંદુઓ સૂચવી મ્હારા ઋણુમાંથી હું મુક્ત થવા ઇચ્છુંછું.

"જ્ઞાતિસંસ્થાને દેશોપયોગી કેમ બનાવાય ?" એ મથાળું જ્ઞાતિને લગતા મૂળગામી પ્રશ્નોની ચર્ચાને અનુકૂળ નથી. પરંતુ તે છતાં જ્ઞાતિને લગતી વ્યાપક ચર્ચા તેમાંથી ઉદ્ભવી છે તો હું પણ ઉપરના મથાળાને વળગી ન રહું તો ક્ષંતવ્ય ગણશો.

આપણા દેશોદયમાં અને આપણી રાષ્ટ્રીયતામાં હાલની જ્ઞાતિ-પદ્ધતિ ઘણી વિઘ્નકર છે એ વાત ઉપર ઘણા લોકો ભાર મૂકે છે. આ વાતનું હજુ પૂરતું સંશોધન થયું હોય એમ લાગતું નથી. પરંતુ દેશોદય કરતાં પણ વ્યક્તિ વિકાસમાં જ્ઞાતિ બહુ વિઘ્ન નાખે છે એટલું તો ચોકસ છે. જ્ઞાતિની ઉપાધિઓ અનેક શ્રીમંત તેમજ બુદ્ધિશાળી નરોને સાંકડા ચીલામાં દાબી રાખે છે અને દુનિઆના ખુલ્લા વાતાવરણનો લાભ લેવા દેતી નથી તે સુવિદિત છે. જે લોકો પોતાની સાધનસંપત્તિ, પોતાનો સમય અને પોતાની તકો પોતાના આત્મવિકાસમાં વાપરી શકે તેઓમાંનો ઘણો મોટો ભાગ તે સર્વનો ઉપયોગ જ્ઞાતિના ઝઘડાઓમાં, જ્ઞાતિભોજનોમાં અને જ્ઞાતિને લગતી બીજી કેટલીક નિર્માલ્ય પ્રવૃત્તિઓમાં કરતો જોવામાં આવે છે.

આવીજ સ્થિતિ જેઓ જ્ઞાતિને સુધારવા માગે છે તેઓની

થવાનો સંભવ છે. આપણે ત્યાં એટલું બધું અજ્ઞાન અને જડીપણું વ્યાપી રહ્યું છે કે દલીલો, ભાષણો અને દેશાભિમાનનો દુંદુભિનાદ આપણી જ્ઞાતિઓ ઉપર અસર કરી શકે તેમ નથી. જ્ઞાતિઓ કેળવાયેલા વર્ગની મદદ વગર સુધરી શકે તેમ નથી તે જ્ઞાતિ રક્ષકો પણ સ્વીકારે છે. પરંતુ એ સુધારણા કરવામાં કેળવાયેલ વર્ગની બે ચાર પેઢીના સતત પ્રયત્નો પણ સફલ થાય એમ હાલનો મામલો જોતાં જણાતું નથી. અને જેટલા કેળવાયલાઓનાં જ્ઞાતિદેવીને બલિદાન આપીશું તેટલા માતૃભૂમિ-દેવીની સેવામાંથી ઓછા થવાના, કારણ કે મનુષ્યની શક્તિઓ મર્યાદિત છે. એક દિશામાં તેનો વ્યય કરવો હોય તો બીજી દિશામાં તેની કરકસર કરવીજ જોઇએ. એટલુંજ નહિ, પરંતુ જડતાની મૂર્તિ જ્ઞાતિને ચેતનવતી બનાવવાનો અભિલાષ રાખનાર વ્યક્તિને એ પ્રયત્નમાં પોતાનો આત્મવિકાસ આ જન્મ માટે તો મોકુફ રાખવો પડશે.

જ્ઞાતિનું સુકાન કેળવાયેલાઓના હાથમાં રહેવું જોઇએ એ બહુ સુંદર સિદ્ધાંત છે. પરંતુ એ સિદ્ધાંતને આચારમાં મૂકવા પહેલાં પ્રલય કાલ આવી ન પહોંચે એટલી સંભાળ રાખવાની છે. જ્ઞાતિના પુરાણા, નિરક્ષર નેતાઓ તો સાફ ઉતર આપે છે કે, " સુકાન તમારા હાથમાં આપીયે તો પછી જ્ઞાતિનું નાવ તળિયેજ જવા દઇએ તો શું ખોટું? કુધારો અને સુધારો, ગુલામગીરી અને સ્વતંત્રતા, નર્ક અને સ્વર્ગ, અધઃપતન અને મોક્ષ, એ સર્વ દ્વંદ્વોની હયાતી એ 'સુકાન' ને લીધેજ છે. રાજદ્વારી, ધાર્મિક કે સામાજિક ઉથલપાથલો એ સુકાનને માટેજ થાય છે. દેવદાનવના વિગ્રહો એ સુકાનનેજ આભારી છે. અને એ સુકાનની ખાતરજ જ્ઞાતિઓના આશકો જ્ઞાતિની ગુંચો ઉકેલવા કરતાં તમારી કહેવાતી રાષ્ટ્રોન્નતિની હોળી કરવી વધારે શ્રેષ્ટ ગણશે. "

જ્ઞાતિનું વાતાવરણ જો કેળવાયેલ વર્ગને પણ ઉન્મત્તાવસ્થામાં મૂકી દે તો પછી જ્ઞાતિના અજ્ઞાન સાચિતોનું પૂછવુંજ શું? હમણાંજ

આપણી સાહિત્યપરિષદ્ કે જેને જ્ઞાતિભેદ સાથે કાંઇ લેવાદેવા નથી, તેના ઉપર પણ જ્ઞાતિના દૃષ્ટિબિંદુથી આક્ષેપો થાય છે તો પછી અન્યત્ર આપણી શી ગતિ ? પરિષદ્ ઉપર થયેલો આક્ષેપ સત્ય છે કે નહિ તેની ચર્ચામાં હું ઉતરવા માગતો નથી, પરંતુ મ્હારો મુદ્દો એટલોજ છે કે સાહિત્યના પવિત્ર ક્ષેત્રમાં પણ જો જ્ઞાતિ ભેદનું સ્મરણ થાય છે તો કેટલો બધો અનર્થ થવાનો ભય આવી પડે છે ! "ગુણકર્મથી જાતિ છે" એ સૂત્રનો ઉપયોગ કેટલા થોડા કરે છે ! આ અનિષ્ટ સ્થિતિ જ્યાંસુધી આપણે ત્યાં અસંખ્ય જ્ઞાતિભેદો થોરની માફક ઠેકઠેકાણે ફાલી રહ્યા છે ત્યાંસુધી સર્વથા દૂર થઇ શકશે ખરી ?

હું "સ્પૃહણીય" અને "શક્ય" ની રસમય છતાં સત્વાળે નિરર્થક મીમાંસામાં ઉતરવા માગતો નથી પરંતુ જેમ રા. ચંદ્રશંકરે એક સૂત્ર બહાર પાડયું છે કે, "જેટલું સ્પૃહણીય હોય તેટલું બધું કાંઇ શકય હોતું નથી" તેમ હું એક બીજું સૂત્ર રજુ કરવાની હિમ્મત ધરૂં છું કે જેટલું સ્પૃહણીય હોય તેટલું શકય હોવુંજ જોઇએ મનુષ્યની સ્પૃહાઓ, આશાઓ અને ભાવનાઓ શકયતા વિના ઉદ્ભવતેજ નહિ તમારાં ઘેલામાં ઘેલાં સ્વપ્નાંઓ પણ શકયતાની પશ્ચાદ્ભૂમિ વિના ઉત્પન્ન થઇ શકેજ નહિ. તેથી જેમ રા. ચંદ્રશંકરનું જ્ઞાતિસુધારાનું સ્વપ્ન અશકય નથી, તેમ રા. કૃષ્ણલાલ ઝવેરીની ઉચ્છેદની ભાવના પણ અશકય નથી. માત્ર જે વસ્તુ સ્પૃહણીય હોય તે કેમ હાથ કરવી એજ પ્રશ્ન છે.

બે માર્ગ તો દેખીતાજ છે. બંડ અને શાન્ત અવરોધ. જેને જે માર્ગ અનુકૂળ લાગે તેણે તે ગ્રહણ કરવાનો છે. પરંતુ જ્ઞાતિની બેડીઓ તોડયા વિના તેઓનો મોક્ષ નથી.

કેળવણી ફંડો, આદિના દૃષ્ટાંતોથી જ્ઞાતિનો બચાવ થઇ શકે તેમ નથી. જ્ઞાતિઓ ન હત તો શું કેળવણી ફંડો ઉભાં નજ થાત ! જ્ઞાતિઓ ન હત તો સખાવતો કરનારા શું કરત એ માનસશાસ્ત્રનો બહુ ગુંચવણ ભરેલો પ્રશ્ન હોય એમ હું માનતો નથી. સખાવતોની

જરૂર તો રહેતજ, અને તેથી સખી ગૃહસ્થોને ધન વાપરવાનું ક્ષેત્ર પણ મળતજ. આપણે ત્યાં જે કાંઇ ઇષ્ટ છે તે જ્ઞાતિપદ્ધતિનેજ આભારી છે અને તે બીજી કોઇ ઉદાર પદ્ધતિમાં અસંભવિત છે એમ સૂચવવું એ જ્ઞાતિની વધારે પડતી પૂજા છે.

જ્ઞાતિ સુધારણા ધર્મના બળથી થઇ શકશે એવી એક વિચિત્ર સૂચના કરવામાં આવી છે. મિ. મુનશીની ધર્મમાં આ શ્રદ્ધા જોઇ હું તાજુબ થાઉંછું. તે ભૂલી જાય છે કે આપણા ધર્મમાં નવી ભાવના કે નવા ચેતનની સંક્રાંતિ કરવી તે જ્ઞાતિને બીજા કોઇ સ્વતંત્ર પ્રયત્નથી સુધારવી તેના કરતાં હજારગણું કઠિન કાર્ય છે. દરેક સાંસારિક સુધારામાં આપણા ધર્મને આગળ કરવાની પદ્ધતિ મને તો હસનીય લાગે છે. ધર્મ જીવનનો આત્મા છે તે ખરૂં છે; પરંતુ આત્માની અને ખોળિયાની જરૂરિયાતો ભિન્ન ભિન્ન છે તે ભૂલી જવાનું નથી. દરેક દર્દ માટે એકજ જડીબુટ્ટિ હોઇ શકે નહિ. વિધવાઓની સ્થિતિ સુધારવી હોય તો ધર્મશાસ્ત્ર આગળ ધરવાં, બાળ લગ્ન અટકાવવાં હોય તો ધર્મ ઉપર ભાષણ આપવાં, આર્થિક મુશ્કેલી હોય તો ધર્મને શરણે જવું, અને શહેરની ગંદકી સાફ કરવી હોય તોયે ધર્મસૂત્રો લલકારવાં,—આનો અર્થ શો? અર્થ એટલોજ કે આપણે કાર્યકારણનો સંબંધ બરાબર વિચારવાની તસ્દી લેતા નથી.

અલબત્ત, આપણો હિંદુ ધર્મ તથા તેની વ્યાખ્યા બહુ વ્યાપક છે. છતાં એ વ્યાપકતા એવી નથી કે માત્ર તેના આધારેજ આપણા જીવનની હમેશની નહાનીમોટી અસંખ્ય ગુંચો સહેલાઇથી ઉકેલી શકાય. તેટલા માટે જ્ઞાતિપદ્ધતિથી ઉભી થયેલી સાંસારિક મુશ્કેલીઓ દૂર કરવી હોય તો કોઇ નવા પ્રકારની ધર્મઝનુન કે ધર્મઘેલછા ઉત્પન્ન કરવાથી બની શકે તેમ નથી. પરંતુ સાંસારિક ઉપાયો અને શસ્ત્રો વડેજ એ સાંસારિક મુશ્કેલીઓનો ખરો પ્રતિકાર થઇ શકશે.

જાતિઓ કે જ્ઞાતિઓ મનુએ ઉત્પન્ન કરી, કે વેદથી તે ચાલી આવી, કે બુદ્ધ પછી તેનો રાફડો ફાટ્યો એ ઇતિહાસમાં પુરાણશા-

સ્ત્રીઓને ગમે તેટલો રસ હોય, પણ આપણી સાદી સમજ તો આપણને એટલુંજ કહેછે કે અત્યારે ચાર હજાર કે ચાર ભાગલા પણ સ્પષ્ટ નથી. આપણા પ્રગતિ માર્ગમાં જે સંસારથી વિઘ્ન આવતું હોય તેને તિલાંજલિ આપવી જોઇએ, પછી એ સંસ્થા પુરાણી હોય કે 'અપ–ટુ–ડેટ, હોય. માત્ર જ્ઞાતિઓથીજ આપણી પાયમાલી થઇ છે એમ કહેવું તે માફ ન કરી શકાય તેવી અત્યુક્તિ છે. પરંતુ એટલું તો નિઃસંશય છે કે જ્ઞાતિઓથી આપણી ઉન્નતિ થઈ નથી અને થવાની નથી.

જ્ઞાતિ તોડવી એટલે કોઇ મૂર્તિમન્ત બાવલાના ચુરેચુરા કરવા એવો અર્થ નથી. જ્ઞાતિ એ એક પ્રકારની ભાવનાજ છે. તેને બદલીને બીજી ઉદાર અને હિતકારક ભાવનાનું આરોપણ કરવું એટલુંજ આવશ્યક છે. પછી આ ફેરફારને 'ઉચ્છેદ' કહો કે 'સ્વયંભૂ સુધારો' કહો. 'સ્વયંભૂ સુધારા' થી જ્ઞાતિભાવનાનું સ્વરૂપ બદલી શકાતું હોય તો પછી ઝઘડાનું કારણ નથી. કદાચ આ શક્ય હશે, પણ તેને સંભવિત, આશાજનક, અને સિદ્ધ કરી બનાવવું એ 'સ્વયંભૂ સુધારકો' ની જવાબદારી છે. તેમજ ઉચ્છેદથી પરિણામ ત્વરિત અને ચોક્કસ આવશે તેની ખાત્રી કરી આપવી તે 'ઉચ્છેદક સુધારકો' નું કર્તવ્ય છે. દરેક વ્યક્તિના આત્મવિકાસ માટે તથા આપણા દેશના અભ્યુદય માટે આપણે ત્યાં જેટલી સ્થિતિસ્થાપકતા, વ્યવસ્થા અને પ્રગતિ જોઇએ તેટલી આપણી જ્ઞાતિઓમાં કોઇ પણ જાદુથી આવી શકતી હોય તો પછી " જ્ઞાતિ " શબ્દથી કોઇ અભડાતું નથી. અને જો એ સ્થિતિ જ્ઞાતિના ઉન્મૂલનથી વધારે ત્વરિત સિદ્ધ થઇ શકતી હોય તો " ઉન્મૂલન " શબ્દથી કોઇએ મૂર્છાગત થવાનું કારણ નથી. આ બે માર્ગોની યોગ્યાયોગ્યતા સંબંધી પ્રમાણિક અભિપ્રાય–ભિન્નતા રહેવાનીજ, તેથી જેને જે માર્ગ અનુકૂળ હોય તે માર્ગે જ્ઞાતિનાં હાનિકારક બંધનો ત્વરાથી તોડવાં એજ સર્વ દલીલનો સરવાળો છે.

[ " કપોળ " જુન, જુલાઇ, ૧૯૧૫ ]

[ ૭૩ ]

# જ્ઞાતિઓનું ભવિષ્ય.

હિંદુ જ્ઞાતિઓનાં ચાર ભવિષ્ય કલ્પી શકાય:-
૧ સર્વ જ્ઞાતિઓ સદંતર નિર્મૂળ થઇ એક હિંદુ કોમ બને.
૨ વર્ણાશ્રમને અવલંબીને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્રની ચાર જાતિઓ બની રહે. ૩ સગવડ પ્રમાણે અને લગ્ન આદિના અનિવાર્ય મુશ્કેલીઓના દબાણથી ન્હાની ન્હાની પેટા જ્ઞાતિઓ એકત્ર થઈ જાય.
૪ હાલ છે તેના કરતાં પણ વધારે તડ, તફાઓ, વધારે ખાબોચિયાંઓ અને ચોતરાઓ ઉત્પન્ન થાય.

આવું ભવિષ્ય એક બે જમાનાઓ પછીનું એટલે કે સાવ પાસેનું જ કલ્પી શકાય. સૈકા બે સૈકાઓની કલ્પના કરવી હાલ નકામી છે—જો કે હિંદુ કોમની સ્થિરતા અને સ્થિતિસ્થાપકતા એટલી અથાગ છે કે કદાચ મન્વંતરો પછીનું ભાખેલું ભવિષ્ય પણ સાચું ઠરી જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. હવે ઉપર કલ્પેલી ચાર સ્થિતિ ઓ એક પછી એક વિચારી જઇએ અને તેમાંથી સૌથી વધારે સંભાવત શું છે તેનું તારણ કહાડવા પ્રયત્ન કરીએ.

પ્રથમ દર્શાવેલી સ્થિતિ તો ત્યારેજ શક્ય થઇ પડે કે જ્યારે કોઈ અણધાર્યો ઝંઝાવાત હિંદુ કોમને પટકી પાડે—બાકી સંસારસુધારકોનાં વાર્ષિક રોદણાંઓથી કે દૈનિક બકવાદથી આ આલીશાન ઇમારત તૂટી પડે એ સ્વપ્ને પણ બનવાનું નથી. આપણને શું ગમે અને શું ન ગમે, એ અનિવાર્ય હકીકતોનો દુનિયામાં નિરર્થક પ્રશ્ન છે. મ્હને તો ગમે છે કે સમગ્ર હિન્દુ કોમનું ચક્રવર્તી સામ્રાજ્ય સારી આલમમાં આણ વર્તાવે; પણ મ્હારી કે તમારી પસંદગી પ્રમાણે કુદરતનું ચક્ર અનુસરતું નથી એ કડવી કથા અંતરે ઉતારવાની છે. સુધારકો અર્વા

સદી થયાં જ્ઞાતિ-સંપ્રદાય સામે દારૂગોળો લઈને મંડ્યા છે, છતાં શું તેઓ એક કાંકરી પણ ખેરવી શક્યા છે? સુધારકોએ જ્યારથી આ પટ્ટાબાજી શરૂ કરી ત્યાર સુધીમાં કેટલીક જ્ઞાતિઓ ભેગી થઈ? જ્ઞાતિ સંસ્થાઓનું સેન્સસ લો એટલે સાચી બીના આંખની મીટમાં બહાર આવશે. સોશ્યલ કૉન્ફરન્સોના રૂપાળા રિપોર્ટોમાં સત્ય હકીકત મળવાની નથી; એ મણ-એક કચરામાં અર્ધો તોલો નગદી પણ હાથ કરવી મુશ્કેલ છે. પણ જરા વધારે આગળ વિચારીએ. સુધારકોએ પોતે આ દશામાં શાં પરાક્રમ કર્યાં? ગઈ કાલ સુધી આપણે તાજુબીથી જોઈ રહ્યા છીએ કે પોતાનાં બાળબચ્ચાંઓ પરણાવવાનાં હોય છે ત્યારે પોતાનીજ સાંકડી જ્ઞાતિ સિવાય બહારની દુનિયામાં તેઓ પોતાની દૃષ્ટિ દોડાવી શકતા નથી. તેઓની લાચાર હાલત તરફ અલબત આપણી દિલસોજી છે: પરિસ્થિતિ અતિ વિકટ છે એ પણ આપણને કબૂલ છે: છતાં સરવાળો આ છે એમાં કોઈથી મીનમેખ થઈ શકે એમ છે? તથાપિ જ્યારે દંભભરેલી દલીલો અને સફાઈ સાથે બચાવ કરવામાં આવે ત્યારે સુધારકોના દિલસોજ મિત્રોને પણ ક્રોધ ચઢે તો તે સ્વાભાવિક છે. દૃષ્ટાંત તરીકે, કેટલાકો એમ સમજાવવા મથે છે કે અમારો પુત્ર ઉમરલાયક થયો એટલે લગ્નની બાબતમાં તે સ્વતંત્ર છે અને અમારી જ્ઞાતિમાંજ તે લગ્ન કરવા ચાહે છે તેથી અમારાથી માથું કેમ મરાય? અમારી પુત્રી ભણેલી ગણેલી હોઈને પોતાનો ભવિષ્યનો સાથી તે શોધી શકે તેમ છે, અને તેવો સાથી અમારી જ્ઞાતિમાંજ તેને મળી ગયો. પછી વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપર અમારાથી અંકુશ કેમ મુકાય? ઘણું જીવો સુધારકો! પણ તેની સાથે આકાશવાણી સરી પડે છે કે "ઘણું જીવો જ્ઞાતિ-સંસ્થાઓ!" એ આકાશવાણી મંગલમયી છે કે અપ-શુકન સૂચવનારી તે તો વિધાતા જાણે!

હવે બીજી શક્યતા વિચારીએ. વર્ણાશ્રમનું ઉપરચોટિયું જ્ઞાન ધરાવનારા અને સુધારકોથી બીલકુલ છૂટા પડવા જેટલી હિમ્મત

વગરના ત્રિશંકુઓની આ મધ્યસ્થ સ્થિતિ છે. મનુ મહારાજના વર્ણાશ્રમ પાછા સ્થાપિત કરવાનો પ્રયત્ન એ આકાશ સાથે બાથોડીયાં લેવા જેવો પ્રયત્ન છે. અત્યારે વર્ણાશ્રમોના આચલ શી રીતે ચાલવાના હતા? વસ્તુતઃ સંકરતા એ તો આ યુગની અપૂર્વતા અને ખુબી છે. સંકરતાને આફતજ માની લેવી એમ શા માટે ? પણ આપણે પ્રસ્તુત પ્રશ્નથી વેગળા નીકળી જઇએ છિએ. મૂળ વર્ણાશ્રમોનો જમાનો પાછો લાવવાનું સ્વપ્ન પાયા વગરનું દેખાય છે. હા, જે ભિન્નભિન્ન અને અસ્તવ્યસ્ત હાલતમાં હિન્દુ માનવતા અત્યારે વિખરાયેલી છે એ હાલતના દરેક રૂપાંતરને અમુક વર્ણ કે આશ્રમની સ્ટૅમ્પ ઠોકી દેવી હોય તો કોઇ અટકાયત કરી શકતું નથી. એમ તો યુરોપ, આફ્રિકા અને અમેરિકાના માનવ મેળામાંથી પણ ખાસા ચાર વર્ણાશ્રમો ઉપજાવી શકાય, પરંતુ મનુ મહારાજે વર્ણાશ્રમ ધર્મનો જે ઉચ્ચગ્રાહ જગતને શિખવ્યો છે અને જે શાસ્ત્રીય સરણી ઉપર હિન્દુ જાતિની પગથી ગોઠવી છે તે તો હમેશને માટે આપણી દૃષ્ટિમાંથી અદૃશ્ય થયેલ છે એ આપણે ભારે અફસોસની સાથે કબૂલ કરી લેવું જોઇએ. તો પછી બિચારા જુના જમાનાના બુઢ્ઢા બ્રાહ્મણોની પીઠ ઠોકી તેઓને ખોટો દિલાસો દેવો કે અમે તમારી જ્ઞાતઓનું નિકંદન કહાડી છેવટે વર્ણાશ્રમનું પુનર્જીવન કરીશું એ સાફ છેતરપીંડી છે; અને અધીરા સુધારકોના કાનમાં મુત્સદ્દી રીતે ફૂંક મારવી કે અમે તમારી સાથેજ છિએ—માત્ર ડગલે ડગલે આગળ વધવાનું અમે રાખ્યું છે—પ્રથમ ચાર વર્ણાશ્રમ સૂધી પહોંચવા દો પછી સૌ સારાં વાનાં થઇ રહેશે—આ કારીગીરીમાં ભીરૂતા અને અપ્રમાણિકતા છે. અલબત્ત આ બધી અતઠી દશાનું મુળ કારણ તો આ પ્રશ્ન પર સ્વચ્છ વિચાર કરવાની અશક્તિ સિવાય બીજું કશું નથી એમ મ્હારો નમ્ર મત છે.

ત્રીજો માર્ગ કદાચ જાતે દહાડે વધારે અખત્યાર થશે એમ દીસે છે. ન્હાની ન્હાની પેટા જ્ઞાતિઓને એકત્ર થવું પડે તો આશ્ચર્ય જેવું નથી. કાં તો ખોબા જેવડી જ્ઞાતિઓ ઘસાઇને નિર્મૂલ થશે અગર

તો વર કન્યાના અસહ્ય દુકાળના કારણે સગવડ પ્રમાણે પરસ્પર મળી જશે. પણ એમાં હિંદુ કોમનો શુક્રવાર વળે એ આશા વ્યર્થ છે. થીગડાં અને મલમપટ્ટાથી સમાજઘટનાઓની સુધારણા સંભવતી નથી. છતાં આ રૂપાંતર સૌથી કુદરતી અને સંજોગોને માન આપનારૂં થશે એમાં શક નથી. એ રૂપાંતર પહેલાં ચોથી દશાનો એક વાર અનુભવ થઈ ગયો હશે તે બનવાજોગ છે. ગામોગામ સાંકડા ચીલાઓ, ઠેર ઠેર ખોબા જેવડાં ખાબોચિયાં, તથા ઘેરઘેર તસુ જેવડા ચોક અને ચોતરાઓ—હિંદુ જનતા હજુ અતિ તીક્ષ્ણ સ્વરૂપમાં નિરખશે એવા ઘણાએ સંભવો છે. તેની સાથે સાથે પરસ્પર મીલનનો પ્રયોગ પણ રચાશે ખરો જ. પણ એ સર્વનો સરવાળો, હાલના કરતાં વધારે આશાજનક કે વધારે પ્રાણદાયી નિવડે એવા ગ્રહ અત્યારે તો હિંદુ કોમને દેખાતા નથી.

વાંચનારને હું હદબાર નિરાશાવાદી લાગીશ એ સ્વાભાવિક છે. જેઓ મને પિછાણે છે તેઓ માને છે કે હું આશાવાદીઓમાં અગ્રગણ્ય છું–છતાં હિન્દુ સમાજ માટે મ્હારા આ નિરાશાવાદની ભીતરમાં મ્હારી અથાગ આશા છૂપાયેલી છે. ભૂમિતિશાસ્ત્રથી સમાજઘટના રચાઇ નહિ શકે એ સિદ્ધ કરવા હું મથી રહ્યો છું. ગણિતવિદ્યાથી કે તર્કવાદથી હિન્દુ કોમની વિટંબનાઓ નહિ ફેડાય એ મહાન વાત હું રજુ કરી રહ્યો છું. ન્યાયશાસ્ત્રનાં ચોકઠાંઓથી કે શાસ્ત્રોના કોરડાઓથી ચોવીસ કરોડ માનવ જાતને ફાંસીએ લટકાવી નહિ શકાય એ સાચી બાબત હું પુકારી રહ્યો છું. હું તો કોઇ એવા મનુ ભગવાનની આશા ઉપર લટકી રહ્યો છું કે જેના દર્શનમાત્રથી હિન્દુ કોમનું પરિવર્તન થઈ જાય; અને મહાન્ ધર્મધુરંધરો, પંડિતો, સમાજવાદીઓ અને સત્યાગ્રહીઓ જે અતિ વિકટ પર્વતની એક ન્હાની સરખી ખીણ પણ ઓળંગી શક્યા નથી એ સમગ્ર પહાડ એવા કોઇ મનુ ભગવાનના એકજ પાદપંકજના સ્પર્શમાત્રથી ઓળંગાઇ જાય. હું એવી કોઇ પુણ્યવંતી મનુસ્મૃતિની રાહ જોઈ રહ્યો છું કે

જેમાં થીગડાં અને મલમપટ્ટાઓની વાત ન હોય, જેમાં શાસ્ત્રની બારાક્ષરી ઘૂંટવાની વાત ન હોય, જેમાં ભાષાશાસ્ત્ર જાળ ન હોય, જેમાં પંડિતોના વિતંડાવાદ ન હોય, જેમ જનતા વિષે કોઈ પ્રકારની જૂઠી વ્યાપ્તિઓ, અવ્યાપ્તિઓ વ્યાપ્તિઓ ન હોય; છતાં જેમાં હિન્દુ કોમ તો શું પણ સક જાતિ માટે સુઘટ ઘટનાઓનું અપૂર્વ સમાજશાસ્ત્ર નીતરી રહ્ જેમાં સુગ્રથિત સમાજવ્યવસ્થાનાં સર્વમાન્ય સૂત્રો પારિજાતક ની માફક દૂરથી મનુષ્ય માત્રને આકર્ષી રહ્યાં હોય; અને વર્ણાશ્રમ જેવી કોઈ અનેરી અજબ સૃષ્ટિનાં દર્શન હો કે સારી હિન્દુ જાતિ સેંકડો જમાનાઓ માટે પ્રાણપ્રતિષ્ઠા અને ચેત

આવી કામધેનુ સમી મનુસ્મૃતિ અને આવા સર્વ શાસ્ત્રે રોમણિ સમા મનુ ભગવાન્ જ્યાં સુધી આપણે ત્યાં પાછા ન ત્યા સુધી હિન્દુ કોમની ઉત્ક્રાન્તિ માટે તલભાર પણ આશા અને એવા સર્વદર્શી ભગવાન્ અને એવી જ્યોતિર્મય સ્મૃતિ આ ભૂમિ ઉપર સમય આવ્યે દેખા દેશે જ એમ મ્હારૂં આશાવા સાક્ષી પૂરે છે. બાકી હિન્દુ કોમની સુધારણાના વિષયમાં આ જ સુધારાવાદ, શાસ્ત્રવાદ અને સત્યાગ્રહવાદ મ્હારી નમ્ર બુદ્ધિને બકવાદ, ભયાનક ઉંટવૈદું અને ઉંડા અંધકારમાં ગોથાં ખવ માયામય નાટક જ ભાસે છે, જેની સામે અજ્ઞાના વંશજને પ પડયા પડયા પણ અટ્ટહાસ્ય કરી રહ્યા છે!

[ "સૌરાષ્ટ્ર–ઉદય" અશાડ, ૧૯૭



[ ૭૪ ]

# જર્મનીમાં પ્રકૃતિ દેવીની પૂજા.

છેલ્લાં પચાસ વર્ષનો જર્મનીનો ઇતિહાસ આપણે તપાસીશું તો સાફ જણાઈ આવશે કે લડાઇનો જે જ્વાળામુખી હાલ ફાટી નીકળ્યો છે તે પ્રથમ જર્મનીની ભુમિમાંજ ધુંધવાતો હતો. એ જ્વાળામુખી જર્મનીમાં વર્ષોનાં વર્ષ સુધી તૈયાર કરવામાં આવ્યો છે. પોતાની ભયંકર ઇચ્છાઓ પાર પાડવાને જર્મની ઘણા વખત થયાં રાહ જોઇને બેઠું હતું, અને પહેલીજ તકે તેના અંતરમાં ધુંધવાતો અગ્નિ લાવાની માફક ભભુકી ઉઠયો છે.

જર્મનીની મહત્તા સામે આપણે આંખમીચામણાં કરવા માગતા નથી. જગતના સાહિત્યમાં, તત્ત્વજ્ઞાનમાં, કળાકૌશલ્યમાં જર્મનીએ જે મોટો ફાળો આપ્યો છે તે અમે ભુલી જતા નથી. પરંતુ કેટલીકવાર દુષ્ટ વાસનાઓ અતિ મહાન્ બુદ્ધિને પણ બદલી નાંખે છે, અને ગમે તેવા ઉચ્ચગામી આત્માને પણ કુંઠિત બનાવી દે છે. અને જર્મનીના સંબંધમાં આ સ્થિતિ ઉભી થઇ છે એમ અમે ભાર દઇને કહીએ છીએ. સને ૧૮૭૧ ની ફત્તેહ પછી જર્મનીએ સ્થૂળ શક્તિની, ઐહિક સામર્થ્યની, પ્રકૃતિદેવીની પૂજા શરૂ કરી છે, અને ન્યાય, સત્યનિષ્ઠા, ધર્મપરાયણતા, આદિ દૈવી સદ્‌ગુણોને તિલાંજલિ આપી છે તેમાં જરાપણ શંકા નથી.

જર્મન ઇતિહાસમાં એક સૈકો પાછળ દૃષ્ટિ કરીએ તો ચાર મહાન્ વ્યક્તિઓ આપણી નજર આગળ ખડી થાય છે. એક બાજુ પ્રખર તત્ત્વજ્ઞો કૅન્ટ અને ફિખ્ટે, અને બીજી બાજુ મહાન્ સાક્ષરો ગટે અને શિલર. જર્મનીના પ્રજાજીવન ઉપર આ ચાર મહાન્ નરોએ જે અમોઘ અસર કરી છે તેટલી આ જમાનામાં કોઇપણ દેશના મહાન્

નેતાઓએ પોતાના સ્વદેશ–જીવન ઉપર કરી હોય તે અમારા જાણ- વામાં નથી. અને થોડો સમય એમ પણ મનાતું હતું કે આ ચાર વ્યક્તિઓ ૧૯ મા સૈકાના આત્મારૂપ અને આદર્શરૂપ મનાશે તેમજ કાયમ રહેશે. ગટે અને શિલર જીવનકળામાં અને કૅન્ટ અને ફ્રિષ્ટે રાજકીય અને સાંમાજિક ધર્મમાં જર્મનીના તેમજ આખા જગતના ગુરૂ તરીકે પૂજાશે એટલી બધી એમના સમયમાં એમની પૂજા થતી જોવામાં આવતી હતી. કવિ શિલર સૌંદર્ય, તાલમયતા, એકતા અને પ્રેમ, જીવનના ઉદ્દેશ તરીકે જગત સમક્ષ ધરી રહ્યો હતો. ગટે સંપૂ- ર્ણતા, વ્યાપકતા અને તન્મયતાના પાઠ શિખવી રહ્યો હતો. ત્યારે કૅન્ટ અને ફ્રિષ્ટે રાજકીય અને સામાજિક બાબતોમાં ધર્મ, ન્યાય અને જાહેર જવાબદારીના પવિત્ર સિદ્ધાંતો જર્મનીમાં ફેલાવી રહ્યા હતા. અને એ સિદ્ધાંતો ઉપર નવીન પ્રુશીઆ અને નવીન જર્મનીની રમણીય ઇમારત બાંધવા આશા રાખી રહ્યા હતા.

થોડા સમય સુધી આ ચાર વીર નરોની આશાઓ સફળ થશે એવું પણ દેખાયું. પરંતુ ખરી રીતે જર્મનીનો જીવનપ્રવાહ એ દિશામાં વહેવાને બદલે જુદીજ દિશામાં વહેતો હતો. આ મહાત્માઓના મહા- ભારત પ્રયત્નથી તુરતમાં તો જર્મનીને માત્ર એકજ ફાયદો થયો; અને તે એ કે નેપોલિયનની રાજ્યનીતિથી અને બહાદૂરીથી જર્મન પ્રજાને જે સંકટો અને જે પરાજયો સહન કરવા પડયા હતા તે સર્વ ભુલી જઇને પોતાનામાં વધારે આત્મમાન રાખતાં જર્મન લોકો શિખ્યા; એટલુંજ નહિ પણ જર્મનીના લોકોમાં તેથી પોતાના દેશને માટે આત્મભોગ આપવાનો જુસ્સો પેદા થયો, કે જે જુસ્સાને લીધે તેઓ આગળ ઉપર રણસંગ્રામમાં ફત્તેહો મેળવી શકયા. તેવીજ રીતે કેળ- વણી માટે આખા દેશના ખુણેખુણામાં અપૂર્વ ચળવળ શરૂ થઈ, અને તેને પરિણામે જર્મની દેશ શાળાઓ અને વિશ્વવિદ્યાલયોથી છવાઇ રહ્યો.

પરંતુ આ જુસ્સો, આ ચળવળ, આ મહાત્ત્વાકાંક્ષા, આ માન- સિક પ્રગતિ, બહુ થોડા સમય માટેજ હતાં. જેમ ૧૯ મા સૈકાનાં

પહેલાં પચાસ વર્ષ જર્મનીમાં વિચારોનું સામ્રાજ્ય હતું, તેમ એ સૈકાનાં પાછલાં વર્ષમાં ત્યાં સ્થૂળ વાસનાઓનું, પ્રકૃતિનું, જડ પદાર્થોનું, અને સામાજિક લોભ અને તૃષ્ણાનું સામ્રાજ્ય થયું. એક સૈકા પહેલાં જર્મની જડ પદાર્થોમાં ગરીબ હતું, તો ચૈતન્યયુક્ત ભાવનાઓમાં જગતની ટોચે હતું. આજે જર્મની સ્થૂળ પદાર્થોમાં ઉન્નત છે, તો આત્મિક ઉન્નતિ અને ઉચ્ચ ભાવનાઓમાં અધોગતિએ પહોંચેલું છે. આગળના મહાન્ વિચારોની જર્મનીએ હોળી કરી નાંખી છે. તેની ઉચ્ચ ભાવનાઓ પવનમાં ઉડી ગઈ છે. તેના ઉન્નત અભિલાષોને ઠોકરે મારવામાં આવ્યા છે.

જે ફિચ્ટે પહેલાં જર્મનીના મહાત્મા તરીકે પૂજાતો હતો તેની અત્યારે હાંસિ કરવામાં આવે છે. જે ફિચ્ટેના વિચારો બ્રહ્માના શબ્દની પેઠે પૂજાતા હતા તે વિચારો હાલ કોડીની કિમ્મતે પણ જર્મની સ્વીકારવા ના પાડે છે. દાખલા તરીકે જ્યારે ઓગણીસમા સૈકાની શરૂઆતમાં જર્મની પોતાની છેલ્લી લડત માટે મહાભારત પ્રયત્નો કરી રહ્યું હતું ત્યારે બર્લિન યુનિવર્સિટીના પ્રોફેસર તરીકે ફિચ્ટેએ પોતાના સ્વદેશબંધુઓને જે યાદગાર શબ્દો કહ્યા છે તે શબ્દો અત્યારે જર્મનીએ દારૂગોળાથી ગગનમાં ફુંકી દીધા છે! તે સમયે ફિચ્ટેએ કહ્યું હતું કે,

"આ દિવસોમાં સમુદ્રની જે સ્વતંત્રતા સંબંધી વારંવાર કહેવામાં આવે છે તે જર્મન લોકોના જીવન પ્રબંધથી ઉલટુંજ છે. સૈકાઓ સુધી જર્મનીએ આ સ્વતંત્રતા મેળવવાને કોઇપણ જાતની ઇચ્છા બતાવી નથી, અને ભવિષ્યમાં પણ બતાવશે નહિ. અને એવી ઇચ્છા બતાવવાની જરૂર પણ નથી......"

"અહા! દુનિઆના બીજા ગોળાર્ધમાંથી લુંટનો માલ પરબારો સીધી રીતે પચાવી પાડવાને ભાગ્યદેવીએ આપણને અત્યારસુધી અટકાવ્યા છે તે પરોક્ષ રીતે પચાવી પાડતાં પણ આપણને અટકાવી શકે તો કેટલું સારૂં ?......"

એક તરફ ફિખ્ટેના આ વિચારો જુઓ, અને બીજી તરફ હાલના જર્મન લોકોની ભાવનાઓ તપાસો તો કેટલો બધો ભયંકર તફાવત માલુમ પડે છે. રાજા કૈયસર કે તેના અનુયાયીઓનો સિદ્ધાંત આ સાથે સરખાવતાં કેટલો બધો સ્થૂળ, અધર્મ અને સ્વાર્થથી ભરેલો લાગે છે !

જર્મનીના મનોરથો કેટલા બદલાઇ ગયા છે તેનો ખ્યાલ જર્મન પ્રજાના નેતાઓના શબ્દોમાંથીજ પૂરતો મળી શકે તેમ છે, અને આ શબ્દો હાલની ખુનખાર લડાઇ ઉભી થયા પછી બોલાયા નથી, પરંતુ તે પહેલાં ઘણા વર્ષ થયાં એ વિચારો જાહેરમાં મુકાયા છે. પાંચ છ વર્ષ પહેલાંજ જીના યુનિવર્સિટીના જર્મન પ્રોફેસર ડૉક્ટર રીને કહ્યું હતું કે,—

" માત્ર સ્થૂળ વસ્તુઓનીજ કિમ્મત આંકવી અને પ્રકૃતિ ઉપરજ કાબુ મેળવવો, એ જાતની એકદેશીયતાની અસર વિનાશક છે, અને એ જાતનું એકતરફી વળણ જર્મનીમાં છેલ્લાં પચાસ વર્ષ થયાં શરૂ થઇ ચુકયું છે. આપણે જર્મનો હવે વિચારકો, કવિઓ અને આશાવાદી પ્રજા મટીને માત્ર પ્રકૃતિ હાથ કરવા તરફ દોરાયલા છીએ. શું આપણે જર્મનો હવે આર્થિક અને નૈતિક વિકાસનું સમતોલન રાખી શકયા છીએ, કે જે જાતનું સમતોલન ગ્રીક લોકોમાં હતું ? નહીજ. અઢળક દોલતની સાથે આપણાં પ્રજાકીય જીવન ઉપર કાળી છાયાઓ પથરાયલી છે. જેમ વ્યક્તિમાં તેમ પ્રજામાં દોલતના વધારાની સાથે નૈતિક લાગણી અને નૈતિક શક્તિનો ઘટાડો થાય છે તે આપણે જોઇએ છીએ. "

પ્રોફેસર ડૉક્ટર રીનના આ યાદગાર શબ્દો અત્યારે શું આપણને અક્ષરે અક્ષર ખરા લાગતા નથી ? અર્ધા સૈકા સુધી જર્મનીએ આત્માની પૂજા છોડીને પ્રકૃતિની પૂજા જારી રાખી છે તે બીજા દેશના લોકોજ નહી પરંતુ જર્મનીના મહાન્ વિચારકો પણ એક અવાજે

જાહેર કરે છે. સને ૧૮૬૦ થી જે લડત માટે મહાન્ તૈયારીઓ અને પ્રયત્નો જર્મનીએ કરેલ છે, તે લડત જગતની સંસ્કૃતિ માટે નથી, તે લડત નૈતિક અને રાજકીય ભાવનાઓને માટે નથી, તે લડત કોઇપણ જાતના પવિત્ર સિદ્ધાંતોને માટે નથી; તે લડત માત્ર પ્રકૃતિનું સામ્રાજ્ય મેળવવા માટે, જર્મનીની સ્થૂળ વાસનાઓ સંતોષવા માટે, બીજાઓનું પચાવી પાડવા માટે, અને બીજી પ્રજાઓમાં સર્વોપરિ સત્તા હાથ કરવા માટેજ હતી અને છે.

[ "અખબારે સોદાગર." અગ્રલેખ, તા. ૩૦-૧૨-૧૪ ]



# [ ૭૫ ]

# જર્મનીનો આત્મઘાત

જર્મનીમાં થોડાં વર્ષ પહેલાં આત્મિક ઉન્નતિનાં અને સાત્વિક ભાવનાઓનાં જે ભવ્ય કાવ્યો લખાતાં તે હવે ફરીથી જર્મની કોઇ પણ દિવસે લખી શકશે કે નહી તે ઘણુંજ શંકાભરેલું છે. છેલ્લા અર્ધા સૈકા થયાં જર્મની એમજ માનતું આવ્યું છે કે જીવનની સાત્વિક ભાવનાઓની હોળી કર્યા વિના રાજકીય સત્તા અને સ્થૂળ પદાર્થો મળી શકતાજ નથી! અને ગમે તે બલિદાન આપીને પણ પોતાથી બને તેટલી રાજસત્તા પચાવી પાડવી એ જર્મનીનો મોટો મનોરથ છે, એટલે લાગણી, હૃદય, અંતઃકરણ, ન્યાય અને સત્ય સાથે જર્મનીના ગ્રહ હવે કોઇ રીતે મળે તેમ નથી. ઉન્નત વિચારો, સાત્વિક ભાવનાં કાવ્યો અથવા તો એવા વિચારો કે લાગણીઓ દર્શાવનારા જર્મન સાધુઓ હમેશને માટે જર્મનીમાંથી વિદાયગીરી લે તો જર્મની તેને માટે આંસુનું એક પણ બિંદુ પાડે તેમ નથી. એટલુંજ નહિ પરંતુ ભૂતકાળના પોતાના મહાન સુરીઓને પણ હવે જર્મની અંતઃકરણથી ચહાતું હોય એમ માની શકાતું નથી. થોડાજ વખત ઉપર શિલર જેવા મહાત્માની શતવર્ષી જ્યારે જર્મનીમાં ઉજવવામાં આવી હતી ત્યારે કયાંય પણ તેને માટે રજમાત્ર ઉત્સાહ જોવામાં આવ્યો નહોતો, અને બર્લિનની સરકારી નાટકશાળાઓ અને રંગ-ભૂમિઓએ તે મહાન દિવસે તે મહાન પુરૂષ માટે એક પણ શબ્દ આનંદનો, ઉત્સાહનો કે ગર્વનો કહેવા જેટલી 'નિર્બળતા' બતાવી નહોતી!

આ જમાનામાં હવે જર્મનીના નેતાઓ શિલર કે ફિષ્ટે નથી, પરંતુ બિઝમાર્ક અને કૈસર છે. હવે ત્યાં આત્માની પૂજા નથી, પરંતુ

પ્રકૃતિની ઉપાસના છે, હવે ત્યાં માનસિક બળ માટે ચળવળ નથી પરંતુ સ્થૂલ પદાર્થો અને ઐહિક સત્તા માટે વલખાં છે. છેલ્લાં પચાસ વર્ષ સુધી જર્મનીની રાજનીતિ આ સ્થૂલ વાસનાથીજ દોરાયલી છે. અને એ રાજનીતિનો ગુરૂ પ્રિન્સ બિઝમાર્ક હતો. બિઝમાર્કની રાજનીતિનો મુદ્રાલેખ એજ હતો કે "રાજનીતિના પ્રશ્નો એ સત્તાના પ્રશ્નો છે" અને એ મુદ્રાલેખ પ્રમાણે તેના અનુયાયીઓ અત્યાર સુધી ચાલતા આવ્યા છે.

રાજનીતિની બાબતોમાં સત્ય, ન્યાય કે પ્રમાણિકતાને કાંઈ લેવા દેવા છે એમ બિઝમાર્કના ચેલાઓ માનતાજ નથી! આ જાતનું વલણ જર્મનીમાં આકસ્મિક સમજવાનું નથી, અથવા તો આ વલણ હમણાંજ સળગી ઉઠ્યું અથવા તો આ ભયંકર લડાઈમાં છેલ્લી વખતે ગ્રહણ કરાયું એવી માન્યતા ભૂલભરેલી છે. આ વલણ તો જર્મનીના ઉંડા સિદ્ધાંતોનું પરિણામ છે. આ સિદ્ધાંતો તૈયાર કરવામાં જર્મનોએ એક દીલથી અને ખંતથી અરધા સૈકા સુધી મહેનત કરી છે. શયતાનયત માટે પણ મહેનત કરવી પડે છે, શ્રમ ઉઠાવવો પડે છે, અનેક પ્રયત્નો વડે મંડ્યા રહેવું પડે છે. અને જર્મનીની જે શયતાનયતનાં આપણને હાલ દર્શન થાય છે તે શયતાનયત બિઝમાર્કના ચેલાઓનાં ખાસ માનસિક કારખાનાંઓમાં તૈયાર કરવામાં આવી છે. અને તેથીજ તેનું જોસ અને તેની ભયંકરતા અને તેની અધમતા આટલી હદ સુધી જોવામાં આવે છે.

બિઝમાર્કને હમેશાં સત્તા સિવાય બીજા સિદ્ધાંતો માટે ઘણોજ કંટાળો હતો. વિચાર અને મનન કરનારાં માણસો માટે તેને તિરસ્કાર હતો. રાજકીય કે આર્થિક બાબતોમાં પુરાણી ભાવનાઓને પગલે ચાલનારાંઓનો તે કટ્ટો શત્રુ હતો. કોઈ પણ રસ્તે સત્તા મેળવવી, કોઇ પણ રસ્તે છાપો મારવો, કોઇ પણ રસ્તે જર્મનીની શક્તિનું પ્રદર્શન કરવું, તે બિઝમાર્કનો જીવનમંત્ર હતો. બિઝમાર્ક અને તેના અનુયા-

ચીઓ વચ્ચે તફાવત એટલોજ કે બિઝમાર્ક પાસે પોતાની ઇચ્છા પાર પાડવા માટે આત્મબળ હતું અને તે બળ અજમાવવાની તકો પણ હતી. ત્યારે તેનું અનુકરણ કરનારાઓ પાસે ઇચ્છા છે, હેવાનયત છે, પણ આત્મબળ નથી; તેમ અત્યાર સુધી તેઓને તક પણ મળતી નહોતી. અને તેથીજ તેઓ બિઝમાર્કની મૂર્તિ પાસે તેના પડછાયા જેવા લાગે છે. આટલાં વર્ષ સુધી કાંઇક તક માટે તેઓ તરફડીયાં મારતા હતા, અને હવે પહેલીજ તકે તેઓએ પોતાના અંતરનું વિષ બહાર કાઢવાને આનાકાની કરી નથી!

જર્મનીએ દુનીઆના ભલા માટે કે નહાનાં રાજ્યોના સંરક્ષણ માટે કાળજી હંમેશને માટે છોડી દીધી છે. તેણે ઉઠાવેલી આ લડાઇ સ્વાર્થમય છે તેમાં જરા પણ શંકા નથી. પરંતુ કદાચ રાજસત્તા માટે મારામારી કરનારી પ્રજા સ્વાર્થથી આંધળી હોય તે બનવાજોગ છે; પણ છેવટે દુનીઆનું ચક્રવર્તી રાજ્ય મેળવીને પણ તેથી પરોક્ષ રીતે દુનીઆનું ભલું કરવાને તે સમર્થ હોય તો તો તેની આપખુદી માટે પણ ક્ષમા આપી શકાય. પણ જર્મનીની રગ જેઓ જાણે છે તેઓ સમજી શકે છે કે કદાચ દૈવી અકસ્માતથી જર્મની જીતે તો પણ તેથી દુનીઆને તો સુધારામાં, સંસ્કૃતિમાં અને ઉચ્ચ ભાવનાઓમાં ખોવાનુંજ છે. એટલુંજ નહી પરંતુ મોટું સામ્રાજ્ય પચાવી પાડે તો- પણ તે વખતે જર્મની સો વરસની પહેલાંના જેવું જર્મની દીસશે નહીજ. માંહોમાંહેના કજીયાઓથી છુટું પડેલું, વિભક્ત અને નિર્બળ જર્મની ગટે, શિલર, કૅન્ટ અને ફિખ્ટે ઉત્પન્ન કરી શક્યું હતું, પરંતુ સત્તાથી અંધ થયેલું જર્મની એવી મહાન વ્યક્તિઓ ફરીથી ઉત્પન્ન કરવાને માટે અશક્તજ રહેવાનું.

આધુનિક જર્મનીમાં કેટલેક દરજ્જે રોમન લોકોની પદ્ધતિ દાખલ થયેલી છે. રાજતંત્રનું યંત્ર, ભવ્યતા અને મોટા દબદબાભરેલા દેખાવો માટે પ્રેમ, દુનીઆ ઉપર પોતાની મોટાઈ અને પોતાની બડાઇની

છાપ પાડવાને અધીરાપણું, આ સર્વમાં જર્મનીએ રોમન પ્રજાનું અનુકરણ કર્યું છે. અને આ સર્વની પાછળ જર્મનીની ' પ્રકૃતિપૂજા' અથવા ' મૂર્તિપૂજા ' વ્યાપી રહી છે તે ચોક્કસ છે. એ પ્રકૃતિપૂજાને જર્મનીમાં સામ્રાજ્યનો ઝુંડો, આર્થિક ઉથલપાથલ, વિનાશક શસ્ત્રોની શોધ, અને લશ્કરી ઝંઝાવાતમાં યાહોમ, એ સર્વ સ્થિતિ આભારી છે.

રસ્કિન કહે છે તેમ જો એક પ્રજાની શિલ્પકળા તેની ભાવનાઓ અને તેના આત્માનું પ્રતિબિંબ હોય તો જર્મનીની શિલ્પકળા ખરેખર એ પ્રમાણેજ છે. છેલ્લાં ૩૫ વર્ષ થયાં જર્મનીનાં શહેરોની બાંધણી તદ્દન બદલાઇ ગઇ છે. અને આ નવી બાંધણી બતાવી આપે છે કે જર્મનીની ભાવનાઓમાં અજબ રીતે ફેરફાર થયેલો હોવો જોઇએ. જર્મનીની નવી બાંધણીમાં દરેક ઠેકાણે સ્થૂલતાનુંજ પ્રદર્શન કરવામાં આવે છે, જ્યારે તેના પહેલાંની બાંધણીમાં કળા અને સૌંદર્ય તરફજ ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. હવે તો કળા પછી અને કદ પહેલું એજ જર્મન શિલ્પકળાનો મુદ્રાલેખ હોય એમ જણાય છે. તેથી જર્મન મકાનો આત્મા વિનાનાં શરીર જેવાં દેખાય છે. એ જાણવા જેવું છે કે હૅમ્બર્ગમાં બિઝમાર્કનું પુતળું પણ રાક્ષસી કદનુંજ કરવામાં આવ્યું છે, અને તે એક સ્મારકને બદલે શયતાન જેવું વધારે દેખાય છે ! પ્રાચીન જર્મનીનાં મકાનો સૌંદર્ય ચાહનારા લોકો માટે બાંધવામાં આવ્યાં હશે એમ દેખાય છે, ત્યારે હાલનાં જર્મન લોકોને રહેવાનાં મકાનો લશ્કરના પડાવ માટેજ ઉભાં કરવામાં આવ્યાં હોય એવો દેખાવ આપે છે.

એટલું ખરૂં છે કે પહેલાનું વિભક્ત જર્મની કેટલેક અંશે સંપીલું અને સંયુક્ત થયું છે, પહેલાંનું ગરીબ જર્મની પૈસાદાર થયું છે, અને પહેલાનું નિર્બળ જર્મની જોરવાળું થયું છે: છતાં પહેલાનું જર્મની દુનીઆના શિક્ષક અને સલાહકાર તરીકે લેખાતું તે હવે દુનીઆને ચેતવણી તરીકે અને સમુદ્રમાં ખરાબા તરીકેજ ઉપયોગમાં આવી શકે

તેમ છે. અત્યારે જર્મનીનું સ્થૂળ સામર્થ્ય પહેલાં કરતાં ભયંકર રીતે વધારે છે છતાં પહેલાં કરતાં અત્યારે દુનીઆ ઉપર તેની કેટલી બધી ઓછી અસર છે ? દુનીઆની સુધરેલી પ્રજાઓનો ઇતિહાસ સાફ રીતે બતાવે છે કે સૂક્ષ્મ અને સ્થૂલ શક્તિ એક સરખી રહી શકતીજ નથી. આત્માનું જોસ શરીરની ઉન્મત્તતાથી નાશ પામે છે. માત્ર સ્થૂલ શક્તિ છેવટે શૂન્યમાંજ વિરામે છે. ખરી શક્તિ છેવટે માનસિક અને આત્મિકજ હોઇ શકે. અને સ્થૂલ સત્તાનું અંતિમ પારણામ શું હોઇ શકે ? જે બળને આધારે એ સત્તા રહેલી હોય તે બલ ગયું એટલે એ સત્તા પણ ગઇ સમજવાના. રોમે સ્થૂલ બલથી જગતનું સામ્રાજ્ય મેળવ્યું પરંતુ એ બળને પોષનારૂં લસ્કર જ્યારે ગયું ત્યારે રોમની સત્તા પણ પલાયમાન થઇ. બીજી બાજુએ ગ્રીસમાં રોમનું સ્થૂલ બલ નહોતું, પરંતુ ગ્રીસનું બુદ્ધિબલ અને ભાવનાઓનું બલ અમોઘ હતું, તેથીજ જ્યાં રોમની તલવારની અસરનું નામનિશાન નથી ત્યાં ગ્રીસની બુદ્ધિની અસર અમરતાને પામી; એટલું જ નહી પણ રોમના પંઝામાં ગ્રીસનું શરીર પકડાયું છતાં ગ્રીસનો આત્મા રોમના આત્મા ઉપર સામ્રાજ્ય કરવાને શક્તિમાન થયો !

એથી પણ ભયંકર સ્થિતિએ જર્મનીને પહોંચાડવાને બિઝમાર્કના ચેલાઓ અને કૈસર તૈયાર થયેલ છે. જમીનના ટુકડા માટે જર્મની આત્મા વેચવાને આગળ પડ્યું છે. પરિણામ એ આવશે કે જમીનનો ટુકડો જર્મનીને મળવાનો નથી અને મળશે તો તે લાંબો સમય નભવાનો નથી, પરંતુ આત્મા ખોઇ બેઠા પછી જર્મની દેશની જાહોજલાલી, જગતમાં જર્મનીની નામના, સુધરેલી પ્રજાઓમાં જર્મનીની ગણુતી, અને ભૂતકાળમાં જર્મન મહાત્માઓએ એકઠો કરેલો જ્ઞાનનો મહાન સંચય, જર્મની હમેશને માટે ગુમાવી બેસશે.

[ " અખબારે સોદાગર, " અગ્રલેખ, તા. ૧-૧-૧૫ ]

# ૭૬

# બ્રીટને લડાઈ શા માટે સ્વીકારી ?

તા. ૧૨ મી ડિસેંબરને દિવસે મિ૦ બાલ્ફરે બ્રિસ્ટલ ખાતે લડાઈનાં કારણો સંબંધી જે યાદગાર શબ્દો કહ્યા છે તે ખરેખર મનનીય છે. આ ભયાનક લડાઈ માત્ર એક ક્ષણવારના અકસ્માતને લીધે ઉભી થઈ છે એમ સમજવાનું નથી. આ લડાઈનાં કારણો ઘણાં ઊંડાં અને અને લાંબા સમયનાં છે. અમુક રાજ્યે બીજા રાજ્યના અમુક ડિસ્પૅચનો જવાબ બરાબર દીધો નહિ, અથવા તો ઑસ્ટ્રિયા પહેલાં રશિયાએ લશ્કરની હીલચાલ શરૂ કરી, અથવા તો રશિયા પહેલાં જર્મનીએ લશ્કર તૈયાર કર્યું,–આ બધી હકીકતને લડાઈના મુલગામી કારણ સાથ કાંઈપણ લેવા દેવા નથી.

તેથી ગયા જુલાઈ માસમાં બનેલા બનાવો તરફજ આપણે નજર કરીએ અને ભુતકાળનો ઇતિહાસ ન તપાસીએ તો દુન્યાની જોરાવર પ્રજાઓનો પ્રવાહ કઈ બાજુ વહે છે, ગ્રહસંગ્રામો શા માટે રચાય છે, અને આખા જગત ઉપર સુલેહનું વાતાવરણ શી રીતે ફેલાવી શકાય, તે આપણી સમજમાં આવવું મુશ્કેલ થઈ પડશે.

આ લડાઈનાં કારણો વર્ષો થયાં ચોક્કસ સ્વરૂપ ધારણ કરતાં હતાં. જ્યારે લડાઈની ભયંકર સ્થિતિ ઉભી કરવાને વર્ષો સુધી જાણતાં અજાણતાં જુદા જુદા દેશનાં વિગ્રહી મગજો કામે લાગ્યાં હતાં ત્યારે ઑસ્ટ્રિયા કરતાં રશિયાએ અમુક કલાક વહેલું લશ્કર તૈયાર કરવા માંડ્યું, કે રશિયા કરતાં ઑસ્ટ્રિયાની હીલચાલ અમુક કલાક વહેલી શરૂ થઈ, એ પ્રકારનાં ચુંથણાં કરવાથી શો ફાયદો ? આ પ્રમાણે મી૦ એચ. એન. બ્રેલ્સફર્ડ જર્મનીની સાથે રશીયાને પણ આ લડાઈનું જવાબદાર ગણે છે, અને તે એટલા માટેજ કે તે જુદા જુદા સંદેશા-

ઓમાંથી એવું અનુમાન કરે છે કે ઑસ્ટ્રિયા પહેલાં થોડા કલાક આગળ રશીયાએ લશ્કરની હીલચાલ શરૂ કરી !

પરંતુ મી. બ્રેલ્સફર્ડ અને તેની પેઠે માનનારાઓ ભુલી જાય છે કે રશીયાએ હીલચાલ પ્રથમ શરૂ કરી હોય કે ન હોય પરંતુ જર્મનીએ તો નિશ્ચયજ કરી રાખ્યો હતો કે કોઈ પણ પહેલી તકે છાપો મારવો. ગ્રેટબ્રિટને રણસંગ્રામમાં કદાચ મોડું ઝુકાવ્યું હત તો પણ શું જર્મની પોતાનો અંતિમ હેતુ છોડી દેત ? ઑસ્ટ્રિયાના પ્રિન્સનું ખુન થયું ન હત તો પણ શું જર્મની બીજું બહાનું શોધી ન કાઢત ? ફ્રાન્સ તદન ચુપ રહેત તો પણ શું જર્મની પોતે વર્ષો સુધી કરેલી તૈયારીનો ઉપયોગ ન કરત ?

અમુક રાજ્યના તટસ્થપણા ઉપર જોરજુલમથી પગ મુકવામાં આવતો હતો. અને જુદાં જુદાં રાજ્યોએ કરેલા કોલકરારો ઉપર પાણી ફરી જતું હતું, તેથી ન્યાયની ખાતર ગ્રેટબ્રિટને મોખરે આવીને લડાઇની જવાબદારી માથે ઉઠાવી છે તે વાત ખરી છે. પરંતુ ગ્રેટ-બ્રિટને આ ગંભીર પગલું ભર્યું છે તે માત્ર આટલા માટેજ હોવું ન જોઇએ અને નથીજ. આખી દુનિઆ ઉપર લડાઇની જે ડાંગ કાયમ ઉગામેલી રહી હતી, અને વિગ્રહી લોકોના મનોરથો પુરા પાડનારી જે ક્રૂર તલવાર સર્વ પ્રજાઓ ઉપર ઝઝુમી રહી હતી, તે ડાંગ અને તે તલવારનો હમેશને માટે નાશ કરવાનેજ બ્રિટનનું આ પગલું હોવું જોઈએ અને છે. લડાઇનાં ઉપલાંક્યાં કારણો દૂર કરવાનેજ બ્રિટન બહાર આવ્યું નથી, પરંતુ તેનાં ઉંડાં મૂળગામી કારણો દૂર કરવાને તેણે આ જોખમ ખેડયું છે.

ખરી આફત કોલકરારો સાચવવાની મુશ્કેલીમાં નથી, પરંતુ કોલકરારો તોડવાને ઉશ્કેરનાર સેતાનને તેની ઇચ્છા પ્રમાણે આગળ ધસવા દેવામાં છે. સર્વિયા અને બેલજીયમ ઉપર જર્મનીએ કરેલો ઘા ક્રૂર અને અન્યાયી છે તે ખરૂં છે. ફ્લૅન્ડર્સ અને ફ્રાન્સની ઉત્તરમાં

જર્મનીનો અત્યાચાર યુરોપની સભ્યતાને નીચું જોવરાવનાર છે તે પણ સત્ય છે. પરંતુ સર્વિયા, બેલજીયમ, ફ્લૅન્ડર્સ વિગેરે જર્મનીના પોતાની જીવનમાં માત્ર ન્હાના બનાવો સમજવાના છે. આ સર્વ પાપ અને આ સર્વ આફતને ભુલાવી દે તેવું મહાપાપ દુન્યાને પોતાની ગુલામ બનાવવાનો જર્મનીનો મનોરથ છે. આખા યુરોપની સભ્યતાને ઝાંખપ લગાડનારી કોઈ અતિ ભયંકર વસ્તુ હોય તો તે જાહોજલાલી ભોગવવાની ઇચ્છા કે સત્તાવાન થવાની ઇચ્છા, અથવા તો રાજ્ય વધારવાની ઇચ્છા નથી; પરંતુ બીજી પ્રજાઓનું ગમે તે થાઓ, બીજાં રાજ્યોનું સત્યાનાશ વળી જાઓ, બીજા દેશોની સભ્યતા અને જાહોજલાલીની હોળી થઇ જાઓ, પણ સર્વે અમારા ગુલામ થાઓ અને અમારી સત્તા પાસે નમો, એવી આપખુદીનો ઝુંડો ફરકાવનાર જર્મન રાજ્યનીતિ અને એ રાજ્યનીતિને ઉત્તેજિત કરનાર લોકોની ઘેલછાજ આખા યુરોપને શાપરૂપ થઈ પડી છે.

તેટલા માટે બ્રિટન માત્ર બેલજિયમને છોડાવવા અથવા સર્વિયાનું રક્ષણ કરવાનેજ બહાર પડ્યું નથી. પરંતુ દુન્યાની બીજી પ્રજાઓની સભ્યતા જાળવવાની ખાતર, અનેક રાજ્યો ઉપર હમેશને માટે ઝઝુમી રહેલી તલવારને પાછી કાયમને માટે મ્યાનમાં મુકાવવાની ખાતર, તેમજ જગતમાં શાંતિનું અખંડ વાતાવરણ ફેલાવવાની ખાતર આખું બ્રિટિશ સામ્રાજ્ય લઢી રહ્યું છે.

માત્ર જર્મનીમાંજ નહિ પરંતુ બીજા અનેક દેશોમાં લડાઇની તરફેણ કરનારાઓ અને જુદાં જુદાં રાજ્યો વચ્ચે પરસ્પર દુશ્મનાઇનો અગ્નિ સળગાવનાર સેતાનોનાં મ્હોડાં હમેશને માટે બંધ કરવા બ્રિટન આગળ પડ્યું છે. લૉર્ડ નૉર્થક્લિફ જેવા લડાઇના ખેરખાંઓ કદાચ આ આફતમાં મઝા પણ માને અને વર્ષો થયાં સુલેહની વકીલાત કરનારા વીરનરોની હાંસિ કરવાને બહાર પણ આવે તેથી બ્રીટનના બુદ્ધિશાળી અને શાણા નેતાઓએ જે સુલેહની રાજ્યનીતિ અખત્યાર



કરવાની અત્યારસુધી લડત ચલાવી હતી તેને માટે તેઓને કોઇપણ રીતે વખોડી શકાય તેમ નથી.

અલબત્ત, સુલેહની રાજ્યનીતિની સલાહ આપનારા આ વખતે ખોટા પડયા છે, અને લડાઇના ખેરખાંઓ સાચા પડયા છે: પરંતુ તેથી લડાઇના ઉપાસકોએ મલકાવાનું નથી. છેલ્લા વર્ષ સુધી સુલેહની રાજ્યનીતિ માટે લડત ચલાવનારાઓની દલીલ તેમજ એમનું અનુમાન સત્ય હતાં. જર્મન શહેનશાહની રાજ્યનીતિ છેલ્લા વર્ષ સુધી સુલેહ ભરી હતી; માત્ર એક વર્ષ થયાંજ તેનું વલણ બદલાયું તે બેલજીયમના રાજા પણ કહે છે. અને એ વલણ બદલાવાનું મૂળ કારણ શું? અલબત્ત બ્રિટનના જર્મન દુશ્મનો અને લડાઇમાં મોક્ષ સમજનારા જર્મન પ્રોફેસરો. પરંતુ તેની સાથે જેઓએ જર્મન શહેનશાહને આ સેતાનોના હાથમાં જવાનું પરોક્ષ રીતે ઉત્તેજન આપ્યું તેઓ આ લડાઇ માટે ઓછા જવાબદાર નથી.

જર્મનીનું વાતાવરણ લડાઇના વિચારોથી ભરચક થઇ ગયું છે તે ખરૂં છે. પરંતુ એ વાતાવરણને છેલ્લાં દશ વર્ષ સુધી બ્રિટનના કેટલાક છાપાવાળાઓએ ઝઝુમી રહેલી આફતના ડંકાઓ વગાડી વગાડીને ઓછું ખળભળાવ્યું નથી. લડાઇ આજે થશે, કાલે થશે, એવાં બ્યુગલો ફુંકી ફુંકીને કેટલાક છાપાવાળાઓએ જર્મનીના દારૂણ વિચારોને વધારે ઉશ્કેરી મુક્યા હતા તેમાં જરાપણ શક નથી. અને તેથી આજે લડાઇનું બ્યુગલ ફુંકનારાઓએ ભાખેલું ભવિષ્ય ખરૂં પડ્યું છે તેથી તેઓની રાજ્યનીતિ ખરી હતી એમ સમજવાનું નથી.

ભલે સુલેહના સાથીઓ આજે ખોટા પડ્યા હોય. પરંતુ તેથી તેઓએ શરમાવાનું કારણ નથી. જ્યારે આ ખુનખાર યુદ્ધ પાછું શમી જશે ત્યારે તેઓ પાછા દુનિઆની પ્રજાને એકત્ર કરવાને અને આખા જગતની સભ્યતાનો પાયો સુલેહ, શાંતિ અને મૈત્રી ઉપર રચવાને તનતોડ જહેમત ઉઠાવશે. જોકે લડાઇનાજ વાતાવરણમાં જીવનારા

રાક્ષસો પાછો કોઈ બીજો શત્રુ શોધી કાઢશે, અને બીજી આફતનો ડંકો વગાડશે, તથાપિ શું તેઓના હાથ બ્રિટિશ સામ્રાજ્ય આ છેલ્લી લડતથી હમેશને માટે નબળા કરી નહિ નાંખે ? શું હવે ભવિષ્યની દુનિઆ લડાઈનો અગ્નિ સળગાવનારાઓ માટે વધારે પ્રતિકૂળ અને મુશ્કેલ થઈ નહિ પડે ?

આ લડાઈ અનેક જુનાં દર્દો અને દુઃખોનો અંત લાવશે. અને એ દુઃખોની સાથે તેને ઉત્પન્ન કરનારા, અને દુશ્મનાઈ જગાવનારા સેતાનોની સત્તાનો પણ અંત શા માટે નહિ લાવે ? એ અંત લઈ આવવા માટેજ આખું બ્રિટિશ સામ્રાજ્ય બહાર પડ્યું છે; જગતની સભ્યતાને કચરી નાંખનારાં યંત્રોનો અંત લાવવાનેજ બ્રિટન અને હિંદુસ્થાન પોતાનું લોહી આપી રહ્યાં છે; દુન્યાનું સાત્વિક જીવન તામસિક અને રાજસિક વિકારોથી વિષમય બનાવનારાં ઝેરી તત્વોને નિર્મૂળ કરવાનેજ આ મહાન ઉથલપાથલ થઈ રહી છે.

*

[ " હિન્દુસ્તાન "

અગ્રલેખ, તા. ૬-૧-૧૫ ]



# ૭૭
# લડાઈથી હિંદુસ્થાનની સ્થિતિમાં શો ફેરફાર થશે ?

આ મહાભારત જંગની જુદા જુદા દેશો ઉપર પરિણામે શી અસર થશે તે જો કે હજુ કલ્પી શકાય તેમ નથી, તોપણ હિંદુસ્થાન સંબંધી કેટલુંક ચોક્કસ અનુમાન બાંધવાને આપણી પાસે કારણો છે. બીજા દેશો અને ખાસ કરીને યુરોપીય દેશોમાં રાજકીય ફેરફારો શા થશે તે કહેવું મુસ્કેલ છે; પરંતુ હિંદને માટે એ વાત બહુ ગુંચવાડા-ભરેલી જણાતી નથી. બ્રિટન અને હિંદની એકતા અતિ ગાઢ થશે તેમાં અત્યારે તો જરાપણ શંકા નથી. હિંદની વફાદારી માટે હવે ઈંગ્લાંડને જરાપણ અંદેશો રહ્યો નથી અને રહેવો ન જોઈએ એ દેખીતું છે.

બ્રિટીશ છત્ર તળે હીંદ સ્વરાજ્ય મેળવવા માટે અત્યારસુધી જે માગણી કરી રહ્યું હતું તે માગણી હવે ધાર્યા કરતાં વહેલી સંતોષ-વામાં આવશે તે અમારી ખાત્રી છે. કેટલાક દ્વેષી એંગ્લો-ઇંડિયનો હિંદ સામે પહેલાં જે કડવી લાગણી ઈંગ્લાંડમાં ઉશ્કેરવાને મહેનત કરતા હતા તેઓના હાથ હંમેશને માટે ભોંયે પડયા છે તે નિર્વિવાદ છે. કેટલાક હિંદના શત્રુઓ હિંદની પ્રગતિમાં આવરણો નાખવાને જૂઠાણાં ફેલાવવાને તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા, તે જૂઠાણાંઓ હવે કદાપિ પણ ચાલી શકે તેમ નથી. કેટલીક નિખાલસ વાતો હિંદ બ્રિટનને મિત્ર તરીકે કહેતાં અચકાતું હતું તે કહેતાં હવે સંકોચ પામશે નહિ. હિંદની સભ્યતા માટે આખા યુરોપમાં પ્રથમ જે માન નહોતું તે હવે આપોઆપ ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

હવે એમ પણ આશા રાખી શકાશે કે પહેલાં હિંદના પ્રશ્નો

બ્રિટિશ પાર્લામેંટમાં ચર્ચાતા ત્યારે તે તરફ જે શોચનીય બેદરકારી પાર્લામેંટના મેંબરો બતાવતા તે બેદરકારી અદશ્ય થશે. હિંદ બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે, એટલુંજ નહિ પરંતુ સર્વ કરતાં વધારે ઉપયોગી અંગ છે તે બ્રિટિશ સામ્રાજ્ય નીચેની દરેક પ્રજા હવે માનતી થશે. બ્રિટિશ સંસ્થાનો હિંદ તરફ આજથી વધારે માનની દષ્ટિથી જોશે એમ માનવામાં અમે વધારે પડતા આશાવાદી છીએ એમ ભાગ્યેજ કહી શકાશે. બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓના હક્કો અને હિંદીઓના શહેરીપણાના રક્ષણ માટે અત્યારસુધી બ્રિટને જે કાળજી બતાવી છે તેના કરતાં અનેકગણી વધારે કાળજી બતાવવામાં આવશે તે નિઃસંશય છે.

પશ્ચિમના લોકો સુધરેલાપણાનાં ચિન્હોમાં શારીરિક બલ, અને હિમ્મત, તેમજ લડાયક શક્તિ અને બહાદુરીને પ્રથમ પદ આપે છે, તેથી હવે હિંદુસ્થાને આ લડાઇમાં વીરતાભરેલો ભાગ લીધેલો હોવાથી તેની કદર પણ સુધરેલી પ્રજા તરીકે કરવાને તેઓ નહિ અચકાય એમ આશા રાખીશું. હિંદુસ્થાન ધર્મમાં, તત્ત્વજ્ઞાનમાં, અધ્યાત્મ વિદ્યામાં, બુધ્ધિબળમાં, સાહિત્યમાં અને સાત્વિક ભાવનાઓમાં સર્વ દેશોથી સર્વોપરિ હતું અને છે, પરંતુ તેની ગણના પશ્ચિમના મુલકો પાસે આજદિન સુધી બહુ ઓછી થતી હતી તે સર્વ કોઇ જાણે છે. સ્થૂલ પ્રકૃતિનું પૂજક પશ્ચિમ હિંદની સૂક્ષ્મ મહત્તાની કદર કરી શક્યું નહોતું. અને તેથીજ યુરોપ કે અમેરીકામાં લખાયેલાં કોઇ પણ પુસ્તકો કે ન્યુસપેપરો લીઓ, પરંતુ તેમાં હિંદને એક અંધારામાં પડેલા નિર્જીવ દેશ તરીકેજ જોવામાં આવતો હતો. કોઇપણ ઇતિહાસ જુઓ તો તેમાં યુરોપનાં જુદાં જુદાં અતિ નહાનાં રાજ્યોનું લંબાણથી વિંજણ કરવામાં આવે છે, પરંતુ યુરોપ જેવડા મોટા અને જગતની વસ્તીના છઠ્ઠા ભાગની વસ્તીવાળા દેશને માત્ર બે લીટીમાં અને તે પણ સમજ વીનાની બે લીટીમાં પતાવી દેવામાં આવે છે.

લગભગ આખું યુરોપ અજ્ઞાનના અંધકારમાં અને જંગલીપણામાં સડતું હતું તે વખતે જે હિંદુસ્થાન સંસ્કૃતિ અને સભ્યતાની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું તે હિંદુસ્થાનનું નામનિશાન આપવાની તસ્દી પણ યુરોપીય ભાષામાં લખનારા અનેક ઇતિહાસકારોએ લીધી નથી! એટલુંજ નહિ પરંતુ સમાજવ્યવસ્થા અને રાજકીય બંધારણોમાં જે દેશે આખા જગતને ઉપયોગી ભંડાર આપ્યો છે તે દેશ સંબંધી એક પણ શબ્દ આજનાં સમાજશાસ્ત્રોમાં જોવામાં આવતો નથી. માત્ર કોઇ કોઇ પુસ્તકમાં જંગલી પ્રજાઓનો ઇતિહાસ ચીતરતી વખતેજ હિંદુસ્થાનને યાદ કરવાની આ મહેરબાનો મહેરબાની કરે છે; અથવા તો પ્રાચીન ખંડેરોના શોધકો હીંદુસ્થાનને એ ખંડેરોની નામાવલિમાં કોઈ કોઈ વાર સ્થાન આપે છે. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે અધ્યાત્મ વિદ્યા અને તત્વજ્ઞાન જે દેશની રગેરગમાં છે, અને જે દેશના દરેક બાળકને ધાવણમાંજ તેનું અધ્યયન કરાવવામાં આવતું હતું, અને હજુ પણ જે દેશ એ વિષયોમાં સૌથી આગળ છે, તે દેશને યુરોપીય તત્વજ્ઞો તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પણ યાદ કરવાને યોગ્ય ધારતા નથી!

આ બધી સ્થિતિ હાલની લડાઈ ફેરવી નાંખશે તેમાં જરા પણ શંકા નથી. સ્થૂલ શક્તિનું પૂજક પશ્ચિમ રણસંગ્રામ ઉપર તમે લોહીની નીકો ન વહેવડાવો ત્યાં સુધી તમારી કદર ન કરે એ અતિ શોચનીય છે, પરંતુ એ તક છેવટે હિંદને મળી છે તે સદ્ભાગ્ય છે. અને વધારે સંતોષ અને આનંદની વાત તો એ છે કે બ્રીટનને સહાય આપવામાં હિંદના પુત્રો પ્રાણત્યાગ કરી રહ્યા છે, અને તેથી હિંદ સાથે સાથે બીજું પરિણામ પણ સાધે છે. એક એ કે જે બ્રિટિશ સામ્રાજ્ય નીચે હિંદુસ્થાને શાંતિ અને સુલેહ ભોગવી છે તે તરફ વફાદારી બતાવી હિંદના દેશીઓનો અવિશ્વાસ કાયમને માટે નિર્મૂલ કર્યો છે, અને બીજું એ કે જે પશ્ચિમને હિંદનું સ્મરણ પણ નહોતું તે પશ્ચિમ હવે હિંદુસ્થાનને એક સુધરેલી, લડાયક અને બહાદુર પ્રજા તરીકે

ઓળખવા મંડયું છે. એટલુંજ નહી પરંતુ હિંદુસ્થાનની સરખામણીમાં જર્મની, ઑસ્ટ્રિયા આદિ દેશો યુરોપમાં છતાં કેટલા બધા જંગલી, ક્રૂર, અને તામસિક વૃત્તિના છે એ વાત પણ હવે પશ્ચિમના સર્વ લોકો કબુલ કરવા લાગ્યા છે.

પહેલાં દુનિઆનો દોર એવો હતો કે યુરોપીય પ્રજાઓ સાથે હિંદી પ્રજાનું નામ લેવું એ પણ એક મહા ઘોર પાપ લેખાતું હતું. અને જર્મની તો શું પરંતુ હંગરી જેવા દેશો પાસે પણ હિંદુસ્થાન એક જંગલી દેશજ ગણાતો હતો. પરંતુ પરમ સંતોષની વાત છે કે હવે હિંદુસ્થાનની ખરી સભ્યતા અને સંસ્કૃતિ આખું યુરોપ અને અમેરિકા કબુલ કરે છે, અને તેની સરખામણીમાં જર્મની જેવા દેશો પણ જંગલી ગણાવાની સ્થિતિએ પહોંચ્યા છે. આપણે આશા રાખીશું કે હિંદુસ્થાનની આ છેવટની કસોટી પછી હંમેશને માટે આ સત્ય તુલના કાયમ રહેશે, અને પશ્ચિમની પ્રજાઓ આ પ્રાચીન ભૂમિ તરફ માન અને આદરની દૃષ્ટિથી જોતાં શીખશે. કારણ કે એટલું તો ચોક્કસ છે કે સાત્વિક ભાવનાઓનો વિકાસ આ દેશમાં થયો છે તેટલો કયાંય પણ થયો નથી. તેમજ ખરી બહાદુરી અને વીરતા આ દેશના લોકોએ બતાવી છે તેવી હજુ બહુ થોડા દેશોમાં જોવામાં આવી છે. એટલુંજ નહિ, પરંતુ ન્યાય અને સત્ય આ દેશમાં જેટલાં પૂજાય છે તેટલાં કોઈ પણ દેશમાં પૂજાતાં નથી. અને તેથીજ જે વખતે હિંદની વફાદારી માટે આખી દુનિઆ ચિંતાની નજરથી જોઇ રહી હતી, અને જર્મની જેવા બાહોશ દેશે તેને માટે પૂરતી શંકા બતાવી હતી, તે વખતે આખી દુનિયાને આશ્ચર્યમાં ગરકાવ કરીને હિંદ પોતાના પરમ મિત્ર અને સહાયક બ્રિટનની બાંહ્યે સંપૂર્ણ વફાદારીથી ઉભું રહ્યું છે.

અમારી ખાત્રી છે કે કટોકટીના સમયે હિંદુસ્થાને બ્રિટન તરફ બતાવેલી પોતાની સંગીન મિત્રતા, લડાઇમાં ઉતરી પુરવાર

કરેલી હિમ્મત અને બહાદુરી તથા રણસંગ્રામ ઉપર દાખવેલા આત્માના બલ સાથે શારીરિક અને માનસિક શક્તિ, ભવિષ્યમાં હિંદને પશ્ચિમની ગણનામાં ઘણીજ ઉચ્ચ કોટિએ મુકશે, અને તેથી બ્રિટન અને હિંદનો સંબંધ અતિ ગાઢ અને મજબૂત થશે.

"**હિંદુસ્તાન**"
અગ્રલેખ તા–૧૨–૧–૧૫



# ૭૮

# ગ્રેસનું એકીકરણ શી રીતે થઇ શકે?

છેલ્લી ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ મળી ત્યારે ઉદ્દામ પક્ષનું મધ્યમ
સાથે શી રીતે જોડાણ થાય તે સંબંધી ચર્ચા ઉભી થઈ હતી.
ંતુ એ જોડાણ છેવટે કેમ ન થયું તે કેટલાકોને આશ્ચર્ય ઉપજાવે
પરંતુ સર્વ હકીકત જરા વધારે બારીકીથી તપાસતાં અમને તેમાં
નવાઈ જેવું લાગતું નથી.

અલબત, મિસીસ બેસંટે કૉંગ્રેસનું એકીકરણ કરવા માટે બહુ
ʼમુત પ્રયત્ન કર્યો હતો.

હાલની શોચનીય સ્થિતિ માટે અમે માત્ર એકજ પક્ષને દોષ
માગતા નથી. પ્રથમ તો આપણા દેશની સેવા કરવાને ઉત્સુક
ોએ તેમજ જાહેર છાપાંઓએ એટલું સમજવાનું છે કે જેટલા
ામ પક્ષના છે તેટલા રાજદ્રોહી છે એવી માન્યતાથીજ ચર્ચા શરૂ
વી તે ઘણું ભુલભરેલું છે. તેમજ જેઓ એમ માને છે કે સરકારની
ે સાથે શાંતિથી ચાલીને અને મગજનો ઉકળાટ બતાવ્યા વિના
ંદુસ્તાનની પ્રગતિ થઈ નજ શકે તેઓ સમાજશાસ્ત્ર અને મનુષ્ય
ભાવથી તદન અજ્ઞાન છે, એટલુંજ નહિ પરંતુ તેઓની બુદ્ધિમાં
ક ગંભીર ખામી છે એમ કહ્યા વિના ચાલતું નથી.

હવે, આપણી રાષ્ટ્રિય કૉંગ્રેસમાં જુદા જુદા અભિપ્રાય અને
ચારના કેળવાયેલા અને શાણા માણસો સાથે મળીને કામ કરે એ
ુજ ઇચ્છવાજોગ છે. આપણા દેશના કોઇપણ બુધ્ધિશાળી માણસો
દુસ્તાનની સેવામાં ભાગ ન લે એમ કોઇ પણ સમજુ હિંદી
છશે નહિ. અને ઉદ્દામ તેમજ મધ્યમ પક્ષમાં અનેક શાણા

બુધ્ધિશાળી અને સંસ્કારી માણસો છે એટલું તો દરેક જણ કબુલ કરશે. તેટલા માટે જો આ સર્વ કેળવાયેલા લોકો એકસંપીથી દેશની સેવા કરવામાં તન્મય બને, અને નાહક માંહોમાંહેના ખોટા ઝઘડાઓ દૂર કરી ઉદાર દીલથી સેવા એજ પોતાનો ધર્મ સમજે, એવી ઇચ્છાથી અનેક તટસ્થો આ બે પક્ષને સંયુક્ત થયેલા જોવાને આતુર છે. અને અમને બીજાં કારણો નથી મળ્યાં ત્યાંસુધી અમે માનીએ છીએ કે મિસીસ બેસંટે આવી ઉદાર ભાવનાથીજ આ સૂચના કરી હતી. મુંબઇનું એક અઠવાડિક પત્ર મિસીસ બેસંટના પ્રયત્નને ઉતારી પાડે છે તે અમારા મનથી ઘણી સંકુચિત અને વિકારી દૃષ્ટિનું પરિણામ છે.

પરંતુ જો કે અમે આવા પ્રયત્નોને વધાવી લઇએ છીએ અને એવા પ્રયત્નો કરનારને અભિનંદીએ છીએ, તોપણ અમારે કહેવું જોઇએ કે જ્યાંસુધી આ બન્ને પક્ષ થોડું થોડું જતું નહિ કરે ત્યાંસુધી ખરી એકતા થવાની નથી. જો ઉદ્દામ પક્ષ પોતાનોજ કકો ખરો માનશે, અને મધ્યમ વર્ગ જરાપણ નમતું નહિ મુકે, તો સંયુક્ત કૉંગ્રેસની આશા નિષ્ફળ સમજવાની છે.

હકીકત એવી છે કે ઉદ્દામ પક્ષના કેટલાક લોકો કહે છે કે તેઓનો માર્ગ મધ્યમ પક્ષથી તદન જુદો છે. હવે, કૉંગ્રેસના હાલના બંધારણની પહેલીજ કલમ પ્રમાણે જાહેર મત કેળવવો, રાજકીય સુધારા માટે કાયદેસર ચળવળ હિંદુસ્થાનમાં તેમજ ઇંગ્લાંડમાં ચલાવવી, સ્થાનિક સ્વરાજ્યના વિકાસ માટે પ્રયત્નો કરવા, વિગેરે પધ્ધતિઓ કૉંગ્રેસે અખત્યાર કરવાની છે. જો ઉદ્દામ પક્ષ આ પહેલીજ કલમ સ્વીકારતા ન હોય અને આ પધ્ધતિથી તેઓની પધ્ધતિ જુદી હોય તો પછી મિ૦ કાળે પુછે છે તેમ મધ્યમ પક્ષને પુછવાનો અધિકાર છે કે ઉદ્દામ પક્ષની ખરી પધ્ધતિ શી છે. કારણ કે ઉદ્દામોના મનથી કંઇ જુદી પધ્ધતિ હોય અને મધ્યમોની પધ્ધતિ જુદી હોય,

અને એ પધ્ધતિમાં એમાંથી એકે પક્ષ ફેરફાર કરી શકે તેમ નજ હોય, તો પછી થીગડાં મારીને તૈયાર કરેલી એકતા ક્યાંસુધી ચાલવાની? એટલા માટે દરેક પક્ષે પોતપોતાની પધ્ધતિઓ શી છે તે ઘણીજ સ્પષ્ટતાથી જાહેરમાં મુકવાની જરૂર છે કે જેથી પાછળથી ગેરસમજુતી ઉભી ન થાય. અને જો પરિણામે આ બધી બાબતોનું નિરાકરણ કરી, કૅાંગ્રેસને આગળ લઇ જવા જેટલી એકતા સાધી શકે તોજ બંને પક્ષોએ જોડાણ કરવું; નહિતર હાલ જે કાંઇ કાર્ય થાય છે તેટલું પણ એ વિષમ પક્ષોના ખાચડાથી નહિ થઇ શકે.

અમારો અભિપ્રાય એવો છે કે કાર્ય કરવાની પધ્ધતિની બાબતમાં બન્ને પક્ષો થોડું જતું નજ કરી શકે તેવું નથી. દાખલા તરીકે, મિસીસ બેસંટ વિગેરે જેઓ બન્ને પક્ષોનું જોડાણ સૂચવે છે તેઓ મધ્યમ માર્ગ ઉપર આવવાને ખુશી હશે અને એવો માર્ગ સંભવિત હશે ત્યારેજ આવી સૂચના કરી શકતાં હશે. વળી, "કૅાન્સ્ટિટ્યુશનલ" અથવા તો "કાયદેસર" શબ્દ ઉપર ઘણી મારામારી થવા સંભવ છે. તેથી એવા ગોળગોળ અને વ્યાપક શબ્દોનો પ્રયોગ કરવાને બદલે જે જે બાબતોમાં મતભેદ થવા સંભવ હોય તે બાબતો સ્પષ્ટ રીતેજ મુકાય, અને પછી તેમાં દરેક પક્ષને કેટલું જતું કરવું પડશે તે ચોક્સ કરવામાં આવે, તોજ કાયમનું અને લાભદાયક ઐક્ય થઈ શકશે.

એટલું યાદ રાખવાનું છે કે બીજો પક્ષ અમુક ઇરાદાથી જોડાય, અને મધ્યમ પક્ષને તે ઇરાદાની માહિતી ન હોય, અને પછી બહુમતથી કૅાંગ્રેસનું નાવ હંકારવામાં આવે, તો એવી સ્થિતિમાં મધ્યમ કે ઉદ્દામ પક્ષ એ બહુમતને અનુસરી શકશે કે નહિ તે પ્રથમથીજ વિચારી જવાનું છે. જોડાણ કર્યા પછી ફાટફુટ થાય, અને નાહક વાદવિવાદમાં અને મારામારીમાં સમય અને શક્તિનો વ્યય થાય તે કોઈ પણ રીતે ઇચ્છવાજોગ નથી.

છેવટમાં અમે એટલુંજ કહીશું કે જેઓ આપણા દેશની ઉન્નતિ ઇચ્છે છે, અને જેઓ યથાશક્તિ દેશની સેવા કરવા માગે છે તેઓ

"ઇંડિયન નૅશનલ કૅાંગ્રેસ" જેવી મહાન સંસ્થાને તોડી પાડવાનો હલકો ઇરાદો નહિજ રાખે. એટલુંજ નહિ પરંતુ તેઓએ પોતાના અંગત વિચારો અને અંગત આશયોને ઘડીભર અલગ રાખી આ મહાન્ સંસ્થાદ્વારા હિંદભૂમિના ઉત્તમ પુત્રોને સેવા કરવાની તક મળે તેવું વાતાવરણ ફેલાવવાને પ્રયત્ન કરવો જોઇએ. આ મહાભારત કાર્યમાં પોતાની ઇચ્છાઓ, વાસનાઓ અને મનોરથો સંતોષવાને બદલે આખા સમાજનો વિચાર કરવાનો છે, અને પોતાનોજ કક્કો ખરો કરવાને બદલે દેશના ભલાની ખાતર પોતાના અભિલાષો અને વિચારો ઉપર અંકુશ મુકી ખરો આત્મત્યાગ બતાવવાનો છે. ઉદ્દામોએ મધ્યમોને ગાળો દેવાને બદલે તેઓની સાથે જોડાઇને કામ કરવાને આગળ પડવાનું છે. જેલમાં જવાથીજ દેશની સેવા થઈ શકે તેવા છીછરા ખ્યાલો છોડી દેવાના છે. મધ્યમોએ પોતાપણું થોડો સમય ભુલી જઇ પોતાની માતૃભૂમિની ખાતર નમતું આપવું પડે તો શરમાવાનું નથી; અને જેલમાં જનારા સર્વ લોકો ભયંકરજ હોવા જોઇએ એવા વિચિત્ર વિચારોને મગજમાં પેસવા દેવા ન જોઇએ.

આવતા વર્ષની કૅાંગ્રેસ મુંબઇમાં ભરાવાની છે. સુધરેલું મુંબઇ, આગળ વધેલું મુંબઇ, દેશનું હિત સમજનારૂં મુંબઇ, આવતે વર્ષે બંને પક્ષોનું જોડાણ કરી આપવાનું માન નહિ લે ? આશા છે કે આપણા અગ્રેસરો, જાહેર પ્રજા અને જાહેર છાપાંઓ દેશમાં સંપ, સુલેહ અને એકતાને અનુકૂળ વાતાવરણ ફેલાવવાનાજ પ્રયત્ન કરશે. નાહક પરસ્પર વિરોધ, આક્ષેપો અને કડવાશને ઉત્તેજિત કરવામાં કોઇ પક્ષનું, કૅાંગ્રેસનું અથવા તો આપણા દેશનું હિત નથી એ દરેક જણે સ્મરણમાં રાખવાનું છે. હુશિયારી અને બુધ્ધિનો ઉપયોગ મારામારીમાં, તીખાં તમતમાં લખાણો કરવામાં કરવા કરતાં શાંતિનું વાતાવરણ ફેલાવવામાં કરવામાં આવશે તો હિંદની ઉન્નતિનો સૂર્ય વહેલો ઉગશે.

**"હિન્દુસ્થાન"**

[અગ્રલેખ, તા. ૨૧-૧-૧૫ ગુરૂવાર]

# ૭૯

# આ લડાઈ છેવટની શી રીતે કરી શકાય ?



આ ખુનખાર લડાઇ આપણા ઇતિહાસમાં છેવટની લડાઇ નીવડે એમ સર્વ દૂરંદેશી અને સમજુ લોકોની ઇચ્છા છે તે નિઃશંક છે. પરંતુ ઇચ્છા વસ્તુ એક છે અને તેને પાર પાડવાના માર્ગો બીજીજ વસ્તુ છે. કેટલાક લોકો એમ માને છે કે આ લડાઇમાં મિત્ર રાજ્યો એવી ફત્તેહ મેળવે કે જેથી દુશ્મનની સત્તાનો હંમેશને માટે નાશ થાય તો ભવિષ્યમાં આ પ્રકારના મહાભારત યુધ્ધનાં ફરીથી દર્શન નહિ થાય. અલબત્ત, ભવિષ્યની સુલેહ માટે અને નહાનાં રાજ્યોની શાંતિ માટે જર્મની જેવા બલવાન અને સત્તાંધ દેશને પોતાની દુષ્ટ શક્તિના શિખર ઉપરથી હમેશને માટે એકદમ નીચે ફેંકવાની જરૂર છેજ. પરંતુ આટલીજ વસ્તુ સુલેહ અને શાંતિનું વાતાવરણ જગત ઉપર અવિચલ કરવાને બસ છે એમ કદિ પણ સમજવાનું નથી.

ઉન્મત્ત દેશને નમ્ર બનાવવાની સાથે આપણે ન્યાય, સત્ય, સંપ અને શાંતિનું વાતાવરણ ફેલાવવાને જે બનતા પ્રયત્નો નહિ કરીએ તો દુશ્મનાઇ અને દ્વેષનો અગ્નિ કાયમ ધુંધવાતો રહેશે, અને વળી જ્યારે કોઈ તણખો નાખશે ત્યારે જ્વાળામુખીની પેઠે ફાટી નીકળશે. તેટલા માટે આપણે બહાદુરીથી, કમર કસીને અને સચોટ રીતે અત્યારે લડવાની જરૂર છે તે ખરૂં છે; પરંતુ તેથી દુશ્મનાઈ અને દ્વેષની લાગણીઓ ઉત્તેજિત કરવાની જરૂર છે એમ અમે માનતા નથી. દુશ્મન કદાચ અતિશયોક્તિ, અર્ધ સત્યો અને જૂઠ્ઠાણાંથી આપણી સામે દ્વેષની લાગણી ફેલાવવાને હીચકારા અને શરમભરેલા પ્રયત્નો કરતો હોય તેથી આપણે પણ એ અધમ પધ્ધતિને અધીન થવું લાજમ નથી.

દુશ્મને આ ત્રાસદાયક લડાઈની પહેલ કરી છે તે આખું જગત જાણે છે. તેમજ લડાઈમાં દુશ્મનના હાથે ઘણા અત્યાચાર થયો છે તે પણ કોઈથી અજાણ્યું નથી. પરંતુ તેથી કરીને આપણે દુશ્મનની અધમતા છે તેથી વધારે કાળી ચીતરવી અથવા તો દ્વેષની લાગણીના અગ્નિને જોસબંધ ધમ્મણથી ફુંક્યે જવો તે એક ભયંકર ભુલ છે. અમારી ખાત્રી છે કે આપણા જે દેશાભિમાની અને બહાદુર સીપાઈઓ મિત્ર રાજ્યો માટે પોતાનાં રક્ત રેડી રહ્યા છે, તેઓ આપણાં કેટલાંક છાપાંઓમાં અતિશયોક્તિભરેલા હેવાલો માટે આપણને જરાપણ ધન્યવાદ દેતા નહિજ હોય; એટલુંજ નહિ, પરંતુ અર્ધ સત્યો અને જુઠાણાં ન ફેલાય તેવું અંતઃકરણપૂર્વક ઇચ્છના કરે.

અમારૂં આ અનુમાન સત્ય છે એ એટલા ઉપરથી જણાશે કે રણસંગ્રામ ઉપરથી આપણા બહાદુર લડવૈયાઓ જે જે હેવાલો મોકલે છે તે મોટે ભાગે નમ્ર, ન્યાયપૂર્ણ, યથાર્થ, અને સત્ય રીતે વર્ણવામાં આવે છે; ત્યારે લડાઈથી દૂર બેઠેલા, આરામ ખુરશીમાં આળોટતા, પોતાના ધંધા રોજગાર ધમધોકાર ચલાવતા સજ્જનોના હાથથી જે કંઇ લખાય છે તે ઘણે અંશે દ્વેષબુદ્ધિ ઉત્પન્ન કરનારાં, દુશ્મનાઇ વધારનારાં, અત્યુક્તિભરેલાં, અર્ધાં સાચાં અથવા જુઠાં લખાણો જોવામાં આવે છે. શાણી બ્રિટીશ સરકાર આ હકીકત સમજે છે તેથી જ એમના રિપોર્ટો પણ નમ્ર રીતે અને જેમ બને તેમ દ્વેષની લાગણી ન દેખાય તેમ બહાર પાડવામાં આવે છે.

બહુ દ્વેષની લાગણી ઉત્તેજિત કરવાથીજ આપણે વધારે બહાદુરીથી અને જીવ ઉપર આવીને લડશું એમ માનનારાઓનાં મગજ ભ્રમિત થયેલાં હોવાં જોઇએ એમ અમને કહ્યા વિના ચાલતું નથી. મિત્ર રાજ્યોની સર્વ પ્રજાઓ દીવા જેવું સ્પષ્ટ સમજે છે કે આપણે ન્યાય, સત્ય અને ભવિષ્યની શાંતિ માટે લડવાનું છે; અને શું આ મહાન ભાવના કરતાં દ્વેષ અને દુશ્મનાઇની લાગણી માણસને વધારે

મજબુત અને બહાદુર બનાવી શકે ખરી? આપણા હજારો બહાદુર લોકો દ્વેષની લાગણીથી ઉશ્કેરાઇને પોતાના પ્રાણ આપવા બહાર પડે છે એમ કહેનારાઓની બુદ્ધિનો શોચનીય પક્ષાઘાત થયો હોવો જોઇએ.

યાદ રાખવાનું છે કે આ જંગી જંગ પછી પાછાં બીજાં જંગો લડવાનો અવસર ન આવે તે આપણા સર્વની અતિ ઉત્કટ ઇચ્છા છે. અને જ્યારે લડાઇ પૂરી થશે ત્યારે આપણે અત્યારે લખાણથી કે વાણીથી કે વર્તનથી ઉશ્કેરેલો દ્વેષ શમી જશે એમ માનવાનું નથી. અત્યારે જેઓ રણસંગ્રામ ઉપર જઈ શકતા નથી તેઓની ફરજ એ છે કે ભવિષ્યમાં જગતની શાંતિનો ભંગ ન થાય એવી સાવચેતી રાખવી જોઇએ. લડાઇ સળગી છે તે ખરૂં છે. તેથી લડો, અને બહાદૂરીથી લડો. દુસ્મનના દોષો જરૂર બહાર પાડો, કે જેથી સુધરેલી પ્રજા કોને કહેવી તેની ખરી ભાવના જગત સમજે. પરંતુ જ્યાં અધમતા નથી ત્યાં તે છે એમ ન કહો; જ્યાં થોડી નીચતા છે ત્યાં ભરચક નીચતા છે એમ અસત્ય ન લખો; જ્યાં દ્વેષનું કારણ નથી ત્યાં નવાં કારણો ઉભાં ન કરો; જ્યાં અમુક માણસો ભયંકર છે ત્યાં આખી પ્રજાનો વિનિપાત થયો છે એમ ડોકા ન બેસાડો; જ્યાં થોડા દુર્ગુણો છે ત્યાં કોઇ પણ સદ્‍ગુણની ગંધ સરખી નથી એવી ન માનવા જેવી વાતો લખી હાસ્યપાત્ર ન બનો; જ્યાં ભુતકાળ અને વર્તમાનકાળ કલુષિત છે ત્યાં ભવિષ્યનો અગાઉથી અધઃપાત ન કરો.

આપણે જગતની સર્વ પ્રજાઓની એક્તા કરવી છે. મનુષ્ય જાતિ માટે મહાત્માઓએ કલ્પેલાં સોનેરી સ્વપ્નાંઓ ખરાં કરવાં છે. અને તેમાં કોઇપણ પ્રજાની વિમુખતા કે જુદાઇ ચાલે તેમ નથી. ભવિષ્યમાં, અને સર્વની આશા છે કે નજીકના ભવિષ્યમાં આપણે સર્વેએ સંપ અને સદ્‍ગુણોની સુવર્ણ સાંકળથી જોડાવું છે. તેથી અત્યારે જગતના સમસ્ત કુટુંબમાંથી કોઇ ઉદ્ધત માણસે ભયંકર સ્વરૂપ પકડયું છે તેને સીધો કરવો તે અવસ્ય આપણી ફરજ છે. અને તેથી તેને

યોગ્ય નસિયત આપવાને આપણને તત્વજ્ઞાન પોસાય તેમ નથી; પરંતુ આપણી બહાદુરીથી તેને પરહેજ કરવાની સાથે આપણા કુંટુંબની ભવિષ્યની એકતા અશક્ય બને એવું કશું ન થવા પામે તે માટે ઘણી ઘણી સાવચેતી રાખવાની છે. અને એમ થશે ત્યારેજ આ ખુનખાર લડાઇ દુનિઆના ઇતિહાસમાં છેલ્લીજ કરવાને આપણે સમર્થ થઇશું.

"હિન્દુસ્થાન"
અગ્રલેખ તા. ૫-૨-૧૫ શુક્રવાર



## ૮૦

# કૉંગ્રેસ એકત્ર કરનારાઓને એક અપીલ.



કૉંગ્રેસ એકત્ર કરવાનો મિસીસ બેસંટનો પ્રયત્ન નિષ્ફલ ગયો તેનો ખુલાસો મિસીસ બેસંટે, મિ૦ ગોખલેએ, મિ૦ તિલકે, તેમજ મિ૦ સુબારાવે બહાર પાડયો છે. તેમજ જુદા જુદા પક્ષનાં જુદાં જુદાં છાપાંઓએ એ સંબંધી ભિન્નભિન્ન અભિપ્રાયો જાહેરમાં મૂક્યા છે. હવે, આ અભિપ્રાયો, આ ટીકાઓ અને આ આક્ષેપોથીજ આપણે અટકવું છે કે કાંઈ આગળ કર્તવ્ય કરવું છે? અમારો નમ્ર મત એવો છે કે ખાસ વ્યક્તિઓ ઉપર ટીકાઓ અને સામા પક્ષની ખામીઓ ઉપર સમય અને શક્તિ વાપરી નાંખવાને બદલે ભૂતકાળની ભૂલો સુધારીને આ મુશ્કેલ સ્થિતિમાંથી કંઈક માર્ગ કાઢવાની ખાસ આવશ્યકતા છે.

અમુકે અમુક શબ્દ વાપર્યા હતા, અને અમુક હકીકત પાછળથી બનવાને બદલે આગળથી જન્મ પામી હતી, અને અમુકના અભિપ્રાયો ભૂતકાળમાં અમુક પ્રકારના હતા, વિગેરે બાબતોની ચર્ચાથી સરવાળે બહુ લાભ હોય એમ અમે માનતા નથી. તમે આ પક્ષના છો તેથી તમારા અભિપ્રાય આવાજ હોવા જોઇએ, અને તમે મુંબઈના છો તેથી તમારી કાર્યપદ્ધતિ અમુક પ્રકારનીજ હોવી જોઇએ, એ જાતની દલીલો કાળક્ષેપ કરનારી છે. મિ૦ તિલકે પ્રથમ ગમે તેવા વિચારો ધરાવ્યા હોય, પણ હાલ તે એમ સ્પષ્ટ રીતે કહેતા હોય કે ગવર્નમેન્ટનો બૉય-કૉટ એ તેની કાર્યપદ્ધતિ બિલકૂલ છેજ નહિ, તો પછી તેના હાલના આ પ્રમાણિક શબ્દો તરફજ ધ્યાન આપવું જોઇએ. તેવીજ રીતે મિ૦ ગોખલે અને મિસીસ બેસંટને એમ માનવાને ખાસ કારણ હોય કે મિ૦ તિલકની કાર્યપદ્ધતિથી કૉંગ્રેસને નુકસાન પહોંચશે, તો પછી

મિ૦ તિલકે ગોળગોળ જવાબ દેવાનો નથી કે નુકસાન નહિ પહોંચે, પરંતુ કૉંગ્રેસમાં આવીને પોતે શું કરવા માગે છે અને ક્યા અને કેવા માર્ગો અખત્યાર કરવા ધારે છે તે સ્પષ્ટતાથી જણાવવું જોઇએ.

અમને કૉંગ્રેસના નિયમોને અધીન થઇને કૉંગ્રેસમાં દાખલ થવા દો; આર પછી અમારા મતને અનુસરનારા કૉંગ્રેસમાં વધારે સંખ્યામાં થશે તો પછી કૉંગ્રેસે અમારો માર્ગ ગ્રહણ કરવોજ પડશે, તેટલા માટે અમારો કાર્યક્રમ તમારી પાસે જાહેરમાં મૂકવાને શું અમે બંધાયલા છીએ?—આ જાતની દલીલ કદાચ મિ૦ તિલકનો પક્ષ કરે તો દલીલની દૃષ્ટિથી કદાચ તે વ્યાજબી પણ હોય. પરંતુ એટલું સ્મરણમાં રાખવાનું છે કે દલીલોથી અને સવાલ-જવાબથી કૉંગ્રેસની એકતા થવી અશક્ય છે. બન્ને બાજુને પૂરતો સંતોષ ન થાય અને ઉભય પક્ષ એકબીજામાં વિશ્વાસ રાખી ન શકે, ત્યાં સુધી કૉંગ્રેસનું જોડાણ થવું કોઇ રીતે સંભવિત હોય તે અમે જોઇ શકતા નથી. તેથી એકબીજાના હક અને દલીલો ઉપર બહુ આધાર રાખવાને બદલે ઉદાર દિલથી સાફ સાફ ખુલાસા કરવામાં આવશે. અને પરસ્પર સંતોષ આપીને તથા બાંધછોડ કરીને કામ લેવામાં આવશે તોજ આ શોચનીય સ્થિતિનો અંત આવશે.

અમે હજુ મજબૂત રીતે માનીએ છીએ કે કૉંગ્રેસની એકતા કરવાની તક હંમેશને માટે હાથમાંથી ગઇ નથી. હજુ પણ જો જુદા જુદા પક્ષના નેતાઓ ભૂતકાળ ભૂલી જઇ થોડીક મમતાનો ત્યાગ કરી, પરસ્પર આપ-લે કરશે, તથા એકબીજાની ખામીઓ અને દોષો જાહેરમાં લાવવાને બદલે નિષ્પક્ષપાતથી પોતપોતાનાં દૃષ્ટિબિંદુઓ જાહેરમાં મૂકશે, તો આવતા વર્ષમાં એકત્ર કૉંગ્રેસનાં દર્શન તદ્દન અલભ્ય નથી. સામી બાજુનું દૃષ્ટિબિંદુ સમજવાને અને ન્યાયપૂર્વક તથા કાંઇપણ અત્યુક્તિ વિના સર્વ સમક્ષ તે મૂકવાને જે પ્રયત્નો થયા છે તેથી અતિ વધારે પ્રયત્નો ઉભય પક્ષ તરફથી થવા જોઇએ એમ અમારૂં માનવું છે.

મનુષ્ય સુધરી શકેજ નહિ, અથવા મનુષ્યના વિચારોમાં સમય જતાં પરિવર્તન થઇ શકેજ નહિ, એમ કહેવાને અમે તૈયાર નથી. તેવીજ રીતે અમુક પક્ષ ભૂલ કરી શકેજ નહિ, અને અમુક પક્ષના વિચારોમાં સત્યની ગંધ પણ હોઈ શકેજ નહિ, એમ માનવું એ એક માફ ન કરી શકાય તેવી ધૃષ્ટતા છે. તેથી અમે સર્વ પક્ષના નેતાઓ અને અનુયાયીઓને નમ્ર રીતે અપીલ કરીએ છીએ કે મહેરબાની કરીને ગઈ ગુજરી ભૂલી જાઓ, સામા પક્ષની ખામીઓને બદલે ખૂબીઓ જોવાને પ્રયત્ન કરો, વ્યક્તિઓને વળગી રહેવાને બદલે આખી સમષ્ટિનો વિચાર કરો, શબ્દજાળમાં રમવાને બદલે મોકળા મનથી અને ઉદાર હૃદયથી બધી બાજુનાં દૃષ્ટિબિંદુ સમજો, અને પોતાનું કે પોતાના પક્ષનું મમત્વ આગળ ધરવાને બદલે આખા દેશનું હિત ઉરમાં ધરો.

આપણા બધા જાહેર સવાલોમાં કેટલીકવાર આપણે “ હા ” અને “ ના ” એવા બે પક્ષ પાડી દઇએ છીએ; અથવા કુધરેલા અને સુધરેલા, પાછળ રહેલા અને આગળ પડેલા, મવાલ અને ઉદ્દામ, વિગેરે વિરોધી વર્ગો ઉભા કરીએ છીએ. પરંતુ મનુષ્યસ્વભાવનું જેઓએ થોડું પણ અવલોકન કર્યું છે તેઓ સમજી શકશે કે ખરી રીતે જનમંડળમાં આવા એક એકથી તદ્દન વિરૂદ્ધ પક્ષો હયાતી ધરાવતાજ નથી. પુરાણા લોકોમાં કેટલીક વાર સુધારાના સંસ્કાર હોય છે, અને સુધરેલાઓ પણ ઘણીવાર વહેમોના દાસ હોય છે. મવાલોમાં પણ સ્વદેશભક્તિ આરૂઢ હોય છે, અને ઉદ્દામો પણ સ્થિતિ અને શક્તિની મર્યાદા સમજતા હોય છે. જો આ દૃષ્ટિથી આપણે સર્વ કૉંગ્રેસના ઉભય પક્ષોનું જોડાણ કરવાને આગળ પડીશું તો જેટલી નિષ્ફળતા આપણને ભૂતકાળમાં મળી છે તેવી ભવિષ્યમાં નહિ મળે એમ આશા રાખી શકાય છે.

“ હિંદુસ્થાન ”

અગ્રલેખ, તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫, શુક્રવાર.

# ૮૧

# મહાન્ દેશભક્ત શ્રીયુત ગોખલેનું અકાળ મૃત્યુ.

There is an honour, which may be ranked among the greatest......that is, of such as sacrifice themselves to death or danger for the good of their country. BACON.

આજે આખા હિંદમાં અતિશય ગમગીનીનું વાતાવરણ છવાયું છે. કદિ ન રૂઝાય તેવો કારી ઘા હિંદ ઉપર પડયો છે. હિંદુસ્થાનનો મહાન નાયક, સેવક અને ભક્ત હિંદી પ્રજાએ ગુમાવ્યો છે. લોકમાન્ય ઓનરબલ મિ૦ ગોખલે માત્ર ૪૯ વર્ષની વયે ગઇ રાત્રિના ૧૦–૨૫ વાગતે પુના ખાતે સ્વર્ગવાસ થયાના અતિ દિલગીરીભરેલા અને ચોંકાવનારા સમાચાર આખા દેશ ઉપર ફરી વળ્યા છે. હિંદુસ્થાન ઉપર આ સમયે કોઈ મોટામાં મોટી આફત આવી હોય તો આ મહાન દેશભક્તને આજે આપણે ગુમાવી બેઠા છીએ તેજ છે. ગયા બુધવારે તો શ્રીયુત ગોખલે પુનાથી ઉપડી મુંબઇ આવી દિલ્હી ખાતે રવાના થવાના હતા એવું પ્રોગ્રામ બહાર પડયું હતું; પરંતુ હાંફણનો અચાનક હૂમલો થવાથી તેઓને એ પ્રોગ્રામ ડાક્તરી સલાહને લીધે આઠ દિવસ મૂલતવી રાખવું પડયું હતું. છેવટે એ હકીકતનું આવું શોકજનક પરિણામ આવ્યું છે!

શ્રીયુત ગોખલેએ હિંદની જે અમૂલ્ય સેવા બજાવી છે, હિંદને માટે તેઓ રાત્રિદિવસ જે અથાગ શ્રમ ઉઠાવી રહ્યા હતા, અને હિંદના ભવિષ્યના સૂકાની તરીકે આખી પ્રજાની એમના તરફ જે દાષ્ટ ઠરી

રહી હતી, તે સર્વનો વિચાર કરતાં એમનું અકાળ મૃત્યુ સર્વથા અસહ્ય થઇ પડે છે. સ્વદેશ સેવાનો જે ભીષ્મ યોગ આ નરરત્ને અંગીકાર કર્યો હતો તેવો યોગ આખી દુનિયાના ઇતિહાસમાં બહુ થોડા નરવીરોએ સાધ્યો છે તે નિઃસંશય છે.

પોતાના જીવનની શરૂઆતથીજ આ મહાન નરે લોકસેવાને પોતાના જીવનમંત્ર તરીકે સ્વીકાર્યો હતો. ૧૮ વર્ષની વયે બી. એ.ની ડિગ્રી મેળવીને તુરતજ મિ૰ ગોખલે "દખ્ખણ એજ્યુકેસન સોસાઇટી" કે જેના સ્થાપકો આપ્તે, અગરકર, તિલક વિગેરે હતા, તે સંસ્થામાં દાખલ થયા, અને જુજ પગારે પ્રોફેસર તરીકે આ પ્રજાકીય સંસ્થાની સેવા કરવાને બહાર પડયા. ૨૦ વર્ષ સુધી પ્રતીજ્ઞાપૂર્વક માત્ર ૭૫ રૂપિયાના નહાના પગારમાં મિ૰ ગોખલેએ આ સંસ્થાની મહાન સેવા બજાવી. આ સંસ્થા તરફથી ચલાવવામાં આવતી ફરગ્યુસન કૅાલેજના માત્ર પ્રોફેસર તરીકેજ મિ૰ ગોખલેની સેવા પૂરી થતી નહોતી. પરંતુ એ કૅાલેજના સ્તંભરૂપ મિ૰ ગોખલે હતા. કૅાલેજમાં પડતી રજાના દિવસોમાં પણ આરામ લેવાને બદલે અખંડ શ્રમ અને અસહ્ય મુશીબતો વેઠી કૅાલેજને માટે નાણાં ઉઘરાવવાનું કાર્ય કરતા. એ રીતે એમણે આ કૅાલેજને માટે બે લાખ રૂપિયા જેવડી મોટી રકમ મેળવી આપી હતી. આ પ્રમાણે પોતાની ભર જુવાનીનાં અતિ કિંમતી ૨૦ વર્ષ આ પ્રજાકીય સંસ્થાને એમણે અર્પણ કર્યાં હતાં. અને શ્રીયુત ગોખલેએ એમના જીવનમાં માત્ર આ એકજ જાહેર સેવા કરી હોત તોપણ એમનું નામ એક મહાન દેશભક્ત તરીકે અમર રહેત એમાં યત્કિંચિંત્ સંશય નથી. પરંતુ એ ઉપરાંત મિ૰ ગોખલેએ પોતાના ટુંકા જીવનમાં એટલાં બધાં મહાન કાર્યો કર્યાં છે કે એમનું નામ હિંદના આખા ઇતિહાસમાં હંમેશને માટે સોનેરી અક્ષરથી કોતરાઇ રહેશે, એટલુંજ નહિ પરંતુ એમનું અતિ ઉજ્જ્વલ અને અમીસ જીવન આખી બ્રિટિશ શહેનશાહતના ઇતિહાસમાં આદર્શરૂપ થઇ પડશે.

અમારી ખાત્રી છે કે લોકમાન્ય શ્રીયુત ગોખલે જો ઇંગ્લંડમાં તેમજ ગોરી ચામડી સહિત જન્મ્યા હત તો તેઓ બ્રિટિશ પાર્લામેંટના પ્રાઇમ મિનિસ્ટરની પદવી શોભાવી શક્યા હત. તેવીજ રીતે તેઓ એક અમેરીકન અથવા ફ્રેંચમૅન જન્મ્યા હત તો તો અમેરીકન કે ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યના પ્રેસિડેંટ તરીકે એમની ગણના થઈ શકી હત. તેથી જો કે હિંદમાં જન્મ લીધાથી તેઓ આ માન મેળવી શક્યા નથી, તો પણ અમારા મનથી તેથી પણ મોહું માન તેઓ મેળવી શક્યા છે; અને તે એ કે હિંદુસ્થાન જેવા દેશમાં મહાભારત શ્રમ ઉઠાવી, અતિ તીવ્ર બુદ્ધિનો ઉપયોગ કરી, સ્વદેશ સેવાની ભાવનામાં અભિનિવેશ કરી, રાજકર્તાઓ તરફ સંપૂર્ણ સ્વતંત્રતાથી અને સ્વદેશબંધુઓ તરફ પૂર્ણ પ્રેમથી વર્તન કરી, તેમણે આટલી નહાની વયમાં હિંદની પ્રગતિમાં અમૂલ્ય ફાળો આપ્યો છે, એટલુંજ નહિ પરંતુ રાજકર્તાઓ તેમજ પ્રજાજનમાં અપૂર્વ આદર, પ્રેમ અને માનને પાત્ર બન્યા છે.

જ્યારે મિ૦ ગોખલે ફરગ્યુસન કૉલેજના પ્રોફેસર હતા ત્યારથીજ એમણે હિંદની રાજદ્વારી લડતમાં પ્રવેશ કર્યો હતો. મર્હૂમ ન્યાયમૂર્તિ રાનડે તરફથી મિ૦ ગોખલેનાં જીવનને તે વખતથીજ અપૂર્વ પ્રેરણા મળવા મંડી હતી. રાનડે સરકારી નોકર હોઇને પ્રજાકીય ચળવળમાં ભાગ લઈ ન શકયા, પરંતુ એમણે પોતાના મહાન ઉદ્દેશો શ્રીયુત ગોખલે મારફત સિદ્ધ કરવાનું ઘણુંજ ડહાપણભરેલું પગલું ભર્યું. અને કોણ કહી શકે કે મિ૦ ગોખલેએ રાનડેની સર્વ આશાઓ સવાઈ રીતે સફલ કરી નથી ? જેમ સૉક્રેટસનો શિષ્ય પ્લેટો થયો તેમ રાનડેના શિષ્ય ગોખલેએ ગુરૂના ધાર્યા કરતાં અધિક કાર્ય કરી બતાવ્યું છે. રાનડેની સાથે ગોખલેએ તેર ચૌદ વર્ષ સુધી અર્થશાસ્ત્રનો બારીક અભ્યાસ કર્યો હતો. આજે હિંદના આર્થિક અને રાજ્યદ્વારી પ્રશ્નોમાં મિ૦ ગોખલેએ જે અજવાળું પાડયું છે તથા જે બાહોશી બતાવી છે તેની બરાબરી કોઇથી થઇ શકે તેમ નથી. અને

તેનું ખરૂં કારણ એજ છે કે મિ૦ ગોખલેએ ન્હાનપણથીજ હિંદની સેવામાં પોતાનું જીવન અર્પણ કર્યું હતું, અને માત્ર લાગણીથી અને વાતોથી સેવા થઇ શકે નહિ એમ તેઓ સમજતા હતા. તેથી હિંદના પ્રશ્નોના બારીક અભ્યાસમાં એમણે જીવન પર્યંત અથાગ મહેનત ઉઠાવી હતી. વર્તમાનપત્રના થોકે થોક વાંચવામાં, સરકારી રિપોર્ટોના ડુંગરો તપાસવામાં, અર્થશાસ્ત્રનાં અસંખ્ય પુસ્તકો સમજવામાં અને આંકડાઓ, હિસાબો અને ગણત્રીઓના ગીચ જંગલોમાંથી પસાર થવામાં, શ્રીયુત ગોખલેએ પોતાના શરીરની, આરામની, પૈસાની કે સગવડની યત્કિંચિત્ દરકાર કરી નથી. તેથીજ જાહેર પ્લૅટફૉર્મ ઉપર કે સરકારની ધારાસભામાં, ઇંગ્લાંડમાં, હિંદુસ્થાનમાં કે આફ્રિકામાં, ખાનગી વાતચીતમાં કે જાહેર છાપાઓમાં, પ્રજા કે સરકાર, સર્વ ઉપર મિ૦ ગોખલેના શબ્દોની ઉંડી અસર થઇ અને મિ૦ ગોખલેના અભિપ્રાયો સર્વમાન્ય ગણાયા.

શ્રીયુત ગોખલેની ન્હાની વયમાંજ એમની શક્તિ અને એમની દેશદાઝ ઉપર લોકોને એટલો બધો વિશ્વાસ હતો કે મોટી મોટી સંસ્થાઓનાં સુકાન એમના હાથમાં મૂકવામાં કોઇને સંકોચ થતો નહિ. પુનાની "સાર્વજનિક સભા" જે સમયે ઘણીજ ઉપયોગી સંસ્થા ગણાતી હતી, તે સમયે મિ૦ ગોખલેનું વય માત્ર ૨૧ વર્ષનું હતું તોપણ એમને તેના મંત્રી નીમવામાં આવ્યા હતા. તે ઉપરાંત મુંબઈ ઇલાકાની રાજદ્વારી પરિષદના મંત્રી તરીકે ચાર વર્ષ સુધી મિ૦ ગોખલેએ સેવા બજાવી, અને સને ૧૮૯૫માં નૅશનલ કૉંગ્રેસ પુનામાં મળી ત્યારે પણ તેના સેક્રેટરી તરીકે મિ૦ ગોખલેએ જવાબદારી લઇ લીધી હતી.

સને ૧૮૯૭ માં ઇંગ્લંડમાં હિંદી સરકારની ઉપજ ખર્ચના આંકડા તપાસવા માટે અને તેમાં યોગ્ય ફેરફાર સૂચવવા માટે વેલ્બી કમીશન નિમાયું હતું; તેમાં પણ જુબાની દેવા માટે માત્ર ૩૧ વર્ષની

ઉમરે મુંબઈ તરફથી મિ૦ ગોખલેને મોકલવામાં આવ્યા હતા. બાહોશ, અનુભવી અને વિદ્વાન કમીશનરો સામે સાક્ષી આપવી તે જેવું તેવું કાર્ય નહોતું. મિ૦ ગોખલેની ઉલટપાલટ તપાસમાં એમણે જે બારીકી, જે અભ્યાસ, અને જે વિદ્વત્તા બતાવી હતી તેથી આખું હિંદ ખુશ-ખુશ થઇ ગયું હતું. મિ૦ ગોખલેની જુબાનીનાં ૭૦ છાપેલાં પાનાં ભરાયાં છે, અને તેની ઉલટપાલટ તપાસમાં લગભગ તેથી બમણું પાનાં ભરાયાં છે. આ કમીશનમાં મિ૦ ગોખલેએ હિંદી સરકારને તેમજ પ્રજાને બતાવી આપ્યું હતું કે હિંદના રાજદ્વારી પ્રશ્નોનો એમણે કેટલો બધો ઉંડો અભ્યાસ કર્યો હતો.

કૉંગ્રેસની એક બેઠક વખતે મિ૦ રોમેશચંદ્ર દત્તે જાહેરમાં કહ્યું હતું કે મિ૦ ગોખલે આપણા ભવિષ્યના મહાન આગેવાન થશે અને આજે મિ૦ દત્તની ભવિષ્યવાણી ખરી પડેલી આપણે જોઇએ છીએ. હિંદુસ્થાનની પ્રજાને લગતો એવો એક પણ મહત્ત્વનો પ્રશ્ન નથી કે જેમાં મિ૦ ગોખલેએ આગળ પડતો ભાગ લીધો ન હોય, અને જેમાં પોતાની વિદ્વત્તા અને પોતાના અનુભવનો અપૂર્વ પ્રકાશ પાડયો ન હોય. મીઠાના કરનો સવાલ હો કે સનંદી નોકરીનો સવાલ હો, લશ્કરી ખર્ચનો સવાલ હો કે લોકપ્રતિનિધિત્વનો સવાલ હો, દુકાળનો સવાલ હો કે જમીન મહેસુલનો સવાલ હો, કેળવણીનો સવાલ હો કે આફ્રિકાનો સવાલ હો, દેશના હિતના ગમે તે પ્રશ્ન હો પરંતુ તેમાં મિ૦ ગોખલે આરપાર ઉતરતા, અને તેમાં દ્રઢતાથી, સ્વતંત્રતાથી, એકનિષ્ઠાથી, અને અનન્ય સ્વદેશ–પ્રેમથી લડત ચલાવતા. ધારાસભામાં મિ૦ ગોખલેની દલીલોની સરકારને પણ ગણના કરવી પડતી અને લૉર્ડ કર્ઝનથી માંડીને જે જે વાઇસરૉય મિ૦ ગોખલેના સંબંધમાં આવેલ છે તેણે એમની શક્તિનાં એમની સ્વદેશપ્રીતિનાં તથા એમની બુદ્ધિનાં ખુલ્લા દિલથી અત્યંત વખાણ કર્યાં છે. એટલુંજ નહિ પણ સરકારની નજરમાં પણ મિ૦ ગોખલેના અભિપ્રાયો સર્વથી વિશેષ

મનનીય ગણાયા છે. નામદાર શહેનશાહ અને ના૦ શહેનશાહબાનુએ મિ૦ ગોખલેની સાથે વિલાયતમાં ખાસ ખાણું લઇ મિ૦ ગોખલે માટે પોતાનું માન બતાવ્યું છે. છતાં મિ૦ ગોખલેના નમ્રતા એટલી બધી હતી કે એમણે નાઇટહુડનો ખિતાબ સરકારના આગ્રહ છતાં સ્વીકાર્યો નથી.

કૉંગ્રેસનું નાવ આટલી સહીસલામતીથી અને બાહોશીથી ચલાવવામાં મિ૦ ગોખલેનો ખાસ હાથ હતો અને કૉંગ્રેસે જે લડતોમાં ફતેહ મેળવી છે તેમાંની ઘણી મિ૦ ગોખલેના પ્રયત્નોને ખાસ આભારી છે. ધારાસભામાં પ્રજાકીય તત્વ વધારવામાં આપણને જે ફતેહ મળી છે તેમાં મિ૦ ગોખલેનો કેટલો બધો હાથ હતો તે લૉર્ડ મોર્લીએ પોતેજ જાહેરમાં કહ્યું છે.

પરંતુ આટલેથીજ શ્રીયુત ગોખલે અટક્યા નથી. સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાઇટી જેવી મહાન સંસ્થા કે જેમાં દેશના બાહોશ અને કેળવાયલા વિદ્વાનો દેશને માટે પોતાનું જીવન અર્પણ કરવાની પ્રતિજ્ઞાથી દાખલ થયા છે તેનો પાયો નાંખી મિ૦ ગોખલેએ પોતાનાં જીવનને અને પોતાની ઉચ્ચ ભાવનાઓને અમર કરેલ છે. એ સંસ્થાએ મિ૦ ગાંધી જેવા નરરત્નનું પણ ધ્યાન ખેંચ્યું છે તે આપણે હમણાંજ જાણ્યું છે. અને મિ૦ ગાંધી જેવા કર્મયોગી મિ૦ ગોખલેને પોતાના ગુરૂ કહે તે મર્હુમને ઓછું માન નથી. આફ્રિકામાં જ્યારે શ્રીયુત ગોખલે હિંદ તરફથી સિધાવ્યા ત્યારેજ એમણે પોતાની મહત્તાથી મિ૦ ગાંધીનું મન હરી લીધું હતું, અને આફ્રિકાના પ્રશ્નનો નિકાલ કરવામાં મિ૦ ગોખલે કેટલા સહાયભૂત થયા છે તે જગજાહેર છે. અતિ અફસોસની વાત એ છે કે આ બે મહાન પુરૂષોનો સહકાર થવાનો જ્યારે યોગ આવ્યો ત્યારે તેમાંથી એક અચાનક ગુમ થઇ ગયેલ છે. મિ૦ ગોખલેનું છેવટનું મોટું કાર્ય ઇંડિયન સિવિલ સર્વિસ કમિશનમાં હતું. આ કમિશનમાં નિમાયા બાદ હિંદની વસ્તુસ્થિતિ કમીશનરોના

ખ્યાલમાં આવે તે માટે એમણે અતુલ શ્રમ લીધો છે. અમારી છેલ્લી આશા એટલીજ છે કે શ્રીયુત ગોખલે આ કમિશનમાં એમનો અતિ કિમતી અને વજનદાર અભિપ્રાય પાછળ મૂકી ગયા હોય.

શ્રીયુત ગોખલેની મહાન જીવનકલાની રૂપરેખા દોરવા જઈએ તોપણ પુસ્તકોનાં પુસ્તકો ભરાય તેમ છે, તેથી એ અશકય વસ્તુ માટે પ્રયત્ન નહિ કરતાં અમે એટલુંજ ઈચ્છીશું કે હિંદના પુત્રો આ નરવીરના આદર્શ જીવનને પોતાના હૃદયમાં કોતરી રાખશે, અને તેનું થોડું પણ અનુકરણ કરવા પ્રયત્ન કરશે. શ્રીયુત ગોખલેનું સ્થાન તો હમેશને માટે ખાલીજ રહેશે. પરંતુ જો તેઓના મહાન જીવનથી ઉત્તેજિત થઇ તેઓએ હાથમાં લીધેલું મહાન કાર્ય પાર પાડવામાં આપણે થોડા પણ ફત્તેહમંદ થઇશું તો એમના આત્માને અવશ્ય શાંતિ મળશે. શ્રીયુત ગોખલેના કુટુંબજન તરફ અમે અંતઃકરણપૂર્વક દિલસોજી બતાવીએ છીએ, અને સ્વર્ગસ્થના અતિ પવિત્ર અને મહાન આત્માને ચિરકાલ શાંતિ મળો એવી વિશ્વનિયામકને પ્રાર્થના કરીએ છીએ.

"હિંદુસ્થાન"

અગ્રલેખ, તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૧૫. શનિવાર.



# ૮૨

# રાજ્યદ્વારી પ્રગતિ અને સંસાર સુધારો

ગયા મંગળવારે વિલ્સન કૉલેજમાં વેપારી કૉલેજના લેકચરર મિ૦ મઝમુદારે "પ્રજાકીય રાજ્યતંત્રની મર્યાદા," ઉપર એક ભાષણ આપ્યું હતું, જે વખતે પ્રૉ૦ મિ૦ ક્લૉડ હિલે પ્રમુખસ્થાન લીધું હતું. ભાષણકર્તાએ તેમજ પ્રમુખે રાજ્યદ્વારી પ્રગતિ અને સંસાર સુધારાના પરસ્પર સંબંધ વિષે કેટલાક વિચારણીય વિચારો દર્શાવ્યા હતા, કે જે વિચારો આપણે અનેકવાર બીજી અનેક દિશામાંથી અનુભવીએ છીએ. આ વિચારો વિચારો તરીકે ઘણા ઉમદા છે. અને એ પ્રમાણે સર્વ દેશનાં રાજ્યતંત્રો તેમજ સામાજિક સંસ્થાઓ ચલાવવામાં આવે તો હાલ જે ગેરવ્યવસ્થા આખી દુનિઆ ઉપર ચાલે છે તે ગેરવ્યવસ્થા બહુ અંશે દૂર થઈ જાય. કેળવણી અને સંસ્કાર વિના હકોનો દાવો કોઈપણ પ્રજાએ કે કોઈપણ પ્રજાજને ન કરવો જોઈએ એ સિદ્ધાંત ઘણો સુંદર અને સુઘટ છે. પરંતુ એ સિદ્ધાંત આચારમાં કેટલો મૂકી શકાય એ ગંભીર ચર્ચાનો વિષય છે.

રાજ્યદ્વારી પ્રગતિ કરવા પહેલાં સાંસારિક પ્રગતિ કરવી જોઈએ, તેમજ રાજ્યદ્વારી સમાનતાનો દાવો કરવા પહેલાં સાંસારિક સમાનતા મેળવવી જોઈએ, આ પ્રકારનું ડહાપણ ઘણું પ્રશંસનીય છે. પરંતુ જેટલું આ ડહાપણ શબ્દોમાં સહેલ છે તેવું સમાજજીવનમાં નથી એ અતિ ઉપયોગી હકીકત ભૂલી જવાની નથી. હિંદુસ્તાનમાં જ્ઞાતિઓનું જંગલ સાફ થઈ જાય તો આ દેશને પરમ લાભ થાય એમાં બહુ શંકા નથી, પરંતુ આ જંગલ સાફ થયા પહેલાં હિંદુસ્તાન રાજકીય સમાનતા મેળવી નજ શકે, અને એ સમાનતાનું અધિકારી થઈ નજ શકે એમ કહેવું તે એક પ્રકારની મૂર્ખતા છે. "ડિમૉક્રસી," "પ્રજા-

કીય રાજ્યતંત્ર" આદિની વાતો કરતી વખતે આપણે પશ્ચિમના દષ્ટાંતો બહુ આપીએ છીએ, અને પશ્ચિમે પ્રથમ સાંસારિક સમાનતા હાથ કર્યા પછીજ રાજકીય સમાનતા મેળવી છે, એમ હિંદી પ્રજા ઉપર ઠસાવવાને ઘણા પ્રયત્નો થાય છે. પરંતુ જે પશ્ચિમ સાંસારિક સમાનતાએ પહોંચેલું કહેવાય છે તે સમાનતાનું યથાર્થ પૃથક્કરણ કરવાને બહુ થોડાં માણસો પ્રયત્ન કરે છે.

જો સાંસારિક સમાનતા રાજકીય સમાનતા ભોગવવાને માટે અનિવાર્ય રીતે આવશ્યકજ હોય, તો આર્થિક સમાનતા સાંસારિક સમાનતા માટે ઓછી આવશ્યક નથી. છતાં આાથક સમાનતાની ગંધનો પણ અનુભવ હજુ પશ્ચિમમાં થયો હોય એમ અમે માનતા નથી. અને તેને પરિણામે પશ્ચિમમાં સાંસારિક ભિન્નતા, અસમાનતા અને વિરોધ હિંદુસ્તાનમાં છે તેથી વિશેષ નહિ તો તેટલા પ્રમાણમાં તો છેજ. કદાચ હિંદુસ્તાનના ભેદો એક પ્રકારના હશે, તો પશ્ચિમના ભેદો જૂદા પ્રકારના હશે. જો એ ભેદો સુધરેલા પશ્ચિમમાં ન હતા તો "સોસ્યાલિસ્ટ પાર્ટી," "સોસ્યલ ડીમોક્રૅટિક પાર્ટી" "ટ્રેડ યુનિયનો," "લેબર પાર્ટી," આદિ બાબતો ત્યાં દષ્ટિગોચર નજ થાત. અને છતાં સ્મરણમાં રાખવાનું છે કે ગરીબ અને શ્રીમંત, કામદાર વર્ગ અને સાહુકાર વર્ગ, ભાડુતો અને જમીનદારો, આદિ ભેદોથી જે ભેદ ઉત્પન્ન થાય તે કદિ પણ રાજકીય સમાનતામાં આવરણરૂપ કે બાધરૂપ લેખવામાં આવ્યો હોય એમ પશ્ચિમના આખા રાજકીય ઇતિહાસમાં ક્યાંય જોવામાં આવતું નથી.

એટલુંજ નહિ, પરંતુ કેટલીક સાંસારિક સમાનતાનો આધાર રાજકીય સમાનતા ઉપર રહેલો છે એ વાત મિ૦ મઝુમદાર તેમજ મિ૦ હિલ ભૂલી ગયા હોય એમ જણાય છે. એકજ બાબત આપણે તપાસીએ. ધારો કે હિંદુ જ્ઞાતિઓના સર્વ ભેદો નષ્ટ કરવા એમાંજ ખરી ઉન્નતિ છે. હવે એ ભેદોને નષ્ટ કરવા માટે એ પદ્ધતિ પ્રમાણે

ચાલનારાઓમાં કેળવણી, સંસ્કાર અને સુધારાના વિચારો ફેલાવવાજ જોઇએ. અને તેને માટે આખા દેશમાં કેળવણી ફેલાવવી જોઇએ. પરંતુ રાજ્યના યંત્ર વિના એ કાર્ય અશક્ય છે, અને તેથી જેઓને આ કાર્ય સિદ્ધ કરવાનું છે તેઓને રાજ્યતંત્રમાં સમાન હક્ક ન હોય તો રાજ્યનાં યંત્રને ગતિમાં કોણ મૂકશે? તેવીજ રીતે ધારો કે ઇંગ્લંડમાં મજૂર વર્ગ પોતાની સાંસારિક અધોગતિ દૂર કરી ઉચ્ચ વર્ગની ભૂમિકાએ પહોંચવા માગે છે. હવે પાર્લામેંટના યંત્ર સિવાય તેઓ પોતાની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સુધારી નજ શકે. પોતાની મુશ્કેલીઓ અને પોતાનાં દુ:ખો દૂર કરવાને રાજ્યના યંત્રની જરૂરજ છે, પરંતુ જ્યાં સુધી સમાન રાજકીય હકકો ન હોય, અને જ્યાં સુધી એ યંત્ર બીજાઓનાજ હાથમાં હોય ત્યાં સુધી આ રાજકીય યંત્રને મજૂર વર્ગની વતી ચલાવશે કોણ? હવે આવી સ્થિતિમાં મિ૦ હિલ કે મિ૦ મઝમુદાર જેવા રાજ્યતત્ત્વજ્ઞો આવીને કહે કે પ્રથમ તમે સાંસારિક સમાનતા મેળવો અને પછી રાજકીય સમાનતાનો દાવો કરજો તો તે એક અર્થરહિત, નિષ્ફળ દલીલચક્રજ ગણાશે.

અમે મિ૦ મઝમુદાર તેમજ મિ૦ હિલ સાથે સંપૂર્ણ રીતે એકમત છીએ કે સ્વરાજ્ય અને સંસ્કૃતિની ભાવનાઓને હિંદમાં ફત્તેહમંદ કરવાને નહાની બાબતોમાં આપણી આ ભાવના ઉતારવાની જરૂર છે. પરંતુ તેથી એમ ફલિત થતું નથી કે રાજ્યદ્વારી પ્રગતિ સાંસારિક પ્રગતિ થયા પછીજ થઈ શકે. અલબત્ત, રાજદ્વારી સ્વતંત્રતાને લાયક થવા માટે આખી પ્રજામાં એવાં થોડાં માણસો તો જોઇએ કે જેઓ એ જવાબદારી યથાર્થ રીતે સમજી શકે તેમજ પાર ઉતારી શકે. અને હિંદમાં એવાં અને એટલાં માણસો નથી તે હિંદના સખ્તમાં સખ્ત ટીકાકારથી પણ કહી શકાશે નહિ.

તેવીજ રીતે પ્રજાકીય રાજતંત્ર માટે આખી પ્રજામાં અમુક પ્રમાણમાં કેળવણી અને સંસ્કાર જોઇએ એ વાતની કોઇથી ના પાડી

શકાશે નહિ. અને એ કેળવણી કે સંસ્કાર એટલે માત્ર લખવા વાંચ-
વાની શક્તિજ સમજવાની નથી. જે પ્રજામાં એકંદરે ચારિત્ર્યના ઉચ્ચ
આદર્શો, નીતિની ઉચ્ચ ભાવના, તીવ્ર બુદ્ધિ અને કાર્યકુશળતાનું ઠીક
પ્રમાણ હોય તેને સંસ્કારી સુધરેલી પ્રજા કહીએ તો ખોટું નહિ
કહેવાય. અને એવી પ્રજાઓમાં હિંદની પ્રજાની ગણના શું થઈ શકે
તેમ નથીજ? અલબત કદાચ યુરોપીય પ્રજામાં વાંચવા લખવાની કળા
વધારે ફેલાયલી હશે, તેમજ રાજ્ય ખટપટમાં તેઓ વધારે કેળવાયેલ
હશે, પરંતુ બુદ્ધિમાં, ચારિત્ર્યમાં, ભાવનાઓમાં, ભૂતકાળની ઉજ્જ્વળ
કીર્તિમાં, કે યોગ્ય તકો મળે તો કાર્યકુશળતામાં હિંદુસ્થાનના લોકો
કરતાં દુનિઆંની કોઈપણ પ્રજા વધારે દાવો કરી શકે તેમ નથી.
હાલ જે યુરોપીય તથા અમેરિકન રાજ્યોમાં પ્રજાકીય રાજતંત્રો છે
ત્યાં શું આખી પ્રજા પાર્લામેંટના મેંબરો જેવી શાણી કે બુદ્ધિશાળી
છે? પશ્ચિમની કહેવાતી સુધરેલી પ્રજાઓમાં લાખો અને કરોડો મત
આપનારાઓની બુદ્ધિ, તેઓનું ચારિત્ર્ય, અને રાજ્યની જવાબદારી
સમજવાની તેઓની શક્તિ, કેટલામાં છે તે ત્યાંના અનુભવીઓ સમજે
છે. છતાં તે કરોડો માણસોને રાજકીય હક્ક આપવામાં પશ્ચિમે કાંઈ
પણ ખોટું કર્યું હોય એમ અમે માનતા નથી. તો પછી હિંદુસ્તાનમાં
નવા સિદ્ધાંતો અને નવાં રાજ્યસૂત્રો શા માટે લાગુ પાડવાં જોઈએ
તે સમજી શકાતું નથી. હિંદુસ્તાને સાંસારિક બાબતોમાં ઘણો સુધારો
કરવાનો છે તેની કોઈ ના પાડતું નથી, પરંતુ એ સુધારો સંપૂર્ણ થઈ
જાય ત્યાંસુધી રાજ્યદ્વારી પ્રગતિ મૂલતવી રાખવાની જરૂર છે ખરી?

**"હિંદુસ્તાન"**

અગ્રલેખ, તા-૬-૩-૧૫.

# ૮૩

# હાઈકોર્ટના એક અમલદારનો ગવર્નર કરતાં વધારે પગાર!



ગયા મંગળવારે ગવર્નરની કૌંસિલમાં ઑ૦ મિ૦ વી. જી. પટેલે એક અગત્યનો ઠરાવ રજુ કર્યો હતો. તે ઠરાવ પ્રમાણે મુંબઈ હાઇ-કોર્ટના ઑફિશ્યલ એસાઇની કે જેને હાલ નિયમિત પગારને બદલે દરેક કામ ઉપર અમુક ટકા ફી મળે છે તેનો ચોક્સ પગાર સરકાર તરફથી કરી આપવાની સૂચના થઇ હતી. તેવીજ રીતે ઑફિશ્યલ રીસીવરની જગા જૂદી ઉભી કરી તેનો પણ ચોક્સ પગાર ઠરાવવાની દરખાસ્ત કરવામાં આવી હતી. આ બંને ઑફિસરોની ફરજ અત્યાર સુધી એકજ ઑફિસરના હાથમાં હતી, અને નિયમિત પગારને બદલે આ એકજ ઑફિસરને ઑફિશ્યલ એસાઇની તરીકે, તથા ઑફિશ્યલ રીસીવર તરીકે ફીના રૂપમાં લાખો રૂપિયાનો લાભ મળતો હતો. આ પ્રમાણે છેલ્લાં પાંચ વર્ષમાં ઑફિશ્યલ એસાઇની તરીકે છેલ્લા ઑફિ-સરને રૂ. ૭,૦૭૦૫૮ નો લાભ મળ્યો હતો, અને તેથી સરાસરી દર મહિને તેનો પગાર રૂ. ૧૦૧૧૭ નો પડયો હતો! આ હિસાબે ઑફિશ્યલ એસાઇનીનો પગાર હાઇકોર્ટના ચીફ જજના પગારથી બેવડો છે, એટલુંજ નહિ પરંતુ નામદાર ગવર્નરના પગારની લગોલગ છે! કારણકે નામદાર ગવર્નરનો પગાર રૂ. ૧૦૬૬૬ છે.

પરંતુ આથી પણ વધારે રકમ ઑફિશ્યલ એસાઇનીને કોઇવાર મળેલી છે. એમ કહેવાય છે કે એક વરસમાં ઑફિશ્યલ એસાઇનીને રૂ. ૨, ૭૦, ૦૦૦ મળ્યા હતા, અને તે હિસાબે નામદાર વાઇસરોયના પગાર કરતાં પણ તેનો દરમાયો વધી ગયો હતો! આ અતિ અન્યાય

ભરેલી પદ્ધતિ બંધ કરવાને ઓ૦ મિ૦ પટેલનો ઠરાવ સ્વીકારી લેવામાં ડહાપણજ બતાવ્યું છે. માત્ર આશ્ચર્યની વાત તો એટલીજ છે કે જાહેર પૈસાનો આ ભયંકર વ્યય અટકાવવાને સરકારે આટલા વખત સુધી કાંઈ પણ પગલું ભર્યું નહોતું. આજથી ત્રીસેક વર્ષ પહેલાં હાઇકોર્ટના ત્રણ ઑફિસરો, જોઇએ તેના કરતાં મોટા પગારો ખાતા હતા, અને સને ૧૮૯૩ માં ઑનરબલ મિ૦ સેતલવડે તે બાબત તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું હતું. તે સમયે નાદારી કોર્ટના ક્લાર્કનો માસિક પગાર રૂ. ૫૦૦૦ હતો, કે જે પગાર હાઇ કોર્ટના ચીફ જજનો પણ હતો! તેમજ ઍડમિનિસ્ટ્રેટર જનરલનો પગાર પણ એટલો બધો મોટો હતો કે તે સંબંધી અનેક વાર ચર્ચા ઉભી થઇ હતી. સદ્‌ભાગ્યે આ ઑફિસરોના પગાર તો ઓછા કરવામાં આવ્યા હતા. હાલ નાદારી કોર્ટના ક્લાર્કને ૮૦૦ રૂ. નો માસિક પગાર આપવામાં આવે છે અને તે જે ફરજો બજાવે છે તેના પ્રમાણમાં આ પગાર તદ્દન પૂરતો છે. તેવીજ રીતે ઍડમિનિસ્ટ્રેટર જનરલને પણ તેના કાર્યના પ્રમાણમાં પૂરતો ચોકસ પગાર આપવામાં આવેછે. પરંતુ ઑફિશ્યલ એસાઇનીની માટેની ફરિયાદ તે વખતે ધ્યાનમાં લેવામાં આવી ન હતી. અને આજ દિન સુધીમાં જાહેર પ્રજાનો પુષ્કળ પૈસો ઑફિશીયલ એસાઇનીના ખીસાં ભરવામાં ગયો છે. બંગાલ અને મદ્રાસ ઇલાકામાં ઑફિશીયલ એસાઇનીનો ચોકસ દરમાયો ઘણા વખત થયાં થઈ ગયો છે. પરંતુ મુંબઈ ઇલાકામાંજ ઑફિશીયલ એસાઈનીનું કલ્પતરૂ ખૂંચવી લેવાની સરકારે હજુ સુધી હિમ્મત કરી નહોતી.

ઑફિશીયલ એસાઈનીના નસીબનો સિતારો મુંબઈ હાઇ કોર્ટમાં કેટલો તેજ હતો તે ઉપર જણાવેલા આંકડા ઉપરથી જણાશે. પ્રથમ તો ઑફિશીયલ એસાઈની તરીકે ૧૯૧૩ સુધીનાં છેલ્લાં પાંચ વરસની સરાસરીમાં તેને રૂ. ૩૬૨૨ નો દરમાયો પડયો હતો. પરંતુ એટલેથીજ બસ થતું નથી. કારણકે ઑફિશ્યલ એસાઈનીને ઑફિશ્યલ રીસીવર તેમજ લિકવીડેટર તરીકે નિમવાનો હાઇ કોર્ટમાં રવૈયો પડી ગયો છે.

ઑફિશીયલ એસાઇની નિમતી વખતે તેની પાસેથી પચાસ કે સાઠ હજાર રૂપિયાની જામીનગીરી લેવામાં આવે છે. અને તેથી ઑફિશીયલ રીસીવર નીમતી વખતે પણ જામીનગીરીની જરૂર હોવાથી ઑફિશીયલ ઍસાઇનીનો રીસીવર તરીકે ઉપયોગ કરી લેવામાં આવે છે. અને તેવીજ રીતે જૉઇંટ સ્ટૉક કંપનીઓના લિક્વીડેટર તરીકે તેનેજ નિમવામાં આવે છે. અને પરિણામે આ ત્રણે ઑફિસોમાંથી ફી અને કમીશન તરીકે આ ઑફિસરની ૧૯૧૩ સુધીનાં પાંચ વર્ષોમાં નીચે પ્રમાણે કમાણી હતી.

સને ૧૯૦૯–રૂ. ૧૦૮૨૨૪.
સને ૧૯૧૦–રૂ. ૧૦૪૧૭૫.
સને ૧૯૧૧–રૂ. ૧૪૭,૭૭૫.
સને ૧૯૧૨=રૂ. ૧૫૬,૩૮૮.
સને ૧૯૧૩–રૂ. ૯૦,૪૯૩.

જે ઑફિસ ઉપર પૈસાની આટલી વૃષ્ટિ થાય તે ઑફિસ તરફ ઑનરબલ મિ૦ ચેતલવડે કહ્યું તેમ મોટા સિનિયર બૅરસ્ટરો પણ લલચાય તો તેમાં નવાઇ નથી.

હિંદુસ્તાનમાં આ જાતનો પૈસાનો જાહેર વ્યય અનેક દિશામાં થાય છે, અને સરકાર તેને ઉત્તેજન આપે છે તે અતિ શોચનીય છે. જ્યારે ધારાસભાઓમાં લોકપ્રતિનિધિઓ આ પ્રકારની ભૂલભરેલી પદ્ધતિ તરફ સરકારનું ધ્યાન ખેંચે છે ત્યારે સરકાર કેટલીકવાર તે તરફ બિલકુલ બેદરકારી બતાવે છે, અને સરકારના કેટલાક વકીલો છીછરી દલીલોથી લોકપ્રતિનિધિઓનાં મ્હોડાં બંધ કરવાને પ્રયત્ન કરે છે. શું એ આશ્ચર્યની વાત નથી કે જે નિંદ્ય પદ્ધતિ હવે સુધારવાને સરકારે કબૂલ કર્યું છે તે પદ્ધતિ મિ૦ સેતલવડની સને ૧૮૯૩ ની લડત છતાં તે દિવસથી આજસુધી ચાલુ રાખવામાં આવી? અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં સરકાર આવી સૂચનાઓનો જલદીથી

અમલ કરશે, એટલુંજ નહિ પરંતુ આ જાતની દીલગીરીભરેલી સ્થિતિ જ્યાં જ્યાં જોવામાં આવે ત્યાં ત્યાંથી પોતેજ શોધી કહાડી તેનો અંત લાવશે.

જો કે સરકારે મિ૦ પટેલનો ઠરાવ મંજુર રાખ્યો છે તો પણ કઇ જાતનો ફેરફાર કરવામાં આવશે તે ચોક્કસ થયું નથી. તેથી અમે આ તકે એટલું કહેવાની અમારી ફરજ સમજીએ છીએ કે ઑફિશીયલ એસાઇની તેમજ ઑફિશીયલ રિસીવરને હવે કમીશન કે ફી નહિ આપતાં ચોક્કસ પગાર કરી આપવો જોઇએ, અને એ પગાર તેઓની ફરજોને યોગ્યજ આપવામાં આવશે અને નકામો અથવા વધારે પડતો ખર્ચ કરવામાં નહિ આવે એમ અમે આશા રાખીએ છીએ.

[ અગ્રલેખ, તા. ૧૮-૩-૧૫. ]

"હિંદુસ્તાન"

# ૮૪
# લૉર્ડ હાર્ડિંજે બજાવેલી હિંદની અમૂલ્ય સેવા.

આ વર્ષેજ હિંદના લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજની પાંચ વર્ષની મુદત પૂરી થાય છે, અને જો હિંદી પ્રજાની વિનતિ ધ્યાનમાં લઇ એમની મુદત લંબાવવામાં નહિ આવે તો તે નામદાર થોડો સમયમાં હિંદનો કિનારો છોડી જશે. અમે ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે લૉર્ડ હાર્ડિંજ જેવા લોકપ્રિય, દૂરદેશી અને શાણા વાઇસરૉયનો લાભ ખાસ કરીને આ અણિને વખતે હિંદુસ્તાનને વધારે વખત આપવાને નામદાર શહેનશાહનું પ્રધાનમંડળ યોગ્ય ધારશે. અને કદાચ બીજાં પાંચ વર્ષ સૂધી લૉર્ડ હાર્ડિંજની મુદત લંબાવી ન શકાય તો લડાઈ પૂરી થતાં પૂધી એ મુદત લંબાવવામાં આવશે તો પણ હિંદી પ્રજાને ઘણો સંતોષ થશે. કારણ કે લડાઇના ગંભીર સમયમાં લૉર્ડ હાર્ડિંજ જેવા શાણા, ઠરેલ પ્રકૃતિના અને દિલસોજ રાજ્યકર્તાની ખાસ જરૂર છે.

લૉર્ડ હાર્ડિંજે છેલ્લાં ચાર પાંચ વર્ષમાં હિંદુસ્તાનની એટલી બધી કિંમતી સેવા બજાવી છે કે તેની વિગતવાર નોંધ અત્રે આપી શકાય તેમ નથી. તથાપિ આ તકે એમનાં કેટલાંક મહાન્ કાર્યોની ઉડતી નોંધ લેવાય તો અનુચિત ગણાશે નહિ. પ્રથમ તો એ નામદારે હિંદુસ્તાનમાં પગ મૂક્યો ત્યારે બંગાળ આદિ પ્રાંતોમાં ઘણો અસંતોષ ફેલાઇ રહ્યો હતો. પરંતુ દિલ્હી દરબાર વખતે બંગાળને એકત્ર કરી લૉર્ડ હાર્ડિંજે બંગાળની તેમજ આખી હિંદની પ્રજાનો સંપૂર્ણ પ્રેમ મેળવ્યો છે. એ નામદાર ઉપર કોઈ હીચકારા હાથથી જે જોખમ

આવી પડયું હતું તે જોખમમાંથી તે નામદાર સહીસલામત પસાર થયા તે વખતે હિંદુસ્તાનના સર્વ લોકોની લાગણી એમના તરફ ઉભરાઇ રહી હતી, અને તે વખતેજ આ દિલસોજ વાઇસરાય માટે લોકોમાં કેટલો બધો ઉંડો પ્રેમ હતો તે પ્રતીત થયું હતું. આ શોચનીય બનાવ પછી પણ લૉર્ડ હાર્ડિંજે હિંદની પ્રગતિમાં જરા પણ વિઘ્ન આવવા દીધું નથી. એટલુંજ નહિ પરંતુ સંપૂર્ણ દિલોજાનીથી અને હિમ્મતથી હિંદને સ્વતંત્રતા અને પ્રગતિના માર્ગ ઉપર લઇ ગયેલ છે, તેથી એમણે પોતાની મહાન ઉદારતા અને અત્યંત ડહાપણભરેલી રાજ્યનીતિનો અચૂક પૂરાવો આપ્યો હતો.

તેવીજ રીતે દિલ્હી દરબાર વખતે આખા સામ્રાજ્યના રાજાઓને દિલ્હી ખાતે એકત્ર કરી માંહોમાંહે જે લાગણી અને દિલસોજી ઉત્પન્ન કરી છે તે માટે આખી બ્રિટિશ સલ્તનત લૉર્ડ હાર્ડિંજની આભારી રહેશે. તેમજ એમણે નામદાર શહેનશાહની હિંદમાં પધરામણી કરાવી લોકોની ઉંડી વફાદારીનો ખરો ખ્યાલ આખી દુનિઆને આપીને હિંદની તેમજ સામ્રાજ્યની પરમ સેવા બજાવી છે. તે ઉપરાંત, દક્ષિણ આફ્રિકાના વિકટ પ્રશ્નમાં પોતે હિંદુસ્તાન તરફથી બહુજ હિમ્મતથી અને સ્પષ્ટતાથી જે વિચારો દર્શાવ્યા છે તે અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં બ્રિટિશ સંસ્થાનો ભૂલી નહિ જાય. હિંદી સંસ્થાનવાસીઓની તુરતની કેટલીક હાડમારીઓ દૂર કરાવવામાં જેમ શ્રીયુત ગાંધી તથા ગોખલેએ હિંદી પ્રજા તરફથી અમૂલ્ય મહેનત ઉઠાવી છે, તેમ બ્રિટન તરફથી લૉર્ડ હાર્ડિંજે પણ પણ શ્રીયુત ગાંધી અને મિ૦ ગોખલેના પ્રયત્નોને અંતિમ સફળતા અપાવવામાં જેવી તેવી મદદ કરી નથી. અને અમારી ખાત્રી છે કે જો લૉર્ડ હાર્ડિંજ વધારે સમય હિંદુસ્તાનમાં રહેશે તો હજુ પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને વિશેષ સ્વતંત્રતા અપાવવાને ચુકશે નહિ, એટલુંજ નહિ પરંતુ બીજાં બ્રિટિશ સંસ્થાનોમાં જે સંકુચિત રાજ્યનીતિ અખત્યાર કરવામાં આવી છે અને જેથી હિંદીઓને માટે એ સંસ્થાનોનાં દ્વાર લગભગ બંધ થઇ ગયાં

છે, તે રાજ્યનીતિ વધારે ઉદાર કરવાને લોર્ડ હાર્ડિંજ મજબુત પગલાં ભરશે અને બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદને યોગ્ય અને માનભરી પદવી અપાવશે.

આ લડાઇના સમયમાં પણ આપણા લોકપ્રિય વાઇસરૉય હિંદ ઉપર ઉપકાર કર્યા વિના રહ્યા નથી. લગભગ એક સૈકા પહેલાં અર્લ ઑફ ચૅથૅમ જેવાએ હિંદી લશ્કરને યુરોપીય રણભૂમિ ઉપર ઉતારવા સામે મજબૂત વાંધો બતાવ્યો હતો, અને આજદિન સુધી વીલ્યિમ પિટના મતની સામે કોઇ પગલું ભરી શક્યું નહોતું છતાં લૉર્ડ હાર્ડિંજે હિંદી લશ્કરને યુરોપીય રણસંગ્રામ ઉપર મોકલાવી જે હિમ્મત, જે વિચારસ્વતંત્રતા, અને જે ઉદાર રાજ્યનીતિ બતાવી છે તે ખરેખર અભિનંદનીય છે. આ મહાન યુદ્ધમાં બે લાખ હિંદી લશ્કરને ઉતારી હિંદને પોતાની વફાદારી બતાવવાને તથા બ્રિટિશ સામ્રાજ્યનું પોતે એક ઉપયોગી અંગ છે એવું ભાન કરાવવાને લૉર્ડ હાર્ડિંજે અમૂલ્ય તક આપી છે. એટલુંજ નહિ પરંતુ આજથી હિંદને બ્રિટિશ સામ્રાજ્યમાં અતિ અગ્રસ્થાન મેળવી આપ્યું છે.

જેમ રાજ્યદ્વારી બાબતોમાં હિંદની સેવા એ નામદારે બજાવી છે તેમ આર્થિક બાબતોમાં પણ હિંદનું જેવું તેવું હિત કર્યું નથી. છેલ્લું બજેટ બહાર પાડી એમણે આખી પ્રજાને ચકિત કરેલ છે એમ કહ્યા વિના ચાલતું નથી. કારણ કે આટલા મોટા પાયા ઉપર લડાઇ ચાલે છે, અને સરકારને તેમાં મોટો ખર્ચ ઉઠાવવાનો છે, છતાં હિંદી પ્રજા ઉપર જરા પણ કરનો બોજો વધારવામાં આવ્યો નથી એથી આખી પ્રજા સાનંદાશ્ચર્ય પામી છે. તે ઉપરાંત, ઘઉંની નિકાસ સરકારે હાથ કરીને લડાઇની મુસ્કેલીઓ ઉભી ન થાય અને પ્રજાને ઘઉંની તંગી ભોગવવી ન પડે, છતાં અણિને સમયે ગ્રેટ બ્રિટનને અમૂલ્ય મદદ આપી શકાય, એ સર્વ ઉદ્દેશો સિદ્ધ કર્યા છે, તે ખાતે પણ લૉર્ડ હાર્ડિંજને મુબારકબાદી અને ધન્યવાદ ઘટે છે. છેવટે સંયુક્ત પ્રાંતને કારોબારી કાઉન્સિલ આપવાનું જાહેરનામું તૈયાર કરી બ્રિટિશ

પાર્લામેંટમાં મંજૂર થવા મોકલાવી એ નામદારે હિંદની મહેચ્છાઓ પ્રતિ પોતાની દિલસોજી સાબીત કરી આપી છે. એટલુંજ નહિ પરંતુ મુઠ્ઠીભર ઉમરાવોના સંકુચિત વિચારોને લીધે આ જાહેરનામું મંજૂર થયું નહિ તેથી ગયા ગુરૂવારેજ નામદાર વાઇસરૉયે આ ઉમરાવોની સખ્ત ઝાટકણી કાઢી છે. આ પ્રમાણે લૉર્ડ હાર્ડિંજે હિંદની જે અમૂલ્ય સેવાઓ બજાવી છે, અને હિંદની ઉચ્ચ ભાવનાઓ જે ઉદાર બુદ્ધિથી તે નામદાર જુએ છે, તથા હિંદની રાજ્યદ્વારી અને આર્થિક પ્રગતિ માટે જે કાળજી કરે છે, તે બહુ થોડા વાઇસરૉયોની કાર-કીર્દિમાં માલુમ પડે છે. અમારી આશા છે કે આ દિલસોજ અને પ્રજાપ્રિય વાઇસરૉયને હિંદમાં વધારે સમય રોકવામાં આવશે. અને એ નામદાર ગમે ત્યારે હિંદ છોડી જશે, પરંતુ હિંદ ઉપર કરેલા અગણિત ઉપકારો હિંદના ઇતિહાસમા ચિરકાળ સોનેરી અક્ષરે કોતરાઇ રહેશે.

"હિંદુસ્તાન"

[ અગ્રલેખ, તા. ૨૯–૩–૧૫ ]

# ૮૫

# મહાન ભ્રાંતિ!

જગતમાં યુદ્ધ આવશ્યક છે કે નહિ અને તેના ફાયદા ગેરફાયદા શા છે તેના ઉપર મિ૦ નૉર્મન એન્જેલે " મહાન ભ્રાંતિ " નામનું એક અપૂર્વ પુસ્તક ઘણાં વર્ષો પહેલાં બહાર પાડયું છે. અને લડાઇ સંબંધી આ એક પુસ્તકે પશ્ચિમની સમસ્ત પ્રજાઓમાં જે ચળવળ અને ચર્ચા ઉભી કરી છે તેવી ચર્ચા ભાગ્યેજ બીજા કોઇ કારણથી કદિ પણ ઉભી થઇ હશે. મિ૦ નૉર્મન એન્જેલ, અલબત્ત, સુલેહ-શાંતિનો પક્ષપાત કરનારા છે, પરંતુ તે માત્ર લાગણીના ઉપલક ઉમળકાને લીધે નહિ પણ ઉંડાં આર્થિક અને રાજ્યદ્વારી કારણોને લીધે. એમના " મહાન ભ્રાંતિ " નામના પુસ્તકમાં તે એમ કહેવા માંગતા નથી કે લડાઇ એ એક મહાન ભ્રાંતિ છે એટલે કે તે તદ્દન અસંભવિત અથવા અશક્ય છે. લડાઇ અને ઝઘડાઓ તો થવાનાજ એની એ ના પાડતા નથી. પરંતુ લડાઈ કરવાથી રાજ્યદ્વારી અથવા આર્થિક લાભ મેળવવાને જે રાજ્યો અભિલાષ રાખે છે તેઓ એક મોટા ભ્રમમાં છે એવો એમનો મજબૂત અભિપ્રાય છે.

હવે તત્ત્વજ્ઞો અને મહાન વિચારકો ગમે તેવી મોટી ભાવનાઓ બાંધે અને ગમે તેવા આદર્શો રજુ કરે, પરંતુ એક વાત તો ચોકસ છે કે જ્યાંસુધી અનેક બળવાન પ્રજાઓ પોતાનો સ્વભાવ બદલે નહિ, જ્યાંસુધી રાજ્ય રાજ્ય વચ્ચે ઇર્ષ્યા અને દુશ્મનાઇ નિર્મૂળ થાય નહિ, અને જ્યાં સુધી સ્પર્ધા, સરસાસરસી અને એક બીજા ઉપર લાભ મેળવી જવાની મારામારીનો જમાનો પૂરો થાય નહિ, ત્યાંસુધી જંગો મચવાનાં, અને પછી એ જંગોનાં પરિણામ સારાં આવે કે ખરાબ પરંતુ લોકોનો મોટો ભાગ એ જંગોના પ્રવાહમાં

ઉત્સાહપૂર્વક અને ઘણીવાર ઉન્માદપૂર્વક તણાવાનો. અલબત્ત, આ વસ્તુસ્થિતિ બદલાવવામાં મિ૦ નૉર્મન એન્જેલ જેવા ઉદાર અને બુદ્ધિશાળી મતવાદી અતિશય સહાયભૂત થયા વિના રહેશે નહિ. પરંતુ એ બુદ્ધિપૂર્વક બાંધેલા અને પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો લોકોની લાગણી ઉપર અસર કરી ન શકે ત્યાંસુધી તેની સાર્થકતા સિદ્ધ થઈ શકશે નહિ. અને તેથી કેટલીકવાર મહાન ખૂનખાર યુદ્ધોથી થતી ભયંકર પાયમાલી, શિખામણ અને દલીલથી ભરેલાં અનેક ભાષણો કરતાં વિશેષ સચોટ રીતે ભવિષ્યમાં લડાઈ અટકાવવામાં મદદરૂપ થઇ પડે એ સંભવિત છે.

જર્મન પ્રજાએ જે સાહસ ખેડયું છે અને દુનિઆમાં લોહીની નીકો વહેડાવવાની જે જોગવાઇ કરી આપી છે તેનું મૂળ કારણ ।મિ૦ નૉર્મન એન્જેલ જણાવે છે તેમ લડાઇથી પોતાના દેશની વિશેષ પ્રગતિ અને આબાદી થશે એવી તેઓની ઉંડી માન્યતા છે! જર્મની એમ સમજતું આવ્યું છે કે સુખ એટલે પૈસો અને જાહોજલાલી; પૈસો અને જાહોજલાલી એટલે રાષ્ટ્રિય સત્તા; રાષ્ટ્રિય સત્તા એટલે જમીન–પોતાની કે પારકાની; પારકાંની જમીન મેળવવી એટલે કે મારામારી; અને તેથી મારામારી એટલે સમસ્ત પ્રજાની સર્વ પ્રકારની આબાદી! આ જાતનો વિચિત્ર સિદ્ધાંત બિઝમાર્કના વખતથી જર્મનીમાં સ્થાપિત થયો છે. અને એ સિદ્ધાંતને જર્મનીએ એટલી ગંભીર રીતે અમલમાં મૂકયો છે, અને તેની પાછળ એટલો તો લખલૂટ ખર્ચ કર્યો છે કે કેટલીકવાર બીજાં રાજ્યોને પણ ભ્રાંતિ થઈ છે કે કદાચ એ સિદ્ધાંતજ સત્ય સિદ્ધાંત હશે!

તે ઉપરથી કેટલાક અંગ્રેજ રાજ્યનીતિજ્ઞો પણ એમ સમજવા મંડયા કે અંગ્રેજ પ્રજાની જાહોજલાલી તેઓની રાજ્યદ્વારી સત્તાને આભારી છે; અને તેઓની રાજ્યદ્વારી સત્તા તેઓના દરીઆઇ સર્વોપરિપણાને આભારી છે. તે ઉપરાંત, ઇંગ્લાંડમાં એ પણ વિચાર સ્ફુર્યો

કે જર્મનીની વધતી જતી વસ્તી પોતાનો સમાસ કરવાને પારકો પ્રદેશ પચાવવાને પ્રયત્ન કરશે, અને એ પ્રયત્નમાં જરૂર પડશે તો તે બીજાં રાજ્યો સાથે રમખાણમાં ઉતરશે. તેથી તે રમખાણ વખતે ઇંગ્લંડને પોતાની નબળાઇને લીધે સહન કરવું ન પડે તેથી ઇંગ્લંડને નૌકાબળ ઉપર અઢળક પૈસો વાપરવો પડયો છે. છતાં સ્વાર્થથી ઉન્મત્ત બનેલ જર્મનીએ ઇંગ્લંડની બચાવની તૈયારીઓ ધ્યાનમાં રાખી દિન પ્રતિદિન લશ્કર અને નૌકા પાછળ કરોડો પૌંડ ખર્ચી નાંખ્યા છે. જેમ જર્મનીનો ભય વધતો ગયો તેમ ઇંગ્લંડને વધારે મજબૂત સાવચેતી રાખવી પડી, અને જેમ ઇંગ્લંડની સાવચેતી વધતી ગઇ તેમ જર્મની ઇંગ્લંડની સાવચેતી ઉપર પણ લાભ મેળવી જવાને વધારે લડાઇની તૈયારી કરતું ગયું. આ પ્રમાણે એક બાજુથી બચાવની ખાતર તો બીજી બાજુથી પારકું પચાવી પાડવાની શક્તિ તૈયાર રાખવાની ખાતર લડાઇની સામગ્રીઓ અજબ રીતે એકઠી થતી ગઈ, અને તેની અસર યૂરોપનાં બીજાં રાજ્યો ઉપર પણ થઈ.

આ પ્રમાણે યૂરોપનું વાતાવરણ જુદા જુદા સંજોગોને લીધે એકઠાં થયેલાં વાદળાંઓથી છવાયું હતું. ચકમક અને વીજળી માટે માત્ર ઘર્ષણની જરૂર હતી. તે ઘર્ષણ થયું અને લડાઈની વિદ્યુત્ પ્રકટ થઇ. જ્યારે કોઇપણ બળવાન રાજ્યના મનોરથો સ્વાર્થમય હોય છે અને તે મનોરથો પૂરા પાડવાને તે પોતાનું રાક્ષસી બળ એકઠું કરે છે, ત્યારે બીજી પ્રજાઓએ પોતાના અને પોતાનાં મિત્ર રાજ્યોના બચાવની ખાતર તેની સાથે તૈયારીઓ રાખવી પડે છે, અને પ્રસંગ આવે ત્યારે સંગ્રામમાં ઉતરવું પડે છે. ઇંગ્લંડ આ કારણથીજ આ યુદ્ધમાં તણાયું છે, અને તેથી આ યુદ્ધની જવાબદારી તેના ઉપર નથી એમ માન્યા વિના ચાલશે નહિ. અલબત્ત, જર્મનીની ભયાનક હીલચાલોની સામે ઇંગ્લંડને પણ શેત્રંજની રમતમાં પોતાનો બચાવ ગોઠવી રાખવો પડયો હતો, પરંતુ એ સ્થિતિનું મૂળ જવાબદાર જર્મની હતું તે નિઃસંશય છે.

આ લડાઇનાં પરિણામની જર્મનીએ જે આશા રાખી હતી તે એક મહાન ભ્રાંતિ હતી તે લડાઇનું છેવટ પૂરવાર કરી આપશે. કારણ કે આ લડાઇમાં જર્મની જે બલિદાનો આપી રહી છે તેથી શું તેનો પૈસો, આબાદી કે સુખ વધશે એમ કોઇ કહી શકશે ખરૂં ? નહિજ. બેલ્જિયમ, ફ્રાન્સ અને હોલાંડમાં વર્તાવેલા ત્રાસો પછી જર્મના નૈતિક બળમાં આગળ વધશે ખરૂં ? નહિજ. કદાચ જર્મની કોઇ પ્રદેશના થોડી જમીન પચાવી પાડવા ધારે કે સમય થાય તો પણ તેથી શું એક પણ જર્મન વધારે સારી સ્થિતિમાં મૂકાશે ખરો ? નહિંજ. છુટી છવાયેલી નહાની જીતોથી પણ શું જર્મની ઇંગ્લંડનો વેપાર કે ઇંગ્લંડનાં સંસ્થાનો લઇ શકશે ખરૂં ? નહિજ. આ જમાનામાં હવે બ્રિટનને કે બ્રિટનનાં સંસ્થાનોને જર્મન બનાવવાની શક્યતા પણ છે ખરી ? નહિજ. છતાં ભ્રાંતમય જર્મના આંધળુ થઇને ઝંપલાયું છે, લડાઇ તેની ભ્રાંતિ દૂર કરશે તે નિઃસંશય છે. તેથી જે મહાન ભ્રાંતિ એક બળવાન સ્વાર્થી રાજ્ય વિવેકપૂર્વક વિચાર કરીને દૂર કરી શક્યું નથી તે દૂર કરવામાં આ રણસંગ્રામ ઉપયોગી થશે એવી આશા રહે છે. અને આ મહાન યુદ્ધથી આ પરિણામ આવે તો મિ૰ નૉર્મન એન્જેલ પણ આ લડાઇ માટે શોક નહિ કરે એવી અમારી ખાત્રી છે.

" હિંદુસ્તાન " અગ્રલેખ,

મંગળવાર તા. ૬-૪-૧૫



## ૮૬

# પૂર્વ અને પશ્ચિમ ક્યારે જોડાશે ?

હાલના અતિ ગંભીર મામલામાં ઉપરનો અતિ ગંભીર પ્રશ્ન ઘણા વિચારશીલ લોકોના મનમાં ઉદ્ભવ્યો હશે. કારણ કે આ અપૂર્વ યુદ્ધમાં માત્ર એક બે રાજ્યોની મર્યાદાઓજ ચોક્કસ થવાની નથી, પરંતુ આખા યુરોપનો અને સંભવ છે કે આખી પૃથ્વીનો નકશો બદલાઇ જવાનો છે, રાજ્યો રાજ્યો વચ્ચે નવીન સંબંધ શરૂ થવાનો છે, રાજ્યદ્વારી સિદ્ધાંતો તેમજ ઘટનાઓનું પરિવર્તન થવાનું છે, અને અનેક પ્રજાઓનાં ભવિષ્ય નવેસરથી બંધાવાનાં છે. આવી સ્થિતિમાં પૂર્વ અને પશ્ચિમનો પરસ્પર સંબંધ પણ ગંભીર પરિવર્તન અનુભવે તો આશ્ચર્ય નથી. રૂસો-જેપાનિઝ લડાઇ પછી પૂર્વ વધારે બહાર આવ્યું છે, અને જગતની રાજયનીતિમાં પૂર્વને કંઇક સ્થાન અપાવા મંડ્યું છે. પરંતુ આ જંગ પછી પૂર્વ જગતની રાજ્યદ્વારી હીલચાલોમાં અગ્રસ્થાન લેશે એમ માનવાને ઘણાં કારણો છે.

સબળ અને નિર્બળ પ્રજાઓ વચ્ચેનો સંબંધ હવેથી વિશેષ ચોક્કસ થશે તે નિર્વિવાદ છે, અને એમાં નિર્બળ રાજ્યોની સહીસલામતી તેમજ આબાદી તરફ ખાસ ધ્યાન અપાશે. બેલ્જિયમ, પોલાંડ, સર્વિયા, ગ્રીસ અને બીજાં બાલ્કન રાજ્યો તેમજ તુર્કીની ભવિષ્યની રૂપરેખા દોરાયાવિના આ લડાઇના અંતે કોલકરારો મંજુર થઇ જાય એમ અમે માનતા નથી. ખાસ કરીને બેલ્જિયમ, હોલાંડ, પોલાંડ, જેવા દેશોને ભવિષ્યમાં ભયંકર બલિદાનો આપવાં ન પડે તેની સાવચેતી રાખવી જોઇશે. તેની સાથે કદાચ પૂર્વનો નકશો ન બદલાય તો તે સંભવિત છે, પરંતુ યૂરોપ અમેરિકાનો એશિયા અને આફ્રીકા સાથેનો સંબંધ તો બદલાશે.હિંદુસ્તાને આ પ્રસંગે લડાઈમાં ઝૂકાવીને બ્રિટિશ

સામ્રાજ્યમાં જે સ્થાન મેળવ્યું છે તે સ્થાન કાયમ રહેશે એટલુંજ નહિ પરંતુ વિશેષ દૃઢીભૂત થશે. પૂર્વની સર્વ પ્રજાઓ જંગલી અને પશ્ચિમની સર્વ પ્રજાઓ સુધરેલી એ ભુલભરેલો ખ્યાલ કેટલેક અંશે દૂર થયો છે, અને લડાઈનો અંત આવ્યા પછી નિર્મૂળ થશે. પશ્ચિમની પ્રજાઓમાં પણ જંગલી તત્ત્વો રહેલાં છે, અને પૂર્વની પ્રજાઓ પણ સંસ્કૃતિના આદર્શો વિનાની નથી, એ હકીકત ભવિષ્યમાં પાછી ભૂલાય તેમ નથી.

તેથી પૂર્વ અને પશ્ચિમને સાથે જોડાવાની આના કરતાં વધારે સારી તક હોય એમ દેખાતું નથી. આ સમયેજ લોકોના દિલમાં પૂર્વની મહત્તા, પૂર્વની ઉપયોગિતા, પૂર્વની શક્તિ અને પૂર્વની સંસ્કૃતિ ખાસ ધ્યાનમાં આવી છે. આ સમયેજ પશ્ચિમની અપૂર્ણતા, પશ્ચિમની વિષમતા, પશ્ચિમની મુશ્કેલીઓ, પશ્ચિમની અસ્વસ્થતા અને પશ્ચિમની અશાંતિ આખી દુનિઆની સમજમાં આવી છે. તેટલા માટે મગરૂર પશ્ચિમ નમ્ર થયું છે, અને નિરાશાવાદી પૂર્વમાં આત્મમાન ઉત્પન્ન થયું છે. અને તેથી આ પ્રસંગ પૂર્વ અને પશ્ચિમનો સંયોગ કરી આપવાને માટે ઉત્તમ છે.

જો આ પ્રસંગે પૂર્વ અને પશ્ચિમ ભેળાં ન મળે, જો આ તકનો ઉપયોગ ઉભયની એકતા કરવામાં ન થાય, તો પછી ભવિષ્યમાં પૂર્વ અને પશ્ચિમ સાથે મળશે કે નહિ તે કલ્પી શકાતું નથી. "પૂર્વ તે પૂર્વ છે અને પશ્ચિમ તે પશ્ચિમ છે, બંને કદી પણ ભેળાં થઇ શકેજ નહિ"—આ નિરાશાવાદ દુનિઆમાં ફેલાવનાર કિપલિંગને જૂઠો પાડવાની આ એક અને એકજ તક છે એમ અમે માનીએ છીએ. આ તક જવા દેવામાં આવે તો ભવિષ્યમાં પૂર્વનો તેમજ પશ્ચિમનો સંતોષકારક વિકાસ થઇ શકે કે નહિ તે શંકાસ્પદ છે. પૂર્વ જાગૃત થયું છે. તે તેના લલાટમાંજ લખ્યું છે. પશ્ચિમમાં દુશ્મનાઇનો દાવાનળ સળગ્યો છે તે હજારો માઇલથી દેખાય છે, આ બે કારણોથી

પૂર્વની પહેલાંની નિર્બળતા ઓછી થશે, અને પશ્ચિમનું પહેલાનું જોસ કમી થશે. એવી સ્થિતિમાં પશ્ચિમને પૂર્વ માટે માન ઉત્પન્ન થશે અને પૂર્વ માટે માન ઉત્પન્ન થાય તો પૂર્વની ગરજ તો કરવી પડશેજ. પૂર્વને પણ પોતાનો હક્ક લાંબે સમયે મળેલો જોઇ પશ્ચિમને ભેટવાનું દિલ થશે. પરંતુ લાંબા સમય સુધી બન્ને ભેટવાનું મુલતવી રાખશે તો પછી પૂર્વની મગરૂરી વધી જશે અને પશ્ચિમની ઈર્ષ્યા વધી જશે, જેને પરિણામે સામસામી અથડાઅથડી થાય તો આશ્ચર્ય નહિ. અને તેથી પશ્ચિમનાં વિગ્રહી રાજ્યોમાં પૂર્વનાં વિગ્રહી તત્ત્વો આમેજ થવાથી લડાઇનો, મારામારીનો અને દુશ્મનાઈનો, અગ્નિ વધારે જોસથી ભભુકી નીકળવાનો.

આજથી પૂર્વ અને પશ્ચિમ સંયુક્ત થાય તો પૂર્વની સંસ્કૃતિથી પશ્ચિમમાં સાત્ત્વિક તત્ત્વ દાખલ થઈ શકશે અને પૂર્વને નવીન ચેતન મળશે, પૂર્વ અને પશ્ચિમના સંયોગથી પશ્ચિમના માંહોમાંહેના કેટલાક ઝઘડાઓ અદશ્ય થશે, અને દુનિઆ સ્વાર્થી અને સંકુચિત પ્રવૃત્તિઓથાંથી બહાર નીકળી વિશાળ અને ઉદાર ભાવનાઓ સિદ્ધ કરવાને તત્પર થશે. પૂર્વ પશ્ચિમ તરફ ઘણા વખત થયાં આકર્ષાયું છે તે સ્પષ્ટ છે. પશ્ચિમની સંસ્કૃતિને પોતાની કરી લેવાને પૂર્વ ક્યારનું બહાર પડી ચૂક્યું છે. પશ્ચિમ અત્યારસુધી પૂર્વ તરફ બેદરકાર રહ્યું હતું. માત્ર પૂર્વને પોતાના ખોરાક તરીકે અથવા પોતાના ખજાના તરીકે પશ્ચિમ માનતું હતું. હવે પશ્ચિમ પૂર્વને સમોવાડિયા તરીકે, મિત્ર તરીકે, સલાહકાર તરીકે, અને શિક્ષાગુરૂ તરીકે માનતાં શીખશે. પૂર્વમાં માત્ર તત્ત્વજ્ઞાન અને ધર્મનાં પ્રદર્શનોજ નથી, પરંતુ જીવન છે, શક્તિ છે, અને બહાદૂરી છે, અને સમયને અનુકૂળ થવાની સ્થિતિસ્થાપકતા છે, એવું તારતમ્ય હવે આ લડાઇમાંથી નીકળશે. આ ગુણો પશ્ચિમના મનથી બહુ કિંમતી છે તેથી તે પૂર્વને આદર આપશે.

તેથી પૂર્વ અને પશ્ચિમ આજેજ મળશે એમ માનવાને મજબૂત સંજોગો ઉભા થયા છે. અત્યારસુધી વિનાશક પ્રવૃત્તિ, કોઈનું

પચાવી પાડવાની શક્તિ, રાજ્યદ્વારી ખટપટ અને અપ્રમાણિકતા, આદિ ગુણો સુધરેલી પ્રજાનાં લક્ષણો ગણાતાં હતાં. અને તે લક્ષણો પૂર્વમાં બહુ બહાર નહોતાં આવ્યાં તેથી તેની સુધરેલી પ્રજામાં ગણત્રી થતી નહોતી. હવે એ ગુણો જંગલી અવસ્થાના લેખાવા લાગ્યા છે એટલે પૂર્વની ગણત્રી સુધરેલા દેશોમાં થઈ શકશે. અને જો એમ થાય તો પછી પશ્ચિમને પૂર્વ સાથે જોડાવામાં સંકોચ નહિ થાય તે સ્વાભાવિક છે. આ વખતેજ ઉભયના ગ્રહ મળતા આવે છે એમ અમે માનીએ છીએ. અને અનુમાનથી આ કરતાં વધારે સારી તક કલ્પી શકાતી નથી. તેથી હાલને માટે કહી શકાય કે પૂર્વ અને પશ્ચિમ જો જોડાશે તો આજેજ, નહિતર કદિ નહિ.

હિંદુસ્થાન-અગ્રલેખ,

તા. ૭-૪-૧૫.



# ૮૭

# "પ્રથમ તમારૂં ઘર સુધારો!"



ગયા અઠવાડિઆમાં કૃષ્ણનગર ખાતે મળેલી બંગાળી પ્રાંતિક કૉન્ફરન્સના પ્રમુખ બાબુ મોતીલાલ ઘોષે પોતાનાં યાદગાર ભાષણમાં જે વિચારો દર્શાવ્યા છે તેમાં "પ્રથમ તમારૂં ઘર સુધારો" એ વિચાર અતિ મહત્ત્વનો હતો. બાબુ મોતીલાલનાં પ્રમુખ તરીકેનાં ભાષણમાં એટલી બધી ઉપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે આ ભાષણ હિંદની પ્રગતિ ઉપર બહાર પાડવામાં આવેલા અનેક વિચારોમાં બહુ અગત્યનું સ્થાન રોકે છે એમ અમારૂં માનવું છે. પ્રથમ તો બાબુ મોતીલાલ ઘોષે એક વાત બહુ સ્પષ્ટતાથી કહી હતી, અને તે એ કે હિંદની સ્થિતિ સુધારવાના બે મુખ્ય માર્ગ છે. એક માર્ગ રાજ્યદ્વારી હક્કો મેળવવા માટે ચળવળ કરવી તે, અને બીજો માર્ગ આત્માવલંબન. દેશની હાલની સ્થિતિ જોતાં આપણી પ્રગતિ માટે સરકારી મદદની અનિવાર્ય આવશ્યક્તા છે. પરંતુ આપણા મુખ્ય પ્રયત્નો આપણું પોતાનું ઘર સુધારવા પાછળ કરવા જોઇએ, અને રાજ્યદ્વારી ઉહાપોહ કરતાં પણ આ પ્રયત્નો તરફ વિશેષ ધ્યાન અપાવું જોઇએ.

કેટલીક જરૂરિયતો અને મુસ્કેલીઓ આપણી મેળેજ આપણે ઉભી કરી છે. અને આ ખામીઓ સરકારી મદદ વિના આપણે દૂર કરી શકીએ તેમ છીએ. દાખલા તરીકે, કેટલીકવાર એવી ફરિયાદ થાય છે કે સરકારની રાજ્યનીતિ પરોક્ષ રીતે દારૂના વ્યસનને ઉત્તેજન આપે છે. પરંતુ જો આપણા લોકો દારૂ ન પીએ તો સરકાર તેઓને પરાણે પાતી નથી. બીજી ફરિયાદ એ છે કે પરદેશી માલ આપણા સ્વદેશી ઉદ્યોગને ફોલી ખાય છે. પરંતુ તેનો રસ્તો આપણા હાથમાંજ છે કે પરદેશી માલ જેમ બને તેમ ન વાપરવો. તેમજ કોર્ટે ચહડવાથી

આપણા લાખો રૂપિયા બરબાદ જાય છે. પરંતુ કોર્ટે ચ્હડવું ન ચ્હડવું આપણા હાથમાં છે. માંહોમાંહે કજિયા પતાવી દેવામાં આવે તો આ અનિષ્ટિ સ્થિતિ આપોઆપ દૂર થશે. કેટલીકવાર પોલિસની ખરાબ વર્તણુક અથવા મૅજિસ્ટ્રેટોના અન્યાયની ફરિયાદ કરવામાં આવે છે. પરંતુ આપણે મારામારી કરવી છોડી દઈએ, અને કજિયા ઉભા થાય તો પતાવટ કરી નાંખીએ તો આ અન્યાયની ફરિયાદ ઘણી ઓછી થઇ જાય.

જેમ કેટલીક બાબતમાં સરકારની બેદરકારી જોવામાં આવે છે તેમ ઘણી બાબતમાં આપણા લોકોની અજ્ઞાનતા અને બેદરકારી ઓછી નથી. હિંદની વસતીમાં ઘણો મોટો ભાગ ખેડુત વર્ગ છે. પરંતુ ખેતી કેમ સુધારવી તેનું તેઓને જ્ઞાન નથી. તેવીજ રીતે આપણા કારીગરો પણ ઝપાટાબંધ અદૃશ્ય થતા જાય છે. તેનું કારણ શું? એજ કે જૂની કારીગરી કેમ જાળવી રાખવી અને નવી કારીગરી અને કળા કેમ હાથ કરવી તેનો તેઓને જરાયે ખ્યાલ નથી. વળી, આપણે ત્યાં હજારો મનુષ્યો પોતાને માથે અનેક દર્દો વહોરી લે છે, અને આરોગ્યના સામાન્ય જ્ઞાનના અભાવે મરણુશરણ થાય છે. માત્ર કુદરતના અને આરોગ્યના સામાન્ય નિયમો તેઓના મગજ ઉપર યુક્તિસર ઠસાવવામાં આવે તો કેટલી બધી જીંદગીઓ બચી જાય! પરંતુ આ સાદી બાબતો સામાન્ય અને અજ્ઞાન જનસમૂહને સમજાવનારા સ્વદેશ-ભક્તો અને લોકસેવકો ક્યાં છે? ખ્રિસ્તી દેશોમાં એટલું તો સારૂં છે કે તેઓના પાદરીઓ આવી કેટલીક ફરજો બજાવે છે, પરંતુ આપણે ત્યાં તો ન મળે પંડિતો, ન મળે આચાર્યો, કે જેઓ આ ધર્મ પોતાને માથે ઉઠાવી લે.

આપણા દેશમાં પૂરતી વ્યવસ્થાથી કાર્ય થતું નથી તેથી આપણી અમોઘ શક્તિનો નિરર્થક વ્યય થાય છે. કૉન્ફરન્સો, કોંગ્રેસો, કે પરિષદો વરસમાં કે બે વરસ કે ત્રણ વરસે એકવાર મળવાથી દેશનું દારિદ્રય

રીટે એ આશા મૃગજલવત છે. બાબુ મોતીલાલ ઘોષનો મજબૂત અભિપ્રાય છે કે દરેક પ્રાંતે પોતાની સુધારણાની સર્વ જવાબદારી પોતાને માથે લઇ લેવી જોઈએ, અને તેને માટે ખાસ મધ્ય કમિટી નીમાવી જોઇએ. ૨૫ થી ૩૦ અગ્રેસરોએ આખા પ્રાંતનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. તેઓએ દરેક ડિસ્ટ્રિકટમાં એક બે પગારદાર અને સમર્થ એજંટો નીમવા જોઇએ, કે જે એજંટોનું કાર્ય તેઓના ડિસ્ટ્રિકટમાં કમિટીના વિચારોને અમલમાં મૂકવાનું હોવું જોઇએ. એજંટો કુશળ, પ્રમાણિક, દેશદાઝવાળા, રાજ્ય અને પ્રજા તરફ વફાદાર, બુદ્ધિશાળી અને ધર્મપરાયણ હોવા જોઇએ. આ પ્રમાણે કાર્યની વહેંચણી કર્યા વિના, અને પગારદાર દેશસેવકો ઉપર જવાબદારી મૂકયા વિના, કોંગ્રેસોમાં કે કોન્ફરન્સોમાં કે પરિષદોમાં પ્રકટ કરવામાં આવતી મોટી મોટી ભાવનાઓનો સાક્ષાત્કાર કદિ પણ થવાનો નથી.

આ ડિસ્ટ્રિકટ એજંટોએ ઠેરઠેર લોકોને દેશની રાજ્યદ્વારી, આર્થિક અને સાંસારિક સ્થિતિથી વાકેફ કરવા જોઇએ, અને દરેક નાગરિક, રંક કે શ્રીમંત, નહાનો કે મોટો, શું કરી શકે, શી રીતે કરી શકે, શા માટે કરી શકે, તે સ્પષ્ટ રીતે સર્વત્ર સમજાવવું જોઇએ. ત્યારેજ લોકો ખરી કેળવણી મેળવી શકશે, ત્યારેજ ખરૂં સ્વદેશાભિમાન પ્રકટ થશે. અને ત્યારેજ સરકાર લોકમતને વધારે માન અને આદર આપવામાં પોતાનું માન માનશે. દરેક ડિસ્ટ્રિકટના કાર્યકર્તાઓ નીચલું પ્રોગ્રામ પોતાના કાર્યક્રમમાં ગોઠવી શકેઃ—

(૧) સ્વદેશી ઉદ્યોગની ખીલવણી.

(૨) દેશની ખેતીનો વિકાસ.

(૩) છાપાંઓ, ભાષણો, પુસ્તકો અને સભાઓથી લોકોની કેળવણી.

(૪) અંદર અંદરના ઝઘડાઓની લવાદોથી પતાવટ, અને કોર્ટોમાં બરબાદ થતા પૈસાનો સદુપયોગ.

(૫) પ્રજાકીય રીતિ મુજબ સામાન્ય તેમજ કળાકૌશલ્યને લગતી કેળવણી.

(૬) આરોગ્યશાસ્ત્રના જ્ઞાનનો ફેલાવો.

(૭) અર્થશાસ્ત્રના સિદ્ધાંતોનું સરળ જ્ઞાન.

(૮) સાંસારિક મુસ્કેલીઓનો ચુક્તસર નિકાલ.

(૯) જ્ઞાતિભેદો તેમજ હિંદુ, મુસલમીન, અને ખ્રિસ્તીઓ વચ્ચેના ભેદો ગાળી નાંખી પરસ્પર ભ્રાતૃભાવનો પ્રસાર.

પરંતુ આ મહાન કાર્ય પાર ઉતારવાને ઉત્સાહી, કર્ત્તવ્યનિષ્ઠ, અને યુવાન દેશભક્તોની જરૂર છે. બાબુ મોતીલાલ ઘોષે કહ્યું છે તેમ દેશનો મોક્ષ વૃદ્ધ લોકોના હાથમાં કરતાં યુવકોના હાથમાં વિશેષ છે. રાજ્યને વફાદાર રહીને પ્રજાની સેવા કરવાને અનેક યુવાનો બહાર પડે ત્યારેજ આ ગંભીર પ્રશ્ન ઉકેલી શકાય તેમ છે. ૩૧ કરોડ માનવીઓની સ્થિતિ સુધારવાને મોટા પાયા ઉપર કાર્યની વ્યવસ્થા રચાવી જોઇએ, અને ઘણી મોટી સંખ્યામાં કાર્ય કરનારાઓએ બહાર પડવું જોઇએ.

હિંદુસ્થાન—અગ્રલેખ,

તા. ૯-૪-૧૫



## ૮૮

# લોકપ્રતિનિધિત્વ એટલે શું ?



સંયુક્ત પ્રાંતને કારોબારી કાઉન્સિલ આપવા સામે હાઉસ ઑફ લૉર્ડઝમાં જે ચર્ચા થઈ હતી તેનો વિગતવાર રિપોર્ટ જાહેરમાં આવ્યો છે. તે ચર્ચામાં લૉર્ડ મૅકડૉનલ, લૉર્ડ સિડનહૅમ અને લૉર્ડ કર્ઝન તરફથી જે વિચિત્ર દલીલો કરવામાં આવી છે તેથી ઉપરનો પ્રશ્ન અતિ ગંભીર સ્વરૂપમ ઉપસ્થિત થાય છે કે લોક પ્રતિનિધિત્વ એટલે શું? જ્યારે સંયુક્ત પ્રાંતની ધારાસભાના સર્વ લોકપ્રતિનિધિઓ સંયુક્ત પ્રાંતના લેફટેનંટ ગવર્નર સર જેમ્સ મેસ્ટન, નામદાર વાઇસરોય લૉર્ડ હાર્ડિંજ હિંદી પ્રધાન લૉર્ડ ક્રુ,આખો હિંદ પ્રેસ,અને જેટલા હિંદી પ્રતિનિધિઓએ આ વિષય ઉપર અભિપ્રાય દર્શાવ્યો છે તે સર્વ સંયુક્ત પ્રાંતને કારોબારી કાઉન્સિલ આપવી જોઇએ એવો મજબૂત અભિપ્રાય દર્શાવે છે, ત્યારે લૉર્ડ મૅકડૉનલ કહે છે કે માત્ર હિંદની બે ટકા પ્રજા આ ફેરફારની તરફેણમાં છે, અને ૯૮ ટકા વિરૂદ્ધ છે! આ અડસટ્ટો લૉર્ડ મૅકડૉનલે શી રીતે કહાડયો તે અમે સમજી શકતા નથી. લૉર્ડ સિડનહૅમ સફાઇથી જણાવે છે કે બહુ તો સંયુકત પ્રાંતના ૧૦૦૦૦ માણસો આ માગણી કરે છે, પરંતુ બાકીના ૪ કરોડ અને ૮૦ લાખ લોકો કાં તો વિરૂદ્ધ છે અથવા તો આ બાબત બેદરકાર છે! લૉર્ડ સિડનહૅમને ઉમરાવપણું આપવામાં આવ્યું ત્યારે એ ફેરફારની તરફેણમાં કેટલા અંગ્રેજો હતા તેનો અડસટ્ટો લૉર્ડ સિડનહૅમે કાઢયો છે ખરો ? અથવા તો જે ૪૭ ઉમરાવોએ આ સંયુક્ત પ્રાંતને કારોબારી કાઉન્સિલ નહિ આપવા દેવાનો ઠરાવ કર્યો તે કેટલા બ્રિટીશોના પ્રતિનિધિઓ હતા તેનો વિચાર કરવામાં આવ્યો છે ખરો ?

વળી એમ કહેવામાં આવે છે કે વાઇસિરોયની કાઉન્સિલના સૌથી અનુભવી મેમ્બરો—એટલે કે સર રૉબર્ટ કાર્લાઇલ, સર હારકોર્ટ બટલર, અને સર રેજિનૉલ્ડ ક્રેડૉક આ ફેરફારની વિરૂદ્ધ છે. હવે આ ત્રણ ગૃહસ્થો હિંદના પ્રતિનિધિ તરીકે ક્યારે સાબીત થયા? પરંતુ તે વખતે "અનુભવ" ની, વિદ્વત્તાની અને કેળવણીની લાયકાત દલીલ તરીકે વપરાય છે, અને જ્યારે હિંદી અગ્રેસરોના અભિપ્રાયોની વાત આવે છે ત્યારે તેઓ હિંદના પ્રતિનિધિજ નથી એવી દલીલ રજુ થાય છે! લૉર્ડ સિડનહૅમ આગળ જઇને કહે છે કે અયોધ્યા પ્રાંતનો આખો રાજા વર્ગ આ પગલાની સામે છે. હવે આ રાજા વર્ગનો મોટો ભાગ એટલે કે ગણ્યાગાંઠયા માત્ર ત્રણ રાજાઓજ કે જેઓને આ પ્રશ્ન સાથે કશું લાગતું વળગતું નથી. છતાં તેઓને તો આખા દેશના પ્રતિનિધિ ગણવાજ જોઇએ!

બીજી દલીલ એવી કરવામાં આવે છે કે આ જાતની પ્રગતિની માગણી માત્ર રાજ્યદ્વારી હીલચાલના નેતાઓ તરફથીજ કરવામાં આવે છે, પરંતુ કરોડો હિંદીઓને તેની દરકાર પણ નથી! અમે પૂછીએ છીએ કે બ્રિટિશ પાર્લામેંટ મુઠ્ઠીભર રાજ્યદ્વારી નેતાઓ સિવાય બીજું કોણ ચલાવે છે? અને ૪ાા કરોડ માણસોનો મત દરેક બાબતમાં ૬૭૦ પ્રતિનિધિઓ પૂછે છે ખરા કે? બ્રિટિશ રાજ્યતંત્ર, કે ફ્રેંચ રાજ્યતંત્ર કે અમેરિકન રાજ્યતંત્ર કે જર્મન રાજ્યતંત્ર મુઠ્ઠીભર અગ્રેસરોના હાથમાંજ છે. યુરોપનાં જુદાં જુદાં રાજ્યોમાં જે મહાન પ્રશ્નો દિનપ્રતિદિન ઉભા થાય છે અને તેના જે નિર્ણયો થાય છે તેમાં યુરોપીય પ્રજામાંનો કેટલો ભાગ સમજપૂર્વક ભાગ લે છે અથવા તો પોતાનો અભિપ્રાય જાહેરમાં મૂકે છે? જો દરેક વિષયમાં આખી પ્રજાનો અવાજ સંભળાવવોજ જોઇએ તો આખી સુધરેલી દુનિઆનું રાજ્યતંત્ર આ પળેજ અટકી જાય. તો આ મહાન લડાઇમાં એક સીપાઇથી એક પણ ઈંચ કોઇપણ દિશામાં ચાલી ન શકાય. તો લૉર્ડ સિડનહૅમ, લૉર્ડ મૅકડૉનલ અને લૉર્ડ કર્ઝનથી કદાચ હાઉસ ઑફ

લૉર્ડઝમાં "કાયદેસર" એક મિનિટ ઉભા પણ ન રહેવાય. તેટલા માટેજ પ્રતિનિધિત્વનો અતિ અર્થસૂચક, કાર્યસાધક અને લોકહિતવર્ધક સિદ્ધાંત સર્વત્ર સ્વીકારાયો છે, છતાં આશ્ચર્યની વાત તો એ છે કે જે દેશમાં આ મહાન સિદ્ધાંતની ખાસ ખીલવણી થઈ છે અને જે દેશનું આખું રાજ્યતંત્ર એ સિદ્ધાંત ઉપર અવલંબે છે તે દેશનાજ ઉમરાવો આ સિદ્ધાંતને દરિયામાં ફેંકી દેવાને ઉભા થાય છે!

હિંદના ૩૧ કરોડ માણસો લૉર્ડ મૅકડૉનલ અને લૉર્ડ સિડનહૅમ કે સર જૉહન હ્યુએટ જેવાં ડાહ્યાં, શાણાં અને સમજુ છે એમ કોઇ દાવો કરતુંજ નથી. હિંદમાં જે ચેતન અને ક્ષોભ દેખાય છે તે દરેકે દરેક હિંદની રગમાં વ્યાપી રહેલ છે એમ કહેવાની ધૃષ્ટતા તો માત્ર આ ઉમરાવોજ બતાવી શકે. કારણકે તેઓ ત્યાં સુધી કહે છે કે સંયુકત પ્રાંતનાં ૫ કરોડ માણસો કારોબારી કાઉન્સિલની વિરૂદ્ધ છે! આ વિરૂદ્ધતા બતાવવા જેટલી શક્તિ અને સમજ આ ૫ કરોડમાં હત તો આ મહેરબાન ઉમરાવોને હાઉસ ઑફ લૉર્ડઝમાં આ વિષય ઉપર બોલવાની તસ્દી લેવી પડતજ નહિ. તાજુબીની વાત છે કે આ હિંદહિતૈષીઓના અભિપ્રાય સાથે મળતા થવાની બુધ્ધિ અને સ્વતંત્રતા ૩૧ કરોડ હિંદીઓમાં છે. પરંતુ હિંદના પ્રતિનિધિઓના વિચારોને જ્યારે તેઓ મળતા થાય છે ત્યારે તો તેઓ મૂર્ખ ઘેટાઓ જેવા થઈ જાય છે! છતાં અમે કબૂલ કરીએ છીએ કે હિંદની આખી પ્રજા, જેમ આખી દુનિઆમાં છે તેમ, સંપૂર્ણ રીતે કેળવાયલી અને દેશના સર્વ પ્રશ્નો સમજનારી નથી. તેથી તો કાઉન્સિલો અને પાર્લામેંટોની જરૂર છે. જો દરેક માણસ ડાહ્યો, સમજુ અને સર્વજ્ઞ હોય તો પ્રતિનિધિત્વની ઉપાધિ શા માટે જોઇએ?

એટલા માટેજ હિંદના કેળવાયેલા વર્ગે આખા દેશની જવાબદારી સમજીને દેશની જરૂરિયાતો જાહેરમાં લાવવી જોઇએ. અને એટલા માટે કેળવાયલા વર્ગનો અભિપ્રાય એજ દેશનો ખરો અભિપ્રાય માનવો જોઇએ. અને આ સ્થિતિ માત્ર હિંદનીજ નથી, પરંતુ દરેક યુરોપીય અને અમેરિકન

પ્રજાની છે. કારણકે જો હિંદની ધારાસભામાં બેસતા હિંદી પ્રતિનિધિઓને હિંદની આખી પ્રજાના તરફથી ગણવામાં ન આવે તો પછી આ આખું રાજ્યતંત્ર એક મોટું ફાર્સ બના જાય છે. તો પછી હિંદી પ્રજાના અભિપ્રાયો શી રીતે મેળવવા? શું હિંદી પ્રતિનિધિઓ કરતાં હાઉસ ઑફ લૉર્ડઝમાં વિરાજતા ઉમરાવો હિંદુસ્તાનની રગના વધારે જાણકાર સમજવા?

અમે દિલગીર છીયે કે આ પ્રકારની અતિ ગંભીર અને ભયંકર દલીલનો ઉત્તર લૉર્ડ ક્રુ તરફથી જોઇએ તેવો વાળવામાં નથી આવ્યો. લૉર્ડ મોરલે હાજર હતા અને એમણે લૉર્ડ કર્ઝનના ભૂલભરેલા વિચારોની ઝાટકણી કેમ ન કહાડી તે આશ્ચર્યની વાત છે. તેવીજ રીતે લૉર્ડ ઇસ્લિંગટનનું મૌન પણ સમજાતું નથી. બ્રિટિશ પ્રધાનોએ પોતાનો કેસ બરોબર રજુ કરવાને પૂરતી તૈયારી રાખી નહોતી એમ જણાય છે. અને તેઓ ઉમરાવોના ખેતાઓ દેવામાં બહુ લાંબો વિચાર કરતા જણાતા નથી. કારણ કે લિબરલ સરકારના હાથે ઉમરાવો થયેલા ગૃહસ્થોજ સરકારના કાર્યની વિરૂદ્ધ થાય છે. લૉર્ડ મૅકડૉનેલ અને લૉર્ડ સિડનહૅમના દાખલા મોજુદ છે. તેવી રીતે નાઇટહુડ આપવામાં પણ જોઇએ તેના કરતાં વધારે ઉદારતા બતાવવામાં આવે છે. સર વૅલેન્ટાઇન ચિરોલ અને સર જે. ડી. રીઝનાં નાઇટહુડ હવે લિબરલ સરકાર કેવી દૃષ્ટિથી જુએ છે? લોકપ્રતિનિધિત્વ એ લિબરલ સરકારની વહાલામાં વહાલી વસ્તુ છે. એ વસ્તુને ઠોકરે માનનારા ગૃહસ્થો ઉપર નવાજેશો બક્ષવા પહેલાં લિબરલ સરકાર હવે બેવાર વિચાર કરશે એમ અમે આશા રાખીએ છીએ.

**હિંદુસ્થાન,**

અગ્રલેખ, તા. ૧૨–૪–૧૫

## ૮૯

# હિંદી નેતાઓ અને પ્રજા વચ્ચે સંબંધ.

થોડા સમય પહેલાં શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી મુંબઇમાં અનાથાશ્રમોના એક મેળાવડામાં પ્રમુખસ્થાને વિરાજ્યા હતા ત્યારે તેમણે જણાવ્યું હતું કે હિંદુસ્તાનનો થોડો અનુભવ મેળવતાં એમને ઘણી નિરાશા ઉપજી હતી. તેઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં દંભ, બાહ્ય આડંબર અને ડાકડમાક વિશેષ દૃષ્ટિગોચર થયો. પરંતુ સત્યને માટે ખરો પ્રેમ, દેશના સેવા કરવાને ઉંડી લાગણી, અને પ્રમાણિક પ્રયત્ન. ભાગ્યેજ જોવામાં આવે છે. તેવીજ રીતે "કૉસ્મોપૉલિટન કલબ"માં પણ શ્રીયુત ગાંધીએ એવો ઉદ્ગાર બહાર કહાડયો હતો કે આખા હિંદુસ્તાનના નેતાઓ સાથે એમના ગ્રહ મળતા નથી. આ પ્રકારના ઉદ્ગારોનો મર્મ એટલોજ જણાય છે કે શ્રીયુત ગાંધી દક્ષિણ આફ્રિકામાં હિંદી પ્રજાના અગ્રણી હતા, અને પ્રજાકીય લડતોજ તેઓ અત્યાર સુધી લડતા આવ્યા છે. લોકોનાં સુખદુઃખો સમજવાં અને તેમાં ભાગ લેવો, એટલુંજ નહિ પરંતુ લોકોમાંના એક કહેવરાવવું એ શ્રીયુત ગાંધીનો જીવનમંત્ર છે. ત્યારે હિંદુસ્તાનના બીજા અગ્રેસરો જો કે દેશને માટે ઉદાર લાગણીઓ ધરાવતા હશે અને જો કે તેઓ દેશહિતની હીલચાલોમાં પોતાથી બનતો ભાગ લે છે, તો પણ લોકોના થઈને લોકોને મદદરૂપ થવાનો માર્ગ હજુ ઘણા થોડાઓએ સ્વીકાર્યો છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આવી પરિસ્થિતિમાં હિંદી નેતાઓ અને સમસ્ત હિંદી પ્રજા વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ એ મહાન અને ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એટલું તો સ્પષ્ટ છે કે આપણા દેશના કેળવાયેલા અગ્રણી ગણાતા થોડા પુરૂષો આખી હિંદી સમાજની રગ સમજીને

અને તેઓના જીવનમાં સંપૂર્ણ રસ લઇને જે કાર્ય સિદ્ધ કરી શકશે તે અન્યથા કરી શકશે નહિ. શ્રીયુત ગાંધીની દક્ષિણ આફ્રિકામાં આટલી બધી ફતેહ થઇ, અને ત્યાંના નિરાશાજનક અને ત્રાસદાયક વાતાવરણમાં અભણ અને નિરાધાર હિંદીઓ પોતાનું પાણી બતાવી શક્યા તેનું મૂળ કારણ એજ કે શ્રીયુત ગાંધી જેવા નાયકે હિંદી કલાર્કો, હિંદી દુકાનદારો અને હિંદી મજુરોમાં ભળી જઇને, તેઓનો વિશ્વાસ મેળવીને, તેઓનાં હૃદય પોતાને હાથ કરીને, પોતાની લડત આગળ ચલાવી હતી. જો હિંદના લોકનાયકો હિંદી પ્રજાની લાગણીઓ ઉપર પૂરતો કાબુ મેળવે તો અત્યારે દેશહિતનાં જે કાર્યો. થાય છે તેથી દશગણું વધારે અને દશગણી વિશેષ સફળતાથી તે કાર્યો સિદ્ધ થઇ શકે. દૃષ્ટાંત તરીકે, મુંબઇમાં કૂવા પૂરાવવાની સામે મુંબઇની આખી વસ્તીની લાગણી ઉશ્કેરાણી હતી, તે તરફ મુંબઇના જે અગ્રેસરોએ દિલસોજી બતાવી હતી તેથી તેઓ ઉપર લોકોનો વિશ્વાસ કેટલો બધો મજબૂત થયો છે તે જાણીતી વાત છે. અને જેઓએ લોકોની જરૂરિયાતો તરફ બિલકુલ બેદરકારી બતાવી હતી તેઓ લોકોની દિલસોજી કેટલી ખોઇ બેઠા છે એટલુંજ નહિ પરંતુ આવતી મ્યુનીસીપાલ ચુંટણીમાં તેઓ કેટલા બધા લોકોની મદદ ખોઇ બેસવાના છે તે કોઇથી અજાણ્યું નથી.

પરંતુ, અફસોસની વાત છે કે હજુસુધી લોકનાયકોએ લોકોની હાજતો સમજવાને અને લોકોની લાગણી જીતી લેવાને જોઇએ તેવા પ્રયત્નો કર્યા નથી. અને તેથીજ શ્રીયુત ગાંધી કહે છે કે હિંદના બીજા અગ્રેસરોને મારી સાથે બને તેમ નથી. કારણ કે શ્રીયુત ગાંધી લોકોમાં વસનારા, લોકોની રીતિએ રહેનારા, લોકોની જરૂરિયાતો પ્રથમ જોનારા અને લોકોની સેવા કરનારાજ છે. ત્યારે બીજા કેટલાક નાયકો અદ્ધર આકાશમાં ઉડે છે. તેઓ દેશના પ્રશ્નોમાં રસ નથી લેતા એમ નથી. પરંતુ તે રસ રસ લેવાની ખાતરજ હોય એમ કેટલીકવાર દેખાય છે. અંતરની ઉંડી લાગણીને લીધે તેઓ પ્રવૃત્તિ કરતા નથી. પરંતુ

કેટલાક રાજ્યદ્વારી સિદ્ધાંતો હિંદુસ્થાનમાં અમલમાં મૂકાવા જોઇએ એમ માને છે અને તેટલા માટે તેટલા પૂરતા પ્રયત્નો કરે છે. શ્રીયુત ગાંધી એ સિદ્ધાંતો પુસ્તકોમાંથી કે બીજી પ્રજાઓની દેખાદેખીમાંથી ઉપજાવી કાઢવાને બદલે આપણા લોકોની ભીતરમાં પેસીને તેઓનાં દુઃખો અને મુશ્કેલીઓ અનુભવીને આ સિદ્ધાંતો સ્થાપિત કરે છે, અને પછી તે અનુસાર પોતાનું જીવન પોતાના બંધુઓના ચરણમાં અર્પે છે.

તેથી જ્યારે શ્રીયુત ગાંધીની દેશસેવા ખાસ હૃદયના ઉમળકાને લીધે છે ત્યારે બીજાઓની સેવા બુદ્ધિપૂર્વક માનેલી માન્યતાને લીધે છે. આ ઉભય માર્ગો આપણા દેશને તો ઉપયોગી છેજ. કોઇ પણ રસ્તે દેશનું હિત થાય તે ઇષ્ટ છે. પરંતુ આ માર્ગોનાં પરિણામમાં તફાવત પડવા સંભવ છે. જે નાયક લોકોનો થઈને લોકોની સેવા બજાવે છે તે હમેશને માટે લોકોના દિલનો માલેક બને છે, અને તેથી ભવિષ્યમાં પોતાનું ધાર્યું કરી શકે છે. પરંતુ જે અગ્રેસરો લોકોના મુરબ્બીઓ અને મહેરબાનો થઇને તેઓને મદદ કરે છે તેઓ દેશની ઉન્નતિના સર્વ પ્રશ્નોમાં લોકો સાથે જોઇએ તેવો સહકાર કરી શકતા નથી. અને આખી પ્રજા સાથે સહકાર ન થવો એટલું શું? એટલે એક પ્રકારનો અસહ્ય પક્ષાઘાત; એટલે રાષ્ટ્રિય પ્રગતિમાં અતિ દુઃખકર વિઘ્ન; એટલે પ્રજાકીય ભાવનાઓનું સદંતર ચીમળાઈ જવું.

આજકાલ લોકોની મુશ્કેલીઓ અને લોકોની સગવડો તરફ બિલકુલ ધ્યાન અપાતું નથી તેનું ખરૂં કારણ શું છે? એજ કે દેશના ઘણા અગ્રેસરો જાહેર જીવનને એક પ્રકારની મોજશોખ માની બેઠા છે. રેલવેમાં ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારીઓ કેમ દિવસે દિવસે વધતીજ જાય છે? ગરીબ લોકોનાં રહેઠાણો શા માટે ગંદાં, સડેલાં અંધકારમય અને દુર્ગંધમય જોવામાં આવે છે? મજૂરો અને ગરીબો માટે આરામનાં અને આનંદનાં સાધનો કેમ ક્યાંય જોવામાં નથી

આવતાં ? સર્વત્ર ભૂખમરો અને દર્દો આટલા બધા મોટા પ્રમાણમાં શા માટે જોવામાં આવે છે ? આ સર્વનો ઉત્તર એજ છે કે લોકોની જરૂરીયાતો તરફ અગ્રેસરો બેદરકાર છે. જાહેર જીવન લોકોની સેવા કરતાં મોજશોખ તરીકે, કીર્તિ અર્થે અને માનપાન મેળવવા ખાતર વિશેષ જીવાય છે. લોકોનાં દુઃખો જોઇને જેઓનાં હૃદય કંપી ઉઠે તેવા વીર નરો—શ્રીયુત ગાંધી અને સ્વર્ગસ્થ ગોખલેનાં ભીનાં જીગરવાળા લોકનાયકો હિંદમાં કયાં છે ? લોકો અને લોકનાયકો વચ્ચે આ જાતનો અતિ ગાઢ સંબંધ સ્થાપિત નહિ થાય ત્યાંસુધી હિંદની પ્રજાકીય ઉન્નતિનો સમય દૂર છે. બપકાબંધ કપડાં અને બપકાબંધ ભાષણોથી લોકોનું દારિદ્રય ફીટવાનું નથી. પરંતુ મહાબલેશ્વરની ટેકરી ઉપરથી નીચે ઉતરી, મોટરકારમાંથી પગ જમીન ઉપર મૂકી, લોકોનો હાથ ઉંચકવાથીજ લોકોની ખરી સેવા થઇ શકશે.

"હિંદુસ્થાન"–અગ્રલેખ,

તા. ૩–૫–૧૫

## ૯૦

# સુલેહની એકજ શરત.



લડાઈની હમેશની ઝપાઝપીમાં આપણે સર્વ એટલા તલ્લીન થઇ ગયા છિએ કે તેના પરિણામ સંબંધી વિચાર કરવા જેટલો આવકાશ પણ આપણને રહ્યો નથી. છતાં આ રણસંગ્રામ કંઇક અંતિમ હેતુથી અને કંઇક ચોક્સ પરિણામોની ખાતર રચવામાં આવેલ છે તે ભૂલી જવાનું નથી. લડાઇ પૂરી થયે આપણે દુશ્મનની સાથે શી શરતો કરવા માગીએ છિએ તે સ્પષ્ટ રીતે બહાર પાડવામાં આવ્યું હોય તો દુશ્મન કેટલીક જૂઠી અફવાઓ ફેલાવી રહેલ છે તે પાયા વિનાની થઇ જાય, એટલુંજ નહિ પરંતુ તેથી મિત્ર રાજ્યોના શુભ હેતુઓ વિશેષ પ્રકાશમાં આવે. એ ઉપરાંત, મિત્ર રાજ્યોનો અંતિમ હેતુ યથાર્થ રીતે જાહેર કરવામાં આવ્યો હોય તો લડાઇ ક્યાં સુધી લડવાની છે અને તેમાં વિજય મેળવવા માટે મિત્ર રાજ્યોએ કેવા પ્રયત્નો કરવાના છે તે જનસમૂહ વધારે સ્પષ્ટતાથી સમજી શકે. અત્યારે મિત્ર રાજ્યોની શરતો જાહેરમાં મુકવામાં નથી આવી તેથી દુસ્મન એવાં જૂઠાણાં ફેલાવી શકે છે કે આ લડાઇનો ઉદ્દેશ જર્મનીને ઉજડ વેરાન કરવાનો છે! કોસક સિપાઈઓ, તુર્કો, ગુર્ખા, અને સીખોના હાથથી જર્મનીનાં શહેરોને જમીનદોસ્ત કરવાનાં છે! જર્મનીને રૂશિયાના હાથમાં મૂકવાનું છે! અને આગાખાનના લશ્કરના કબજામાં બેવેરિયા સોંપી દેવાનું છે! આવાં જૂઠાણાં તટસ્થ રાજ્યો તેમજ જર્મનીમાં લડાઇ વિરૂદ્ધના પક્ષ ઉપર અસર કરવાને દુસ્મન ફેલાવે તેમાં આશ્ચર્ય નથી. અને તેથીજ જો મિત્ર રાજ્યો સુલેહ કરતી વખતે શી શરતો ચોક્સ કરવા માગે છે તેની રૂપરેખા જાહેરમાં મુકવામાં આવી હોય તો એકંદરે તેથી મિત્ર રાજ્યોને ઘણો લાભ છે.

અલબત્ત લડાઇના આરંભમાંજ બ્રિટિશ રાજ્ય તરફથી બહાર પાડવામાં આવ્યું છે કે આ યુદ્ધ પ્રુશિયાનું લશ્કરી બળ નબળું કરી આખી દુનિઆ ઉપર દારૂગોળાનું અને લશ્કરોનું સામ્રાજ્ય દૂર કરવાને માટે લડવામાં આવે છે, પરંતુ, માત્ર પ્રુશિઆમાંથી લશ્કરી રાજ્ય દૂર કરવાનું નથી પણ આખી દુનિઆ ઉપરથી, એ અતિ ઉપયોગી હકીકત સ્મરણમાં રાખવાની છે. કારણ કે જર્મનીને છિન્નભિન્ન કરી તેના ભાગલા કરી નાખી તેને પચાવી પાડવાનો મિત્રરાજ્યોનો જરા પણ ઇરાદો નથીજ. જેવી સ્થિતિ બેલ્જિયમની જર્મનીએ કરી છે તેવી સ્થિતિ જ જર્મનીની કરવી શક્ય હોય તો પણ મિત્રરાજ્યો તેમ કરવા જરાયે આતુર નથી, અને જો જર્મનીને આ પ્રમાણે તોડી પાડવાનું નથી તો પછી તેનું લશ્કરી બળ શી રીતે ઓછું કરી શકાય તેમ હતું ? શું એક વખત વાપરી નાંખેલ સિપાઇઓ તેમજ હથિયારો અને દારૂગોળો તે ભવિષ્યમાં ફરીથી તૈયાર કરી શકશે નહિ ? એટલુંજ નહિ પરંતુ આ વખત પરાજય સહન કર્યા પછી જર્મની ભવિષ્યમાં વધારે મોટી તૈયારીઓ કરવા શા માટે નહિ લલચાય ? અને જમીનના થોડા ટુકડા કદાચ આ લડાઇમાં આપણે જર્મની પાસેથી ખુંચવી લઇશું તેથી શું તેની દુષ્ટ પ્રવૃત્તિઓમાં તે કોઇ રીતે નબળું પડશે ? ટૂંકામાં જર્મનીનો આ લડાઇમાં પરાજય કરી તેનું બળ થોડો સમય ઓછું કરી નાંખવું તેમાં ખરી કાર્યસિદ્ધિ થવાની નથી. તેથી તો ફરીથી યૂરોપીય રાજ્યો લશ્કરી તૈયારીઓની સરસાસરસીમાં ઝૂકાવશે.

તેટલા માટે સુલેહની શરતમાં માત્ર જર્મનીનું લશ્કરી બળ કમતી થાય એટલું બસ નથી. મિત્રરાજ્યોએ આ વખતે તો એવો સિદ્ધાંત સ્થાપિત કરવો જોઇએ કે હવેથી આ લશ્કરી સરસાઇ હમેશને માટે અદૃશ્ય થાય. રાજ્યોનાં પરસ્પર સહાયક મંડળો, ગુપ્ત કોલકરારો, એકદેશીય શરતો, સામસામી સાવચેતીઓ, આ સર્વ વસ્તુઓ વિગ્રહને ઉત્પન્ન કરનાર છે. કારણ કે જેમ આપણે આજે બેલ્જિયમ અને પોલાંડની સ્થિતિથી કંપી ઉઠીએ છિએ, તેમ આવતી કાલે જુદાં

મંડળો રચાયાં હોય અને જર્મનીને બદલે ધારો કે રશીયા અતિ બળવાન થઇ પડે તો તેના હાથથી ઑસ્ટ્રિયા, ટર્કી કે બીજાં બાલ્કન રાજ્યોની એવી સ્થિતિ ન થાય એમ માનવાને કારણ નથી. તેથી મિ૦ ઍસ્કિવથે એકવાર કહ્યું હતું તેમ એવી કોઈ વ્યવસ્થા થવી જોઇએ કે જેમાં જર્મની પણ ભાગ લઈ શકે, અને જેમાં જર્મનીને ખાત્રી આપવામાં આવે કે ભવિષ્યમાં આપણે ફ્રાન્સ કે રૂશિયા કોઇપણ જર્મની વિરૂદ્ધ હીલચાલ કદિ પણ કરવા માંગતાં નથી અને તેથી જર્મનીએ પણ પોતાની લશ્કરી સાવચેતીઓ હમેશને માટે બંધ રાખવી.

"બૅલન્સ ઑફ પાવર"–સત્તાનું સમતોલપણું સાચવવામાંજ યુરોપીય રાજ્યો અનેક ખૂનખાર લડાઇઓ લડયાં છે. એ કહેવાતું સમતોલપણું કદિ રહેવાનું નથી, અને એ કહેવાતા સમતોલપણાના બહાના નીચેજ જંગો મચે છે. માટે આ સમતોલપણાના ભૂતને વિદાયગીરી આપી આખી દુનિઆમાં સર્વત્ર હંમેશને માટે શાંતિ રહે, અને પ્રજા પોતાની પ્રગતિ કરવાને સંપૂર્ણ રીતે સ્વતંત્રતા ભોગવે એ હેતુથીજ રાજ્યો વચ્ચે કોલકરારો થવા જોઇએ. અને એ સુલેહની પ્રથમ અને મુખ્ય શરત હોવી જોઈએ. દરેક પ્રજા પછી તે નહાની હોય કે મોટી, નિર્બળ હોય કે સબળ, ગમે તેવી હોય, તેના હક્કોની સર્વની સાથે સરખી ગણના કરવી, તેના પ્રગતિના માર્ગમાં બહારનાં રાજ્યોએ કોઇપણ પ્રકારનું વિઘ્ન ન નાંખવું, અને તેના ઉપર કોઇપણ જાતની દબામણી ન કરવી, એ રાજ્યસૂત્ર સર્વ રાજ્યોએ સ્વીકારવું જોઇએ. એક રાજ્યના બીજા રાજ્યે મિત્ર કહેવરાવવું, અને ત્રીજાના પ્રતિસ્પર્ધિ તરીકે ઓળખાવવું, એ જાતની રાજ્યદ્વારી ખટપટોથી યૂરોપની કે આખા જગતની શાંતિ કદિ પણ જળવાવાની નથી, એ જાતના મિત્રાચારીઓ એ મિત્રતાના બહારનાં રાજ્યોને બહુ હાનિકારક થઇ પડે છે. તેથી પરિણામે બે બે ત્રણ ત્રણ રાજ્યોની ટોળીઓ બંધાઇ જાય છે,

અને આખરે માંહોમાંહે ચકમક થયા વિના રહેતી નથી. આખા એશિયા ખંડની પ્રગતિ આટલી બધી અટકી પડી છે, અને એશિયાને રાજ્યદ્વારી બાબતમાં અત્યાર સુધી આટલું બધું સહન કરવું પડ્યું છે તેનું મૂળ કારણ આ પ્રકારના યૂરોપીય રાજ્યદ્વારી મિત્રાચારીઓ છે. તેથી આવી મિત્રાચારીઓ જે ખરી રીતે પરસ્પર દુશ્મનોની ટોળીઓ-નો પાઠ છેવટે ભજવે છે તેનો અંત લઇ આવવો જોઇએ; અને એક મહાન્ રાજ્યમંડળ સ્થાપવું જોઇએ કે જેની અંદર આખી દુનિઆનાં સર્વ નહાનાં મોટાં રાજ્યો અને દેશો, કાળા લોકો અને ગોરા લોકો, યૂરોપીય, એશિયન, અમેરિકન અને આફ્રિકન, સર્વનો સમાવેશ થવો જોઇએ. આ મહામંડળના ચોકસ સિદ્ધાંતો અને નિયમો પ્રમાણે દુનિઆની રાજ્યદ્વારી વ્યવસ્થા રચાવી જોઇએ.

આ દિશામાં જો આ લડાઇનું પરિણામ નહિ આવે, તો ભવિષ્ય ઓછું જોખમકારક નથી. કારણ કે ધારો કે જર્મનીનો પરાજય થયો, રશિયાને બાલ્કન રાજ્યો ઉપર સત્તા મળી, ડાર્ડેનલ્સ રશિયાના હાથમાં ગયું, કેટલાક જર્મન પ્રાંતો પણ રશિયાને મળ્યા, અને એ ઉપરાંત જર્મનીને મ્હાત કરવાનો ગર્વ પણ રશિયાએ મેળવ્યો, આ સ્થિતિની અસર ૨૦ કે ૩૦ કે ૪૦ વર્ષ પછી રશિયા ઉપર શી થશે? જો છેલ્લાં ૪૦ વર્ષમાં એક ફત્તેહથી જર્મની આટલું ઉન્માદી થઇ ગયું છે તો શું રશિયા એટલું બધું સાત્વિક અને તત્ત્વદર્શી છે કે તેના ઉપર કાંઇ પણ અસર નહિ થાય? જર્મનીને જમીનદોસ્ત કરવાથી દુનિઆની પીડા મટતી નથી. એક પીડા દૂર થાય છે તો બીજી ઉભી જ છે. અને પછી શું ફરીથી સત્તાનું સમતોલપણું જાળવવા દુનિઆ ઉપર લડાઇની આફત ઉતારવી? લશ્કરી સત્તાનો હમેશને માટે નાશ કરવો હોય તો જર્મનીનો નાશ બસ નથી. પરંતુ જર્મનીને મ્હાત કરીને જર્મનીને એવી માનસિક સ્થિતિમાં મૂકી દેવું કે તે હમેશને માટે તેના લશ્કરી પ્રવૃત્તિઓ બંધ કરે. અને તેના સાથે દુનિઆની બીજી મોટી પ્રજાઓ પણ લશ્કરી સરસાઇની પૂર્ણાહુતિ અને જરૂર લાગે તો હોળી

કરે, કે જેથી દુનિઆ ઉપર સર્વત્ર શાંતિ વ્યાપી રહે,——આ પરમ ઉદ્દેશથી આ જંગ લડાય છે. અને સુલેહ વખતે આ ઉદ્દેશ સિદ્ધ થાય એવી શરતોજ ચોક્કસ થાય તે માટે આજથી આખી દુનિઆની પ્રજાઓએ સાવચેત રહેવાનું છે.

**હિંદુસ્તાન**

અગ્રલેખ, તા. ૫-૫-૧૪ બુધવાર

# ૯૧

# લડાઈ અને સમાજશાસ્ત્ર.

આ લડાઇએ ઘણી માન્યતાઓને ફેરવી નાખી છે, ઘણા સિદ્ધાંતોને ફેરવી નાંખ્યા છે, અને કદાચ કોઈ શાસ્ત્રને ફેરવી નાંખે તો આશ્ચર્ય નથી. આ લડાઇથી માત્ર રાજ્યદ્વારી વિચારોનુંજ પરિવર્તન થશે એમ સમજવાનું નથી, પરંતુ આખા સમાજશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો હવે ફરીથી વિચારવા પડશે. પ્રથમ તો Survival of the fittest (સૌથી લાયક માણસની હયાતી) નો સિદ્ધાંત પુનઃ તપાસવો પડશે. કારણ કે આ રણસંગ્રામમાંથી સૌથી લાયક માણસોજ મોખરે છે, અને પાછળ તો બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ અને માંદાં માણસોજ રહે છે. સૌથી બહાદૂર, સૌથી કર્તવ્યનિષ્ઠ, સૌથી તન્દુરસ્ત, સૌથી મજબૂત, સૌથી લડાયક અને સૌથી જુવાન પુરૂષો રણભૂમિ ઉપર પોતાના જીવને જોખમે ઉતરે છે, અને તમાંનો ઉત્તમ ભાગ પોતાના પ્રાણનું બલિદાન આપે છે. સમાજશાસ્ત્રની દૃષ્ટિથી આપણાં લશ્કરો તૈયાર કરવાની પદ્ધતિ જેમ બને તેમ ભવિષ્યની પ્રજા નિર્બલ અને સત્ત્વહીન રહે એવી રીતે યોજાયેલી છે. કારણ કે લશ્કરમાં સૌથી ઉત્તમ બાંધાવાળા અને ૧૮ થી ૪૫ વર્ષના વયવાળાને જ દાખલ કરવામાં આવે છે અને જેઓમાં સ્વદેશાભિમાનની લાગણી સારી રીતે જાગૃત હોય છે તેઓજ આગળ આવે છે. આથી કરીને લશ્કરમાં દાખલ થનારા પુરૂષો સામાન્ય રીતે આખી પ્રજાની સર્વોત્તમ વ્યક્તિઓ હોય છે. બ્રિટન પોતાના ઉત્તમ પુત્રો રણસંગ્રામ તરફ મોકલે છે એ અભિમાન લેવા લાયક હકીકત સમાજશાસ્ત્રની દૃષ્ટિથી આપણને નિરાશ બનાવે છે. કારણ કે દેશનાં આ મહાન રત્નો પોતાના અકાળ અદૃશ્ય થવાથી બ્રિટનને સ્વતંત્રતા અને માન આપી જશે તે ખરૂં

છે, પરંતુ તે સાથે તેઓ બ્રિટનની ભવિષ્યની પ્રજાને ચારિત્ર્યમાં, તેમજ શારીરિક અને માનસિક શક્તિમાં વધારે ગરીબ અને નિર્બળ મૂકતા જશે.

જ્યારે હજારો કુંવારા જુવાન સિપાઇઓ યુદ્ધમાં પોતાના પ્રાણનો ભોગ આપે છે ત્યારે એનો અર્થ એજ થાય છે કે આ ઉત્તમ માણસોનાં મરણથી ભવિષ્યની પ્રજાનો શારીરિક અને માનસિક વારસો તેટલે દરજ્જે ઓછી કિંમતનો થતો જાય છે. અલબત્ત, જ્યાં સુધી નહાની લડાઇઓ લડાતી હતી ત્યાંસુધી આ પ્રશ્ન એટલી બધી તીવ્ર રીતે લોકોની નજર આગળ આવતો નહોતો. કારણ કે ઘેર રહેનારા અને લડનારા પુરૂષોની સંખ્યા વચ્ચે ઘણો મોટો તફાવત હોય, અને લડાઇમાં જનારાઓ પ્રમાણમાં બહુ થોડા હોય તો ભવિષ્યની પ્રજા ઉપર એકદમ ગંભીર અસર થવા પામતી નથી. પરંતુ આ મોટા જંગમા તો રણભૂમિ ઉપર ઉતરનારાઓની સંખ્યા લગભગ ઘેર બેસનારાઓ જેટલી જ થવા જાય છે, અને તેથી આ પ્રશ્ન અતિ ગંભીર સ્વરૂપ પકડે છે. દાખલા તરીકે, એવો અડસટ્ટો થયો છે કે બ્રિટનમાં ૧૮ થી ૪૫ વર્ષની વયના પુરૂષો ૬૨,૫૦,૦૦૦ એટલે કે આખી વસ્તીના ૧૩.૮ ટકા છે. હવે એમ કહેવાય છે કે જરૂર જણાશે તો લગભગ ૩૦ લાખ માણસોનું લશ્કર બ્રિટન તૈયાર કરશે; એટલે કે ૧૮ થી ૪૫ વર્ષની વયનો દરેક બીજો માણસ યુદ્ધમાં ઉતરશે. આ સંખ્યામાંથી દરેક બીજો માણસ આંખ મીંચીને ચુંટવામાં આવે તો પણ અતિ ભયંકર સંખ્યામાં ઉત્તમ માણસોની ખોટ સહન કરવી પડે. તો પછી ખાસ ચુંટીને આટલાઓમાંથી પણ ઉત્તમ માણસોને લશ્કરમાં દાખલ કરવામાં આવે તો પછી પ્રજાના સર્વોત્તમ તત્વનો નાશ થાય તેમાં નવાઇ શી?

અને જેમ આ નિયમ બ્રિટનને લાગુ પડે છે તેમ આ જંગમાં ભાગ લેનારી સર્વ પ્રજાને તે લાગુ પડે છે. રશિયન, ફ્રેંચ, જર્મન, આદિ પ્રજાઓને પણ આ યુદ્ધમાં પોતાનાં ઉત્તમ માણસોની અતિ

મહાન સંખ્યાનો ભોગ દેવો પડે છે અને પડશે. આથી કરીને લડાઈ એ મનુષ્ય જાતિના વિકાસક્રમને અટકાવનારી અને ઉત્તમ પુરૂષોને ચુંટી લઇને તેઓનો નાશ કરનારી થઈ પડે છે. જીવનસંગ્રામમાં પોતાની શારીરિક, માનસિક અને આત્મિક શક્તિને લીધે જેઓ સૌથી લાયક છે તેઓનાં રણસંગ્રામમાં પ્રથમ બલિદાન અપાય છે, અને જેઓ અનેક અશક્તિઓને લીધે જીવનસંગ્રામમાં સર્વથી ઓછાં લાયક છે તેઓનું પ્રમાણ વધારી આપવામાં આ યુદ્ધ અનુકૂળતા કરી આપે છે. આ અતિ અનિષ્ટ અને ગંભીર પરિણામ તરફ હાલ તો લડાઈમાં ઉતરેલી કોઇપણ પ્રજાનું ધ્યાન ખેંચાય તેમ નથી. પરંતુ ભવિષ્યમાં આ મહા પ્રશ્નનો સર્વ પ્રજાઓ વિચાર કરવા દોરાય અને તેથી આવી જનદવાસ્થળીઓનો હમેશને માટે અંત લાવવા લલચાય તો પણ આ લડાઈનું એક અતિ શુભ પરિણામ આવ્યું ગણાશે. તે ઉપરાંત મનુષ્ય જાતિની કિમ્મતમાં કંઇક ફેરફાર થઇને હાલની શોચનીય સમાજવ્યવસ્થા બદલવામાં આવે તો લડાઇમાંથી આખા જનસમૂહે મોટો લાભ મેળવ્યો લેખાશે.

કુંવારાપણાને આખા યૂરોપમાં જે ઉત્તેજન આપવામાં આવે છે તેથી યરોપની પ્રજામાં જન્મપ્રમાણ ઘણું ઓછું થતું જાય છે. ત્યાંનાં ઉત્તમ માણસો કુંવારાં રહી ભવિષ્યની પ્રજાનો વારસો ઘણો નિર્માલ્ય કરી નાખે છે. દેશને માટે રણભૂમિ ઉપર મરવું તે અલબત્ત સ્વદેશાભિમાન છે, પરંતુ દેશને માટે ઉત્તમ બાળકોનો વારસો મૂકવો તે ઓછું સ્વદેશાભિમાન નથી. લડાઈમાં જે ભયંકર સંહાર થાય છે તે ઉપર હજુ જોઇએ તેવો ગંભીર વિચાર કરવામાં આવતો નથી. પરંતુ જ્યારે લડાઈ પૂરી થશે ત્યારે ઉત્તમ માણસોની ખોટની ગણત્રી થશે, અને તે વખતે બીજો સામાજિક વ્યય શી રીતે અટકાવવો તે અતિ ગંભીર પ્રશ્ન થઇ પડશે. સમસ્ત પ્રજાને નિઃસત્ત્વ અને નિર્બળ બનાવનારાં અનેક કારણોને કેમ નિર્મૂલ કરવાં તે એક વિચારણીય બાબત થશે. ક્ષય, દારૂ, ભૂખમરો આદિ અનેક અટકાવી શકાય તેવા

સંજોગોથી પ્રજાનાં કેટલાંક ઉત્તમ માણસો લાખોની સંખ્યામાં મરણ-શરણ થાય છે એ હકીકતની નોંધ તે સમયે ખાસ લેવાશે. હાલ લડાઈમાં જે અઢળક પૈસાની હોળી થાય છે તે પૈસાનો નહાનો ભાગ સુલેહના સમયમાં લોકોની સ્થિતિ સુધારવામાં વપરાયો હોય તો અત્યારે દુનિઆમાંથી ગરીબી, દુઃખ, દર્દ અને મરણ કેટલાં બધાં ઓછાં થઇ ગયાં હોય! શાંતિના સમયમાં કોઈ પણ પાર્લામેંટમાં ૧ કરોડ કે ૫૦ લાખ પૌંડ પ્રજાના હિત માટે વાપરવાની દરખાસ્ત આવી હોય તો આખી પાર્લામેંટ ખળભળી ઉઠે. આજે અબજો પૌંડ લડાઇ અર્થે વાપરવાના ઠરાવો એક અવાજે સ્વીકારવામાં આવે છે. જર્મન નૌકા-બળને પહોંચી વળવાને જ્યારે બ્રિટિશ નૌકાબળને વધારવાની દરખાસ્તો મૂકાતી ત્યારે શાંતિના ચાહકો કહેતા કે ૨૦ લાખ પૌંડ એક ડ્રેડ-નૉટમાં તમે ખર્ચો છો, પરંતુ ૨૩ લાખ પૌંડમાં તો ૧૦ હજાર સુંદર મકાનો ગરીબોને માટે પૂરાં પાડી શકાય. પરંતુ હવે થોડા સમ-યમાં આ લડાઇમાં બ્રિટનને હંમેશાં ૧૦ લાખ પૌંડનો ખર્ચ થશે એ સંભવિત છે, અને તેથી લડાઇમાં જે ખર્ચ હમેશાં થશે તે ખર્ચથી દરરોજ ૧૦ હજાર સુંદર ઝુંપડાંઓ બ્રિટનમાં ઉભાં થઇ શકે.

પરંતુ આકસ્મિક આફતો તરફ લોકોનું ધ્યાન જેટલું ખેંચાય છે તેટલું હમેશની આફતો તરફ ખેંચાતું નથી. લડાઇના પ્રથમ છ મ-હિનામાં બ્રિટને બહુ તો ૧૦ હજાર માણસો ખોયાં હશે, પરંતુ તેટ-લાજ અરસામાં સમાજની ગેરવ્યવસ્થાને લીધે ગરીબીથી ઉદ્ભવનાં અને અટકાવી શકાય તેવાં કારણોને લીધે બ્રિટનમાં લગભગ ૧ લાખ માણસો મરણશરણ થયાં તેની નોંધ કોણ લે છે? આપણી કલ્પના-શક્તિ કાંઈ પણ શોરબકોર વિના જાગ્રત થતી નથી તે ઓછું શોચ-નીય છે? લડાઈની આફતો આકસ્મિક છે, પરંતુ સુલેહના સમયની આફતો નિરંતર છે, જ્યાં આકસ્મિક આફતો દૂર કરવા આપણે મહા ભારત મહેનત ઉઠાવીએ છીએ, અને હમેશની આફતો હાથ જોડીને સહન કરીએ છિએ. લડાઈમાં આપણી તૈયારીઓની ખામી માટે ગમે

તે કહેવામાં આવે પરંતુ સુલેહના જીવન માટે જે તૈયારી આપણે રાખીએ છિએ તેથી હજાર ગણી વધારે સારી તૈયારી આપણે લડાઈ માટે રાખી છે અને રાખીએ છિએ.

અત્યારે આટલો વ્યય કર્યા પછી પણ સામાજિક જીવન ઉપર લડાઇની શી અસર થશે? લડાઈમાં અઢળક ધન વાપરવા કરતાં લોકોની ઉન્નતિ અર્થે તે વાપરવાને શું રાજ્યનેતાઓ દોરાશે? નહિજ. તે સમયે એવી દલીલ કરવામાં આવશે કે રાજ્યને ખર્ચ ઘણો થઈ ગયો છે તેથી હાલ થોડાં વર્ષ સામાજિક સુધારાઓ મુલતવી રાખવા પડશે! આગળ સામાજિક પ્રગતિ માટે જેટલો ખર્ચ થતો હતો તેટલો પણ કદાચ હવે કરવામાં ન આવે તો આશ્ચર્ય નથી. અને આ સ્થિતિ માત્ર બ્રિટનમાંજ ઉપસ્થિત થશે એમ માનવાને કારણ નથી. આ મહાન લડાઇમાં ભાગ લેનાર દરેક રાજ્યની સામાજિક પ્રગતિમાં આ પ્રમાણે મોટાં વિઘ્નો નડશે એ વિશેષ સંભવિત છે. રાજ્યદ્વારી દૃષ્ટિથી કદાચ કોઈ કોઈ રાજ્યને ફાયદો થશે, અને આપણે ઇચ્છીએ છિએ કે ભવિષ્યમાં સર્વ મોટાં રાજ્યોની રાજ્યનીતિ નીતિના તત્ત્વ ઉપર અવલંબિત રહે. પરંતુ સમાજશાસ્ત્રની દૃષ્ટિથી બે મોટા અનર્થો ઉભા થશે તે નિઃશંક છે. એક તો એ કે લાખો ઉત્તમ પુરૂષોનો નાશ થયો હશે અને તેથી ભવિષ્યની પ્રજાનો માનુષિક વારસો અતિ નબળો રહેશે. અને બીજો અનર્થ એ કે સામાજિક પ્રગતિનાં મહાન કાર્યો વધારે ત્વરિત રીતે પૂર્ણ કરવાની આવશ્યકતા વધવા છતાં તે કાર્યો હાથ ધરવામાં દરેક રાજ્ય અચકાશે અને તેથી સામાજિક સુધારો વર્ષો સુધી ખોરંભે પડશે.

નવા ઉદ્યોગો ખીલવવા માટે, ગરીબોને સારાં મકાનો અને પૂરતું પોષણ આપવા માટે, સડેલાં અને ગંદાં રહેઠાણોનો અંત લાવવા માટે, દરેક ઘરમાં સુધરેલા જમાનાની સર્વ સગવડો પૂરી પાડવા માટે, અને દરેક શહેરી કે ગામડિયાને સુધરેલી જીંદગી ગાળવાનાં સાધનો આપવા અર્થે આર્થિક અને સામાજિક વ્યવસ્થામાં યોગ્ય ફેરફારો

કરવાને માટે, જે ધન, જે શક્તિ અને જે સાધનો જોઇએ તે સર્વ આ ખૂનખાર લડાઇમાં વપરાઇ ગયેલાં હોવાથી એ સર્વ ઉપયોગી કાર્યો લાંબા સમય સુધી સિદ્ધ થઇ શકશે નહિ. તેથી લડાઇને લીધે જે સાક્ષાત્ મહાન હાનિ થશે તે ઉપરાંત આ પરોક્ષ હાન ઓછી ભયંકર નથી.

હિન્દુસ્થાન,

તા. ૧૫-૫-૧૫ શનિવાર.



## ૯૨
# રાષ્ટ્રીય ભાવના અને લડાઇ.



રાષ્ટ્રીય ભાવનાનાં બે પ્રકારનાં પરિણામ આવતાં આપણે જોઇએ છિએ. એક બાજુ નહાનાં અથવા નિર્બળ રાજ્યો પોતાની સ્વતંત્રતા સાચવવાને આ ભાવનાથી તૈયાર થાય છે, તો બીજી બાજુથી મોટાં જોરાવર રાજ્યો બીજાં રાજ્યોને ગુલામગીરીની ધુંસરીમાં નાંખવાને પ્રયત્ન કરે છે. જે દેશમાં રાષ્ટ્રીય ભાવનાની શરૂઆત થાય છે ત્યાં પ્રથમ તો સ્વતંત્રતા માટે જાગૃતિ થાય છે, અને ન્યાય તથા સત્ય માટે મંથન કરવામાં આવે છે. ત્યાં કોઇપણ રાજ્યને ઉપરી કરતાં સમોવડું વિશેષ પસંદ કરવામાં આવે છે, પરંતુ જેમ જેમ બીજાં જોરાવર રાજ્યોનું એક રાજ્ય સમોવડું થવા શક્તિમાન થાય છે તેમ તેમ તેઓનું સમોવડું કાયમ રહેવાને બદલે તેઓનું અથવા બીજાઓનું ઉપરી થવાની મહત્ત્વાકાંક્ષા તેનામાં શરૂ થાય છે અને તેને લીધેજ લડાઇ, મારામારી, અને ગુલામીનો યુગ શરૂ થાય છે. અલબત, રાજ્યદ્વારી સ્વતંત્રતા માટે શરૂઆતમાં રાષ્ટ્રીય ભાવના બહુજ જરૂરની છે, પરંતુ એ ભાવના વધારે પડતી આગળ લઇ જવામાં આવે અને પોતાના દેશ માટે પ્રેમની સાથે બીજાઓના દેશ માટે દ્વેષ અને તિરસ્કાર ઉત્પન્ન થાય તો તેનું પરિણામ જાદવાસ્થળીમાંજ આવે તે નિઃશંક છે.

યુરોપમાં આ પ્રકારની રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન થવાથીજ ત્યાંનાં રાજ્યોની સ્વતંત્રતાનો આટલો વિકાસ થયો છે, પરંતુ તેની સાથે એ રાષ્ટ્રીયતાની હદ બહાર પૂજા કરવાથીજ સને ૧૮૧૫ થી માંડીને અત્યાર સુધી યુરોપ લડાઇ અને મારામારીની ખુવારીમાંથી મુક્ત થયું નથી. સને ૧૭૯૩માં ફ્રેંચ પ્રજાએ રાષ્ટ્રીય ભાવનાનો ઝુંડો ફરકાવ્યો ત્યારથી યુરોપની જૂદી જૂદી પ્રજા એક પછી એક પોતાના રાષ્ટ્રીય

હકકો અને પોતાની રાષ્ટ્રીય મહેચ્છાઓ માટે યુદ્ધમાં ઉતરવા માંડી. ૧૯ મા સૈકામાં આ રાષ્ટ્રીય ભાવનાના પરિણામે બે મોટાં રાજ્યોની સ્વતંત્રતા બહાર આવી, અને તે રાજ્યો જર્મની અને ઇટલી. એજ સૈકામાં મગ્યાર પ્રજાએ સ્વતંત્ર પ્રજાઓની સમોવડી તરીકે પોતાનો દાવો ફતેહમંદીથી કબૂલ કરાવ્યો. ગ્રીસની સ્વતંત્રતા, પોલાંડની નિષ્ફળતા અને આયરલૅન્ડની અર્ધી ફત્તેહ પણ આ સૈકામાંજ થઇ. ૧૯ મા સૈકાનાં છેલ્લાં વર્ષોમાં તેમજ આ સૈકાની શરૂઆતમાં સ્લાવ પ્રજાઓ જાહેરમાં આવી, અને આ સ્લાવ પ્રજાઓની રાષ્ટ્રીય ભાવના વધારે તીવ્ર થવાથીજ યૂરોપમાં હાલ થોડા સમય થયાં ઝઘડાઓ પાછા શરૂ છે, તેમજ આ ભયંકર યુદ્ધ પણ એ પ્રજાઓની રાષ્ટ્રીય ભાવનાનેજ આભારી છે એમ કહીએ તો ખોટું નથી. અલબત, તેની સાથે જર્મની અને ઑસ્ટ્રીયિાની રાષ્ટ્રીયતા હદ ઓળંગી ગઇ છે એ વાત આ લડાઇનું મુખ્ય કારણ છે એ તો દીવાજેવું સ્પષ્ટ છે.

હાલની રાષ્ટ્રીયતા માત્ર દેશસ્થ નથી પરંતુ રાજકીય છે. ગ્રેટબ્રિટનમાં જો કે અનેક પ્રજાઓ આવેલી છે છતાં સ્કૉટ, વેલ્સ અને ઇંગ્લીશ લોકોમાં એકજ પ્રકારની રાષ્ટ્રીય ભાવના છે, અને તે રાજ્યને અવલંબીને છે તેમાં શક નથી. આયરલૅંડને સ્વરાજ્ય અપાયા પછી આઇરીશ લોકોની રાષ્ટ્રીયતા પણ બ્રિટનની બાજી પ્રજાઓની ભાવના સાથે મળી જશે એમ આશા રાખવાને કારણો છે. ફ્રાન્સ પણ ઘણા વખત થયાં એકજ રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલું છે, જો કે જર્મનીના ક્રૂર હાથથી ફ્રાન્સનું એક અંગ બલાત્કારે છુટું પાડવામાં આવ્યું છે તે ભૂલી જવાનું નથી. જર્મનીમાં પોલ લોકો, ડેન લોકો અને આલ્સેસ લૉરેનના ફ્રેન્ચ લોકોનો સમાવેશ થાય છે, પરંતુ મોટે ભાગે ત્યાં જર્મન રાષ્ટ્રીયતા બહુ મજબૂત અને ઘણીવાર હદ બહાર જોવામાં આવે છે. ઇટલીમાં સર્વ ઇટાલીયનોજ છે, જો કે કેટલાક ઇટાલીયનોને ઑસ્ટ્રિયા પચાવી પડયું છે. ઑસ્ટ્રિયા હંગરીમાં અનેક પ્રજાઓનો શંભુમેળો છે તેથી ત્યાં રાષ્ટ્રીય ભાવના એક બનતી જાય છે.

આ સ્વદેશાભિમાન અને આ રાષ્ટ્રીયતાથી જગતમાં સ્વતંત્રતા અને પ્રજાકીય ભાવનાનું સંચારણ ચોમેર થયું છે તે સંતોષની વાત છે. પરંતુ તેની સાથે દુનિઆમાં અશાંતિ વધવા માંડી છે તે પણ ચોક્કસ છે. માંચેસ્ટરના મહાન અર્થશાસ્ત્રીઓ કૉબ્ડેન અને બ્રાઇટ તથા આ જમાનાના શાન્તિપ્રિય મિ૦ નૉર્મન એન્જેલનો સિદ્ધાંત એવો છે કે સુલેહ અને સંપથીજ સર્વ પ્રજાઓની આર્થિક અને રાષ્ટ્રીય ઉન્નતિ છે, તથાપિ યુરોપની ઉન્મત્ત રાષ્ટ્રીય ભાવનાએ આ સિદ્ધાંતને દારીઆમાં ફેંકી દીધો છે. હવે તો પોતાના રાજ્યને કેમ વિસ્તારવું, પોતાની જાહેરજલાલી બીજાના ભોગે કેમ વધારવી, અને બીજાં રાજ્યોને પોતાના ઉપભોગમાં શી રીતે લેવાં, એ જાતની સ્વાર્થી વાસનાનું રૂપ યૂરોપીય રાષ્ટ્રીયતાએ લીધું છે. એ વાસનાને એકદમ તૃપ્ત કરવાને અત્યારે જર્મની બહાર આવ્યું છે. મિત્ર રાજ્યો જર્મનીની ઇચ્છાઓ બર આવવા નહિ દે તે ચોક્કસ છે. પરંતુ આ મારામારીથી દુનિયાએ આશ્ચર્ય પામવાનું કારણ નથી. કારણ કે રાષ્ટ્રીયતાના ઉન્માદે આખા યુરોપને ઘણાં વર્ષ થયાં ઘેલું બનાવી દીધું હતું. બળવાન રાજ્યો સિવાય બીજાં રાજ્યોને, રે! સમસ્ત આફ્રિકા અને એશિઆને સર્વોપરિ યૂરોપના ખોરાક તરીકેજ લેખવામાં આવતાં હતાં! કોણે કોનો કેટલો ટુકડો ખાઇ જવો એ તકરારમાં યુરોપ ઘણા સમય થયાં મશગૂલ હતું. તેથી છેલ્લાં કેટલાંક વર્ષ થયાં ભયંકર યુદ્ધની સામગ્રી યૂરોપમાં આપોઆપ તૈયાર થતી હતી, અને એ દારૂ ભડકો થવાને માટે તણખાનીજ રાહ જોતો હતો, જે તણખો સને ૧૯૧૪માં મળી આવ્યો. પરંતુ હવે આખી દુનીયાની આશા છે કે મિત્ર રાજ્યો ઉન્માદી રાષ્ટ્રીયતાની દેવી જર્મનીનો સંહાર કરશે, અને ભવિષ્યમાં હમેશને માટે દરેક પ્રજાને માત્ર પોતાનો વિકાસ કરવા અર્થે રાષ્ટ્રીય ભાવનાનો ઉપયોગ કરવાની ફરજ પાડશે.

**હિન્દુસ્તાન,**

અગ્રલેખ, તા. ૪-૬-૧૫ શુક્રવાર.

# ૯૩
# હિંદની વર્તમાન રાજકીય સ્થિતિ.



## સુરતમાં ભાષણ

મુંબઈની હોમરૂલ લીગ તરફથી ગુજરાતના જુદા જુદા ભાગમાં હાલની રાજદ્વારી સ્થિતિ વિષે ભાષણમાળાઓ ગોઠવવામાં આવી છે તે સંબંધમાં ગયા રવિવારે મુંબઈથી મિ૦ બી. જી. હૉરનીમૅન, રા. જમનાદાસ દ્વારકાદાસ, વિભાકર બૅરિસ્ટર, રા. બેંકર વિગેરે સુરત ગયા હતા. રા. રતનશી ધરમસિંહ, મિ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા, રા. કનૈયાલાલ એમ. મુનશી, રા. મનસુખલાલ એમ. માસ્તર વિગેરે ભરૂચ ગયા હતા. સુરત ખાતે આર્યસમાજ હૉલમાં હાલની વર્તમાન રાજકીય સ્થિતિ વિષે મિ. હૉરનીમૅનના પ્રમુખપણા હેઠળ ભાષણો કરવામાં આવ્યાં હતાં. સભામાં ,સાતસો ઉપર માણસો હાજર હતા. ભારે ઉત્સાહથી કામ ચાલ્યું હતું.

**રા. વિભાકરે નીચલું ભાષણ કર્યું હતું:-**

જ્યારથી ફ્રાન્સની રણભૂમિ તરફ હિંદી લશ્કર રવાના થવા માંડયું ત્યારથી હિંદનું રાજકીય વાતાવરણ દિન પ્રતિદિન આશાજનક થતું જતું હતું. બ્રિટિશ સામ્રાજ્યના એક સરખા ભાગીદાર તરીકે હવે હિંદની ગણત્રી બહુ ત્વરાથી થશે એમ સર્વત્ર વાતો ચાલી રહી હતી. બ્રિટિશ પ્રધાનો, સંસ્થાનોના અગ્રગણ્ય અમલદારો, ઇંગ્લંડના લોકનાયકો, અને જાહેર છાપાંઓ એક અવાજે હિંદની વફાદારી, સ્વાર્થત્યાગ અને સામ્રાજ્યના ભાગીદાર તરીકે હિંદની લાયકાત માટે પરોક્ષ તેમજ અપરોક્ષ રીતે ગુણગાન ગાઇ રહ્યા હતા. જે હિંદ પા સૈકાની લડત અને અથાગ પરિશ્રમથી પોતાની મહેચ્છાઓ અને સામ્રાજ્યની સેવા કરવાના અભિલાષો સિદ્ધ કરી શકયું નહોતું તે આંખના ચમકારામાં સિદ્ધ થવાની અણિ ઉપર આવ્યું. આ અપૂર્વ પગલું ભરવાની

હિમ્મત, દીર્ઘદૃષ્ટિ અને ઉદારતા માટે સર્વ માન લૉર્ડ હાર્ડિંજનેજ ઘટે છે. તેણે હિંદ પર અથાગ વિશ્વાસ મૂક્યો. હિંદે તે વિશ્વાસ દિલોજાનીથી પરિપૂર્ણ કર્યો. વિશ્વાસ પરિપૂર્ણ થયો તેનું એક કારણ લૉર્ડ હાર્ડિંજનું ઉદાર અને ન્યાયશીલ રાજતંત્ર, અને બીજું કારણ હિંદની વફાદારી, અમીરી તથા એકનિષ્ઠા. હવે હિંદ તરફ બ્રિટનનો "દષ્ટકોણ" બદલાયો છે એમ ઠેર ઠેર વાતો થવા માંડી. કર્તવ્યનિષ્ઠ હિંદ પોતાની નિઃસ્વાર્થતાની અને સામ્રાજ્યસેવાની કદર થતી જોઈ મલકાયું—વધારે ઉત્તેજિત બન્યું—અને તેથી સામ્રાજ્યની ખાતર માણસો તેમજ દોલતનો અપરિમિત ભોગ આપવાને તૈયાર બન્યું.

સામ્રાજ્યના હિતની ખાતર બ્રિટન ચાહે તે હિંદ પાસેથી માગી લે એવી સામ્રાજ્યને કોરે પાને સહી કરી આપનાર પરતંત્ર પ્રજા તરીકે જગતના ઇતિહાસમાં હિંદ સિવાય કોઇ બહાર પડ્યું હોય એમ આપણા જાણવામાં નથી. છતાં હજુ તો રણસંગ્રામ ઉપર તોપોની ગર્જનાઓ શમી નથી, એરોપ્લેનોના સુસવાટા બંધ થયા નથી, અગ્નિની જ્વાળાઓ સમી નથી, બહાદુર વફાદાર હિંદી સિપાઇઓનાં ખૂન સૂકાયાં નથી, અને હિંદે આપેલા કરોડો રૂપીઆના સરવાળા પણ મૂકાયા નથી, ત્યાંજ હિંદને કેવો બદલો મળે છે? બદલો? બદલાનું નામ ઉચ્ચારતાં કેટલાક અતિ શાણા, ઠરેલ, ઠંડાગાર, લોકોની ભ્રુકુટિ ઉંચી ચ્હડી જાય છે; તેઓ કહે છે કે. "સામ્રાજ્ય માટે પ્રાણ પાથરો, પણ બદલાની વાત ન કરો!"

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाच न** સેવાનાં ફલની વળી ઇચ્છા રખાય કે? કેવી સંકુચિત, ક્ષુદ્ર, સ્વાર્થમય સંસારી પાપી દૃષ્ટિ!! આશ્ચર્યની વાત તો એ છે કે આ ડહાપણભરેલું તત્ત્વજ્ઞાન સામ્રાજ્યના ચાલકો, કે બ્રિટિશ પાર્લામેંટના મેમ્બરો કે બ્રિટિશ પ્રજા તરફથી આપણને શિખવવામાં નથી આવતું, પરંતુ જેઓ હિંદના નોકરો છે અને હિંદનું લુણ ખાય છે, છતાં જેઓ નથી સામ્રાજ્યના

પ્રતિનિધિઓ કે નથી હિંદના પ્રતિનિધિઓ તેઓ આ સોંઘા બ્રહ્મજ્ઞાનની દુકાનદારી કરી રહ્યા છે.

બદલો કહો, ન્યાય કહો, વિવેક કહો, ફરજ કહો, કે ધર્મ કહો—ગમે તે કહો, પરંતુ દરેક બુદ્ધિશાળી માણસ સમજી શકેછે કે માત્ર આકાશના બાચકા ભરવાની ખાતર અથવા તો પોતે મરણ-શરણ થયા બાદ પોતાની કબર ઉપર કીર્તિસ્તંભ રોપવાની ખાતર કોઇ પણ પ્રજા બીજી પ્રજા માટે પોતાનાં લોહી રેડી શકતી નથી. આખી પ્રજાનાં સાહસો અને બલિદાનો બિલકુલ નિરર્થક હોઇ શકેજ નહિ. અલબત્ત, ટુંકા સ્વાર્થની દાષ્ટ ધિક્કારવા યોગ્ય છે. પરંતુ અંતિમ મોક્ષની અભિલાષા રાખવી એ કાંઇ ક્ષુદ્ર બદલાની આશા રાખ્યા બરાબર નથી. મોક્ષને માટે દરેક વ્યક્તિ અને દરેક પ્રજા તરફડિયાં મારી રહેલ છે. અમે પણ અમારૂં સર્વસ્વ યાહોમ કર્યું તે એટલા માટે કે સામ્રાજ્યના સ્વતંત્ર વાવટા નીચે અમે પણ અમારા મોક્ષનો નહાનો સ્વતંત્ર વાવટો આજકાલ ઉડાડી શકીશું. જો અમને આટલા પણ બદલો માગવાનો હકક ન હોય, તો સામ્રાજ્યે અમારી પાસેથી આ આત્મભોગની આશા શી મિશાલે રાખી હતી વારૂ? ભારતવર્ષની પ્રજાનાં જાનમાલની આટલાં વર્ષ રક્ષા કરવા માટે? કબૂલ. એ રક્ષણના ફલની આશા રાખવાનો સામ્રાજ્યને સંપૂર્ણ હક્ક હતો. પરંતુ એવી આશા રાખવી એનું નામજ બદલો અને દુકાનદારી! અને એ સામાજિક દુકાનદારી કોઇ રીતે અધર્મ્ય નથી, પરંતુ ધર્મ્ય તેમજ અનિવાર્ય છે એમ બ્રિટનના તેમજ હિંદના અગ્રગણ્ય લોકનાયકો કબૂલ રાખે છે આ કારણસર સામ્રાજ્યની છાયા નીચે પોતાનો મોક્ષ જલદીથી મેળવવાનો હિંદનો હક્ક અપૂર્વ રીતે મજબૂત બન્યો છે.

છતાં આજ અરસામાં એક કમનસીબ દિવસે શાન્ત આશાવાદી વફાદાર મદ્રાસને લૉર્ડ પેન્ટલેન્ડે પોતાના દુંદુભિનાદથી ખળભળાવી મૂક્યું અને ફાડી તોડીને કહ્યું કે “તમારી આશાઓ નિષ્ફળ છે, સ્વરાજ્યનાં તમારાં સ્વપ્નાંઓ લાંબા સમય સુધી સ્વપ્નાઓજ રહેવાનાં

છે, તમે હજુ સ્વરાજને લાયક ક્યાં છો? અણિને વખતે તમે અમને મદદ કરી તેથી તમારી લાયકાતમાં શી રીતે વધારો થયો?"—આ એક દૃષ્ટિકોણ!

પંજાબમાંથી સર માઇકલ ઓ'ડ્વાયર પણ એ દિશામાંજ વિચર્યા અને એ નામદારે હિન્દની આશાઓ અને મહેચ્છાઓ ઉપર સીલ મારીને જણાવ્યું કે "સ્વરાજ માટેની તમારી ચળવળ અમને નાપસંદ છે એટલુંજ નહિ પણ જાહેર સહીસલામતીને નુકસાનકારક છે!" આ બીજો દૃષ્ટિકોણ!

મુંબઈ હિંદનું નાક છે તેથી આ દિશામાં શુભ મંગલાચરણ કરવાનો હક્ક તો લૉર્ડ વિલિંગ્ડનનો હતો, અને તે હક્કનો ઉપયોગ એમણે અચ્છી રીતે કર્યો. મિસીસ બેસંટને પવિત્ર મુંબઈ ઇલાકામાં પ્રવેશ નહિ કરવાનો હુકમ કહાડવાનું અપૂર્વ માન લૉર્ડ વિલિંગ્ડનને જ ઘટે છે. ત્યાર બાદ તો અનેક પ્રાંતોના "નવાબો" તરફથી અનેક પરાક્રમો બજાવવામાં આવ્યાં. છેવટે આ નવાબોને જણાવ્યું કે અરધું કામ કરવામાં મઝા નથી. મારવો તો મીર મારવો; ન્હાનાં અટકચાળાંથી હિંદના ઉછાળા મારતો આશાપ્રવાહ અટકવાનો નથી.-છેવટે ઘણો વિચાર કરીને બહુ સંભાળપૂર્વક—જબરદસ્ત તૈયારી કરીને-લૉર્ડ પેન્ટલૅન્ડે ઉટીથી મદ્રાસ સુધીની મુસાફરી કરવાની તક્લીફ ઉઠાવીને બૉમ્બ છોડયો, અને હોમરૂલના આત્માને સેહ આપી. મિસીસ બેસંટ ગયાં એટલે હોમરૂલ ગયું એમ લૉર્ડ પેન્ટલૅન્ડની ખાત્રી હતી. છતાં એમનું મ્હોડું બંધ રાખવા ઉપરાંત એમના હાથપગ પણ બાંધી દેવાની સાવચેતી રાખવાનું ગવર્નર સાહેબ ચૂક્યા નહિ, તેથી મિ. ઍરન્ડેઇલ તથા મિ. વાડીઆને પણ નજરકેદ કર્યા.

હિંદના આશાપ્રવાહને અટકાવવાનો આ પ્રયત્ન કેટલો સફલ થયો છે તે હવે સમસ્ત દુનિયા જાણી શકી છે; મિસીસ બેસંટનો દેહ બંદિવાન છે, છતાં તેનો આત્મા મુક્ત છે એ આર્ય તત્ત્વજ્ઞાન

લૉર્ડ પેન્ટલૅન્ડ ક્યાંથી સમજી શકે ? જ્યાં છ મહીનાની જહેમતથી હોમ રૂલ લીગના ૩૫૦ મેમ્બર માંડમાંડ થઇ શક્યા હતા, ત્યાં આજે દશ દિવસમાં એક હજાર મેમ્બરો મળ્યા છે. જ્યાં ૫૦ નો આંકડો હતો ત્યાં ૫૦૦ નો થયો છે, જ્યાં ૫૦૦ નો હતો ત્યા ૫૦૦૦ નો થયો છે, ને જ્યાં ૫૦૦૦ નો હતો ત્યાં ખુદાની મહેરબાનીથી તા. ૧૬ મી જૂન સને ૧૯૧૮ માં પચાસ હજારનો થશે. જ્યાં હોમરૂલ ફંડની અમુક સોમાં ગણત્રી થતી હતી, ત્યાં લાખોની વૃષ્ટિઓ થવા માંડી છે. જ્યાં વિનીત અને ઉદ્દામના ભેદ હતા ત્યાં રાષ્ટ્રીયતા અને એકતાના જયઘોષ સંભળાઇ રહ્યા છે. જ્યાં નિદ્રા હતી. ત્યાં જાગૃતિ થઇ છે. જ્યાં દુશ્મનાઇ હતી ત્યાં મિત્રતા ફેલાઇ છે. જ્યાં " મ્હારૂં " અને " ત્હારૂં " બોલાતું હતું ત્યાં " આપણું " બોલાય છે. ટૂંકામાં કાસ્મીરથી કન્યા કુમારી પર્યન્ત, અને પેશાવરથી બ્રહ્મદેશ પર્યન્ત, " હોમરૂલ " " હોમરૂલ " ની ગર્જનાઓ થઇ રહી છે.

દીર્ઘાયુ થાઓ લૉર્ડ પેન્ટલૅન્ડ અને લૉર્ડ વિલિંગ્ડન ! દીર્ઘાયુ થાઓ, સર માઇકલ ઓડ્વાયર અને મી. હેઇલી ! અને દીર્ઘાયુ થાઓ લૉર્ડ ચેમ્સફર્ડ કે જેઓએ અમારાં સોનેરી સ્વપ્નાંઓની ઉપા આડે આવનારાં વાદળાંઓ આટલી ઝડપથી ખસેડી મૂક્યાં છે !

બસ આ હિંદની વર્તમાન રાજકીય સ્થિતિ. પરંતુ એ સ્થિતિ માત્ર જાણવાથીજ ફલ નથી, એ સ્થિતિનો ઉત્તમ ઉપયોગ કરી લેવો એમાંજ આપણી કુશળતા, આપણી સ્વદેશપ્રીતિ, આપણી વફાદારી અને આપણા ચારિત્ર્યની ખરી કસોટી છે. કેટલાક અંગ્રેજ અમલદારો, તેમજ ઍંગ્લોઇંડિયન દોસ્તો આપણી મહત્ત્વાકાંક્ષા સામે આક્ષેપો મૂકે છે તે વિચારવા જેવા છે. તેઓ કહે છે કે સ્વરાજ્ય માટે ચળવળ કરનારા માત્ર મુઠ્ઠીભર કેળવાએલાઓજ છે. અને જો કે એ કેળવાએલાઓ સમસ્ત હિંદની આશાઓના પ્રતિનિધિ છે એ ભૂલી જવાનું નથી, છતાં આપણા ટીકાકાર મિત્રોની ટીકાનો ખરો ઉત્તર તો

એ જ છે કે હિંદના ખૂણેખૂણામાં જાગૃતિ કરી સ્વરાજ્ય માટે દરેક હિંદીની આંતર ઇચ્છા પ્રકાશમાં લાવવી કે જેથી આપણા ઍંગ્લો-ઇન્ડિયન મુરબ્બીઓને સંતોષ થાય. એટલુંજ યાદ રાખવાનું છે કે છેવટે હિંદના ભવિષ્યની કુંચી બ્રિટિશ પાર્લામેન્ટ અને બ્રિટિશ પ્રજાના હાથમાં છે, અને નહિ કે બ્રિટિશ સલ્તનતના મુસાફર એજંટોના હાથમાં. અને તે સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે બ્રિટિશ પ્રજા સ્વતંત્રતા અને મોક્ષની ઉપાસક છે. બ્રિટન હિંદને સામ્રાજ્યનો મજબૂત, સક્રિય, ચેતનમય અંશ જોવાને ખુશી છે, અને નહિ કે પક્ષાઘાતથી નકામું થઈ ગયેલું હાડ-પિંજર. તેવીજ રીતે આપણે પણ બ્રિટિશ સામ્રાજ્યના માનનીય ભાગીદાર બની હજુ પણ સામ્રાજ્યની અપૂર્વ સેવા કરી સામ્રાજ્યને સોહાવવા માગીએ છીએ. તેટલા માટે કોઇની મગદૂર નથી કે આપણી વફાદારી માટે રજ પણ શંકા બતાવી શકે. આપણે આપણા લોહીથી બ્રિટિશ સામ્રાજ્યના દસ્તાવેજ ઉપર સહી કરી આપી બ્રિટન સાથે લગ્ન કર્યું છે. યૂરોપ અને અમેરિકામાં ભલે છૂટાછેડા છૂટથી થતા હોય, પરંતુ હિંદની પ્રાચીન આર્ય સંસ્કૃતિ તો જીવનમાં એકજ લગ્ન સ્વીકારે છે, એટલુંજ નહિ પણ મૃત્યુ બાદ પણ એ લગ્નબંધન પવિત્ર તેમજ અમર માને છે. તેટલા માટે સામ્રાજ્યની સોડમાં રહીને આપણે મોક્ષની આશા નહિ કરીએ તો કયારે કરીશું? લગ્ન મોક્ષ માટે છે નહિ કે પરાધીનતા માટે.

તેથી એ મોક્ષ મેળવવાના પ્રયત્નમાં કોઈ પણ પ્રકારની ભીતિ રાખવાની નથી. અદેખા પ્યાર કરનારાઓથી નથી છેતરાવાનું કે નથી ડરવાનું. પવિત્ર મોક્ષ એ આપણું જીવનલક્ષ્ય છે, એ આપણું સાધ્ય છે. એ મોક્ષ એનું નામ જ હોમરૂલ. તેટલા માટે "હોમરૂલ" ના નામ માત્રથી ભડકવાનું નથી. હોમરૂલ માગવું અને હોમરૂલ માટે જીવન અર્પવું એ પાપ નથી, એ ગુન્હો નથી. હોમરૂલ એ પ્રજામાત્રનું પોષણ છે—ચેતન છે—જીવન છે. હોમરૂલ મેળવવા પ્રયત્ન ન કરવો તે દેશદ્રોહ છે તેમજ રાજ્યદ્રોહ છે. જેઓ બ્રિટીશ સામ્રાજ્યના ખરા

દોસ્તો અને શુભેચ્છકો હશે તેઓજ એક દિલથી હિંદને માટે હોમરૂલ મેળવવાની હિમ્મત બતાવી શકશે. કારણ કે ભૂલી જવાનું નથી કે હોમરૂલ વિનાનું હિંદ બ્રિટનનું એક અપંગ અંગ છે; ત્યારે હોમરૂલ સહિત હિંદ માત્ર બ્રિટનના માથાનો મુકુટ છે એટલુંજ નહિ પણ તેની જમણી બાંહ્ય છે. માત્ર બ્રિટીશ સામ્રાજ્યના શત્રુઓજ હિંદના હોમરૂલના માર્ગમાં જરા પણ વિઘ્ન નાંખવાને તત્પર થશે.

હોમરૂલ માટે હિંદની લાયકાતની મૂર્ખાઇ ભરેલી દલીલોના જવાબો દેવામાં આપણે આપણો સમય ગુમાવવાનો નથી. હિંદ અનેક બાબતો માટે નાલાયક ગણાતું આવ્યું છે, છતાં તક મળ્યે હિંદ જ્યારે જ્યારે પોતાનું પાણી બતાવે છે ત્યારે લાયકાતના બીજા પ્રદેશો આપણા હિતૈષીઓએ શોધી કહાડવા પડે છે. હજુ ૧૯૧૪ ની સાલ સુધી હિંદી સિપાઈઓ યુરોપીય સિપાઇઓના સાથમાં કે વિરૂદ્ધમાં લડવાને બિલકુલ નાલાયક હતા! ૧૯૧૫ માં એ લાયકાત આસમાનમાંથી ઉતરી! થોડાંજ વર્ષ પહેલાં ઇંડયા કૌંસિલમાં બેસવાને કોઇ પણ હિંદી લાયક ન હતો. એ નાલાયકીની છેલ્લી ઘડી પછીની ઘડીએ એક લાયક હિંદી જન્મ્યો! ત્યાર બાદ ઘણો વખત સુધી ઇંડિયા કૌંસિલ માટે હિંદમાં બે લાયક માણસ જન્મ્યાજ નહિ. પરંતુ એક રળીયામણી સવારે આખરે આપણા પરીક્ષકોને માલુમ પડયું કે હિંદમાં બે લાયક માણસ છે. આખરે સને ૧૯૧૭ના જુલાઇ માસના મંગલાચરણમાં ઇંડિયા કાઉન્સીલ માટે ત્રણ લાયક હિંદી હોવાની આપણને ખાત્રી મળી છે. એજ રીતે પ્રાંતિક કૌંસીલ તથા વાઇસરૉયની કૌંસિલમાં પણ ધીમે ધીમે લાયક હિંદીઓ વધારે સંખ્યામાં જન્મતા જાય છે, અને એટલું ચોક્કસ સમજવું કે જે દિવસે હિંદ માટે હોમ રૂલનો ડિક્રૅય વિલાયતથી રવાના થશે તે જ દિવસે હિંદમાં પરમાત્માની કૃપાથી અનેક લાયક હિંદીઓનો જન્મ ૨૪ કલાકમાં થઇ જવાનોજ!! આપણા ઍન્ગ્લો-ઇંડિયન ભાઇઓને ભલે શ્રદ્ધા ન

હોય, પરંતુ આપણે અશ્રદ્ધા રાખવી પોસાય તેમ નથી. **बहुरत्ना वसुन्धरा** Nothing succeeds like success. બસ, હોમરૂલ સામેની દલીલોનો ઉત્તર આ જુની પુરાણી કહેવતો સચોટ રીતે પૂરો પાડે છે.

—"**હિન્દુસ્તાન**" તા. ૧૯-૭-૧૭, તથા
"**નવજીવન અને સત્ય**", ઑગસ્ટ ૧૯૧૭ પૃષ્ઠ ૧૦૨.

---

# ૯૫

# વર્તમાન ફ્રાન્સનો તનખો.

'એરિસ્ટાઇડ બ્રાયન્ડ.'

જેમ આ દારૂણ યુદ્ધમાં ફ્રાન્સનાં અપૂર્વ પરાક્રમોનો સંપૂર્ણ ઇતિહાસ દુનિયા પાસે હજુ રજુ થયો નથી, તેમ ફ્રાન્સનો મુખ્ય પ્રધાન 'એરિસ્ટાઇડ બ્રાયન્ડ' જે આ ક્ષણે ફ્રાન્સનો ખરો પ્રાણ છે તેના જીવનની મહત્તા હજુ જગતથી છૂપાયેલીજ રહી છે. જ્યારે ઑસ્ટ્રિયા, જર્મની અને બલ્ગેરિયાનાં લશ્કરો સર્વિયા ચીરીને પસાર થવા માંડયાં ત્યારે અચાનક અમેરિકા, ગ્રીસ, હોલૅંડ, સ્પેઇન, નૉર્વે, સ્વીડન, અને સ્વિટ્ઝર્લાંડમાં સુલેહના ભણકારા સંભળાવા શરૂ થયા. અને તટસ્થ રાજ્યો માની બેઠાં કે હવે લડાઇનો અંત આવ્યો; કેટલાકોએ તો સુલેહના કોલકરાર પણ છાપીને તૈયાર કર્યા. અને માત્ર તેના ઉપર મિત્ર રાજ્યોની સહીનીજ વાર હતી!

પરંતુ તેજ ક્ષણે ફ્રાન્સમાં ટંટંક જાદુઇજ, જબરદસ્ત, વીજળીના ચમકારા જેવો ધ્યાન ખેંચનારો, જાણે કે ધૂમકેતુ ખર્યો હોય તેવો અણધાર્યો બનાવ બન્યો! તે વખતે એક નહાનો માણસ, ગ્લૅડસ્ટન કૉલર અને કાળી નેકટાઇમાં સજ્જ થયેલો, બ્રિટનના જગવિખ્યાત લોઇડ જ્યોર્જ જેવો આબેહુબ દેખાતો, ફ્રાન્સની રાજસભામાં બહુજ શાંત રીતે દાખલ થયો, તે પ્રવેશતાંજ મિત્રરાજ્યોને સરસાવે તેવી સુલેહની અફવાઓના ચૂરેચૂરા થયા! ફ્રાન્સની પાર્લામેંટમાં આ માણસ જે બોલ્યો અને જેવી રીતે બોલ્યો તેથી સર્વની ખાત્રી થઇ કે જ્યાં સુધી મિત્રરાજ્યોની સંપૂર્ણ ફતેહ થાય નહિ ત્યાં સુધી, પછી ભલે

જમાનાઓ વીતી જાય તો પણ, આ લડાઈ ચાલુજ રહેવાની. તેના શબ્દોમાં 'મશીન ગન' નો વેગ હતો, ભયંકર સુરંગની ઉષ્ણતા હતી, ફ્રાન્સની ખાઇઓની સુદૃઢતા હતી. તેણે એટલુંજ કહ્યું: " સુલેહ ? અલબત્ત, સુલેહ આપણે ઇચ્છીએજ છિએ. સુલેહની આપણને એટલી બધી જરૂર છે કે તે મેળવવાને કદાચ બીજાં ૪૦ વર્ષ આપણે લડવું પડશે તોયે આપણે લડવાને તૈયાર છીએ "!

આ તનખો ક્યાંથી ઝર્યો ? ફ્રાન્સના પાંચ વાર મુખ્ય પ્રધાન થયેલ 'બ્રાયન્ડ' ના મુખમાંથી. અને એ તનખાની અસર ફ્રાન્સ ઉપર શી થઈ? એજ કે તેની આ ભીષ્મ પ્રતીજ્ઞા ઉપર મત લેવામાં આવ્યા. પરંતુ મતનું પરિણામ ? પરિણામ તનખાની તરફેણમાં ૫૧૫ અને વિરૂદ્ધ એક ! આટલો જબરદસ્ત બાહુમત 'સીન' નદીના તટ ઉપરના 'બુર્બોન રાજમહેલ' માં કદિ પણ કોઇ પણ મુખ્ય પ્રધાને જીત્યો હોય એમ અમારા જાણવામાં નથી.

બ્રાયન્ડનું વય ૫૬ વર્ષનું છે. તેને જગતમાં જાણીતો કરવામાં શ્રી દેવીનો તેના ઉપર જરાયે ઉપકાર નથી. જે મુફલીસીમાંથી દુનિયાના અનેક નેતાઓ ઉત્પન્ન થયા છે, જે ગરીબીના ગર્ભમાંથી પ્રતિભાશાલી તારાઓ જગતના ક્ષિતિજ ઉપર ચમક્યા છે, જે દરિદ્રતાના ગુંગળાવી નાંખનાર વાતાવરણમાંથી વીરતા, સાધુતા, ઉદારતા, સ્વતંત્રતા અને કર્તવ્યપરાયણતાની દિવ્ય વિભૂતિઓ પ્રકટ થઇ છે, તેજ સ્થિતિનાં માબાપોને ખોળે ફ્રાન્સના મુખ્ય પ્રધાને જન્મ લીધો હતો. તો પછી બ્રાયન્ડ મજૂરોનો મિત્ર અને 'સોશ્યલિસ્ટ, પંથનો પ્રાણ બનાય તેમાં શું આશ્ચર્ય? અલબત્ત, જન્મના કારણથી તે સોશ્યલિસ્ટ થયો, પરંતુ સોશ્યલિસ્ટ પાર્ટીનો જનરલ સેક્રેટરી તો તેની મધુર ભાષા, તેની તીવ્ર બુદ્ધિ, અને તેના નૈસર્ગિક વક્તૃત્વના પ્રતાપથીજ તે થયો.

તે છતાં બ્રાયન્ડ સંકુચિત ક્ષેત્ર માટે સર્જાયોજ નથી. એકજ ચીલામાં પડી રહેવાની સામે તેણે મહાન્ પ્રતીજ્ઞા લીધી છે. પ્રગતિ,

તિ, વિસ્તૃતિ, એજ એના આત્મકમલને નવ નવીન અને જીવન્ત
પે છે. તેટલા માટેજ બ્રાયન્ડે જાહેર છાપાંઓમાં લખવાની પ્રવૃતિ
કારી. તેટલા માટેજ અનેક છાપાઓમાં તેના વિચારો પ્રકટ થવા
ડયા. ખાસ કરીને "લા લાન્તર્ન" નામનું સુપ્રસિદ્ધ છાપું કે જે
રખાનાંઓના શ્રીમંત માલેકોના કટ્ટા દુશ્મન તરીકે મશહૂર હતું તેનેજ
યન્ડના જાહેર અભિપ્રાયો છાપવાનું પ્રથમ માન મળ્યું.

એ જાણવા જેવી હકીકત છે કે પ્રથમનો બ્રાયન્ડ સ્વપ્નસૃષ્ટિમાં
ફરનારો અને કાવ્યમય તરંગોમાંજ મસ્ત રહેનારો હતો. પરંતુ વર્તમાન
યન્ડ જુદોજ છે. તે કવિ છે તેમજ વ્યવહારકુશલ વેપારી પણ છે.
વના અને વ્યવહારકુશલતાનો અજબ સંગમ તેના જીવનમાં થઇ
યો છે. સ્થૂલ અને સૂક્ષ્મ, સ્વપ્ન અને જાગૃતિ, ભાવના અને સત્ય,
। સર્વનો યોગ કરવો એ બ્રાયન્ડનો મહાન્ મનોરથ હતો, અને
નો ફલિતાર્થ તેણે પોતાનાજ જીવનમાં કરી બતાવ્યો છે. જેમ
ની યુવાવસ્થામાં તેનો ઉછળતો ઉત્સાહ અને તેની ચેતનવતી ભાવનાઓ
ના તરફ ફ્રેન્ચ પ્રજાનું આકર્ષણ કરી રહ્યાં હતાં, તેમ અત્યારે તેનું
નસિક સમતોલપણું, તેનું અપૂર્વ શાણપણ, અને તેનું ઝળકતું
દ્ધિકૌશલ્ય, યુરોપના એક અગ્રગણ્ય રાજદ્વારી પુરૂષ તરીકે તેની
ર્તિ ફેલાવી રહેલ છે.

ફ્રાન્સના 'ચેંબર ઑફ ડેપ્યુટીઝ'ના સભાસદ તરીકે બ્રાયન્ડની
થમ ચુંટણી સને ૧૯૦૨ માં થઈ હતી. સને ૧૯૦૫માં રાજ્યસત્તા
ને ધર્મસત્તાને જૂદાં પાડવાનો જે અતિ ચર્ચાસ્પદ અને મહત્વનો
યદો ફ્રેંચ રાજસભામાં પસાર થવાનો હતો તેના ઉપર વિચાર ચલા-
વાને નિમાયેલી કમીટીના પ્રમુખ તરીકે બ્રાયન્ડની ચૂંટણી થઇ હતી,
ઉપરથી સમજી શકાશે કે તે કેટલી ઝડપથી પોતાનો અધિકાર
માવતો જતો હતો. તેણે આ વિષય ઉપર જે રિપોર્ટ કર્યો છે તે
ન્સના રાજદ્વારી ઇતિહાસમાં અગ્રસ્થાન રોકે છે. આ સચોટ, સરલ,

અર્થપૂર્ણ રિપોર્ટને આધારેજ છેવટે ઉક્ત કાયદો પસાર કરવામાં આવ્યો હતો. ત્યારબાદ ૧૯૦૬ ની નવી 'કેબિનેટ'માં કેળવણીના તથા ધર્મના ખાતાના પ્રધાન તરીકે બ્રાયન્ડને સ્વીકારવામાં આવ્યો.

આ વખતથી તેની વ્યવહારકુશલતાનો વધારે ને વધારે વિકાસ થવા માંડ્યો. સને ૧૯૦૯ માં તેનામાં વ્યવહારકુશલતા અને ભાવનાશક્તિ રમ્ય રીતે એકત્ર થઈને એકસરખા પ્રકાશથી પ્રકાશવા લાગી. બીજા કોઈ મનુષ્યના જીવનમાં આ પરસ્પર વિરોધી ગુણોનું દ્વંદ્વ યુદ્ધ જામ્યુંજ હત, અથવા એમાંથી એક ગુણનું સંપૂર્ણ સામ્રાજ્ય સ્થપાયું જ હત, પરંતુ બ્રાયન્ડે આ દ્વિપુટિને એક બનાવી, અને સંભવિત છે કે તેના પ્રતાપેજ તે તુરતજ ફ્રાન્સનો મુખ્ય પ્રધાન જાહેર થયો.

બ્રાયન્ડ મુખ્ય પ્રધાન જાહેર થતાંજ 'સોશ્યાલિસ્ટ પાર્ટી'માં ચકચાર થઇ રહી. એક જંગી સભામાં બ્રાયન્ડનું નામ મજૂરોના સાથી તરીકે બાતલ કરવામાં આવ્યું. રાજ્યસત્તાધારી મજૂરોનો સાથી હોઈ શકેજ કેમ ? છતાં બ્રાયન્ડને ન્યાય આપવાની ખાતર કહેવું પડશે કે 'રીપબ્લિકન' થયા છતાં બ્રાયન્ડ સોશ્યલિસ્ટ જેવો ને તેવોજ છે. તે કાર્યકુશળ થયો છે, છતાં તેના આદર્શો તેની સાથેજ રહ્યા છે. હજુ પણ તેનું મધુર સ્વપ્ન એજ છે કે 'લક્ષ્મીદેવી'નાં 'મજૂરદેવ' સાથે લગ્ન થાય, અને તેમાંથી ઉત્પન્ન થનાર સંસાર ઉન્નત અને સુખમય બને. બ્રાયન્ડ વિચારો તથા ભાવનાઓમાં ઉદ્દામ અને વ્યવહાર તથા કાર્યમાં વિનીત છે. 'આવતી કાલની' તેની રૂપરેખા તરૂણોનાં સ્વપ્નાંઓ કરતાં પણ વધારે ઉત્સાહપ્રેરક છે, તથાપિ 'આજ'ની પ્રવૃત્તિ માટે તેની કાર્યદક્ષતા એટલી મહાન છે કે કૈસર પણ તેને મ્હાત કરી શકે તેમ નથી. અતિ રમણીય સ્વપ્ન ઘડી તેને જીવન્ત સત્યમાં ઉતારવાં–તેને માટેજ ફ્રાન્સનો મુખ્ય પ્રધાન જીવે છે.

બ્રાયન્ડની ઉદ્યમશીલતા ઉપર ઘડિયાળના ટકોરા કશી પણ અસર કરી શકતા નથી. સવારના આઠથી રાત્રિના આઠ સુધી સતત

કાર્ય કરવું એ તેના મનથી રમત છે. ફ્રાન્સના મુખ્ય પ્રધાનની ઑફિસ યાંત્રિક ચક્રીની માફક સતત હલ્યાજ કરે છે. ત્યાં આખો દિવસ કૅબિનેટના સભાસદો, પ્રધાનો, એલચીઓ, સેનેટરો, ડેપ્યુટીઓ, ડેલીગેટો, આદિ અનેક લોકોની આવજા ચાલુજ રહે છે. સવારથી રાત્રિ પર્યંત તેના મગજમાં નવીન વિચારોનો પ્રવાહ વહ્યાજ કરે છે, અને છતાં તે આશ્ચર્યજનક રીતે સર્વને સ્હેલાઇથી પચાવી શકે છે. તેની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક છે. અને તેથીજ બીજાઓના વિચાર જાણવાની તેનામાં જિજ્ઞાસા અને ઉદારતા છે. તે સમજે છે કે દુનિઆમાં ઘણું જાણવાનું છે, અને તે એકલે હાથે બની શકે તેમ નથી.

ફ્રેંચ 'રીપબ્લિક'નો પ્રેસિડંટ અમેરિકન 'રીપબ્લિક'ના પ્રેસિડેન્ટની માફક સુલેહનેજ ચાહનારો છે. છતાં પ્રેસિડેન્ટ વિલ્સન કરતાં પ્રેસિડેન્ટ બ્રાયન્ડ વધારે નિશ્ચયપૂર્વક માને છે કે લશ્કરી તયારી તે આ જમાનાની અનિવાર્ય જરૂરીયાત છે, અને ઠગ પ્રજાઓને કાબુમાં રાખવાનું તે એકજ કાર્યસાધન છે. તેની આ દીર્ઘદૃષ્ટિને લીધેજ 'બ્રાયન્ડ કોણ છે?' તેના જવાબમાં એક જાણીતા અંગ્રેજ રાજદ્વારી લેખકે કહ્યું હતું કે "તે આખા યૂરોપમાં મોટામાં મોટો માણસ છે."

હાલ બેલ્જિયમની જે સ્થિતિ થઇ છે તેના કરતાં પણ વધારે અનિષ્ટ સ્થિતિમાંથી ફ્રાન્સને થોડા સમય ઉપર બચાવનાર બ્રાયન્ડજ હતો. જ્યાં સૂધી જર્મની અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ જાહેર નહોતું થયું ત્યાં સૂધી આ અતિ મહત્વની હકીકત જાહેરમાં આવી શકી નહોતી. પરંતુ હવે યૂરોપનાં રાજ્યદ્વારી નાટકોમાંનું આ ઘણુંજ દિલ ઉશ્કેરનારૂં ખરૂં નાટક બહાર આવ્યું છે.

જ્યારે બ્રાયન્ડ મુખ્ય પ્રધાન તરીકે બીજી વખત અધિકાર ભોગવતો હતો તેજ અરસામાં સને ૧૯૧૦ ના ઑક્ટોબરની ૫ મી તારીખે ફ્રાન્સની ઉત્તર રેલ્વેના વડાઓ તથા તેના કામદારો વચ્ચે સખ્ત

ઊભો થયો. હમેશની માફક કામદારોની માગણી વધારે પગ મજૂરીના ઓછા કલાકો, અને પગારના ઓછામાં ઓછા દરની ચોક્કસ કરવા સંબંધી હતી. સંભવિત છે કે તેઓની માગણી ર હતી. તે વખતે ફ્રેંચ ચેંબરની સભા ભરાયલી નહોતી, તેથી મજૂરોના કેટલાક પ્રતિનિધિઓએ મુખ્ય પ્રધાનને સીધી અરજ ક કારણ કે રેલ્વે ઑફિસરો તેઓની ફરિયાદ તરફ ધ્યાન આપે નહોતા. બ્રાયન્ડે સંપૂર્ણ દિલસોજી બતાવી. જો રેલ્વે મજૂરો પોત કેસ સાબીત કરે તો પોતે મધ્યસ્થ તરીકે રેલ્વે ઑફિસરોને ઠે લાઈ આવવાનું વચન આપ્યું. બ્રાયન્ડનો ઉત્તર સ્પષ્ટ હતો. " વ્યવહાર બંધ પડે એ ગવર્નમેંટ કદિ પણ સ્વીકારી શકે તેમ ન આ ક્ષણે રેલ્વે વ્યવહાર દેશની મોટામાં મોટી જરૂરિયાત છે. ઑફિસરો નહિ માને તો ગવર્નમેન્ટને અનિવાર્ય ફરજ બજાવવીજ પડશે

રેલ્વે વ્યવહાર ફ્રાન્સને અનિવાર્ય રીતે ઉપયોગી હોવાનાં કાર તે વખતે બ્રાયન્ડે કહ્યાં નહોતાં, પરંતુ ત્યાર પછીના ઇતિહાસે સર્વ આંખ ઉઘાડી. જર્મનીએ ફ્રાન્સને અચાનક હૂમલાથી દાબી દેવ મજબૂત તૈયારીઓ કરી રાખી હતી તે વાત ફ્રેંચ પ્રેસિડેન્ટની બહાર નહોતી. જર્મની માત્ર અનુકૂળ સંજોગોનીજ રાહ જોતું હતું બ્રાયન્ડની તીવ્ર બુદ્ધિ સમજતી હતી.

હવે જો આવે સમયે રેલ્વેની હડતાળ પડે તો જર્મનીના હૂ સામે લશ્કર એકઠું કરવાનું અને આખા દેશના બચાવનું ખરૂં સા ફ્રાન્સ ખોઈ બેસે તે સ્પષ્ટ હતું. જો રેલ્વે વ્યવહાર બંધ થાય ફ્રાન્સને લાચાર, નિરાધાર બાળકની માફક જર્મન રાક્ષસોના હા જવું પડે તે બ્રાયન્ડની બુદ્ધિએ વીજળિક ત્વરાથી જાણી લીધું. લ એકઠું કરી શકવાની ફ્રાન્સની અશક્તિને પરિણામે કૈસરના હા ફ્રાન્સની સ્થિતિ લકસેમ્બર્ગ જેવીજ થાત; કૈસરનું લશ્કર પારીસ તે સમસ્ત ફ્રાન્સ, મુઠ્ઠીભર પણ દારૂગોળો વાપર્યા વિના, પચાવી પાડત

આ વાતોનોજ વિચાર કરતો અને રેલ્વે અમલદારો તથા કામદારો વચ્ચે સુલેહ શી રીતે કરવી તેની ગણત્રી કરતો બ્રાયન્ડ તેની ઑફિસમાં બેઠો હતો, ત્યાં ઘનઘોર વાદળાંઓમાંથી ત્રાસદાયક ગર્જનાની સાથે વીજળીના ચમકારાની માફક રેલ્વે કામદારોની હડતાળ જાહેર થઈ. વાત આટલે સુધી વધી જશે તે બ્રાયન્ડે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પરંતુ એ સમય ચમત્કારોનોજ હતો. તુરતજ મજૂરોના મુખ્ય સ્થળેથી હુકમ બહાર પડયો કે, " ફ્રાન્સની સર્વ રેલ્વે ઉપર કામ બંધ કરો ! " આંખના પલકારામાં નૉર્ધર્ન રેલ્વે, ઇસ્ટર્ન રેલ્વે, ફ્રેન્ચ અને જર્મન સરહદની રેલ્વે, પારીસ, લ્યૌં અને ભૂમધ્ય સમુદ્રને જોડનારી રેલ્વે, વિગેરે અનેક લાઇનના પાટાઓ ઉપરની ટ્રેઇનોનાં પૈડાંઓ જાણે પક્ષાઘાત થયો હોય તેમ ધીમાં પડી ગયાં. બીજી પળે અનેક રેલ્વેનો વ્યવહાર તદ્દન અટકી પડયો. ઇંગ્લંડ બેલ્જિયમ અને લક્સેમ્બર્ગ સાથેનો સંબંધ આપોઆપ તૂટી ગયો.

પરંતુ આફત અહિંથીજ પૂરી થતી નહોતી. રેલવે કામદારો ઉપરાંત ગોદીઓમાં કામ કરનારાઓ, ટ્રામોનાં માણસો, મિસ્ત્રીઓ, દુકાનના કલાર્કો, ખારવાઓ, અને બીજા અનેક હડતાળ પાડવાની તૈયારીમાં હતા. આ તોફાન આલ્જિરિયામાં પણ સળગ્યું. દરિઆઇ માર્ગ બંધ થવાનો ભય ઉભો થયો. કેટલેક ઠેકાણે તારનાં અને ટેલીફોનનાં દોરડાંઓ તોડી નાખવામાં આવ્યાં. અનેક રેલવે એન્જિનો ઉંધાં વાળી દેવામાં આવ્યાં. ભાંગેલાં એન્જિનોનાં આવરણોથી રેલ્વે લાઇનો નકામી થઇ પડી. અફવા ઉડી કે પૂલોને સુરંગથી ઉડાડી નાખવામાં આવશે. ઠેકઠેકાણે લશ્કરનો જાપ્તો રાખવામાં આવ્યો. વાતાવરણ કાળાં વાદળાંઓથી છવાયું.

આ પ્રસંગો રંગભૂમિ ઉપરજ જોવામાં આવી શકે. છતાં બ્રાયન્ડને એ પ્રસંગનો તેના જીવનમાંજ સાક્ષાત્કાર થયો, એટલુંજ નહિ પણ આ પ્રસંગમાંથી ફ્રાન્સને બચાવવાનું મહા ભયંકર જોખમ તેને શિરે

આવ્યું. બ્રાયન્ડે જોયું કે દેશ ઉપર મહાન આફત ઝઝુમી રહી છે, છતાં તેનાં કારણો જાહેરમાં મૂકી શકાય તેમ ન હોતાં. જે મજૂર વર્ગ અમેરિકાની માફક ફ્રાન્સમાં અતિ મહાન્ રાજદ્વારી શક્તિ ધરાવતો હતો તેના હાથથીજ ફ્રાન્સને તોફાનના દરિઆમાં ફેંકવામાં આવ્યું હતું, અને છતાં ફ્રાન્સને આ દારૂણ સ્થિતિમાંથી બચાવવાનો માર્ગ એકજ હતો-એજ મજૂર વર્ગ ઉપર રાજસત્તાનો અતિ મજબૂત ફટકો! બીજી બાજુથી મજૂર વર્ગ ઉપર સખ્ત પગલું ભરવાથી આખી પ્રજામાં ક્ષોભ, સંતાપ, ઉશ્કેરણી, એટલાં બધાં ઉભરાઇ જાય કે એવું પગલું ભરનાર વ્યક્તિના ટૂકડે ટૂકડા થઇ જતાં એક મીનીટની પણ વાર ન લાગે.

આ સર્વ છતાં ખરૂં કારણ જાહેર કરવાથી જર્મની સાથે તુરતજ લડાઇમાં ઉતરવાનું કારણ આપોઆપ ઉભું થતું હતું. આવી સ્થિતિમાં બ્રાયન્ડને માત્ર બેજ માર્ગ ખુલ્લા હતા. એક તો એ કે પોતે મજૂરોનો ગણાઇને હડતાળ ચાલૂ રહેવા દેવી અને તેથી દેશ ઉપર જે આફત આવે તે સહન કરવી. બીજો એ કે પોતે પોતાના ભવિષ્યનું અને અને પોતાની મહત્વાકાંક્ષાનું બલિદાન આપીને માતૃભૂમિને આફતમાંથી બચાવવી. છેવટે બ્રાયન્ડે આત્મબલિદાનનોજ અને તેથી અમર કીર્તિનોજ માર્ગ સ્વીકાર્યો. પોતાના રાજદ્વારી ભવિષ્યને તિલાંજલિ આપીને તેણે લશ્કરી હૂકમ બહાર પાડયો અને હડતાળીઆઓને ૨૧ દિવસ માટે લશ્કરી નોકરીમાં જોડાવાની ફરજ પાડી.

આંખની મીટમાં હડતાળીઆઓ સિપાઇઓ બન્યા, અને હવે હૂકમનો અનાદર એટલે લશ્કરી હૂકમને તાબે થઇને મજૂરો સિપાઇઓ તરીકે હાજર થયા.અને લશ્કરી હૂકમથીજ તેઓને રેલ્વે ઉપર કામ કરવાની ફરજ પડી! સિપાઇઓના હાથથી ટ્રેનોનાં પૈડાંઓ ચાલતાં થયાં! એકજ દિવસમાં આ મહાભારત કાર્ય સિદ્ધ થયું, એકજ વીર નરની બુદ્ધિના એકજ ચમકારાથી જર્મનીની દુષ્ટ આશાઓ ધૂળમાં મળી અને ફ્રાન્સ જીવ્યું.

ફ્રાન્સ જીવ્યું, પણ બ્રાયન્ડ જીવશે કે નહિ તે હજુ જોવાનું હતું. ફ્રેન્ચ રાજસભામાં તેના આ કાર્ય માટે જવાબ આપવાનો બાકી હતો. છેવટે ફ્રેન્ચ રાજસભા મળી. પરંતુ બ્રાયન્ડે સભામાં પગ મૂક્યો કે તે જ ક્ષણે આભ ફાટી પડે તેમ સોશ્યલિસ્ટ મેમ્બરો ( જેઓની સંખ્યા તે વખતે ૭૫ની હતી ), 'લેબરાઇટસ,' તથા સામા પક્ષના સભાસદોએ તિરસ્કારની ગર્જનાઓથી આખી રાજસભા ધ્રુજાવી મૂકી. "વિશ્વાસ-ઘાતી," "જૂલ્મી," આદિ અનેક વિશેષણો મુખ્ય પ્રધાન ઉપર ફેંકાયાં. બ્રાયન્ડ ખુલાસો કરવાને ઉભો થયો, પરંતુ સભાસદો વધારે ઉશ્કેરાયા. મિનીટોની મિનીટો સૂધી તુચ્છકારના શબ્દો, ધિક્કારની સીસકારીઓ, તોફાનના પડઘાઓ, ચાલુજ રહ્યા. કોઇએ તેને નરપિશાચના નામથી વધાવ્યો, કોઇએ તેને રાક્ષસના નામની પુષ્પાંજલિ આપી, કોઇએ તેને નીચ, હરામી, દુષ્ટ, બદમાશનાં વિશેષણોથી સત્કાર્યો. સભાના પ્રમુખ મિ. બ્રિસેન તરફથી આ અપમાનોના ધોધ અટકાવવાને મહાભારત પ્રયત્નો કરવામાં આવ્યા. પણ નિષ્ફલ. ઉત્તર ઍટલાંટિક મહાસાગરમાં મધ્ય શિયાળાનું દારૂણ તોફાન માનવ શક્તિથી શમી શકે તોજ આજની રાજસભાનું તોફાન મિ. બ્રિસેનથી શમી શકે તેમ હતું.

છતાં આ તોફાનની મધ્યમાં ઉભેલો બ્રાયન્ડ કેવો દેખાતો હતો ? સરોવર જેવો શાન્ત, પર્વત જેવો ગંભીર, અને જ્વાળામુખીમાંથી ફાટી નીકળતા તનખાના જેવો ઓજસ્વી ! આ દીલ ઉશ્કેરનારા પ્રસંગે તેનું મુખકમલ હમેશ કરતાં વધારે સ્વસ્થ દેખાતું હતું ! સંભવિત છે કે તે આ ઉકળાટ જોઈને મનમાં મલકાતો હતો. છેવટે બ્રિસેન તરફ ફરીને તેણે સંકેતમાં સમજાવ્યું. "મને એકલો છોડો. હું જરાયે ગભરાતો નથી."

દરેક હૃદયભેદક તોફાનની મધ્યમાં એક ક્ષણ એવી આવી જાય છે કે જ્યારે અપૂર્વ શાન્તિ સર્વત્ર ફેલાઇ રહે છે. એવી એક ક્ષણ આ રાજસભામાં પણ આવી. ફ્રાન્સના એક ઘણાજ સુવિખ્યાત

ઍક્ટરના હાથ નીચે તાલીમ લેનાર બ્રાયન્ડ આવી તક ચૂકે ખરો ! સહસા તેણે તેની મધુર, સંગીતમય, હૃદયહારક વાણીનાં લોહચુંબકથી આખી રાજસભાનું ધ્યાન આકર્ષ્યું:

"ગૃહસ્થો, મ્હારા ઉપર અંગત આક્ષેપો અને અપમાનોના જે ડુંગરો ખડકાયા છે તેનો પ્રત્યુત્તર આપવાનો મ્હારો હક્ક જતો કરવાની મને રજા આપશો ? મ્હારી પહેલી ફરજ દેશપ્રતિ છે—અને દેશ મ્હારી રાહ જુએ છે."આસમાનમાંથી દેવવાણી થઇ હોય તેમ સર્વ સાંભળી રહ્યા. બ્રાયન્ડે વશીકરણ કર્યું. રાજસભાનું કાર્ય આગળ ચાલ્યું.

આ રીતે એ ઐતિહાસિક ચર્ચા શરૂ થઇ. ચાર દિવસ સુધી આ ચર્ચા ચાલી, હમેશાં મોડી રાત્રિ સુધી રાજસભા બેઠી. પરંતુ દિન પ્રતિદિન રાજદ્વારી ઝંઝાવાતે વધારે દારૂણ સ્વરૂપ પકડયું. રાજસભાનો અગ્નિ આખા દેશમાં ધુંધવાઈ રહ્યો. જ્વાળામુખી ક્યાં ક્યારે ફાટશે તે કોઇથી કળી શકાય તેમ ન હોતું, છતાં પરિણામે જ્વાળામુખી ફાટશેજ એ ભય સર્વવ્યાપક હતો.

બ્રાયન્ડ છેવટ સુધી દૃઢ રહ્યો. પોતે ભરેલાં પગલાંનું ખરૂં કારણ તેણે અંત સુધી જાહેર ન કર્યું. તેનો ખુલાસો એટલોજ હતો કે, " મ્હારે જે કરવાની અનિવાર્ય આવશ્યક્તા હતી તે મ્હેં કર્યું છે, મ્હારૂં કાર્ય ફત્તેહમંદ નિવડયું છે, અને દેશને મેં શાન્તિ આપી છે." પરંતુ જ્યારે તેણે જોયું કે પરિસ્થિતિ અસહ્ય અને વિનાશકારક થવાની અણિ ઉપર આવવા લાગી ત્યારે તેણે ખરી હકીકત જાહેરમાં મૂકવાની ગંભીર જવાબદારી જોઈ, અને નીચેના ઐતિહાસિક શબ્દો તેના મુખમાંથી નિકળતાંજ આખી રાજસભા ઉછળી પડી.

" હવે હું તમને એક એવી હકીકત કહેવાનો છું કે તમે સર્વ તમારી જગ્યાએથી ઉછળીજ પડશો. જે કાયદેસર પગલાંથી ગવર્નમેંટ દેશની સરહદ અને રેલ્વેની માલેક રહી શકી છે તે પગલું જો આ કાર્યસિદ્ધિ માટે પૂરતું ન થાત, તો દેશના રક્ષણનું આ સૌથી ઉપયોગી

સાધન પોતાના હાથમાં રાખવાની ખાતર કદાચ ગમે તેટલું ગેરકાયદેસર પગલું ભરવું પડત તો તે પણ ગવર્નમેંટ ખુશીથી ભરત."

'જોહુકમી,' 'જૂલ્મ,' 'આપખુદી,' 'કાયદાનો ભંગ,' વિગેરે ત્રાડો સંભળાઇ રહી. એક દિશામાંથી ગાજવીજ થઇ,– "રાજીનામું આપ." બીજી દિશામાંથી સુસવાટ આવ્યો,–"નહિં, નહિં; તે ખરો છે." ત્રીજી દિશામાંથી ધરતીકંપ થયો,–"આપખુદી સત્તાધારીને તોડી પાડો." ચોથી દિશામાંથી ગંભીર ધ્વનિ નીકળ્યો,—"ડૅન્ટન તથા ગૅમ્બેટાએ પણ એજ કહેલું હતું."

તુચ્છકારો, ગાળો, ફિટકારો, સીસકારીઓ, તિરસ્કારો, ધમકીઓ, સોગનો, સુસવાટીઓ, નિઃશ્વાસો, તાળીઓ, ખોંખારાઓ, ગર્જનાઓથી ફ્રેન્ચ રાજસભા શયતાનની રાજસભા કરતાં પણ વધારે વિકાળ દેખાવા લાગી. અતિ વૃદ્ધ સભાસદોએ પાછળથી કબુલ કર્યું છે કે આવું રમખાણ તેઓની જીંદગીમાં તેઓએ કદિપણ અનુભવ્યું નહોતું.

પરંતુ બ્રાયન્ડ તો અદબ વાળીને પોતાને સ્થળે નિશ્ચળ, શાન્ત, બહાદુર, ધીર, ગંભીર, ઉભો હતો. એક ફ્રેન્ચમૅન છતાં તે આટલો શાન્ત રહી શકયો તે અતિ આશ્ચર્યની વાત છે. કહેવાય છે કે લગભગ એક કલાક તે આ સ્થિતિમાં ઉભો રહ્યો. રમખાણ શમી જવાની તે રાહ જોતો હતો, પરંતુ તેની એ આશા વ્યર્થ હતી. તેથી છેવટે સરકારી રીપોર્ટરો તરફ ફરીને તેણે પોતાનું ભાષણ પૂરૂં કર્યું. ભાષણ પૂરૂં કરીને બહુજ સ્વસ્થતાથી તેણે પોતાની જગા લીધી. અર્ધી રાજસભા તેના ટૂકડે ટૂકડા કરવાને તૈયાર હતી છતાં તેના અંગે એક રોમાંચ પણ ન અનુભવ્યું.

તે દિવસે મત તો લઇ શકાયજ ક્યાંથી ? પરંતુ દીવાનાઓની સભામાં એકજ શાણો હતો અને તે બ્રાયન્ડ હતો એ વાત તો સિદ્ધ થઇ. તેનું જે ભાષણ કોઇએ સાંભળ્યું નહોતું તે બીજે દિવસે ઘેરઘેર રોજીંદા પત્રોમાં વંચાયું. લોકો ચકિત થયા. બ્રાયન્ડની મહત્તા એકદમ

સમજાણી. દેશ ઉપરથી પસાર થયેલી આફતનું સહસા સર્વત્ર ભાન થયું. ચારે દિશામાં "ફ્રાન્સનો ઉદ્ધારક," "ફ્રાન્સનો આત્મા," "ફ્રાન્સનો તનખો," "બ્રાયન્ડ" "બ્રાયન્ડ" "બ્રાયન્ડ" નો ઉચ્ચાર થઇ રહ્યો.

તોફાનને દિવસે મત લેવામાં આવત તો ગવર્નમેંટ ઘણીજ શરમ ભરેલી રીતે મરણશરણ થાત. બીજે દિવસે બપોરે મત લેવામાં આવ્યા, તેનું પરિણામ તમે શું ધારો છો? ૩૮૮ મત ગવર્નમેંટની તરફેણમાં અને માત્ર ૯૪ વિરૂદ્ધમાં! બ્રાયન્ડની અપૂર્વ ફતેહ જાહેર થઈ.

જેના જીવનમાં આવો તનખો તપી રહ્યા છે અને જે ફ્રાન્સનો આત્મા સ્વીકારાઇ ચૂકયો છે, તેના હાથમાં અત્યારે ફ્રાન્સનું ભવિષ્ય સોંપવામાં આવ્યું છે. કૈસરનું મગદૂર છે કે આ તનખાથી દાઝયા વિના તે પાછો જાય?

[ "વીસમી સદી." —જુલાઈ, ૧૯૧૬ ]

—:o:—

# ૯૬

# લૉઇડ જ્યૉર્જ

## બ્રિટનનું તેજ, ચેતન અને ગૌરવ.

"લૉઇડ જ્યૉર્જ કોણ છે?" આ પ્રશ્ન હજુ વીશ વર્ષ પહેલાંજ ઇંગ્લંડના રસ્તા ઉપર પૂછાતો હતો. આજે આખું ઇંગ્લંડ લૉઇડ જ્યૉર્જ માટે મગરૂર છે, સમસ્ત યૂરોપ લૉઇડ જ્યૉર્જને અદ્વિતીય માનની નજરથી જુએ છે, સમગ્ર બ્રિટીશ સલ્તનતની આશા લૉઇડ જ્યૉર્જ છે, પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી લૉઇડ જ્યૉર્જનું નામ મશહૂર છે. ડેવિડ લૉઇડ જ્યૉર્જ પારણામાં ઝુલતો હતો ત્યાં તેના પિતાનું અવસાન થયું; તેના ભવિષ્યના પ્રતિસ્પર્ધિઓ જ્યારે અઢળક દોલતની રેશમછેલમાં, અને ઇંગ્લંડની મગરૂર યુનિવર્સિટીઓનાં ભવ્ય મહાલયોમાં, બેફિકર અને સુખમય જીંદગી ગાળતા હતા ત્યારે નહાનો ડેવિડ તેની વિધવા માતા સાથે તેના ગરીબ મામા રિચર્ડ લૉઇડને ત્યાં વેઇલ્સના એક નહાના ગામડામાં પોતાનું નત્ર શિક્ષણ લેતો હતો. જે કરકસર, જે જાડેમન, જે ગરીબી, જે મુશ્કેલી, લૉઇડ જ્યૉર્જે પોતાના બાળજીવનમાં અનુભવી છે તે પાછી કદિ પણ તેના મગજમાંથી ભૂંસાઇ નથી, એટલુંજ નહિ પણ તેના ભૂતકાળના આ અનુભવને લીધેજ અત્યારે તે ગરીબોનો ઉદ્ધારક અને મજૂરોનો મિત્ર બની શક્યો છે.

એ જાણવા જેવું છે કે લૉઇડ જ્યૉર્જ અત્યારે જે શિખર ઉપર પહોંચેલ છે તે શિખરનો પાયો તેનાં અનેક વ્હાલાંઓના આત્મભોગ અને સ્વાર્થત્યાગ ઉપર રચાયો છે. જે પ્રમાણમાં લૉઇડ જ્યૉર્જને

કુટુમ્બીઓની દિલસોજી અને વફાદાર મિત્રોની સાહાય્ય મળી છે તેટલી ભાગ્યેજ કોઇ મહાન્ નરને મળી હશે. તેના મામાએ બાળ ડેવિડને પિતાના અવસાનની ખોટ કાદ પણ જણાવા દીધી નહોતી; વિધવા માતાએ ન્હાના ડેવિડનાં સુખ અને આનંદને માટે પોતાના પ્રાણ પાથર્યા હતા; જાહેર જીવનમાં ડેવિડ આગળ આવે અને લોકોમાં વાહવાહ મેળવે તેટલા માટે ડેવિડના ભાઇએ સોલિસિટરના ધંધાની બધી જવાબદારી પોતાને માથે વ્હોરી લીધી; બ્હેને ભાઇની અનેક વાર માતા તરીકે સેવાઓ કરી; પત્નીએ આજ પર્યંત લૉઇડ જર્યોર્જના જીવનની ભરતીઓટમાં ઉત્તેજન અને આશ્વાસન આપેલ છે; પુત્ર-પુત્રીઓ પિતાના ઉદ્યમશીલ જીવનમાં આરામકુંજો બનીને રહેલ છે; મિત્રોએ લૉઇડ જર્યોર્જ ઉપરના ઘા પોતે સહન કરી, તેને કરવાનાં પ્રાયશ્ચિતો પોતે કરી લઇ, લૉઇડ જર્યોર્જના જીવનપ્રવાહને સતત જોસ આપ્યું છે.

જાહેર પ્રજામતની એ બલિહારી છે કે જે પુરૂષ સને ૧૯૦૧ માં લોકોના ખૂની હુમલાથી મહા મુશીબતે બચી ગયો હતો તે આજે આખી પ્રજાનો માનીતો થયો છે, એટલુંજ નહિ પણ ઇંગ્લંડના અગ્રગણ્ય લોકનાયક અને મુખ્ય પ્રધાન તરીકે સ્વીકારાયો છે. પણ જેમ પ્રજામતની બલિહારી છે તેમ લૉઇડ જર્યોર્જના જીવનની બલિહારી ઓછી નથી. તેના જીવનમાં જે પરિવર્તનો થયાં છે અને જે ત્વરાથી થયાં છે તે ભાગ્યેજ બીજા કોઇના જીવનમાં થયેલ હશે. ૧૯૦૧ માં લૉઇડ જર્યોર્જ બોર લોકોની સામેના યુદ્ધનો કટ્ટામાં કટ્ટો દુશ્મન હતો, અને તેટલા માટેજ બર્મિંગહામમાં ઇંગ્લંડે યુદ્ધમાં ઝુકાવ્યું તેની સામે મજબૂત હીલચાલ ઉપાડવાને તે ગયો હતો. પરંતુ આખી પ્રજા યુદ્ધની તરફેણમાં હતી, તેથી લૉઇડ જર્યોર્જને બર્મિંગહામમાંથી જીવતો જવા દે તેમ નહોતી. છેવટે એક પોલિસના સિપાઇના છૂપા વેશમાં તેને હૉલમાંથી ન્હાસવું પડ્યું હતું. તેજ લૉઇડ જર્યોર્જ સને ૧૯૧૪ માં આ મહાભારત યુદ્ધની તરફેણમાં હતો, એટલુંજ

નહિ પણ આ યુદ્ધ જેટલા જોસથી ચલાવવું જોઈએ તેટલા જોસથી તે ચલાવવામાં આવતું નથી એવા તેના દઢ અભિપ્રાયને લીધે તો ઍસક્વિથને પોતાનું પ્રધાનપદ છોડવું પડયું છે.

છતાં લૉર્ડ જ્યૉર્જના વિચારપ્રવાહમાં જે પરિવર્તનો થયાં છે તે તેના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતોને અનુસરીને થયાં છે તે ભૂલી જવાનું નથી. દક્ષિણ આફ્રિકાની લડાઇ સામે તેની દલીલો ઘણી મજબૂત હતી. તેના અસરકારક શબ્દો હજુ પણ ભૂલાય તેમ નથી કે, "આફ્રિકાની ટેકરીઓ ઉપર ફેંકવામાં આવતી દરેક ગોળા દીઠ એક વૃદ્ધ માણસના પેન્શનના પગારનો ધૂમાડો થાય છે." અને તે સમયે આ અભિપ્રાય જાહેર કરવામાં તેણે જેવી તેવી બહાદૂરી બતાવી નહોતી. કારણ કે તે ક્ષણે આખા બ્રિટનમાં લડાઇની ઉશ્કેરણીનો જ્વર લાગુ પડયો હતો. લિબરલ પાર્ટીના લગભગ સર્વ અગ્રગણ્ય નાયકો દક્ષિણ આફ્રિકાની લડાઇની સહાનુભૂતિમાં હતા. લૉર્ડ રોઝબરી, મિ. ઍસક્વિથ, સર એડવર્ડ ગ્રે, સર હેનરી ફાઉલર તેમજ લૉર્ડ સૅાલ્સબરી અને મિ. બાલ્ફર લડાઇની મધ્યમાં સલાહની સૂચના કરનારને દેશનો કટ્ટો દુશ્મન માનનારા હતા. ત્યારે સર હેનરી કૅમ્બેલ-બૅનરમૅન, કે જે તે વખતે લિબરલ પાર્ટીના અગ્રેસર હતા, તેનું પોતાનું મન આફ્રિકાની લડાઇ સંબંધી શંકાશીલ હતું. આવા વાતાવરણમાં આખા ઇંગ્લાંડમાં લડાઇ સામે હુમલો ચલાવવો, લોકોને લડાઇનાં અનિષ્ટ પરિણામો સમજાવવાં, સલાહશાંતિ માટે સલાહ આપવી, અને આખા દેશની ખફા સહન કરવી, તે માત્ર લૉર્ડ જ્યૉર્જની વજ્ર છાતીજ કરી શકે. "આપણે આ લડાઇમાં આપણા હકોને માટે નથી લડતા, સિદ્ધાંતોને માટે નથી લડતા, આપણા ઉપર આવી પડેલી કોઇ આફત દૂર કરવાને નથી લડતા, તેમ આપણા બચાવ માટે નથી લડતા,– તો પછી આ લડાઇ લડવાનો આપણને શો હક છે?" આ જાતની દલીલોથી તેણે આખા ઇંગ્લંડને ગજાવી મૂકયું હતું.

આની સાથે સને ૧૯૧૪ના સપટેમ્બરમાં લંડનના ક્વીન્સ

હૉલમાં બોલાયેલા લૉઈડ જ્યૉર્જના યાદગાર શબ્દો સરખાવો: "દુનિઆ ન્હાની પ્રજાઓની ઘણી આભારી છે. જગતની મહાન્ કળાઓ ન્હાની પ્રજાઓની કૃતિઓ છે. જગતનું મહાન્ ચિરંજીવ સાહિત્ય ન્હાની પ્રજાઓ પાસેથી મળેલું છે. અનેક યુગો થયાં જે પરાક્રમો અને વીરત્વભરેલાં કાર્યોની કથાઓ શૌર્યથી મનુષ્યનાં રૂવાં ઉભાં કરે છે તે સર્વ ન્હાની પ્રજાઓની સ્વતંત્રતા અર્થે લડવામાં આવેલાં યુધ્ધો સંબંધી છે. અને છતાં જો બેલ્જિયમ અને સર્વિયાની ન્હાની પ્રજાઓ ક્રૂર જર્મનીના રાક્ષસી હાથ નીચે કચડાઇ જતી અને દબાઈ જતી આપણે જોઈ રહ્યા હત, તો આપણે અનંતકાળ પર્યંત શરમ ભરેલી રીતે જગતના ઇતિહાસમાં દેખાવું પડત." એ મહાન્ ભાષણનું ગૌરવ અને મહત્ત્વ બતાવવાને આ એકજ ફકરો બસ છે. આ ભાષણનું ભાષાન્તર વેલ્શ, બલ્ગેરિયન, ડૅનિશ, ડચ, ફ્રેન્ચ, જર્મન, ગ્રીક, ઇટૅલિયન, પોર્ચુગિઝ, રૂમૅનિયન, રશિયન, સર્વિયન, સ્પૅનિશ અને સ્વીડીશ ભાષામાં છપાઈને ઠેર ઠેર પ્રકટ કરવામાં આવ્યું છે.

આ રાજકીય ભાવના લૉઈડ જ્યૉર્જનો જીવનમંત્ર છે—તેની સર્વ પ્રવૃત્તિઓનું પ્રેરક બળ છે—તેના સર્વ સિદ્ધાંતોનો મૂલગામી પાયો છે. અને તેટલા માટેજ આફ્રિકાની લડાઇ સામે તેનું બંડ અને આ લડાઇમાં તેનો અભિનિવેશ હવે સમજી શકાશે. જે વીર નરે પોતાની માતૃભૂમિ વેઇલ્સના રક્ષણ માટે, વેઇલ્સની પ્રગતિ માટે, વેઇલ્સની ઉન્નતિ માટે, પોતાનું પૂર્વ જીવન અર્પણ કર્યું હતું તે નરનું હૃદય દક્ષિણ આફ્રિકાને છિન્નભિન્ન થયેલું શી રીતે જોઇ શકે? અને તેજ હૃદય બેલ્જિયમ અને સર્વિયાનો વિનાશ શી રીતે સહન કરી શકે? લૉઇડ જ્યૉર્જ લડાઈની ખાતર લડાઈનો ચાહક નથી. તે સાફ રીતે કહે છે કે "હું લડાઇનો ચાહનારો નથી. છતાં મને આ લડાઇમાં એક વસ્તુ ગમે છે, તે એ કે આપણે આ યુદ્ધમાં પવિત્ર અંતઃકરણથી સામેલ થયા છિએ. આપણે આમાં કશું પણ મેળવવાનું નથી, તેથી હું ઉલટો ખુશ છું. કારણ કે કાંઈ પણ સ્થૂલ લાભના લોભની ખાતર

એક અચ્છા, પ્રમાણિક. કર્તવ્યપરાયણ જુવાનને પોતાની જીંદગીનું બલિદાન આપવાનું કહેવું પડે તો હું ખરેખર દિલગીરજ થાઉં. એ સ્થિતિમાં હું કદિ પણ એમ કરી ન શકું. મ્હારા પોતાના બે સુંદર છોકરાઓ નવા લશ્કરમાં છે, અને હું મ્હારા છોકરાઓને દિલોજાનીથી ચાહું છું. શું તમે એમ ધારો છો કે ક્ષુદ્ર લોભની ખાતર હું તેઓની જીંદગી જોખમમાં નાખવાને મોકલું ખરો ? નહિ. જો એમ હોય તો મ્હારે ખરેખર શરમાવું જોઇએ. પરંતુ સ્વતંત્રતા, આત્મમાન, અને સર્વ પ્રજાઓનાં સુખશાન્તિની ખાતર, તેમજ પ્રુશિયાના અસહ્ય જૂલમનો અંત લાવવાની ખાતર, મ્હારા પુત્રો ખુશીખુશાલ ગયા છે, અને તેઓને મ્હારો આશીર્વાદ છે."

આવા ઉદાર આદર્શ અને મહાન્ સિદ્ધાંતને માટેજ લૉઈડ જ્યૉર્જ સર્વત્ર પૂજાય છે. ન્હાનપણથીજ તેના જીવનની આ ચમકનો અનુભવ અનેક લોકોને થતો આવ્યો છે. જ્યારે તેણે પોતાના સોલિસિટરના ધંધામાં હજુ શરૂઆત કરી હતી અને બ્રિટિશ પાર્લામેંટનાં દર્શન પણ કર્યાં નહોતાં, ત્યારે પણ તેની ન્યાયવૃત્તિ ઓછા જોસવાળી નહોતી. રાજ્યસ્થાપિત દેવળમાં નહિ માનનારો એક પાદરી જ્યારે લૉઇડ જ્યૉર્જના ગામમાં મરણ પામ્યો ત્યારે તેની છેલ્લી ઇચ્છા મૃત્યુ પછી તેના બાળકની કબરમાં દફનાવાની હતી. પરંતુ રાજ્યનું માનીતું પાદરી મંડળ પોતાના દેવળમાં એક "નાસ્તિક" ગણાતા પુરૂષને કેમ દાટવા દે ? દેવળના દરવાજા બંધ કરવામાં આવ્યા. સોલિસિટર લૉઇડ જ્યૉર્જનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. ન્યાય અને સત્યના ચાહકે એકજ મજબૂત ઉત્તર આપ્યો: "જ્યાં એ માણસને દફનાવાની ઇચ્છા હતી ત્યાં એને દફનાવાનો હક્ક છે." પ્રશ્ન થયો,–"પરંતુ દરવાજાઓને તાળું મારવામાં આવ્યું છે." લૉઇડ જ્યૉર્જે સચોટ રસ્તો બતાવ્યો: "દરવાજા તોડી પાડો." છેવટે દરવાજાઓ તોડી પાડવામાં આવ્યા, મૃત્યુ પામેલ પાદરી તેના બાળકની મૃત્યુશય્યામાં છેવટે સૂતો, લૉઇડ જ્યૉર્જને કોર્ટે ચ્હડવું પડયું, અપીલ થઇ, અને

અંતમાં વેઇલ્સનો ઉછરતો સોલિસિટર અને ઇંગ્લંડનો ભાવષ્યનો પ્રાઇમ મિનિસ્ટર સત્ય, ન્યાય અને હક્કની લડતમાં વિજયવંત થયો.

"દરવાજાઓ તોડી પાડો" એ લૉઇડ જ્યૉર્જના મગજની કુંચી છે. તે રવૈયામાં કે પ્રાચીનતામાં કે પ્રમાણપત્રોમાં કે અનુકરણમાં માનતો નથી. એ રીતે તે જબરદસ્ત મૂર્તિખંડન કરનારો છે. તે અપૂર્વ કલ્પનાઓમાંજ મસ્ત રહે છે. ઉચ્છિષ્ટને તે અડકતો પણ નથી. અપૂર્વતા, નવીનતા, અદ્વિતીયતા, વિચિત્રતા, લૉઇડ જ્યૉર્જની રગેરગમાં, ઓતપ્રોત થઇ રહેલ છે. સર્વ જૂનું અને નકામું તોડી પાડવામાં તેને અજબ આનંદ પડે છે. મ્હોટાં વિઘ્નો સામે બાથ ભીડવામાં તે પોતાની જાતને કૃતકૃત્ય માને છે. જેમ કાર્ય મહાન્, તેમ લૉઇડ જ્યૉર્જનું જોસ મહાન્: જેમ દુસ્મન પ્રતિભાશાલી, તેમ લૉઇડ જ્યૉર્જની કમ્મર મજબૂત; જેમ જોખમ ભયંકર તેમ લૉઇડ જ્યૉર્જનું ઝંપલાવું વેગભરેલું; જેમ વિઘ્નો અનિવાર્ય તેમ લૉઇડ જ્યૉર્જનો આશાવાદ હેરત પમાડનારો. મ્હોટા શિકારનોજ તેને શોખ છે. લૉર્ડ રોઝબરી, ચેમ્બરલેન, સર હેનરી કૅમ્પબેલ-બૅનરમૅન, સર વિલિયમ હારકોર્ટ, સ્પીકર ઑફ ધી હાઉસ ઑફ કૉમન્સ મિ૦ ગલી, મિ૦ ઍસક્વિથ—આ જાતના પુરૂષો સામે તેને અથડાવું પડ્યું છે, અને છતાં કોઇ વાર લૉઇડ જ્યૉર્જ જીતાયેલ હોય એમ કોઇના સાંભળવામાં નથી. રાજ્યદ્વારી મલ્લકુસ્તીમાં તેનું મગજ એટલું તો ચપળ, ચકોર, અને તીક્ષ્ણ છે કે ગમે તેવાં મજબૂત વિઘ્નોની આરપાર તે રસ્તો કરી શકે છે. તેને વિચારવાને થોભવું પડતું નથી. વિચારવું અને વિચાર ક્રિયામાં ઉતારવો એ બંને કાર્ય સાથેજ થાય છે. ભય જેવી વસ્તુ તેની જાણમાં નથી. તેથીજ તેની વાણી અતિ તીક્ષ્ણ, સચોટ, અસરકારક, અને જ્વાળામુખી સરીખી છે. એક વખતે જ્યારે તેણે એક સભામાં રણકાર કર્યો કે "વેઇલ્સ માટે હોમ રૂલ, સ્કૉટલૅાંડ માટે હોમ રૂલ, આયરલૅંડ માટે હોમ રૂલ, ઇંગ્લંડ માટે હોમ રૂલ," ત્યારે એક તોફાનીએ ટાપસી પૂરી: "અને નર્ક માટે પણ હોમ રૂલ!"

લૉઈડ જ્યૉર્જે ખુશ મિજાજથી ઉત્તર આપ્યો: "કબૂલ; દરેક માણસ પોતાના સ્વદેશ માટે ઉભો થાય એ જોવાને હું ખુશી છું"!

લૉઈડ જ્યૉર્જની અખંડ ચેતનશક્તિનું એક મુખ્ય કારણ એ છે કે તે ધારે ત્યારે, ગમે તેવા વાતાવરણમાં આરામ લઈ શકે છે. તે ચાલતી મોટરમાં ઘસઘસાટ ઉંઘી શકે છે. સામાન્ય લોકોને જે અગવડો લાગે છે તેમાં તે આનંદ માની લે છે. ગમે તેટલી મુસ્કેલીઓ અને શ્રમથી તે થાકતો નથી. ન્હાના અકસ્માતો અને અગવડોથી બીજાઓ કંટાળી જાય છે ત્યારે લૉઈડ જ્યૉર્જ વિઘ્નોની વચમાં અટ્ટહાસ્ય કરે છે. એક વાર તેના બે મિત્રોને અતિશય કંટાળો આવ્યો હતો, કારણ કે અખંડ વરસાદ અને ટ્રેનની અગવડોને લીધે તેઓ થાકીને લોથ પોથ થઈ ગયા. મહા મુશીબતે આરામ લેવાની તક એક જંકશને સર્વને મળી. જ્યારે સ્ટેશનના વેઈટિંગ રૂમમાં લૉઈડ જ્યૉર્જના મિત્રો ગરમ કૉફી લેવાને નિરાંતે બેઠા, ત્યારે લૉઈડ જ્યૉર્જ હજુ ઉભો ઉભો નવું છાપું વાંચતો હતો! તુરતજ તેના મિત્રો તરફ ફરીને તે બોલ્યો, "તમને રસ પડે તેવા નવીન સમાચાર આપું. 'વાલ્ટન હીથ'માં મ્હારા મકાન ઉપર બૉમ્બ પડયાનો તાર છે!" તેના કુટુમ્બ માટે લૉઈડ જ્યૉર્જ પ્રાણ આપે તેમ છે. છતાં આવા ભયંકર સમાચાર વાંચ્યા પછી પણ ન મળે તેને ચિંતા કે ભય: તેની છાતી ભયની બાબતમાં વજ્ર જેવી છે, છતાં પોતાના કુટુમ્બ માટે તેમજ સ્વદેશ માટે અતિશય કોમળ છે. લૉઈડ જ્યૉર્જ જેવું બહાદુર જીગર બહુ થોડાઓનું હશે. છતાં તેના દિલની એક નિર્બળતા છે ખરી, અને તે તેનાં બાળકો છે.

એક વાર લૉઈડ જ્યૉર્જની વ્હાલી પુત્રી મેગનને ફોસલાવીને ઉઠાવી જવાના કાવત્રા સંબંધી તેને બહારગામ ખબર મળ્યા. તુરતજ તે તાર ઑફિસે દોડયો, તેની પત્નીને તાર મોકલ્યો, અને પોતાના "ન્હાના પૅકેટ"ની સંભાળ રાખવાની સૂચના મોકલાવી. આ હકીકત

જ્યારે તેના મિત્રોને તે કહેતો હતો ત્યારે તેની આંખમાં તેની વ્હાલી પુત્રી માટેનો પ્રેમ અને તેના ક્રોધનો તનખો આપોઆપ દેખાઇ આવતો હતો. તેજ વખતે તેને પોતાના સમસ્ત દેશનાં બાળકો માટે લાગણી થઈ આવી, અને આ ક્રૂર લડાઇ માટે જવાબદાર દુશ્મનો સામે વેરનું વિષ તેની નસેનસમાં ફરી વળ્યું. આ બનાવ અને વાત-ચીત તેની પારીસની મુસાફરી દરામ્યાનજ બનેલ. જ્યારે તે પારીસના સ્ટેશને ઉતર્યો ત્યારે તેની મ્હોટી પુત્રી ઓલવેનને તે મળ્યો, અને પિતા પુત્રી કરતાં ભાઈ બહેનની માફક બંને એક બીજાને ભેટયાં. આ પુત્રી તે એજ વીરાંગના કે જેણે એક વાર પોતાના પિતાની ઉપર ફેંકવામાં આવેલો ઘા ઝીલી લીધો હતો. પુત્રીએ આ બહાદુરી પોતાના પિતા પાસેથી વારસામાં મેળવી છે. આ પુત્રી સાથેનો પિતાનો મેળાપ નજરે જોનાર તેના મિત્રો કહે છે કે કોઇ કદિ પણ કલ્પી ન શકે કે આટલો પ્રેમાળ પુત્રીવત્સલ પિતા અન્યાય સામે ભયંકર વાઘની માફક ઉછળે છે. છતાં એ વાઘની માફક ઉછળવું અને હર્ષનાં આંસુથી પોતાનાં પ્યારાંઓને ભેટવું એ બંને વસ્તુઓનું પ્રેરક તત્ત્વ એકજ છે.– નિઃસ્વાર્થ પ્રેમ અને વિશુદ્ધ ચારિત્ર્ય. જૂનું અને સડેલું નાશ કરવાનીજ શક્તિ લૉઇડ જ્યૉર્જ ધરાવે છે એમ નથી, પરંતુ બગડેલું શી રીતે સુધારવું, ખંડેરનું સમીકરણ શી રીતે કરવું, જરાવસ્થાનું નવીકરણ શી રીતે બનાવવું,–એ અતિ ઉપયોગી કલા અપ્રતિમ રીતે આપણા મુખ્ય પ્રધાને હાથ કરી છે. સમાજસુધાર-ણાના મહાન્ ક્ષેત્રમાં તેની કલ્પનાઓ ગગનચુંબ શિખરો પર્યંત પહોંચેલી છે. સામાજિક અન્યાય, રાજ્યદ્વારી પક્ષપાત, આર્થિક દુઃખો, દૂર કરવાને તેણે તેની આખી જીંદગી તનતોડ મહેનત કરેલી છે. તેની કલ્પનાઓ, તેની સ્વપ્નસૃષ્ટિ ખરેખર ભવ્ય છે. " આયર્લાંડને માટે હોમ રૂલ, ઇંગ્લંડને માટે હોમ રૂલ, સ્કૉટલાંડને માટે હોમ રૂલ, વેઇલ્સને માટે હોમ રૂલ આપણે મેળવીશું " આ આશા લાંબા સમય પહેલાં તે બહાર પાડી ચૂક્યા છે. છતાં એટલું કહેવું જોઇએ કે તેની સર્વ

આશાઓનો ફલિતાર્થ કરી બતાવવાને તે સર્વથા સમર્થ નીવડેલ નથી. હજુ પણ તેની જન્મભૂમિ વેઇલ્સને હોમ રૂલ મળેલ નથી; અને રાજ્યસ્થાપિત ધર્મમાંથી સ્વતંત્રતા પણ વેઇલ્સને હજુ બહુ થોડા વખત થયાંજ મળેલી છે. અલબત્ત, વેલ્સ માટે જ્યારે લૉઇડ જ્યૉર્જની મજબુત લડતો પાર્લામેંટમાં ચાલતી ત્યારે કૅબિનેટના સભાસદ તરીકેની તેની જવાબદારી નહોતી. સને ૧૮૯૦ માં જ્યારે તેણે પાર્લામેંટમાં પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે તેનો મુદ્રાલેખ—"સ્વતંત્ર ધર્મ, સ્વતંત્ર પ્રજા, સ્વતંત્ર જમીન"—માં પૂરો થતો હતો. પરંતુ કૅબિનેટમાં દાખલ થતાં તેની જવાબદારી વધી, તેનું કલ્પનાક્ષેત્ર પણ વિશાળ થયું, અને તેટલે દરજ્જે તેની જૂની ભાવનાઓ ઉપર અંકુશ મૂકાયો. છતાં હજુ પણ લૉઇડ જ્યૉર્જ તેની જન્મભૂમિ માટે મગરૂર છે, તેની માતૃભાષા ઉપર આફરીન છે, તેના પ્રિય પ્રાન્તને સંપૂર્ણ સ્વતંત્ર બનાવવા માટે ઉત્સુક છે. તેના હૃદયમાં સ્વદેશાભિમાનનો તનખો માત્ર તપતો નથી, પણ પ્રજ્વળે છે.

સામાજિક સુધારણા માટેના તેના પ્રયત્નો આજકાલના નથી, પરંતુ આજથી પચીસ વર્ષ પહેલાં "વેઇલ્સ માટે હોમ-રૂલ" નો ઝુંડો તેણે ઉડાવ્યો ત્યારથી છે. સને ૧૯૦૯નું તેનું સુવિખ્યાત બજેટ જોઇને આખું બ્રિટન આશ્ચર્યચકિત થઇ ગયું હતું, અને ઉમરાવોની સભા ખળભળી ઉઠી હતી. શ્રીમંતો અને ઉમરાવોનો ઇજારો તોડવો અને ગરીબોની બાંહ્ય પકડવી, એ લૉઈડ જ્યૉર્જની સામાજિક સુધારણાનું કેન્દ્રસ્થાન છે. સામાજિક દુઃખોનું મ્હોટું કારણ શ્રીમંતોનો જમીન ઉપરનો ઇજારો છે એ તેનો મજબુત અભિપ્રાય છે. જમીનદારોજ દેશની દરિદ્રતા માટે જવાબદાર છે એમ તે દૃઢતાપૂર્વક માને છે. અને તેટલા માટેજ ઉમરાવોની સભાને જમીનદોસ્ત કરવાના તેણે મહાભારત પ્રયત્ન કરેલા છે. સને ૧૯૦૫માં પ્રધાનમંડળમાં તેણે પ્રવેશ કર્યો. સને ૧૯૦૮ માં ખજાનચીની પદવી મેળવી. સને ૧૯૦૮માં તેનું ઐતિહાસિક બજેટ કે જે અતિશય લોકપ્રિય બજેટ

હતું તે પાર્લામેંટ પાસે રજુ થયું; પરંતુ ઉમરાવોની સભાએ એ બજેટ પસાર થવા ન દીધું, છતાં લૉઇડ જ્યૉર્જને છંછેડવામાં ઉમરાવોએ અતિ ગંભીર ભૂલ ખાધી. સને ૧૯૦૭ માં ઉમરાવો ઉપર જબરજસ્ત હૂમલો લઇ આવવાની તક તે શોધતો હતો. છેવટે એ તક ૧૯૦૯ માં મળી. ઉમરાવો આ લોકપ્રિય બજેટથી ચમક્યા. જમીનદારો અને દારૂના ઇજારદારો ઉપર કર વધારવામાં આવ્યો હતો. ઈનકમ ટૅક્સમાં પણ શ્રીમંતો ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હતો. પરંતુ ઉમરાવો અને શ્રીમંતો આ બજેટની સામે થયા, તોયે આખું પ્રજાકીય બળ બજેટની તરફેણમાં હતું. "તમારી ડ્રેડનૉટો બાંધવાને માટે શું અમે ગરીબ મજૂરનો રોટલો ગિરવી મૂકીશું?" આ પ્રશ્ન લૉઇડ જ્યૉર્જે ઉમરાવોને પૂછ્યો; અને તેનો યાદગાર ઉત્તર પણ પોતેજ આપ્યો: "કદી નહિ; એમ કરવા કરતાં, મ્હારા નામદારો, તમને રવાના કરીશું".

લૉઇડ જ્યૉર્જે પોતાનું વચન પાળ્યું, આખા દેશમાં જબરદસ્ત ચળવળ ચલાવી. ઉમરાવોની સત્તા ઉપર અંકુશ મૂકવાને માટે દારૂગોળો તૈયાર રાખ્યો, અને છેવટે ઉમરાવોએ પોતેજ સને ૧૯૧૧ના ઑગસ્ટ-માં "પાર્લામેન્ટ બિલ" પસાર કરી પોતાની મૃત્યુશૈયા બિછાવી. છેવટે ૧૯૦૯ નું બજેટ પસાર થયું. આ બજેટના ત્રણ ખાસ સિદ્ધાંતો હતા: (૧) કર સ્થિતિસ્થાપક હોવો જોઇએ કે જેથી જેમ જરૂરિયત વધતી જાય તેમ વધારે કર ઉઘરાવી શકાય. (૨) જે ધંધાઓ અને વ્યાપાર ઉપર આમદાનીનો આધાર છે તેના ઉપર બહુ સખ્તાઇથી કર પડવો જોઇએ નહિ (૩) આખી પ્રજાના સર્વ વર્ગોએ કરમાં યથાશક્તિ પોતાનો હિસ્સો આપવો જોઇએ. લોકોની જરૂરિયાતો અને મજૂર વર્ગની કમાણી ઉપર બજેટમાં કર નાખવામાં આવ્યો ન હતો. મોજશોખો અને વધારાની કમાણી ઉપરજ કરનો મ્હોટો બોજો મૂકવામાં આવ્યો હતો. આ જાતના બજેટની આવશ્યક્તા બતાવતાં આ ગરીબોના દોસ્તે ઉચ્ચારેલાં માર્મિક વચનો ઇંગ્લાંડના ઇતિહાસમાં

કદી પણ ભૂલાશે નહિ: "ગરીબી શું છે? તમે પોતે તેનો કદિ પણ અનુભવ કર્યો છે? ન કર્યો હોય, તો પ્રભુનો આભાર માનો કે તમે ગરીબોનાં દુ:ખો અને લાલચોથી દૂર રહ્યા છો. બીજાઓને ગરીબી સહન કરતાં તમે જોયાં છે? તો પ્રભુને પ્રાર્થના કરો કે તમને ક્ષમા કરે, કારણ કે તમે તે દૂર કરવાને તમારાથી બનતો પ્રયત્ન કર્યો નથી. એક સમય એવો આવશે કે જ્યારે દોલતમાં આળોટતો આ દેશ આ પ્રકારની સ્થિતિ અત્યાર સુધી સહન કરી શક્યો એ વિચારથીજ કંપી ઉઠશે. અમાનુષિકતા અને ખાસ અન્યાયની વાત તો એક બાજુ રહી, પણ આ ખરેખર લૂટનોજ ધંધો છે, કારણ કે આ દેશની દોલતનો જે ભાગ મજૂર વર્ગનો છે તે આપણે જમ કરી રહ્યા છિએ."

આ અતિ ઉદાર ભાવવાળું મહાન્ બજેટ માત્ર લૉઇડ જ્યૉર્જની કારકીર્દિમાં હત તો પણ તે કારકીર્દિ અતિ પ્રતિભાશાલી ગણાત. પરંતુ આ ઉપરાંત ઇંગ્લંડની જમીનને મજારદારોના પંઝામાંથી મુક્ત કરવાના તેના પ્રયત્નો, વૃદ્ધાવસ્થા માટે પેન્શનનો કાયદો, આખા પ્રજાને માટે દર્દ તથા નિરૂદ્યમ સામે રાજ્ય તરફથી વિમો ઉતારવાની વ્યવસ્થા કરનારૂં બંધારણ, અને એ ઉપરાંત મજૂર વર્ગ અને પ્રજા માટે અનેક ઉપયોગી અને હિતકારક પ્રવૃત્તિઓ અને વ્યવસ્થાઓ, આ સર્વ આ નરરત્નના જીવનવ્યાપારમાં ઉમેરવાનાં છે. શાન્તિના સમયમાં લૉઇડ જ્યૉર્જની પ્રજાકીય સેવાઓ ખરેખર અપ્રતિમ છે. છતાં આ મહાભારત યુદ્ધમાં તેની સેવા શાન્તિના સમયની સેવા કરતાં પણ હેરત પમાડનારી છે. લૉઈડ જ્યૉર્જ દારૂગોળો તૈયાર કરવાની અતિ ગંભીર જવાબદારી પોતાને માથે લીધી ન હત તો મિત્ર રાજ્યોએ અત્યાર સુધી જે બહાદૂરી ભરેલી અને ફતેહમંદ લડત ચલાવી છે તે ચલાવી શકત કે નહિ તે શંકાસ્પદ છે.

સોળ વર્ષ પહેલાં જે માણસ આફ્રિકાની લડાઇ સામેની વિરૂદ્ધતા માટે લગભગ ફાંસીને લાકડે ચ્હડી જવાની તૈયારીમાં હતો તેની આજે લૉર્ડ કીચનર ગયા પછી આ મહા યુદ્ધમાં પ્રથમપંક્તિએ લોકો

તરફથી પૂજા થાય છે. જે વખતે કૈસરે ઇંગ્લંડની છેલ્લી મુલાકાત લીધી તે વખતે લૉઇડ જ્યૉર્જે ઇચ્છા રાખી હત તો કૈસરના હાથથી મ્હોટામાં મ્હોટો ખિતાબ અને માન મેળવી શકત. પરંતુ વેઇલ્સના ઝુંપડાંમાં જન્મેલો "ડેવિડ" કૈસર જેવાનું પણ મુરબ્બીવટ સ્વીકારે તેવો નહોતો. છતાં જાણવા જેવી વાત છે કે જે નર કૈસર પાસેથી કાંઇ પણ માનપાન લેવાને નાખુશ હતો તેણે જર્મની પાસેથી ઘણું મેળવ્યું છે, અને એ અનુભવને લીધે ઇંગ્લંડની સામાજિક સુધારણા તેમજ અત્યારની લશ્કરી તૈયારીઓમાં તે અપૂર્વ ચેતન મૂકી શક્યો છે. જ્યારે લૉઇડ જ્યૉર્જે જર્મનીની મુલાકાત લીધી ત્યારે તેણે જર્મનીની જાહેર પ્રવૃત્તિઓનો અભ્યાસ હાથ ધર્યો હતો, અને તેઓની પદ્ધતિનાં ઉપયોગી તત્ત્વો તેણે ઇંગ્લંડમાં અનેક દિશામાં દાખલ કરી દીધાં છે. જર્મનીની પ્રગતિથી અને જર્મનીની કાર્યકુશળતાથી તે એટલો તો ખુશ થઇ ગયો હતો કે જ્યારે ઇંગ્લંડમાં તેણે પાછો પગ મૂક્યો ત્યારે તેનાં કાર્ટુનો બહાર પડયાં, કે જેમાં જર્મન ડ્રેસમાં જર્મન પાઇપ ફૂંકતો, અને જર્મન વસ્તુઓનાં નામનાં લેબલોવાળાં જર્મન પાર્સલો સહિત તેને ચિતરવામાં આવ્યો હતો. "જર્મન ભાષણો," "નૌકા કાફલો ઘટાડો," "જર્મનીમાં કઇ પદ્ધતિએ કામ થાય છે," "વૃદ્ધાવસ્થા માટે પેન્શન સંબંધી સૂચનાઓ," "જર્મન પ્રેસ," "જર્મન ખાણું" વિગેરે જૂદાં જૂદાં લેબલોથી તેનાં પાર્સલો કલ્પવામાં આવ્યાં હતાં!

જર્મનીના વિચારો યુદ્ધ કરવાના છેજ નહિ એવો મજબૂત અભિપ્રાય લઇને લૉઇડ જ્યૉર્જ જર્મનીથી પાછો ફરેલ. એ અભિપ્રાય ખોટો પડયો છે તે જગતે જોયું છે. છતાં જર્મનીની લશ્કરી તૈયારીઓ જોવાની તક લૉઇડ જ્યૉર્જને જર્મનીમાં મળી શકી નહોતી, અને તેણે તેનો અભિપ્રાય બને તેટલા અવલોકન પછી બાંધ્યો હતો, એટલું તેને ન્યાય આપવાની ખાતર કહેવું જોઇએ. જર્મનીની મુલાકાત-માં લશ્કરી હીલચાલ સંબંધી કદાચ તે છેતરાયો હશે, પરંતુ ત્યાંના સમગ્ર અવલોકનથી તેણે ઇંગ્લંડને અતુલ લાભ કરી આપ્યો છે તે

નિર્વિવાદ છે. દારૂગોળા ખાતાના અમાત્ય તરીકે તેણે આ મહાયુદ્ધમાં જે પાઠ ભજવ્યો છે તે દુનિઆના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે. જ્યારે લૉઇડ જ્યૉર્જે ખજાનચી તરીકેની પોતાની પદવી છોડીને દારૂગોળા-ખાતું પોતાના હાથમાં લીધું ત્યારે આ ખાતાંનો તેને નહોતો કાંઇ અનુભવ, નહોતાં કાંઇ સાધનો, નહોતી કાંઈ ચોક્કસ થયેલી કાર્યપદ્ધતિ, અને નહોતો જરા પણ સમય કે જે દરમિઆન પ્રયોગોમાં એક ક્ષણ પણ ગુમાવી શકાય. દરેકે દરેક સાધન તેને નવું ઉભું કરવાનું હતું. પરંતુ તેની બુદ્ધિ વીજળિની ચમકવાળી, સ્વતંત્ર હતી, રૂઢિગ્રસ્ત નહોતી. અને તેથીજ તે આ મહાભારત કાર્ય પાર ઉતારી શક્યો. આખા દેશમાં ઠેરઠેર તે જાતે હાજર થયો. દિલ ઉશ્કેરનારાં ભાષણો આપ્યાં; મજૂરોને શૌર્ય ચ્હડાવ્યું; શ્રીમંતોને ફરજના પાઠ શિખવ્યા; અનેક પ્રકારનાં કારખાનાંઓ દારૂગોળાના કારખાનામાં આંખની મીટમાં બદલાવ્યાં; દેશના વિજ્ઞાનશાસ્ત્રીઓને પોતાની બુદ્ધિ વાપરવાની ફરજ પાડી; જ્યાં શૂન્ય હતું ત્યાં દારૂગોળાનાં કારખાનાંઓની મહાન્ જાળ પથરાઇ; જ્યાં સમજાવટની જરૂર હતી ત્યાં સમજાવટ કરી; જ્યાં વીર-ઘોષણાની જરૂર હતી ત્યાં ચમક ભરેલા શબ્દોની ધારા ચલાવી; જ્યાં વ્યવસ્થા-ની જરૂર હતી ત્યાં પવનવેગથી વ્યૂહરચના ગોઠવાઈ ગઇ; જ્યાં સત્તા વાપરવાની જરૂર લાગી ત્યાં લડાઇના કાયદાનું માર્મિક સૂચન વજ્રપાતની માફક ફેંકવામાં આવ્યું; જ્યાં પરસ્પર દ્વેષ, સ્વાર્થ અને કુસંપ હતાં ત્યાં સ્વદેશાભિમાન, ઇંગ્લાંડનું ભવિષ્ય, સુધરેલી પ્રજાઓના ગગનચુંબિ આદર્શો, ન્હાની પ્રજાઓ માટે દિલસોજી આદિ અનેક હૃદયસ્પર્શિ ભાવોથી દરેકે દરેક શહેરીને મ્હાત કર્યો. "ઇંગ્લંડ દરેકે દરેક માણસ પાસેથી પોતાની ફરજ બજાવવાની આશા રાખે છે–" આ નેલ્સનના જગપ્રસિદ્ધ વાક્ય ઉપર લૉઇડ જ્યૉર્જે છેકો માર્યો, અને લખ્યું કે "ઇંગ્લાંડ દરેકે દરેક મનુષ્યને પોતાની ફરજ બજાવવાની ફરજ પાડેછે."

જેમ બ્રિટિશ ખજાનચી તરીકે લૉઇડ જ્યૉર્જનાં પરાક્રમો અદ્ભુત હતાં તેથી વિશેષ અદ્ભુત દારૂગોળા ખાતાના અમાત્ય તરીકે તેનાં

કાર્યો દેખાયાં છે. આ ઘોર યુદ્ધ જયારે મિત્ર રાજ્યો જીતીને પરવારશે ત્યારે એ વિજયમાં દરેકે દરેક બ્રિટિશ પ્રજાજનનો હિસ્સો ગણાશેજ, છતાં તેમાં લૉઇડ જ્યૉર્જનો હિસ્સો અતુલ, અમાપ, અપૂર્વ ગણાશે એમાં રજ પણ સંદેહ નથી. જે લૉઇડ જ્યૉર્જનો જીવનપ્રવાહ અત્યાર સુધી આટલા વેગથી વહ્યો છે તે ભવિષ્યમાં હજુ રાજ્યદ્વારી રંગભૂમિ ઉપર શા શા પાઠો ભજવશે તેની કલ્પના કરવી ઘણી મુશ્કેલ છે. છતાં એવો એક પણ પુરૂષ હોય કે જેના હાથમાં ભવિષ્યની કુંચી રહેલી હોય તો તે એક અવાજે લૉઇડ જ્યૉર્જ છે. કારણ કે તેની કલ્પનાઓ, તેની પ્રજાકીય ભાવનાઓ, તેની સ્વપ્નસૃષ્ટિઓ, તેના આદર્શો, સિદ્ધ કરવાને તેના જેવો બીજો કોઇ સમર્થ માણસ રાજ્યદ્વારી ક્ષિતિજ ઉપર અત્યારે તો દૃષ્ટિગોચર થતો નથી. કિચનર ગયો, ત્યારે તેનું સ્થાન લૉઇડ જ્યૉર્જજ લઈ શકે. ઍસક્વિથ મુખ્ય પ્રધાનપદ છોડે ત્યારે લૉઇડ જ્યૉર્જજ ત્યાં વિરાજી શકે તે હમણાંનાજ બનાવોએ સિદ્ધ કર્યું છે. અને આટલી આટલી વિવિધ ગંભીર જવાબદારીઓ તેના મગજ ઉપર મૂકાયા છતાં તે સર્વને પહોંચી વળે છે તે તેની શક્તિનું કંઈક ભાન કરાવી શકે છે. તેની બુદ્ધિની ચપળતા મનુષ્યને દિંગ બનાવી દે છે. તે કાર્યમાં દોડતો હોય તે દરમિઆન નવી માહિતી મેળવી લે છે. અને નવું જ્ઞાન મેળવતી વખતેજ તે જ્ઞાનને તે પચાવી લે છે. નવી રાજ્યનીતિ ક્ષણે ક્ષણે તે ઉભી કરે છે. ઉચ્છિષ્ટ રાજ્યનીતિનું અનુકરણ તે સમજતો નથી. જૂનાં સૂત્રો, જૂની પદ્ધતિઓ, જૂની રૂઢિઓ, તેની બુદ્ધિના વેગને રોકી શકે તેમ નથી. તેનું મગજ પ્રતિક્ષણે નવી સૃષ્ટિઓ ઉભી કરે છે. ક્ષણે ક્ષણ તે નવનવીન છે. તેને માટે ભૂતકાળ છેજ નહિ--માત્ર જીવતું જાગતું વર્તમાનજ; તેના કોઈ ગુરૂઓ નથી,–માત્ર ચાલુ સ્થિતિ અને હકીકતજ તેના ગુરૂ છે.

લડાઇ પૂરી થયા બાદ આખી બ્રિટિશ સલ્તનત ઉપર અતિ મહાન્ જવાબદારીઓ આવશેજ. લડાઇ પહેલાંનાં દૃષ્ટિબિંદુઓ હવે

નભી શકશે નહિ. ઇંગ્લાંડનું જૂનું રાજ્યદ્વારી વાતાવરણ લડાઇ પછી હતું ન હતું થઈ જશે. નવી આશાઓ, નવી વ્યવસ્થાઓ, નવા સંબંધો, નવા પ્રશ્નો, નવી જવાબદારીઓ, નવાં દષ્ટિબિંદુઓ, બ્રિટનમાં-મિત્ર રાજ્યોમાં, દુશ્મન રાજ્યોમાં, બ્રિટિશ સંસ્થાનોમાં, તેમજ હિંદમાં દેખાવ દેશે. એ સર્વને એક વ્યાપક વિરાટ્ દષ્ટિથી અવલોકી આ સર્વ નવીન ચેતનનું મંથન કરી ભવિષ્યની નવીન પ્રજા માટે નવીન નવનીત તારવી આપવાની બુદ્ધિ અને શક્તિ જેટલા પ્રમાણમાં લૉર્ડ જ્યોર્જ ધરાવે છે તેટલા પ્રમાણમાં બીજો કોઇ પણ રાજ્યદ્વારી પુરૂષ ભાગ્યે જ ધરાવતો હશે. બ્રિટિશ સલ્તનતનાં અંગોનો પરસ્પર સંબંધ ચોક્કસ કરવામાં લૉર્ડ જ્યૉર્જની સાહાય્ય લેવી પડશે. અત્યાર સુધી જે પ્રશ્નો અનિવાર્ય અને મહાન્ ગણાતા હતા તે કદાચ લડાઇ પછી આપોઆપ કાયદાપોથી ઉપર ચ્હડી જશે. "આયર્લાંડ માટે હોમ રૂલ, વેલ્સ માટે હોમ-રૂલ, સ્કૉટલાંડ માટે હોમ-રૂલ, ઇંગ્લંડ માટે હોમ-રૂલ" નાં સ્વપ્નાંઓ લાંબા સમય પહેલાં જે વીર નરે ઘડયાં હતાં તે આ લડાઇ પછી તેની પ્રજાકીય ભાવનાને વફાદાર રહી, તેમજ જે ન્હાની પ્રજાઓની સ્વતંત્રતા માટે આ રણસંગ્રામ રચાયો છે તેઓનાં દર્દનું નિદાન રાજ્યદ્વારી ધન્વંતરી માફક સમજી લઈ, હિંદને પણ 'હોમ-રૂલ' અપાવવાનું અપૂર્વ પરાક્રમ બતાવે, અને તેની ન્યાયવૃત્તિ, તેની ઉદારતા, તેની સત્યપ્રિયતા, તેની માતૃભૂમિ માટેની જ્વલંત પ્રીતનાં જીવંત ઉદાહરણોમાં એક અતિ ઉજ્જ્વલ ઉદાહરણ ઉમેરે તો આપણે આશ્ચર્ય પામીશું નહિ.

[ "વીસમી સદી" જાન્યુઆરી ૧૯૧૭. ]

---

# ૯૭

# રાજદ્વારી ચળવળ અને વિદ્યાર્થીઓ.



" રાજદ્વારી ચળવળમાં વિદ્યાર્થીઓ સક્રિય ભાગ લીધા વિના રાજ્યશાસ્ત્ર તથા આપણા રાજદ્વારી પ્રશ્નોમાં રસ લઈ તેનો અભ્યાસ કરી શકે અને રાજદ્વારી નેતાઓની નજર નીચે સ્વયંસેવકો તરીકે તથા એ પ્રકારનો અન્ય સેવાધર્મ બજાવી શકે તેટલા માટે તેઓને રાજદ્વારી તેમજ બીજી કોઈપણ જાહેર સભામાં હાજરી આપવા છૂટ મળવી અતિ આવશ્યક છે એમ આ પરિષદ્ મજબૂત રીતે માને છે અને તેથી મુંબઈ ઇલાકાની શાળાઓ તથા કૉલેજોના વિદ્યાર્થીઓને ખાસ કરીને હોમરૂલ લીગની સભાઓમાં તેમજ જ્યાં હોમરૂલની હિમાયત થતી હોય તેવી સભાઓમાં એટલું જ નહિં પણ સર્વ જાહેર સભાઓમાં હાજરી આપવાની મના કરનારા મુંબઈ સરકારના તા. ૭ મી જુન ૧૯૧૭ ના હુકમ સામે આ પરિષદ્ પોતાનો સખ્ત વાંધો જાહેર કરે છે, અને એમ માને છે કે આ હુકમ વિદ્યાર્થીઓના જીવન-વિકાસમાં પ્રતિબંધ કરનારો, વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના સંબંધમાં કડવાશ ઉત્પન્ન કરનારો અને માબાપોના હક્ક ઉપર હુમલો કરનારો છે. તેટલા માટે આ હુકમ તુરતજ પાછો ખેંચી લેવાને આ પરિષદ્ નામદાર સરકારને મજબૂત ભલામણ કરે છે."

આ ઠરાવને રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકરે ટેકો આપતાં જણાવ્યું કે મુંબઇ સરકારનો વાંધાભરેલો ઠરાવ ૭ જૂન ૧૯૧૭નો છે. તેમાં કહ્યું છે કે લૉર્ડ સિડનહામે ૧૯૦૮ માં કાઢેલો ઠરાવ શિક્ષકોએ ખાસ અમલમાં મૂકવો. અને વળી તેમાં ઉમેર્યું કે હોમ રૂલની કોઇ પણ સભામાં તો ખાસ કરીને વિદ્યાર્થીઓએ જવું નહિ. આ હુકમ સખ્તાઇ ભર્યો છે. માનેલ કે હોમરૂલમાં વિદ્યાર્થીઓ ભાગ લે તે અનિષ્ટ છે. ધારો કે

આપણા નેતાઓને તેઓ સભાઓમાં સાંભળે તે ઝેર સમાન છે. તો પણ આ ઠરાવ અમલમાં શી રીતે મૂકાઈ શકે તે સમજાઈ શકાતું નથી. જો તે અમલમાં મૂકવો હોય તો દરેક શિક્ષકે વિદ્યાર્થી ઉપર છુપી પોલીસનું કામ કરવું પડશે. એમ થાય તો તેમની વચ્ચેના એખલાસની લાગણી, માન અને સદ્‌ભાવ સચવાય નહિ અને શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેનું અંતર વધતું જાય. સરકાર પોતાના સરક્યુલરની પ્રસ્તાવનામાં કહે છે કે વિધાર્થી જીવનમાં શાંતિ રહે, કુટુમ્બો છિન્ન-ભિન્ન ન થાય, ઑર્ડર અને ડિસપ્લીન સચવાય અને દેશની ઉન્નતિ વધારે થાય તે માટે આ ઠરાવ ઘડાયો છે. હું પૂછું છુ કે આપણા વિદ્યાર્થીઓ વૉલન્ટીયર થવાથી, તથા કૉન્ગ્રેસનાં ભાષણો સાંભળ્યાથી કેટલાંનાં કુટુમ્બ છિન્નભિન્ન થયાં છે? બીજો પ્રશ્ન એ છે કે, જો વિધાર્થીઓને શહેરી બનાવવા છે, સામ્રાજ્યના સાહાયક બનાવવા છે તેમને તે કામ માટે સરકાર શું કેળવણી આપે છે? હાલનો ક્રમ જુઓ તો જણાશે કે તે માટે કાંઈ પણ ગોઠવણ નથીજ. શું માર્સ્ડનના ઇતિહાસથી આવું ભાન થશે? એલફિન્સ્ટન કૉલેજના એક પ્રોફેસરે હિંદી રાજ્યબંધારણ વિષે એક પુસ્તક લખ્યું છે તે મ્હારા જોવામાં આવ્યું છે. તેમાં બધી હકીકત સમતોલ રીતે મૂકી નથી. તેમાં સરકારનો પક્ષ લીધો છે, વકીલાત કરી છે અને આપણને અન્યાય કર્યો છે. તે પુસ્તક એંગ્લો ઇંડિયન દૃષ્ટિબિંદુથી લખાયું છે. તો સરકારને શો અધિકાર છે કે આપણી કૉંગ્રેસમાં આવતા વિદ્યાર્થીઓને અટકાવે છે. વૉલન્ટીયર થઇને ડિસિપ્લીન અને ઓર્ડરનો ભંગ તે નથી કરતો પણ ઉલટો જાળવે છે. વૉલન્ટીયરો વિના આપણું કૉંગ્રેસમાં શું થાય? આપણા પ્રજાજીવનની ખીલવણીને માટે સરકારે પોતાનો ઠરાવ પાછો ખેંચી લેવો જોઇએ.

[ બીજી ગુજરાત કેળવણી પરિષદ્, તા. ૨૦મી અને તા. ૨૧મી ઑક્ટોબર ૧૯૧૭ ને રોજ મળેલી બેઠકનો અહેવાલ. ]



# ૯૮

# ૧૯૦૭ ના તિલક

## અને

# ૧૯૨૦ ના 'લોકમાન્ય'

અત્યારે સમગ્ર હિન્દ સ્વર્ગસ્થ "લોકમાન્ય" નાં ગુણગાન ગાવામાં મગરૂરી માની રહ્યું છે. કોઈની તાકાત નથી કે એ સંકીર્તનના સંગીતમાં કોઇ પોતાનો બેસૂરો અવાજ કહાડી શકે. એવું કોઈ કમનસીબ નથી કે જે "તિલક મહારાજની જય" બોલવામાં પાછળ પાની ભરે. સૌના એ "લોકમાન્ય" હતા અને છે. અત્યારે સૌ સ્વર્ગસ્થના સ્નેહિઓ, અનુયાયીઓ અને સહકારીઓ હોવાનો દાવો કરે છે. સૌ એમના સિદ્ધાંતોને આદર આપી રહેલ છે. સૌ એમના સ્વદેશપ્રેમને પુષ્પોથી વધાવી રહ્યાં છે. સૌ એ રાષ્ટ્રીયતાના "મહાદેવ" નાં પૂજન–અર્ચન કરી રહ્યાં છે. અત્યારે એ પૂજન–અર્ચનમાં ભાગ ન લેવો એ લગભગ અસ્પૃશ્ય ગણાવા બરોબર છે. લોક લાગણીના આ ધોધમાં જેઓ અત્યારે એકરસ થઇ ન શકે તેઓ ઘણા કાળ સુધી ભારતીય રાષ્ટ્ર–ગંગામાંથી બહાર ફેંકાઇ જાય એવી ચમત્કૃતિ સ્વર્ગસ્થ પોતાની પાછળ મૂકી ગયા છે. રાષ્ટ્ર–મંદિરમાં પ્રવેશ કરવાનો પરવાનો અત્યારે તેઓનેજ છે કે જેઓ "લોકમાન્ય" માટે ફૂલોની છાબ લઇને આવ્યા હોય. આ સને ૧૯૨૦નો ઇતિહાસ!

અને સને ૧૯૦૭ નો ઇતિહાસ? ૧૯૦૭ માં "તિલક" ના અનુયાયી ગણાવું તે મહા પાપ લેખાતું હતું! એ જમાનામાં તિલકની પ્રશંસા ખાસ ખાનગી મંડળોમાંજ ગુપ્ત રીતે ધીમા સ્વરથીજ થઇ શકતી! જેમ અત્યારે "લોકમાન્ય" ના વિરોધી તરીકે ઓળખાવામાં મહા જોખમ ખોવા જેવું છે, તેમ ૧૯૦૭ માં "તિલક" ની જમણી

બાજુએ મુઠ્ઠીભર મરણિયાજ ઉભા રહી શકતા! તે સમયે "તિલકાઇટ" કહેવરાવવું એ જાહેર હિમ્મત અને મરદાનગીરીની પરિસિમા હતી! એ વખતમાં તિલકની છાયામાં આવવું એટલે કે સી. આઇ. ડી. ની જાળમાં સપડાવું! એ થરથરાટીના જમાનામાં મ્હેં "તિલકાઇટ" તરીકે પહેલી જાહેર દીક્ષા લીધી એ પ્રસંગ હજુ પણ હું મ્હારા નમ્ર જીવનનો મગરૂરમાં મગરૂર પ્રસંગ માની રહ્યો છું! ૧૯૦૭ના ડિસેમ્બરમાં સુરતનો "બાલાજીનો ચકલો" હિંદના રાજ્યદ્વારી ઇતિહાસમાં ચિરંજીવ બન્યો. બાબુ અરવિંદ ઘોશ, સરદાર અજીતસિંહ, શ્રીયુત ખાપર્ડે અને આ લેખક "બાલાજીના ચકલા" માં તા. ૨૬ મી ડીસેમ્બર પહેલાં "તિલક મહારાજ" ની તરફેણમાં લોકલાગણી કેળવવામાં જે મરણિયાપણું બતાવી રહ્યા હતા તે હજુ પણ હું ભૂલ્યો નથી. અરવિંદ બાબુ, અજીતસિંહ અને ખાપર્ડે તો જૂના જોગી હતા, પણ એ સાહેબોની સંનિધિમાં ઉભાને "શ્રીયુત તિલક"ના સાથી તરીકે "મોડરેટો" ઉપર પ્રહારો કરવાનું માન મને તો જીંદગીમાં પહેલીજ વાર પ્રાપ્ત થયું! અને હું માનું છું કે તેજ દિવસે સી. આઇ. ડી. ની નોંધપોથીમાં હું પહેલીજવાર વિરાજમાન થયો!

સુરતના વાવાઝોડામાં હું કેમ સપડાયો તે હજુ પણ હું સમજી શકતો નથી. પરંતુ એટલું તો મને યાદ છે કે સ્વર્ગસ્થના આદર્શોએ મ્હારા તરૂણ જીવન ઉપર તે સમયે કંઇ અજબ અસર કરી હતી. સ્વર્ગસ્થના સ્વદેશપ્રેમનું લોહચુંબક ભારતની ઉછરતી પ્રજાને કેવી અનિવાર્ય રીતે ખેંચી રહ્યું હતું તેના જીવંત દૃષ્ટાંતોમાંનો હું એક છું. ૧૯૦૭ માં જો કે ૧૮ વર્ષની મ્હારી વય કાચી ગણાય છતાં મગરૂરી વિના હું કહી શકું કે મ્હારી વયના પ્રમાણમાં હું બહુ ડાહ્યો અને શાણો હતો! એકદમ શબ્દજાળમાં તણાઇ જાઉં એવા કોમળ હૃદયનો હું ન હતો. છતાં હું "તિલક મહારાજ"ના સંઘમાં ભળ્યો એ એમના સ્વદેશાભિમાનની ઝળકના પ્રતાપ હતા એમ કહેવામાં ધૃષ્ટ નહિ ગણાઉં.

એક "ગુજરાતી"ને " તિલક મહારાજ "ની બાંહ્યધરી કરતો જોઇને એઓ પોતે તે વખતે આશ્ચર્ય પામ્યા હતા. હું અરધા બંગાલી લેબાસમાં હતો તેથી મને " ગુજરાતી " માં બોલવાની લોકોએ ફરજ પાડી ત્યાં સુધી સ્વર્ગસ્થ મને અરવિંદ સાથે આવેલો કોઇ બંગાળી જુવાનજ માની બેઠા હતા ! મ્હને આ માન્યતામાં " ગુજરાત "નું અપમાન દેખાયું. એ વાત મ્હેં તિલક મહારાજને તેજ વખતે કહેવાની હિમ્મત પણ બતાવી. તે વખતે મ્હને એટલોજ જવાબ મળ્યો " હું ઇચ્છું છું કે ગુજરાતીઓ વિષે મ્હારૂં એસ્ટિમેઇટ ખોટું ઠરે. "

સુરતમાં મ્હેં યાહોમ તો કર્યું, પરંતુ એમ. એ. નો અભ્યાસ ચાલુ રાખવા વડીલોએ ફરમાવ્યું. તેથી સેંટ ઝેવિયર્સ કૉલેજનાં દર્શન ફરીથી કરવાં પડયાં ! પરિણામ એ આવ્યું કે તે વખતના પ્રિન્સીપાલ ફાધર ડેકમૅને સુરતમાં મ્હારા ભાષણો માટે મ્હારી સખ્ત ઝાટકણી કહાડી અને જો " તિલક "ના સંઘમાં હું ફરીથી દેખાઉં તો મ્હને કૉલેજમાંથી ડિસ્મીસ કરવાની " સાફ ચેતવણી " આપી !

ફાધર ડેકમેનની ધમકી પછી હું તિલક તરફ વધારે ખેંચાયો. કૉલેજમાં પાછો જોડાયો, પરંતુ ત્યાંની પ્રયોગશાળામાં મ્હારા સાથીઓ સાથે "તિલક"ની વાતો કરવામાં હું કલાકોના કલાકો ગાળતો ! લેબોરેટરીનાં બારણાં બંધ કરીને સ્વદેશાભિમાનની ઝનુનનાં ગીતો હું મ્હારા સહાધ્યાયીઓને સંભળાતો ! રસાયણશાસ્ત્રના પ્રોફેસર સિરપ પ્રયોગશાળાનું બારણું છાનુંમાનું ખોલતા, અને કહેતા કે મ્હારી ખાત્રી છે કે " વિભાકર " તિલકનીજ વાતો કરતો હશે ! તે વખતે " તિલક ખટલો " હાઇકોર્ટમાં ચાલતો હતો, અને અમને લૅબોરેટરીમાં તિલક સિવાય કાંઇ સુઝતું નહોતું ! તિલક વિષે જાણવાને એક વાર ફાધર સિરપે આતુરતા બતાવી ! મ્હેં એ તકનો લાભ લઇ ફાધર સિરપને " તિલક પૉલિટિક્સ " ઉપર ન્હાનું સરખું ભાષણ આપી દીધું ! સંસ્કૃતના પ્રોફેસર ફાધર હેગલિનને તિલક માટે માન હતું, અને તેથીજ હું એમનો માનીતો થયો હતો એમ માનવાને મને કારણ છે !

પણ આ ઉપરથી માની નથી લેવાનું કે ૧૯૧૭ માં "લોકમાન્યે" દેશ ઉપર જે જાદુ ચલાવ્યું તે જાદુ ૧૯૦૭ માં તેઓ ચલાવી શકયા હતા. હા, જેઓ એમના નિકટ સંબંધમાં આવતા તેઓ એમની દેશદાઝથી ઘાયલ થતા, પરંતુ મ્હોટો જનસમૂહ તો એમની કાર્યપદ્ધતિથી કંપતો. એઓનું સ્પષ્ટ વકતૃત્વ એટલે કે રાજદ્રોહ! ડાહ્યા લેખાતા "ઠરેલ" રાજ્યદ્વારી પુરૂષો અને "અનુભવી" વૃદ્ધો તિલકની છાયામાં પણ નહિ આવવા માટે જુવાનોને શિખામણ દેતા. એ વૃદ્ધો, એ અનુભવીઓ, એ શાણાઓ, અત્યારે હજારોની સંખ્યામાં હૈયાત છે! તેઓ હજારોની સંખ્યામાં હવે "લોકમાન્ય" નાં ગુણગાન ગાઈ રહ્યા છે! રાજ્યદ્વારી શાણપણ અને સમતોલપણાનો દાવો કરનારા ૧૯૦૭માં અમને તરૂણોને "મૂર્ખ," "ઉતાવળીયા," વિચાર "વિનાના," "તિલકથી અંજાઈ ગયેલા આંધળા" દેશભકતો ગણતા! અત્યારે એજ ડાહ્યપણના કટકાઓ તિલકના જીવનની મહત્તા બતાવવાને બહાર નીકળી આવ્યા છે! સુરતની કૉંગ્રેસ પછી જે છાપાંઓ તિલકને હડધૂત કરી રહ્યાં હતાં તે છાપાંઓ અત્યારે કૉલમોનાં કૉલમો તિલકની પ્રશંસામાં ચિતરી રહ્યાં છે! છતાં જે સિદ્ધાંતો માટે તિલક સુરતમાં લડયા એજ સિદ્ધાંતો અને એજ આદર્શો વડે તેઓ ખરા "લોકમાન્ય" થઈ શકયા છે.

૧૯૦૭ માં ગુજરાતનું એવું કોઈ શહેર કે ગામડું નહોતું કે જે તિલકનું સ્વાગત કરવાની હિમ્મત બતાવી શકે! અને એકજ દશકા પછીનું ગુજરાત? ૧૯૧૭ માં હોમરૂલ લીગ તરફથી મ્હને "લોકમાન્ય" સાથે ભરૂચ મોકલવામાં આવ્યો હતો, અને એ મુસાફરીમાં સદ્‌ગતની સાથેજ બધો સમય ગાળવાનું મ્હને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એટલે એ સમયનો દેખાવ મ્હેં જાતે અનુભવ્યો હતો. ભરૂચ શહેરની જે વસ્તી છે તેના કરતાં લગભગ સવા દોઢ ગણી સંખ્યામાં ભરૂચની ગલીગલીમાં માણસોની મેદની "તિલક મહારાજ" નાં દર્શન કરવાને ઉભરાઈ જતી હતી. લગભગ ચારેક કલાકે અમે સ્ટેશનથી ઉતારે પહોંચ્યા!

ફૂલોના તો વરસાદ વરસતા હતા! અસંખ્ય પુષ્પહારોથી "લોકમાન્ય"-ને એટલા તો લાદવામાં આવ્યા હતા કે એમના ગળામાંથી ઉતરેલા હારોથી બીજી ઘોડાગાડીઓ ભરચક થઇ ગઈ! મ્હારૂં ન્હાનું શરીર પણ પુષ્પોના હારોથી લગભગ દટાઈ ગયું! અને સાંજે ભાષણ વખતે ભરૂચની બહારના દેખાવનું શું વર્ણન કરૂં? સાગર છલકાય તેમ માનવ જાતિ ત્યાં છલકાતી હતી. "લોક-પ્રભુ"નાં દર્શન કરવાને હજારો માણસોનો મેળો ભરૂચને પાદરે એકઠો મળ્યો હતો. મોટો માંચડો પ્લૅટફૉર્મ તરીકે ઉભો કર્યો હતો. પણ દરેક ક્ષણે માણસોના ભારથી તે માંચડો તૂટું તૂટું થઇ રહ્યો હતો. આ માનવ-સાગરને સંબોધવો કેમ એ "લોકમાન્ય"ને સવાલ થઇ પડયો! મ્હેં મ્હોટામાં મ્હોટો અવાજ લગભગ પોણો કલાક સુધી ખેંચ્યો ત્યારે "લોકમાન્ય"ને સાંભળવા જેટલી શાંતિ ફેલાણી. છતાં "વિભાકર, લોકમાન્યનાં સૌને દર્શન કરાવો દર્શન કરાવો, નહિતર સભા હાથ નહિં રહે"—એવી ગર્જનાઓથી કાનના પડદા ફાટી જતા હતા. પ્લૅટફૉર્મની ચારે બાજુ મહા મહેનતે "લોકમાન્ય" ને ફેરવ્યા ત્યારે કંઇક શાન્તિ થઇ!

આ દેખાવ જોઇને ઉતારે ગયા. અને મ્હેં તિલક મહારાજને શું કહ્યું હશે તે વાચકે કલ્પી લીધુંજ હશે. બહુ નમ્રતાથી મ્હેં લોકમાન્યને કહ્યું: "મહારાજ, ૧૯૦૭ના ડીસેમ્બરની યાદી આપું છું. ગુજરાતીઓ માટે આપે કરેલી કટાક્ષનું સ્મરણ કરાવવા ચાહું છું. કેમ. ગુજરાતને હવે તો શરમાવા જેવું નથી ને?"—લોકમાન્ય આ વખતે ગુજરાત ઉપર ફિદા થઈ ગયા હતા, અને તેથી આ જૂનું સ્મરણ આપવા માટે મ્હારા ઉપર પણ રીઝ્યા થયા! ગુજરાતે મહારાષ્ટ્ર કરતાં પણ વધારે જાગૃતિ દાખવી છે એમ મ્હને ખાત્રી આપી! તેને માટે મિસીસ બેસંટ અને અમો જુવાનિયાઓની ન્હાની ટૂકડીને અંતઃકરણપૂર્વક ભારે ધન્યવાદ આપ્યો. મ્હને શેર એક લોહી ચ્હડયું. ગુજરાત તરફ કદી નહોતી તેવી મમતા થઈ.

૧૯૧૭ માં ગુજરાતમાં ઠેર ઠેર " લોકમાન્ય "ને આમંત્રવામાં આવ્યા. જે ગુજરાત તિલકના નામથી થરથરતું હતું તે ગુજરાત લોકમાન્યનાં પુનિત પગલાંથી પાવન થવાને ઘેલું બન્યું. ગોધરા, સુરત આદિ સ્થળોમાં ભરૂચની માફક લોકમાન્યનાં દેવની માફક પૂજન થયાં. ૧૯૧૭ થી આજ પર્યંત એ પૂજા વધતીજ ચાલી.

ત્યારે શું ૧૯૧૭ ના " તિલક" અને ૧૯૨૦ ના " લોકમાન્ય " તે એકજ વ્યક્તિ નહિ? ના, એજ વ્યક્તિ, એજ ચારિત્ર્ય, એ જ સ્વદેશપ્રીતિ, એજ ભાવનાઓ, એજ તપ અને એજ આત્મત્યાગ. લોકમાન્ય તો સદાયે એના એજ હતા. પણ આપણે બદલાયા. ૧૯૧૭ માં એમનું આત્મ ગૌરવ અને એમના આદર્શો ઓળખવા જેટલી આપણામાં શક્તિ નહોતી. એમના તેજમાં ઉભા રહેવા જેટલી આપણામાં પવિત્રતા નહોતી. એમના તપની આપણને કિમ્મત નહોતી. એક દશકામાં દુઃખના સમુદ્રની છોળોથી આપણી કેટલીક મલિનતા ધોવાઈ ગઇ. આપણો આત્મા ઘણે અંશે શુદ્ધ થયો. ઝંઝાવાતના પહેલા સપાટાથી જે ક્ષોભ ભારતીય દેહને થતો હતો તે ક્ષોભ ધીમે ધીમે અદશ્ય થયો. અંતરાત્મા ઉપર જે અંધી છાઈ હતી તે દૂર થવા લાગી. અને તેથીજ સૂર્યનાં તેજ ઝીલવાને આપણે સમર્થ થયા !

લોકમાન્યના પરલોકવાસ માટે આંસુઓ પાડવાં કે દેશના શિરોમણિને પારખતાં આપણને દશકાઓ લાગે છે એ આપણી હતભાગ્યના ઉપર આંસુઓ પાડવાં?

[ " વીસમી સદી. " જુલાઇ, ૧૯૨૦ ]

## ૯૯

# હિન્દ સ્વરાજ્યને "લાયક" થાય

## દરમિઆન "સરકાર માબાપ" માટે કામકાજની ન્હાની ટીપ.

નામદાર મૉન્ટેગ્યુ તથા લૉર્ડ ચેમ્સફર્ડ હિંદવાસીઓને એકદમ સ્વરાજ્યના શિખર ઉપર મ્હોટો કૂદકો મારવાની ના પાડે છે—અલબત, હિંદના હિતની ખાતરજ. તેમજ બીજા ઍન્ગ્લો–ઇંડિયન હિતૈષીઓ પણ પ્રમાણિકપણે માને છે કે સ્પેશ્યલ કૉન્ગ્રેસ તથા મૉસ્લેમ લીગની માગણીઓ સ્વીકારવામાં આવે તો હિંદના રાજકીય બંધારણમાં પૃથ્વી પ્રલય કરતાં પણ વધારે ગંભીર અને જોખમકારક પરિણામો આવે! વળી બિચારાં કરોડો અબોલ, અભણ, ગરીબ હિંદીઓની જવાબદારી "સરકાર માબાપ" ઉપર છે એટલે એમ એકદમ આ નિરાધાર મેંઢાં જેવાં માણસોને ભૂખ્યા વાઘ જેવા સ્વાર્થી કેળવાયેલા વર્ગના મ્હોડામાં ફેંકવામાં આવે તો જરૂર એ કેળવાયેલા વાઘો ગરીબ બિચારાં બકરાંઓનું ચાવણુંજ કરી જાય, અને અત્યાર સુધી મહા મહેનતે ઍન્ગ્લો–ઇંડિયન રખેવાળોએ જે મેંઢાંઓને પાળી પોષીને ઉછેર્યાં છે તેઓનું નામનિશાન ન રહે! અને છેવટે કરોડો હિંદીઓના જાનમાલનું રક્ષણ તો નિઃસ્વાર્થ ઍન્ગ્લો–ઇંડિયન વેપારીઓ તથા કેટલાક ઉદાર અમલદારો ઉપરજ ટીંગાઇ રહેલું છે એમાં કાંઇ શંકા છે ખરી?

હિંદીઓમાં દેશદાઝ ગમે તેટલી હશે; પરંતુ ઍન્ગ્લો–ઇંડિયન ભાઇઓ જેટલું કાર્યકૌશલ્ય તેઓમાં કદિ પણ આવે તેમ છે ખરૂં? અને એ કાર્યકૌશલ્ય ઉપર તો હિંદના રાજતંત્રનો આખો મદારથ છે. એ કાર્યકૌશલ્યનો વિચાર કરીનેજ લૉર્ડ કર્ઝને પોતાના શ્રીમુખે હિંદના યૂરોપીય વ્યાપારીઓને એક વખત અભિનંદન આપ્યું હતું કે "આપણા સિવિલિયન ભાઇઓ પોતાના કાર્યકૌશલ્યથી હિંદના

રાજતંત્રની લગામ સંભાળે છે, અને તમે યુરોપીય વેપારી ગૃહસ્થો તમારા કાર્યકૌશલ્યથી હિંદનો આર્થિક કસ કહાડી રહ્યા છો, એટલે તમે ઉભય એકસરખી સેવા બજાવી રહ્યા છો!"

હકીકત આમ હોઇને હિંદનું ભવિષ્ય હજુ એકાદ બે સૈકા લૉર્ડ સિડનહામ જેવા "દાના મિત્ર" ના હાથમાં રાખવામાં આવે તો કાંઈ ખોટું નથી. મિસ્ટર વેબ જેવા શાણા અર્થશાસ્ત્રીઓ અને મિસ્ટર હેઇલી જેવા શાણા સૂબેદારો જ્યાંસુધી આપણે ત્યાં મોજુદ છે ત્યાંસુધી હિંદને બિલકુલ આંચ આવવાની નથી. બિચારા નિઃસ્વાર્થ ઍન્ગ્લો-ઇંડિયનો હિંદમાં બ્રિટિશ તત્ત્વ જાળવવાને અને સામ્રાજ્યની સેવા બજાવવાને દોઢ સૈકા સુધી તનતોડ મહેનત કરી રહ્યા છે. તેઓ તમારૂં હિત સાચવવાને, રૈયતનાં માબાપ તરીકે આંસુઓ લૂછવાને, અને ગરમ હિંદમાં સુલેહ અને શાન્તિનું ટાઢું વાતાવરણ ફેલાવવાને યથાશક્તિ યથામતિ પોતાનાં તન મન ધનના ન્યોછાવર કરી રહ્યા છે. તમે જો નકામી ચળવળ અને બેહુદી માગણીઓ નહિ કરતાં સભ્યતાથી, નમ્રતાથી, વિનિત ભાવથી, તેઓની પાસે દિન પ્રતિદિન અરજ ગુજારતા રહેશો તો જાતે દહાડે સૌ સારાં વાનાં થઇ રહેશે. તમારે રોટલાનું કામ છે કે ટપટપનું? સ્વરાજ્ય એ ખોટી "ટપટપ" છે. સુરાજ્ય એટલે ટાઢકું રાજ્ય, એટલે કે જાનમાલની સલામતી સાચવનારૂં રાજ્ય, એ ખરો "રોટલો" છે. સ્વતંત્રતા અને સ્વનિર્માણ એ પ્રેસિડન્ટ વિલ્સનની ખોટી "ટપટપ" છે. "મહેતાજી મારે નહિ ને ભણાવે નહિ" છતાં પોતે ઉંઘે અને નિશાળીઆઓને નિરાંતે ઉંઘવા દે એમાંજ આપણો અને "સરકાર માબાપ" નો "રોટલો" છે એમ લોર્ડ સિડનહામ જેવા મહાન રાજ્યદ્વારી પંડિતોનો અભિપ્રાય છે.

માટે મ્હારો તો મત છે કે મૉડરેટ કૉન્ફરન્સે "ટપટપ" ની વાતો છોડી દઇને બટકું "રોટલો" મળે એવો કાંઇ રસ્તો કરવો

જોઇએ. અને એટલું તો આપણે કબૂલ કરવુંજ પડશે કે જો કે આપણા ટ્રસ્ટીઓ આપણે બાળક હોઇને આપણને "ટપટપ" કરવા નથી દેતા તથાપિ આપણે માગીએ તો આપણને "રોટલો" આપવાની તેઓની ના નથી. માત્ર રીતસર, વિવેકસર, માગવું જોઇએ. માગો એટલે મળ્યુંજ સમજો. મૉડરેટ ભાઇઓનો એ દિશામાં બહુ મીઠો અનુભવ છે. તેઓને પૂછો એટલે તેઓ ખાત્રી આપશે. તેટલા માટે મ્હારી તો મૉડરેટ ભાઇઓને ખાસ અર્જ છે કે તેઓએ દિલ્હી મુકામે અગર **સી**મલાની શીતળ ટેકરી ઉપર ડિસેમ્બરની શીતળ ઋતુમાં એક ખાસ મૉડરેટ શીતળ કોન્ફરન્સ ભરવું અને તેમાં મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજના ઉપર ઉહાપોહ નહિ કરતાં "સરકાર મા બાપ" ને એટલુંજ નમ્રતાપૂર્વક જણાવવું કે:

"ગરીબપરવર! તમે અમને આ દોઢસો વર્ષમાં જે કાંઇ આપ્યું છે તે ઘણું છે. તમે હવે જે આપવા ચાહો છો તે અમારી લાયકાતથી વધારે પડતું છે. માટે મહેરબાની કરીને અમારો સુખનો રોટલો ટાળીને અમને રાજતંત્રની દુઃખની ધુંસરીમાં શા માટે નાંખો છો? વળી નામદાર મૉન્ટેગ્યુ તથા ચેમ્સફર્ડ સાહેબની યોજના જવાબદાર રાજતંત્રની દિશામાં ચોક્સ પ્રગતિ કરનારૂં પગલું છે એટલુંજ નહિ પણ સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર કરતાં પણ એ છોગાં આગળ છે. માટે ખુદાની ખાતર સબૂર કરો! આટલા બધા વેગથી આગળ ન ધપો! અમારે નથી જોઇતું સ્વાતંત્ર્ય કે નથી જોઇતું સ્વનિર્માણ! સુભાન અલ્લા! અમારે વળી સ્વરાજ્યનું શું અથાણું કરવું છે! તમે અમારૂં ઘર સંભાળતા હો તો અમે નિરાંતે સાત મણની તળાઇમાં સૂઇ રહેવાને તૈયાર છીએ. માટે એક વાર ફરીથી એક ન્હાનું સરખું વચન આપો કે તમે અમારાં માબાપ છો અને અમે તમારાં આજ્ઞાંકિત છોરૂ છીએ."

આ જાતનું મેમોરિયલ મૉડરેટો ડ્રાફ્ટ કરીને સરકારને મોકલી દે તો કામ સત્તર આના થઇ જાય. અલબત્ત, હું એમ નથી કહેતો

કે મ્હેં જે ભાષામાં અરજનામું ટૂંકામાં સૂચવ્યું છે તેવી કડક અને જાડી ભાષા વાપરવી. મ્હારી ખાત્રી છે કે મૉડરેટ કૅમ્પમાં ઘણા સારા ડ્રાફ્ટ કરનારાઓ છે, જેવા કે રા૦ સમર્થ, રા૦ સુરેન્દ્રનાથ, રા૦ સેતલવડ, રા૦ ભૂલાભાઈ, વિગેરે. એટલે તેઓ સાહેબો મ્હારા કરતાં વધારે વિવેકવાળી અને મીઠાશભરેલી સુંવાળી ભાષામાં આ વિનતિપત્ર લખી શકશે.

જો આ પ્રમાણે "હોમ રૂલ" ની નવી ઉપાધિમાંથી આપણે મુક્ત થઇ જઇએ તો પછી બહુ કામ બાકી રહેતું નથી. બાકી માત્ર ન્હાનો સરખો કાર્યક્રમ "સરકાર માબાપ" માટે રહે છે. એ કાર્યક્રમની ઉડતી નોંધ નીચે આપી છે તે ઉપરથી જણાશે કે ખરી રીતે હિંદુસ્તાનમાં બહુ સમારકામ બાકી રહેતુંજ નથી. ત્યારે ખુદાવંદ સિવિલિયન સરકાર માટે કામકાજની એ ન્હાની ટીપ આપણે વિચારી જઇએ.

(૧) પ્રથમ તો આ દેશની કેળવણીમાં સહેજ વધારો કરવાનો છે. હિંદમાં વસ્તીના પ્રમાણમાં ૨.૮ ટકા છોકરાં નિશાળે જાય છે તે જરા વધારીને જે બેલ્જિયમ માટે બ્રિટને આ મહાન્ યુદ્ધમાં આટલી બધી લાગણી બતાવી છે તે બેલ્જિયમમાં લડાઈ પહેલાં જે ૧૯ ટકાનું પ્રમાણ હતું તેટલું માત્ર હિંદમાં થઈ જાય તો ઘણું. આપણે તેથી વધારે જોઇતું નથી. અથવા હાલ હિંદનાં છોકરાંઓ નિશાળે જવાને જર્મન છોકરાંઓ જેવાં "નાલાયક" હોય તો પછી પ્રશિયામાં જે ૧૮ ટકા છોકરાંઓ નિશાળે જાય છે તેવું ન્હાનું પ્રમાણ અહિં રાખવામાં આવશે તોપણ ચાલશે.

પ્રાથમિક કેળવણી પાછળ હિંદમાં માણસ દીઠ વાર્ષિક એક આનાનો જબરદસ્ત ખર્ચ "સરકાર માબાપ" ઉઠાવે છે, તે જરા વધારીને અમેરિકા કે જેની રાજ્યપધ્ધિત ઉપર આખું બ્રિટન અત્યારે ફિદા છે તેનું સહેજ અનુકરણ કરીને અમેરિકામાં દર માણસ દીઠ

જેમ પ્રાથમિક કેળવણી પાછળ વાર્ષિક બાર રૂપિયા ખર્ચાય છે તેમ અહિં ખર્ચવાની થોડી તકલીફ "સરકાર માબાપ" લે એમ અમારી ન્હાની સરખી નમ્ર માગણી છે. અને અમેરિકા જેવા સંસ્કારી દેશનું અનુકરણ કરવાને જંગલું હિંદ નાલાયક હોય તો પછી અધમ જર્મનીમાં પ્રાથમિક કેળવણી પાછળ માણસ દીઠ ૫ રૂપિયા ૨ આનાની નજીવી રકમ ખર્ચાય છે તે નજીવી રકમ જર્મની કરતાં આ ઓછા અધમ દેશમાં ખર્ચવાની " સરકાર માબાપ " મહેરબાની કરી શકે છે. મફત અને ફરજિયાત કેળવણી ઑસ્ટ્રિયા–હંગરી તથા બલ્ગેરિયામાં પણ છે, તો પછી હિંદને ઑસ્ટ્રિયા–હંગરી તથા બલ્ગેરિયાથી પણ નાલાયક અને નીચું માનવામાં નહિ આવે એમ આશા છે. તેથી લગરીક એ દિશામા સરકારનું ધ્યાન ખેંચવાની આપણે રજા લઇશું.

કેળવણીની બાબતમાં એક છેલ્લું ન્હાનું સરખું કામ સરકારને સૂચવીને આ પ્રકરણ ખત્તમ કરીશું. અમેરિકાના સીદીઓમાં દસ વર્ષની ઉપરના ૩૫ ટકા શખ્સો વાંચી લખી શકતા નથી, હિંદુસ્તાનમાં માત્ર ૯૨.૫ ટકા જ વાંચી લખી શકતા નથી. અમેરિકાના સીદીઓ જેટલા હિંદીઓ વાંચી લખી શકે એવી વ્યવસ્થા જરા થઇ જાય તો હાલ એકાદ જમાનો સુખે દુઃખે ચલાવી લેવાય. વળી આગળ ઉપર હિંદની "લાયકાત"ની પરીક્ષા લીધા પછી રૉયલ કમિશન આગળ વધવાનું કે પાછળ હટવાનું સૂચવે તે રીતે થઇ રહેશે.

(૨) કેટલાક મૂર્ખ હિંદી અર્થશાસ્ત્રીઓ હિંદને ગરીબ માને છે, પરંતુ જેઓને હિંદનો કસ કહાડતાં આવડે છે તેઓ તો હિંદને કાચું સોનું માને છે. આ બાબતમાં યૂરોપીય વેપારીઓનોજ અભિપ્રાય સાચો જણાય છે. છતાં ઠગારૂં હિંદ દર વર્ષે દર માણસ દીઠ માત્ર પોણાચાર રૂપિયાનોજ કર આપે છે. ફ્રાન્સ દર વર્ષે માણસ દીઠ ૭૫ રૂપિયાનો કર આપે છે. બિચારૂં ગરીબ બેલ્જિયમ પણ ૬૦ રૂપિયાનો વાર્ષિક કર આપતું હતું. અને જેના ઉપર બ્રિટિશ સામ્રાજ્યનો બધો

ભાર છે તે યુનાઇટેડ કિંગડમ પણ લગભગ ૬૨ રૂપિયાનો કર આપે છે. તો પછી યુનાઈટેડ કિંગડમ જેટલાં મહેસૂલ તો હિંદે આપવીજ જોઇએ કે નહિ? સામ્રાજ્યના લાભ બધા ભોગવવા અને મહેસૂલ બરાબર ન આપવી તે ચાલે કે? છતાં હિંદ પોણાચાર રૂપિયાજ કેમ આપતું હશે? શકિત નહિ હોય? ખોટી વાત! શક્તિ છે પણ પોતાની શક્તિ તે છૂપાવે છે! તેથી સિવિલિયન સરકારને જરા એટલીજ વિનંતિ કરવાની કે હિંદ પાસેથી પણ મહેસૂલના માણસ દીઠ દર વર્ષે ૬૦ રૂપિયા ઓછામાં ઓછા લેવા. લોકો શક્તિ છૂપાવતા હોય તો તેઓને દંડીને મહેસૂલ ઉઘરાવવી. કદાચ દૈવયોગે ન કરે નારાયણ ને એટલી મહેસૂલ આપવાની શક્તિ ન હોય તો પછી સહેજ મહેનત લઇને "સરકાર માબાપે" તેઓની શક્તિ ખીલવવી. એમાં કાંઇ બહુ મ્હોટી વાત નથી. માત્ર ખેડુતો વિગેરેના ખીસામાં પોણાચાર રૂપિયાને બદલે દસ દસ રૂપિયાની નોટના છ ન્હાના ટૂકડા દરવર્ષે પડી જાય એવી થોડી સગવડ થઇ જાય તો મૂર્ખ રૈયત સરકારની કંઇક જીવ જેવી સેવા કરવાને "લાયક" થાય.

આ બાબતમાં આપણો બહુ આગ્રહ નથી. આ તો હિંદી સરકારની મહેસૂલ બધા સુધરેલા તેમજ જંગલી દેશોથી પ્રમાણમાં ઓછી જોઈને જરા જીવ બળે છે.

(૩) ઉપરનાં બે ન્હાનાં કામોથી "સરકાર માબાપ" પરવારે તો એક બે "પરચુટણ બાબતો" તરફ ધ્યાન ખેંચી શકાય. દાખલા તરીકે, બ્રિટીશ સામ્રાજ્યનાં બધાં બાળકો એકસરખાં સુખ-શાન્તિ ભોગવે એમ દરેકે દરેક વફાદાર સામ્રાજ્યવાદી ચાહે છે. તેથી ઇંગ્લંડ તથા ઑસ્ટ્રેલિયાના દરેક શહેરી દીઠ વાર્ષિક આમદાની જેટલી હિંદની આમદાની થઈ જાય તો સામ્રાજ્યની બહારની પ્રજાઓ આપણી ખોટી ટીકા ન કરી શકે. હિંદને ખાસ પૈસાનો લોભ કે મોહ નથી. અમે તો ચુસ્ત માયાવાદિઓ છીએ, છતાં દુનિઆદારીમાં રહેવું

એટલે ઇંગ્લંડ અને ઑસ્ટ્રેલિયાની માણુસ દીઠ વાર્ષિક આવક ૬૦૦ રૂપિયા હોય અને હિંદની ૩૦ રૂપયા હોય તેથી કોઇ દિવસે કોઇ ટકોર તો કરે ને ?

હિંદની ગરીબી માટે જવાબદાર તો હિંદ પોતેજ છે. તેમાં નથી દોષ રાજતંત્રનો કે નથી ગલતી યુરોપીય વેપારી બંધુઓની. છતાં આળસુ હિંદ જરા કામે લાગે અને ઉડાઉ હિંદી પ્રજા જરા પૈસો ભેળો કરી શકે એવી કંઇક તજવીજ પાંચ પચાસ વરસમાં થઇ નહિ શકે ? કામ બહુ મ્હોટું નથી. ઑસ્ટ્રેલિયા અને હિંદ વચ્ચે થોડીજ મઝલ કાપવાની છે. "કુચ્છ પરવા નહીં" પદ્ધતિએ ચાલીશું તો પણ વહેલી મોડી ખેપ પૂરી થયા વિના રહેવાની નથી. તેથી બેચાર ઇંડસ્ટ્રિયલ કમીશનો ભરીને જરા આગળ "ચાલવા" ના નિર્ણય ઉપર સરકાર આવે તો મહેરબાની.

અલબત્ત, ઇંગ્લંડમાં માણુસ દીઠ જે ૪૫૦૦ રૂપિયાની મુડી ગણાય છે અને ઑસ્ટ્રેલિયામાં ૫૫૫૦ રૂપિયાની મુડી ગણાય છે તેટલી મુડી માણુસ દીઠ હિંદમાં થઇ જાય તો પછી "કુચ્છ પરવા નહીં." તેથી હિંદની માણુસ દીઠ ૧૪૨. ૧૨ રૂપિયાની મુડીને માત્ર ત્રીસેક ગણી કરી શકાય એવા પગલાં જ્યારે લેવાં ઘટે ત્યારે લઇ લેવાની ગરીબપરવરને અમારી બે હાથ જોડીને અર્જ છે.

(૪) જીવવું મરવું એ પ્રભુના હાથની વાત છે, એમાં માણુસનું કાંઈ ચાલતું નથી. ડાક્ટરો કહે છે કે કેળવણી, સ્વચ્છતા, પોષણ, સાધન સંપત્તિ, વિગેરે ઉપર માણસની તનદુરસ્તીનો ઘણો આધાર છે. પણ એ ડાક્ટરોની ખોટી ડંફાસ છે. તત્ત્વજ્ઞાનીઓ કદિ પણ એવી નાસ્તિક માન્યતા ધરાવી નહિ શકે. આનંદની વાત છે કે એ બાબતમાં હિંદી સરકાર ચુસ્ત તત્વજ્ઞાની છે. હિંદુસ્તાનમાં દર હજારે મરણ પ્રમાણ ૩૦ નું, ઇંગ્લંડમાં ૧૪ નું, અને ન્યુઝીલૅન્ડમાં ૨૦ નું, એ બધા કુદરતના ખેલ છે. તેવીજ રીતે હિંદમાં સ્ત્રી પુરુ-

પોના આયુષ્યની સરેરાસ ૨૨.૫૯ અને ૨૨.૩૧ છે અને ઇંગ્લંડમાં ૪૬.૪ અને ૫૦.૨ છે, તે પણ કુદરતનીજ માયા છે. છતાં સંસાર એવો નઠારો છે કે જ્યાં કુંચી કુદરતના હાથમાં હોય છે ત્યાં પણ કેટલાક ચુગલીખોરો ભલાં માણસોનો દોષ કહાડે છે.

અલબત્ત, મુંબઇની ગંધાતી અંધારી ખોલીઓમાં લોકો ખદબદે કે સીમલાના સરકારી મહેલના આરામબાગમાં ઝુલે તોપણ મરવાના હશે તે મરશે અને જીવવાના હશે તે જીવશે. શું કોઇ ખેડુત દુષ્કાળમાં મરણ પામે છે તે ખોરાકની ખામીએ મરે છે ? શું ઠંડીમાં કંપતા ભિખારીઓ વસ્ત્રને અભાવે મરણ શરણ થાય છે ? શું ગરીબ મજૂરો ગંદી ચાલીઓની હવાથી લાંબુ આયુષ્ય ભોગવી નથી શકતા?–જો આમ કોઇ માનતું હોય તો તે ખાંડ ખાય છે, જીવન મરણ એ તો ઇશ્વરની લીલા છે–માયાના ખેલ છે–જૂઠી મોહજાળ છે. એમાં માણસનું ગજું શું ? છતાં નાસ્તિકો ધર્મપરાયણ સિવિલિયન ભાઇઓ ઉપર દોષનો ખોટો ટોપલો ન મૂકે તેટલા માટે નીચે પ્રમાણે સહેજ વ્યવસ્થા થઇ જાય તો સરકારની એટલી જવાબદારી ઓછી. પ્રથમ તો એવી એક ન્હાની સગવડ કરી દેવી કે કોઇપણ હિંદી પ્રમાણુક ઉદ્યમને અભાવે ભિખ ન માગે. ઉપરાંત, પેટપૂરતું ખાવાનું, ટાઢ તડકામાંથી બચી શકે તેટલું પહેરવા ઓઢવાનું અને પ્રાણ ટકી શકે તેટલી ખુલ્લી હવામાં રહેવાનું, દરેક દરેક શહેરીને મળે એવી લગરીક વ્યવસ્થા થવી જોઈએ.

પછી દરેકને ડાકટરી મદદ નહિ મળે તો ચાલશે. દરેકને ફરવા હરવાનું નહિ મળે તો પણ વાંધો નથી. દરેકને થોડો આરામનો વખત નહિ હોય તોયે " કુચ્છ પરવા નહીં ". અને કદાચ દરેક જણ વાંચી લખી નહિ શકે તો પણ પછી જીવન–મરણ તથા તનદુરસ્તીની બાબતમાં " સરકાર માબાપ " નો દોષ કોઇપણ કહાડી નહિ શકે.

આપણી ખાત્રી છે કે આટલી મોટી જવાબદારી માત્ર ઉપર

દર્શાવેલી એ ત્રણ ન્હાની સગવડો કરવાથીજ પતી જતી હોવાથી શાણી સરકાર એ તરફ જરૂર પોતાનું લક્ષ દોડાવશે.

(૫) હવે આ કામો સાથે એક બે ન્હાનાં પેટાકામો છે તે તો જરૂર આપણી કાર્યકુશલ સરકાર ઘડીના છઠ્ઠા ભાગમાં પતાવી દેશે. નામદાર મૉન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડ વ્યાજબી રીતે જણાવે છે કે હિંદમાં પ્રજાકીય પ્રતિનિધિઓ ચૂંટવા માટે મત આપનારાં પૂરતાં પ્રજાકીય મંડળો નથી; અને લૉર્ડ સિડનહામ, મદ્રાસ મેલ, "પાયોનિયર" મૉર્નિંગ પોસ્ટ, વિગેરે રાજ્યદ્વારી ઉસ્તાદોનો મજબૂત અભિપ્રાય છે કે એવો મત આપવા માટે હિંદની પ્રજા લાયકજ નથી.

કેટલાક મૉડરેટ હિંદીઓનો પણ એવોજ અભિપ્રાય છે કે એવી પ્રજાકીય ચુંટણી કરવા માટે અજાણ જંગલી હિંદી પ્રજા નાલાયક છે. આ મ્હોટા રાજ્યનીતિજ્ઞો આમ કહે છે એટલે હકીકત એમ હોવીજ જોઇએ. તેથી એ "લાયકાત" હિંદી પ્રજામાં આવે એવી જરા વ્યવસ્થા કરવાને "સરકાર માબાપ" મહેરબાની કરશે ? અલબત્ત. એ લાયકાત તો હાલમાં જે રાજ્યતંત્રની પદ્ધતિ છે તે માર્ગેજ આવી શકશે. હિંદી પ્રજાની રાજદ્વારી કેળવણી તો "સરકાર માબાપ" નાં સર્વ કાર્યો માટે જાહેર પસંદગી બતાવવામાં અને "ચાંદે ચાંદ" કહેવામાંજ પ્રાપ્ત કરી શકાશે. ખાસ કરીને મૉડરેટ કૉન્ફરન્સો, અ-બ્રાહ્મણ પરિષદો, માનચાંદના મેળાવડાઓ, વફાદારીનાં સરઘસો, વિગેરે મંડળોમાં રાજદ્વારી જ્ઞાનનો બહોળો વિકાસ થઈ શકે છે, તેથી આ પદ્ધતિનો હજુ પણ વધારે બહોળો ફેલાવો કરવામાં આવે તો લોકો ઝડપથી રાજનીતિમાં પારંગત થઇ જાય.

હોમરૂલ લીગની સભાઓ, કૉન્ગ્રેસ, મૉસ્લમ લીગ, પ્રાન્તિક કૉન્ફરન્સો, વગેરે ખોટા તમાશા છે. તેમાં ખરૂં રાજ્યદ્વારી જ્ઞાન મળી શકતું નથી. તેમાં લોકોની રાજ્યદ્વારી બુધ્ધિની ખીલવણી થઇ શકતી નથી. તેમાં પ્રજાકીય ભાવનાઓ પોષાતી નથી. તેમાં જવાબદાર

રાજ્યતંત્ર માટેની લાયકાત મેળવી શકાતી નથી. તેમાં બુધ્ધિપૂર્વક મત આપવાની જવાબદારી ઉઠાવી શકાતી નથી.

તેથી કૉન્ગ્રેસ હોમરૂલ લીગ આદિ સંસ્થાઓ સંકેલી લેવાનો ઠરાવ ઇમ્પીરિયલ કૌંસિલમાં પસાર થવો જોઇએ, અને લોકોના રાજ્યદ્વારી કેળવણીનો નવો સફો શરૂ કરવા માટે ઍંગ્લો-ઇંડિયન મંડળો મૉડરેટ કૉન્ફરન્સો, અને નવા આવતા તથા જૂના સિધાવતા ન્હાના મ્હોટા અમલદારોને માનપત્ર આપવાના મેળાવડાઓનું કાર્ય ધમધોકાર આગળ વધારવું જોઇએ. એ સર્વ કાર્ય કેમ ફત્તેહમંદ ઉતારવું તે "સરકાર માબાપ" ને કહેવું પડે તેમ નથી. મુદ્દો માત્ર એટલોજ કે હિંદી પ્રજા મત આપવાને લાયક થાય અને રાજ્યદ્વારી કેળવણી ગ્રહણ કરી શકે એવી ન્હાની સરખી યોજના ઍન્ગ્લો-ઇંડિયન અમલદારો, વેપારીઓ, અબ્રાહ્મણો અને મૉડરેટ મહાશયોની મદદથી થઈ જાય તો પછી રાજ્યદ્વારી હક્કો અને જવાબદાર રાજ્યતંત્ર હિંદી પ્રજાના હાથમાં મૂકતાં હિંદના હિતૈષીઓને સંકોચ ન થાય. અલબત્ત, ૧૫૦ વર્ષના પ્રયત્ન પછી પણ આ હિતૈષીઓના અભિપ્રાય પ્રમાણે હિંદે હજુ જવાબદાર રાજ્યતંત્ર ચલાવવાની લાયકાતનો કક્કો પણ નથી ઘૂંટયો. પણ આ દોઢસો વર્ષમાં જે ઝડપે આ રાજ્યદ્વારી કેળવણીનું કામ આગળ વધે જાય છે તે ઝડપ જો બરાબર કાયમ રહેશે તો બીજાં દોઢસો વર્ષમાં બહુ સંતોષકારક પ્રગતિ થઈ શકશે.

(૬) હિંદ પ્રજાકીય રાજતંત્રને ખાસ નાલાયક એટલા માટે છે કે હિંદમાં સેંકડો જ્ઞાતિઓ, પંથો, ધર્મો, તડાઓ, વિગેરે ઘર કરી રહેલ છે, એમ કેટલાક મહાન્ ઍંગ્લો-ઇંડિયન સમાજશાસ્ત્રીઓ કહી રહ્યા છે. અને કેટલાક સમાજશાસ્ત્રના ખેરખાંઓ તો ત્યાં સુધી માને છે કે જે દેશમાં આટલા વિભાગો અને આટલા પરસ્પર વિરોધો છે તે દેશ કદિ પણ સ્વરાજ્યને લાયક થઈ શકશેજ નહિ, અને તેવા દેશે તો એકાદ મન્વંતર સુધી યૂરોપીય મુરબ્બીવટ નીચેજ પોતાનો

ગુજારો કરવો પડશે. કારણુ સાફ છે. યુરોપમાં નથી જાતીય ભેદ કે નથી વર્ગીય ભેદ. પશ્ચિમમાં તો સૌ એકજ પ્રભુનાં બાળક છે. ત્યાં નથી ટંટાઓ કે નથી લડાઇઓ, ત્યાં નથી સામાજિક વિરોધો કે સાંસારિક કલહો. ત્યાં તો વાઘ અને બકરી એકજ આરે પાણી પીએ છે. અલબત્ત, લંડનના "ઇસ્ટ એન્ડ" માં રહેનારાંઓ ગંધાતી બખોલોમાં સડે છે અને "વેસ્ટ એન્ડ" નાં રહીશો મહાલયોમાં મ્હાલે છે, પરંતુ તેમાં કાંઈ જ્ઞાતિભેદ નથી. અલબત્ત, એક હિંદુ જ્ઞાતિમાં તવંગરમાં તવંગર પુરૂષ ગરીબમાં ગરીબ કુટુમ્બની છોકરી સાથે પરણી શકે છે, પરંતુ છેવટે તેનું નામ તો જ્ઞાતિજ ને? અલબત્ત, પશ્ચિમમાં કારખાનાંવાળાઓ અને કામદાર વર્ગ વચ્ચે કાયમની જાદવાસ્થળી સળગેલી રહે છે, પણ તેને કાંઇ જ્ઞાતિકલહ કહી શકાશે ખરો? ભલે સર્વ હિંદીઓની રાષ્ટ્રીય ભાવના એક હોય છતાં છેવટે મુસલમાનો તે મુસલમાનો અને હિંદુઓ તે હિંદુઓ, ડાક્ટર નાયર તે નાયર અને વેલ્બી સાહેબ તે વેલ્બી સાહેબ! ભલે આખા યુરોપમાં લાખો માનવીઓના ખૂનની નદીઓ વહેતી હોય, છતાં એ ખૂનની નદીઓ જ્ઞાતિકંકાસને લીધે છે એમ કોઇ સાબીત કરી શકશે?

અને દુનિઆમાં મ્હોટામાં મ્હોટી નાલાયકી તે કોઈપણ જ્ઞાતિમાં હોવું તેજ છે. શંકા હોય તો વિચારી જુઓ કે કદિ પણ રાજ્યકારભાર હિંદીઓએ ચલાવ્યા છે ખરા! હિંદીઓએ કદિ પણ પ્રજાકીય રાજતંત્રનાં દર્શન કર્યાં છે ખરાં? હિંદીઓએ આખા ભવમાં સ્વતંત્રતા અને સ્વનિર્માણનાં સ્વપ્ન પણ બાંધ્યાં છે ખરાં? અને શા માટે નહિ? કારણુ કે હિંદમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ, પંથો, તથા ધર્મોની હયાતી છે. તેટલા માટે ખુદાવંદ સરકારે આ ન્હાનું સરખું કામ હાથમાં ધરવાનું છે. સમાજસમીકરણ એ કાંઇ મ્હોટી વાત નથી. તેમાં કાંઇ પ્રજાકીય રાજ્યતંત્રની જરૂર નથી. હિંદના જ્ઞાતીય ભેદો દૂર થાય, હિંદના સાંસારિક કલહોનો અંત આવે, બ્રાહ્મણો અને અબ્રાહ્મણો લડતા બંધ રહે, અને છેવટે ડાક્ટર નાયર તથા શ્રીયુત શાસ્ત્રીની

એકતાનતા થઈ જાય, એવા રસ્તા શોધી કહાડવા એ સરકાર માટે બહુ મ્હોટી વાત નથી. તેમાં પ્રજાની મદદની જરાયે જરૂર નથી. મી. પટેલે લગ્નના ખરડાઓ સૂચવવાની પણ જરૂર નથી. સરકારના હાથ મ્હોટા છે. તેઓ ધારે તે કરવાને સમર્થ છે. સમાજસમીકરણ કે પ્રજાનું નવીકરણ કાંઇ ચળવળથી નથી થતું, કેળવણીથી નથી થતું, જવાબદાર રાજ્યબંધારણથી નથી થતું, પરંતુ કાયદાથી થઇ શકે છે, સરકારના હુકમથી થઈ શકે છે, "સરકાર માબાપ" ની મીઠી નજરથી થઇ શકે છે. એટલે સરકાર ધારે તો આ ન્હાનું કામ કાંઇ વિસાતમાં નથી.

(૭) એક ન્હાની વાત જરા ભૂલમાં રહી ગઈ. હિંદમાં લગભગ ૧૭૧૦ લાખ એકર જમીન ખેડી શકાય તેવી છે છતાં હાલ ખેડયા વિનાની પડી રહી છે. કાં તો આટલી જમીન ભૂલમાં ખેડયા વિનાની રહી ગઇ હશે અથવા તો બેવકૂફ ખેડુતોના આળસને લીધે હશે; પરંતુ કદાચ કોઇ મૂર્ખ ટીકાકાર પાણીની નહેરોની ખામીનું કારણ ન બતાવે એટલા માટે જેમ આ દોઢસો વર્ષના અરસામાં હાલ ૪૭૦ લાખ એકર જમીન માટે પાણીની નહેરોની સગવડ જોવામાં આવે છે તેમ આ ૧૭૧૦ લાખ એકર જમીન માટે પણ સગવડ થઇ જાય તો પછી કોઇ દુષ્ટો સરકારની સામે દૂધમાંથી પૂરા કહાડી ન શકે.

એક બીજી ન્હાનકડી વાત. હિંદમાં એકર દીઠ ઘઉંની સરેરાસ ઉપજ ૯ થી ૧૨ બુશલ છે. આ ઉપજને સહેજ વધારીને પ્રશિઆમાં જેમ એકર દીઠ ૪૦ બુશલ ઉપજ છે તેટલી ઉપજ સુધી લઇ જાય તો ખેડુતોને બિચારાઓને જરા રાહત મળે અને સરકાર માબાપની મહેસૂલમાં પણ થોડો વધારો થાય. પ્રશિઆ આપણું દુશ્મન હોઇને તેનું અનુકરણ કરવા ઇચ્છા ન હોય તો પછી સ્કૉટલાંડની એકર દિઠ ૩૯ બુશલની સરેરાશ પણ ચાલશે.

આ ઉપરાંત ખેડુતોનાં છોકરાંઓ તથા ઢોરોનો બચાવ થાય, ગામડાંઓમાં સરસ્વતી દેવીનાં ન્હાનકડાં મંદિરો બંધાય, ગામડાંઓમાંથી

ધૂળના ઢગલાઓ ઓછા થઇ નહેરોનાં નીર વહેતાં થાય, જંગલી ખેડુતોને જરા સુધરેલા સાહેબોની સંસ્કૃતિનો અનુભવ મળે–એવી એવી ન્હાની સગવડો તો સરકાર જરૂર કરી આપશે જ.

(૮) છેવટમાં ખેડુતનાં દુ:ખો, રેલ્વે અને સ્ટીમરોમાં મુસાફરી કરનારાંઓનાં દુ:ખો, મજૂરોનાં દુ:ખો, નોકરિયાતોનાં દુ:ખો, અત્યંજ વર્ગનાં દુ:ખો, ભૂખમરાથી પીડાતી પ્રજાનાં દુ:ખો, દર્દોમાં રીબાતાં શહેરીઓનાં દુ:ખો, જ્ઞાતિઓનાં દુ:ખો, ધર્મપંથોનાં દુ:ખો, એ સર્વ દુ:ખપરંપરાની ટીપ બહુ મ્હોટી નથી. એમાંનાં કેટલાંક દુ:ખો ખરી રીતે દુ:ખ નથી, પણ સરકારની આધ્યાત્મિક દૃષ્ટિથી સુખ છે. જે સાચાં દુ:ખ છે તે તો તમે સર્વ સ્વરાજ્યને લાયક થશો તે પહેલાં જરૂર નિર્મૂલ થઇ જશે; અને દુ:ખ નિર્મૂલ થયાં તો પછી તમારે સ્વરાજ્ય જોઈએ શા માટે ?

[ "હિન્દુસ્થાન" દીપોત્સવી અંક, સં. ૧૯૭૪, નવેમ્બર ૧૯૧૮. ]



## ૧૦૦

# સ્વરાજ્ય સમારંભ.



આજે કૉન્ગ્રેસને દફતરે એક કરોડ સ્વરાજ્યવાદીઓ નોંધાઇ ચૂક્યા છે. દારૂનાં તમામ પીઠાંઓ બંધ થયાં છે. એક કરોડથીયે અદકી રકમ તિલક સ્વરાજ્ય ફંડમાં જમા થઈ ચૂકી છે. ૨૦ લાખથીયે વધારે ચરખા દિવસ રાત ફરી રહ્યા છે. અસંખ્ય પરદેશી કપડાંઓની હુતાશની પ્રકટી રહી છે. સરકારી લશ્કર કરતાં ઘણી ગંજાવર સંખ્યામાં અસહકારીઓ ખાદીના યુનિફૉર્મમાં અહિં તહિં ફરી રહ્યા છે. વેપારીઓએ પરદેશી માલનો બહિષ્કાર કરવાનાં પ્રતિજ્ઞાપત્રો ઉપર સહીઓ કરી દીધી છે. સ્પર્શ્યાસ્પર્શ્યના ભેદભાવનો વિલય થયો છે. દેશના ચુનંદા, બુદ્ધિમાન, નવજુવાનોથી સરકારી જેલખાનાંઓ ભરાઈ ગયાં છે. સરકારી શાળાઓ હચમચી ગઇ છે. સરકારી શિક્ષણપદ્ધતિની અસંખ્ય ખામીઓ પ્રજાને હૈયે કોતરાઈ ચૂકી છે. પાશ્ચાત્ય સુધારાનું પાખંડ પ્રકાશમાં મૂકાઇ ગયું છે. વકીલો અને બૅરિસ્ટરોની પ્રતિષ્ઠા હિન્દના રાજ્યદ્વારી પ્રકરણમાં હતી ન હતી થઈ છે. ટુંકામાં સ્વરાજ્ય-યજ્ઞ અર્થે કરવાનાં સર્વ ત્યાગ અને તપશ્ચર્યા કરાઇ ચૂક્યાં છે. સ્વરાજ્ય-સાધના હવે સમ્પૂર્ણ થઇ છે. આજે તો સ્વરાજ્ય-પ્રતિમાની પ્રાણપ્રતિષ્ઠા છે. **આજે તો સ્વરાજ્ય સમારંભ છે.**

**એ પ્રતિષ્ઠાપનને શુભ અવસરે—એ સમારંભના મંગલ ચોઘડિયે** કોઇ પૂછશો નહિ કે પંજાબનો સીતમ ગુજારનારાઓને યોગ્ય નસિયત **મળી ચૂકી યા નહિ! ખીલાફતના અન્યાયનો સવાલ આ પ્રસંગે કોઇ યાદ કરશો નહિ! હિંદનાં કારાગૃહોમાં કરમાઈ જતાં હિંદનાં આશા-પુષ્પોને હિંદની સ્વાધીનતાની આબ હવા લેવાનો ક્યારે અધિકાર પ્રાપ્ત થશે એ સંશય ઉરે ધરશો નહિ! સીતમગાર કાયદાઓ, એ**

જંગલી કાયદાઓને રચનારૂં એકહથ્થુ રાજતંત્ર, એ પોકલ રાજતંત્રને નિભાવનારૂં સ્વાર્થી સામ્રાજ્ય, અને એ દાંભિક સામ્રાજ્યની સ્હેમાં તણાતું મુડદાલ વિશ્વપ્રજામંડળ—આ સર્વને ઉથલાવીને માનવ જાતિને જીવવા લાયક કોઇ નવીન સૃષ્ટિ ઉત્પન્ન કરવા જેટલી સ્વાધીનતા હિંદને હસ્તગત થઇ કે નહિ તેવો પ્રશ્ન ઉઠાવવાની કોઇ અશ્રદ્ધા દાખવશો નહિં! આર્ય સંસ્કૃતિનો પ્રકાશ દુનિઆના ખંડે ખંડે પહોંચાડવાની તાકાત આપણામાં આવી કે નહિ એની આશંકા આ પળે કોઇ કરશો નહિ! કારણ કે **આજે તો સ્વરાજ્ય સમારંભ છે!**

વિઠ્ઠલભાઇ સાહેબ, તમે પણ તમારી મર્મસ્પર્શી કસોટીઓને અત્યારે તો અંતરમાંજ શમાવજો! આપણાં નાણાંની વ્યવસ્થા આપણા હાથમાં રાખવાનો અત્યારે લોભ બતાવશો નહિ! કાયદાઓ ઘડવા અને રદ કરવાનો અધિકાર મેળવવાની મહેચ્છામાં હાલ તણાશો નહિ! લશ્કરી ખર્ચની ચાવી તમારા સ્વાધીનમાં લેવાની લોલુપતા દાખવશો નહિ! બ્રિટિશ સંસ્થાનોમાં હિંદનો મોભો સ્થાપિત કરવાની મહત્ત્વાકાંક્ષા પર મરી ફીટશો નહિ! હિન્દનાં કામદારોની કારીગરી, હિન્દના ઉદ્યોગોની રિદ્ધિસિદ્ધિ, અને હિંદના વ્યાપારની સ્વતંત્રતા રક્ષવાની રાજસત્તાથી રાચશો નહિ! કારણ કે **આજે તો સ્વરાજ સમારંભ છે.**

અલ્લી બિરાદરો! ખામોશ! ઇસ્લામી દુનિયામાં ઇસ્લામની આણ વર્તાવવાની વાત હાલ મોકુફ કરો! આરબ સ્વતંત્રતા, તુર્કી ધર્મસત્તા, અને એશિયાઇ આઝાદીનાં તમારાં સ્વપ્નાંઓ પર હાલ પડદો નાંખો! ખ્રિસ્તી રાજસત્તા નીચે દબેલી ઇસ્લામી કમજોરીમાં તાકાત ફુંકવાની તકલીફ ન [illegible] ગ્રીક ધસારાથી, યહુદી આક્રમણથી, કે આર્મિનિનિયન સરસાઇથી ન ચોંકો! હિંદ સિવાય સારી દુનિઆની પ્રજાઓનું પ્રતિનિધિ મંડળ ઇસ્લામ, હિન્દ અને એશિયાની આઝાદીને જીંદગી બક્ષવી કે નહિ, તેનો ફેંસલો કરવાને ઇસ્તંબુલના રાજમહેલમાં એકઠું થયું છે. તેમાં તમારી હાજરી, તમારો અવાજ, તમારો અધિકાર,

તમારી સત્તા, અજમાવવાની અધીરાઇ કે અશાન્તિ ન બતાવો! ખામોશ! બિરાદરો! **આજે સ્વરાજ સમારંભ છે.**

સ્થૂલ સ્વરાજ્યના સ્થૂલ સ્વરૂપની આજે કોઇ વાતો કરશો નહિ! આધ્યાત્મિક સ્વરાજની સૂક્ષ્મતાને જડ સંસારના મોહથી કે રાજસત્તાની માયાથી માપશો નહિ! કૉન્ગ્રેસનાં વ્યાખ્યાન પીઠ ઉપર પસાર થયેલાં પ્રોગ્રામોના શબ્દાર્થ અસહકારીઓની આંખોમાં કોઇ ફેંકશો નહિ! શયતાનયત ઉપર ચાલી રહેલી સલ્તનતની જડ ઉખેડી નાંખવાના સંકલ્પોને કોઈ યાદ કરશો નહિ! સ્વરાજ્યની વ્યાખ્યા, સ્વરાજયસિદ્ધિની સાધના અને સામગ્રી, સ્વરાજ્ય-ધ્યેય, અને સ્વરાજયમાં સામ્રાજ્યના સ્થાનનો નિર્માલ્ય ચર્ચામાં કોઇ ઉતરશો નહિ! કારણ **આજે સ્વરાજ સમારંભ છે.**

આહા ત્યારે સ્વરાજ્ય તમારી હથેળીમાં છે એ આધ્યાત્મિક મંત્ર જાણ્યા પછી સ્વરાજ્ય સાધનાના સંશયાત્મક માર્ગે કોઇ ગબડશો નહિ! આધ્યાત્મિક તૈયારી થઈ રહ્યા પછી રાજ્યદ્વારી બાનતૈયારીનાં રોદણાં કોઇ રડશો નહિ! ઓછામાં ઓછા એક કરોડ આદમીઓ સ્વદેશ ખાતર પોતાનું સર્વસ્વ આપવા તત્પર ન હોય તોયે એટલાં માનવીઓ સ્વરાજ્યના સાચા સિપાહીઓ છે એ વિષે દિલમાં યત્કિંચિત્ સંદેહ ધરશો નહિ! આમાં કદિ કદિ રાગદ્વેષ, ઇર્ષ્યા, અસૂયા, નિર્માલ્ય સરસાઈઓ, સેવા કરતાં સરદારી મેળવવાની પેરવીઓ, અને લોકસેવાને બહાને સૂક્ષ્મ પાખંડો, દૃષ્ટિગોચર થાય તેથી યુદ્ધની આધ્યાત્મિક જીતમાં ઉણપ આવેલી ગણશો નહિ! પ્રજાકીય રાજતંત્રની પ્રાપ્તિને દિવસે ગરીબ અને તવંગર, ઉંચા અને નીચા, અમીર અને મુફલીસ, માલેક મોટરવાલા અને મોટર હાંકનારા, વિગેરે વચ્ચેનો ભેદ ન ભૂલાય તો તેથી સ્વરાજ્યની સ્વાધીનતાને ઉતારી પાડશો નહિ! ૩૩ કરોડ દેવતાઓ બનાવવાની પ્રતિજ્ઞા શું પૂરી થઇ?—એવો નિરાશાજનક પ્રશ્ન કરશો નહિ! કારણ **આજ સ્વરાજ્ય સમારંભ છે!**

સહકારીઓને તરછોડશો નહિ કારણ એઓ પણ પ્રજાનાયકો હતા અને સ્વદેશસેવકો છે: પરદેશીઓને તિરસ્કારશો નહિ કારણ કે આપણે મનુષ્યો સામે યુદ્ધ નથી, મનુષ્યની કૃતિઓ સામે ઝુંબેસ છે! અંત્યજોના અસ્પૃશ્યત્વને એકજ આધ્યાત્મિક અંજલિથી ધોઇ નાંખજો, નહિતર સ્વરાજ્યની ઇમારત ગબડી પડશે. પરંતુ ખાદી ધારણ કરી નથી તેની સાથે સહભોજન કરશો નહિં! જેણે વકીલાત છોડી નથી તેને વ્યાખ્યાન પીઠ ઉપર આવવાનો પરવાનો આપશો નહિ! જેણે શયતાની શિક્ષણને તિલાંજલિ આપી નથી તેની સલાહ કે સાહાય્ય કદિ સ્વીકારશો નહિ! જેણે અસહકારની પરીક્ષામાં પૂરા ૧૦૦ દોકડા મેળવ્યા નથી તેને સ્વરાજ્ય-મંદિરને દ્વારે આમંત્રશો નહિ! કારણ આજે **સ્વરાજ્ય સમારંભ છે!**

વાંચનાર માની ન લે કે આ ક્ષણે જે અનન્ય આત્મત્યાગ, પવિત્ર પ્રાણશુદ્ધિ, અને મગરૂર મરદાની સ્વરાજ્યની શોધમાં દૃષ્ટિગોચર થઇ રહેલ છે તેના ઉપર આ લેખક ફિદા નથી. કોઈ પણ પ્રજાસમૂહે અપાર અશક્તિ છતાં, આટલાં અસંખ્ય બળોની સામે, આટલા વેગથી, આટલા અભિનિવેશથી, આટલી શાન્તિથી, આટલા સંયમથી છતાં આટલી અડગતાથી આવું ધર્મયુદ્ધ લડવાનો દાખલો જગતના સારા ઇતિહાસને દફતરે નોંધાયો હોય એવું માનવસ્મૃતિમાં નથી. છતાં ધર્મયુદ્ધ પણ પરિણામની અપેક્ષા રાખે છે. આધ્યાત્મિક પ્રયત્નોનું પણ કંઇક આધ્યાત્મિક નિશાન હોય છે. આત્માના ન્યોછાવર પણ કોઇ આત્મદેવ ઉપર હોય છે. યોગ સાધનામાં પણ સૂક્ષ્મ લક્ષ્ય નિર્દિષ્ટ હોય છે. યોગની ક્રિયામાં તો યત્કિંચત્ શક્તિનો દુર્વ્યય ઘટે નહિ. સાચા યોગ સાધકે તો પળે પળનો હિસાબ રાખવાનો છે: પ્રત્યેક ક્રિયા સહેતુક કરવાની છે: પ્રત્યેક સાધનાના પ્રમાણમાં પરિણામ પાર ઉતારવાનું છે. તેથીજ જ્યારે આ જમાનાના એક અદ્વિતીય આત્મનિષ્ઠ તપસ્વી એક અદ્વિતીય મહાભારત લડી રહ્યા છે અને સકલ માનવ સમાજની દૃષ્ટિ ખેંચી રહ્યા છે ત્યારે તેઓ

એમનું નિશાન ચૂકી ન જાય, અગર તો તેઓનું નિશાન વીંધવામાં વધારે પડતો દારૂગોળો ન વાપરી નાંખે, એવી ફિકર જેઓ અસહકાર કે સહકારમાં પ્રવાહપતિત થયા નથી તેવા તટસ્થોને કદાચ થાય તો તે ક્ષમ્ય છે.

આ માર્ગ નહિ તો બીજો કયો માર્ગ-એ પ્રશ્ન, મહાત્મન્ ! અમને પૂછશો નહિ. અસહકારના માર્ગમાં કાંટા ભોંકાયાથી સહકારીઓની દુનિઆ સ્વર્ગની ફુલવાડી નથી બની જતી, કે તટસ્થો વિમાનમાં ઉડવાનો પરવાનો મેળવતા નથી. છતાં અસહકારની અંદર પણ ન્યારા પંથ હોઈ શકે. પરંતુ એ ચર્ચામાં ઉતરવાનો હવે કોઇને અધિકાર હોઈ શકે ખરો ? અસહકારવાદીઓને એ ચર્ચા સાંભળવાનો અવકાશ પણ હોય ખરો ? જેને પુરાણા રાજ્યદ્વારીઓ અને મુગ્ધ સંસારીઓ સ્વરાજ્યના નામથી ઓળખે છે તેની પુરાણ કથા અત્યારે હવે ઘણી મોટી છે. અત્યારે તો **સ્વરાજ્ય સમારંભ** છે ! તેટલા માટે પ્રિય અસહકારવાદી ! એ ત્હારા સ્વરાજ્ય સમારંભમાં

**शिवास्ते पन्थानः सन्तु ।**

—[ " ગરવી ગુજરાત, " જુલાઈ ૧૯૨૧, " સ્વરાજ્ય અંક. " ]



## ૧૦૧

# આર્થર ગ્રિફિથ.

### "સીન ફીન" નો પ્રાણદાતા–આયરલૅંડનો મોક્ષવિધાયક.

આયરલૅન્ડ સેકાઓ થયાં દુર્દૈવથી ઠાર થઇ રહ્યું છે; છતાં ૧૨ મી ઑગસ્ટ ૧૯૨૨ ને દિને તેના પ્રાણસમા આર્થર ગ્રિફિથના અવસાન જેવું દુર્દૈવ એ દુર્ભાગી દેશે કદિ પણ અનુભવ્યું નથી. અજબ તો એ છે કે ગ્રિફિથના અવસાનથી બરાબર સો વરસ પહેલાં વાઇકાઉન્ટ કૅસલરે કે જે આયરલૅંડની ગુલામીનો એક જબરદસ્ત સ્તંભ હતો તે પણ આજ તિથિએ બરાબર ૧૨ મી ઑગસ્ટ ૧૮૨૨ ને દિને મૃત્યુ-શય્યામાં પોઢયો હતો ! કૅસલરેએ જે જંજીરો આયરલૅંડને પહેરાવ્યાં તે જંજીરોને વિદીર્ણ કરવામાં ગ્રિફિથે પોતાનું જીવન સમસ્ત અર્પણ કર્યું. તેથીજ જ્યારે કૅસલરેનું શબ વેસ્ટમિન્સ્ટર ઍબીમાં દાખલ થયેલ ત્યારે આખો જનસમૂહ આનંદના ઉદ્દગારો પોકારી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ આજે ગ્રિફિથના સ્વર્ગવાસના સમાચાર જાહેર થતાંજ આખા ગ્રેટ બ્રિટનની જનતા શોકસમુદ્રમાં ગિરફતાર છે. જે બ્રિટનનાં જોરદાર તોડવાને ગ્રિફિથે "સીન ફીન" ની અપૂર્વ, અભેદ્ય, અજેય સેના ઉભી કરી અને જે બ્રિટનની રાજ્યદ્વારી કુનેહને આ આઝાદીના આશકે તોબા પોકરાવી તેજ બ્રિટનની પાર્લામેન્ટ, તેજ બ્રિટનની કૅબિનેટ, તેજ બ્રિટનનો મુખ્ય પ્રધાન, તેજ બ્રિટનનો સમગ્ર જાહેર પ્રેસ અને તેજ બ્રિટનનો આખો લોકસમૂહ આજે એક અવાજે મુક્તકંઠે ગ્રિફિથનાં સંકીર્તન ગાઇ રહેલ છે !

"સિન ફીન" એટલે કે "અમે પોતેજ" એ મર્મગ્રાહી શબ્દ-દ્વયનો રચનાર ગ્રિફિથ હતો. એ ચમત્કારિક આઇરિશ શબ્દો ઉપર તો આયરલૅન્ડની રાજ્યદ્વારી ચળવળનું ચણતર ચણાયું. "સીન ફીન"

તો પંથ થઇ પડયો-આયરર્લૅન્ડના મહાન્ પક્ષ તરીકે તેની સ્થાપના થઇ. પવિત્ર પ્રજાકીય ધર્મ તરીકે તેની પૂજા થઈ! પરંતુ જ્યારે ગ્રિફ્થિે "સીન ફીન"ની જયઘોષણા કરી ત્યારે તે પણ સ્પષ્ટ રીતે સમજી શકયો નહિ હોય કે "અમે પોતે" એટલે કોણ ? તે વખતે તો તેનો એકજ અર્થ હતો કે "અમે પોતે" એટલે અલ્સ્ટર અને ગ્રેટબ્રીટનની સામે ઉભેલું આયરર્લૅન્ડ; નહિ ઓછું, નહિ વધારે! કોણે કલ્પ્યું હતું કે ગ્રિફ્થિનો પ્રથમ સાથી ડી વૅલેરા એક દિવસે પ્રતિસ્પર્ધિ થઇને ઉભો રહેશે અને "સીન ફીન" ને ડી વૅલેરાજ પચાવી પાડશે?

"આજનો ઉદ્દામ આવતી કાલનો વિનીત છે"—એ માનસશાસ્ત્રના અર્થગંભીર સૂત્રનો અનુભવ હિંદનો વર્તમાન રાજદ્વારી ઇતિહાસ આપણને દિનપ્રતિદિન આપી રહેલ છે. એજ અનુભવ આયરર્લૅન્ડને પણ થયો, સને ૧૯૦૪ માં ગ્રિફ્થિ જેવો "માથાનો ફરેલ" આયરર્લૅન્ડની ભૂમિ ઉપર બીજો કોઇ ન હોતો. તે સમયે એના જેવો તીખો આગ ઉદ્દામ જનની જન્મભૂમિની કૂખે બીજો કોઇ અવતર્યો નહોતો. આજે ઉદ્દામોના ઉદ્દામ ડી વૅલેરાની અગ્નિજ્વાળ પાસે ગ્રિફ્થિ ચંદ્ર જેવો શીતળ અને શાન્તિપ્રેરક દેખાઇ રહ્યો છે!

છતાં આયરર્લૅન્ડના પનાતા પુત્રોમાં ગ્રિફ્થિનું નામ અગ્રસ્થાનેજ વિરાજશે. ઓકોનેલ કે પાર્નેલથી ગ્રિફ્થિની દેશસેવા તલભાર પણ ઉતરે તેમ નથી. ઓકોનેલે આયરર્લૅન્ડને ધાર્મિક આઝાદી અપાવી; પાર્નેલે આર્થિક સ્વાતંત્ર્ય અપાવ્યું; આર્થર ગ્રિફ્થિે પ્રજાકીય મુક્તિ-મંદિરના દરવાજા ખોલી આપ્યા.

જ્યાં સૂધી આઇરિશ ઇતિહાસ મોજુદ છે ત્યાંસૂધી ગ્રિફ્થિની સને ૧૯૦૪ ની વિચારસૃષ્ટિનાં સ્મરણો ભૂંસાવાનાં નથી. એ સાલમાં તેણે "સીન ફીન" ની યોજના આઇરીશ પ્રજા પાસે જાહેર કરી; પ્રજાએ એ યોજના અશક્ય ગણી હસી કહાડી! ગ્રિફ્થિ એમ હસી કહાડયે હસી કઢાય તેવો નહોતો. તેણે તો આયરર્લૅન્ડની તરૂણ પ્રજાનાં

ભેજાંઓ ઉપર પોતાનો અખૂટ મારો શરૂ રાખ્યો. આખરે સમય આવતાંજ એજ "સીન ફીન" આયર્લૅન્ડની યુદ્ધ સામગ્રીમાં સૌથી કિંમતી હથિયાર થઇ પડ્યું! અલબત, એ હાથયારની વપરાસ સૌના ધાર્યા કરતાં ભારે જોખમકારક થઇ પડી; છતાં જયાંસુધી ગ્રિફિથના પ્રાણમાં પ્રાણ હતા ત્યાંસુધી એ બહાદર તમામ જોખમો અને આફતોના દાવાનળને ખાળી રહ્યો હતો. અને આટલું નિ:સંદેહ છે કે આજે તેની માતૃભૂમિના સર્વ ભયો અને સંશયો છતાં ગ્રિફિથની દૂરંદેશીએ શોધી કહાડેલી વ્યૂહરચના જ સલામત રહી છે, અને એ રચના ઉપરજ આઇરીશ સ્વાધીનતાની ભવ્ય ઇમારત આજકાલ પરિપૂર્ણ થવાની અણિ ઉપર છે.

એ ખરૂં છે કે "ડબલ શાહેનશાહી" એની યોજનાનો પાયો હતો; પરંતુ તે સમયે વ્યવસ્થા હતી તે કરતાં એ ઘણી આગળ પડતી હતી. એ પણ ખરૂં છે કે છેલ્લા મહાયુદ્ધના દાવાનળથી સીન ફીનની કુન્નેહબાજીમાં અનેક અનિવાર્ય ફેરફારો થવા પામ્યા હતા. છતાં ૧૯૦૪ માં ગ્રિફિથે "**હુંગરીનો પુનરૂદ્ધાર**" એ નામના છાપામાં જે રાજમાર્ગ આઇરીશ પ્રજાને સૂચવ્યો છે તેજ શાહમાર્ગના ચીલે ચીલે તરૂણ આયર્લૅન્ડ આજ દિન પર્યંત ચાલ્યું આવ્યું છે. ગ્રિફિથની યોજનાનો સૌથી ધ્યાન ખેંચનારો મુદ્દો ઈંગ્લીશ પાર્લામેન્ટ સાથે છૂટાછેડા કરવા વિષેનો હતો; અને એ મુદ્દો આઇરીશ ચળવળ-માંથી પાછો કદી ખસ્યો નથી. ગ્રિફિથનો સિદ્ધાંત હતો કે ઇંગ્લિશ પાર્લામેન્ટમાં આયર્લૅન્ડના પ્રતિનિધિઓ બેસે એનો અર્થ એજ કે પરદેશી રાજમંડળની ધુંસરી યાવચ્ચંદ્રદિવાકરૌ કાયમ રાખવી. તે સમયે હંગરીમાં જે પ્રજાકીય પરિવર્તન થઈ રહ્યુ હતું તેનો દાખલો લઇને ગ્રિફિથે આઇરીશ પ્રજાને જૂનાં રાજ્યદ્વારી બંધનો ફેંકી દેવાને જબરજસ્ત અપીલ કરી. સને ૧૭૮૨ ના મૂળ કરાર ઉપર તેમજ ૧૭૮૩ ના "રીનનસિએશન ઍક્ટ" ઉપર મુસ્તાક રહેવાને ગ્રિફિથે આઇરીશ પ્રજા સમૂહને મજબૂત ભલામણ કરી. ઇંગ્લિશ પાર્લામેન્ટનું

છત્ર ફેંકી દેવાનો સંકલ્પ થનાંજ આઇરીશ પ્રજામંડળ ( Dail ) ની જરૂર અનિવાર્ય દેખાણી; અને આયરલૅન્ડની સ્થાનક કૌંસિલોનો આ પ્રજામંડળના પાયા તરીકે તુરતજ ઉપયોગ થયો. **મહાત્મા ગાંધી** પણ હિન્દી પાર્લામેન્ટના પાયાઓ કૉન્ગ્રેસ કમીટીઓ ઉપર રચાવા ચાહતા હતા તે સ્ફુરણ કદાચ આઇરિશ ઇતિહાસમાંથી તો મળ્યું નહીં હોય ?

પણ આગળ ચાલીએ:-**ગ્રિફિથનું ત્રીજું પ્રોગ્રામ** એ હતું કે આયરલૅન્ડમાં બ્રિટિશ સિવિલ કોર્ટોની સત્તા સદંતર નાબુદ કરવી અને તેને બદલે સર્વત્ર લવાદીનાં ન્યાયમંદિરો ઉભાં કરવાં ! જાણે કે ગ્રિફિથ અને મહાત્મા ગાંધીએ સાથે બેસીને પ્રત્યેકની માતૃભૂમિ માટે એક-સરખી વ્યૂહરચના ગોઠવી ન હોય ! પણ જ્યારે હિંદમાં લવાદ કોર્ટોની યોજના લગભગ કાગળ ઉપરજ રહી ત્યારે આયરલૅન્ડમાં આજે ઠેર ઠેર લવાદ કોર્ટો ( Arbitration Courts ) આઇરીશ પ્રજાના કજીયાઓની પતાવટ કરી રહી છે અને બ્રિટિશ સિવિલ કોર્ટોની શાખ હતી ન હતી થઈ ગઈ છે. ગ્રિફિથનો ચોથો કાર્યક્રમ આયરલૅન્ડના રાજ્યદ્વારી પ્રતિનિધિઓ અને વેપારી એજન્ટોને દેશદેશાવરમાં મોકલી આયરલૅન્ડની સ્વતંત્રતા જગમશહૂર કરવા સંબંધી હતો. હિન્દી કૉન્ગ્રેસમાં પણ આ ખ્યાલની ચર્ચાઓ થઈ ચૂકી છે-માત્ર તેનો અમલ કોઇ કરી શક્યું નથી !

આ પ્રમાણે રાષ્ટ્રીય અસહકારનો પ્રથમ ઉત્પાદક આર્થર ગ્રિફિથ હતો. મહાત્મા ગાંધીજીનો અસહકાર પણ ગ્રિફિથના અસહકાર પાસે પાણી ભરે છે એમ કાર્યસાધકતાની દૃષ્ટિથી કહેવાઈ જાય છે ! અલબત, ૧૯૦૪ ના આયરલૅન્ડ માટે ગ્રિફિથનો અસહકાર અતિ જલદ હતો; તે સમયે આયરલૅન્ડ અસહકારની ભસ્મ પચાવી શકે તેમ નહોતું. અસહકાર પચાવવાને આયરલૅન્ડના આખા દેહનું પરિવર્તન આવશ્યક હતું. પણ એ પરિવર્તન છેવટે થયું અને આયરલૅન્ડ અસહકાર કરતાં

પણ વધારે ભારે ઔષધિઓ પચાવવા માંડયું. આઇરીશ વૉલન્ટિયર સેનાની દોડધામ અને સીન ફીનની ધસારાબંધ કુચથી આઈરીશ પ્રજાના અણુઅણુમાં બળ અને ચેતન ઉભરાવા લાગ્યાં. એક ડઝન વર્ષો સુધી ગ્રિફિથે જે પ્રજાસંઘ માટે તનતોડ મહેનત ઉઠાવી હતી તે પ્રજાસંઘ ડી વૅલેરાના હાથમાં જઇને પડયો; અને ડી વૅલેરાએ અસહકારની અવધિ કરી! કયાં હિન્દનો ભયયુક્ત, સંશયયુક્ત, નિરાશાયુક્ત, અધકચરો અસહકાર અને કયાં આયરલૅન્ડનો ચેતનમય, જાગતોજોધ, જવાળામુખી સરીખો અસહકાર!-પણ હિન્દને એક દિલાસો છે. આયરલૅન્ડના અસહકારમાં લોહીના સાગરો છલકાય છે; મહાત્મા ગાંધીના અસહકારમાં અહિંસાની કમાલ થઈ છે.

આર્થર ગ્રિફિથ જેવા વિચારકો આયરલૅન્ડને ખોળે બહુ થોડા જન્મ્યા છે. તેના જેવું શુદ્ધ, પ્રમાણિક, દેશાનુરાગી જાહેર જીવન જગતના જુજ પ્રજાનાયકો જીવી શકયા છે, છતાં ગ્રિફિથની નસેનસમાં અજબ ચેતનાનો આગ્ન ભર્યો હતો-વિચારમાં ધીર અને શાન્ત: છતાં કલ્પનાઓ કરવામાં, સ્વપ્નાંઓ રચવામાં, સ્વદેશ માટે મહત્ત્વાકાંક્ષાઓ ઘડવામાં પાણીદાર અરબી ઘોડા જેવો તેનો વેગ હતો. ઇંગ્લિશ રાજ્યદ્વારી પુરૂષો કરતાં બીજા યુરોપીય દેશોના પ્રજાકીય નેતાઓને એ વધારે મળતો આવતો હતો. એના જેવા નમુનાઓ ઇંગ્લંડમાં તો કયાંયે નજરે પડતા નથી-તેને માટે તો ઇટલી કે રશિયામાં નજર નાંખવી પડે. ઇંગ્લિશ રાજ્યદ્વારી નેતાઓને પોતાની કાર્યપદ્ધતિમાં મોટા ઢઠીરા વિના એક ડગલું પણ ચાલતું નથી; મોટા ડામડિમાક વગર તેઓ પ્રજાના નેતા બની શકતા નથી; ભપક અને ઝગઝળાટ ન હોય તો લોકસેવામાં તેઓને રસ રહેતો નથી. લૉર્ડ કર્ઝન, લૉઇડ જ્યોર્જ, ચર્ચિલ, એફ. ઇ. સ્મિથ, બાલ્ફર, એ બધા આકાશમાં ઉછળતા બંબ-ગોળાઓ છે; દીવાળીમાં ઝળઝળ બળતા દેદીપ્યમાન મેહતાબો છે. ત્યારે ગ્રિફિથ જેવા તો શાન્ત ચન્દ્રિકા સાથે એકમેક થઇ જઈ ઝાંખાં છતાં અચલ તેજ વરસાવનારા તારલિયાઓ છે; નમ્ર છતાં નિશ્ચલ,

દૂરથી ઝાંખા છતાં પાસે જાઓ તો તેજોમય, ઓછા વ્યક્ત છતાં પ્રજાના પ્રાણરૂપ, એ પ્રકાશમૂર્તિઓ છે.

ગ્રિફિથે પ્રેસના કૅામ્પોઝીટર તરીકે જીવન શરૂ કર્યું, અને એક અગ્રગણ્ય તંત્રી તરીકે થોડાજ સમયમાં આયરલૅન્ડના ખૂણેખૂણામાં પંકાયો. છ જબરદસ્ત છાપાંઓ તેના હાથમાંથી પસાર થઈ ગયાં, છતાં તેની સિંહગર્જના માટે છાપાંઓની ખામી નજ આવી. "ધી-યુનાઇટેડ આઇરીશમૅન" નામના છાપા વડે તેણે આઇરીશ સાહિત્યને સજીવન કર્યું. પાંચ વરસમાં તો એ છાપાએ આઇરીશ સાહિત્યનો ડંકો વગાડી દીધો. તે સમયે આયરલૅન્ડમાં એવો એક પણ મશહૂર સાહિત્યકાર નહોતો કે જે ગ્રિફિથના વાજીંત્ર મારફત પોતાના સાહિત્યસરોદ દેશ સમસ્તને સંભળાવી રહ્યો ન હોય. પણ આ બધી પ્રવૃત્તિઓથી વિંટળાયેલો ગ્રિફિથ ગરીબીમાં ડૂબેલો હતો. તેને પૈસાની પરવા નહતી. પોતાના સુખસાધન તરફ તે સર્વથા ઉદાસીન હતો, જો કે બીજાંઓની સુખસગવડો માટે તે મરી ફીટતો. પોતાના તરફ અતિ સખ્ત—બીજાઓ તરફ અતિ ભલો—જાણે કે મહાત્મા ગાંધીની બીજી પ્રતિમા ! દિનરાત નિરંતર ઉધમ, ઉધમ ને ઉદ્યમ—દોડધામ વગરનો છતાં આરામ વગરનો ઉદ્યમ—એ તેનો જીવનપ્રવાહ! લોઢા જેવી એની નક્કર કાયા પણ એ અસહ્ય અવિરત પરિશ્રમ નીચે પચાસ વરસની મધ્યાવસ્થામાંજ ચૂર્ણ થઇ ગઇ.

ગ્રિફિથનું દરેક લખાણ કટાક્ષમય હતું, અને તેની દરેક કટાક્ષ બંદુકની ગોળીસમાન હતી. જેમ રાજ્યપ્રકરણમાં ડેવિસ તેનો ગુરૂ હતો તેમ તેની લેખનપદ્ધતિમાં સ્વિફ્ટ અને મિચેલ તેના આદર્શ હતા. તેનું ગદ્ય ટૂંકું, સચોટ, કટાક્ષમય અને છાતીમાં પેસી જાય તેવું હતું. આંકડાઓ અને હકીકતોનો પોતાની દલીલમાં ઉપયોગ કરી લેવાની તેનામાં અજબ શક્તિ હતી. શરૂઆતમાં તો તેનાં લખાણો તલવારની ધાર જેવાં તીક્ષ્ણ, લાગણીવિહીન, કોઇ કોઇવાર ક્રૂર અને દયારહિત હતાં. તેનાં તીરો એટલી છૂટથી, એટલી ત્વરાથી, એટલી હૃદયહીનતાથી

છૂટતાં કે કોણ ક્યારે તેનો શિકાર થશે તે કલ્પી શકાતું નહિ. ત્હેના રાજ્યદ્વારી, આર્થિક અને ઐતિહાસિક લેખો ઉપરાંત કાવ્યો, કવિતો, કવિતાઓ, સંવાદો, નાટકનાં દશ્યો અને સાહિત્યની બીજી અનેક બાનીઓ તે પોતાનાં છાપાંઓમાં દિનરાત લખતો. પણ આ બધી સાહિત્ય પ્રવૃત્તિઓનું નિશાન એક અને એકજ હતું—અને તે આયરલૅન્ડનો મોક્ષ ! આયરલૅન્ડમાંથી ઇંગ્લિશનો બહિષ્કાર ! આઇરીશ પ્રજાની અખંડ અચલ સ્વાધીનતા !

જેમ ગ્રિફિથનું સ્વદેશાભિમાન તેજોમય હતું તેમ તેની રાજ્યદક્ષતા પણ અતિ ઉંચા પ્રકારની હતી. આયરલૅન્ડને છેલ્લી ઘડીએ તેણે જે દિશામાં દોર્યું તે દિશા એટલી ચોકસાઇ ભરેલી, એટલી સલામત અને છતાં એટલી આત્મમાનવાળી હતી કે એ સિવાય આયરલૅન્ડ માટે બીજો વધારે શ્રેયસ્કર માર્ગ હજુસૂધી કોઇ કલ્પી શક્યું નથી. આ કાર્ય તેણે કેટલી દક્ષતાથી ત્રણ જુદીજુદી પરિસ્થિતિમાં પાર ઉતાર્યું તે જાણીતો ઇતિહાસ છે. પ્રથમ તો લંડનમાં થયેલી રાજ્યદ્વારી ચર્ચામાં તેણે સંશયાત્મક આઇરીશ કૅબિનેટ પાસે ઇંગ્લંડ સાથેની સુલેહની શરતો કબૂલ કરાવી. ત્યારબાદ આઇરીશ પાર્લામેન્ટ [Dail] કરેલા કરારને ફેંકી દેવાની અણિપર હતી ત્યારે એ વિનાશકારક પગલું તેણે અટકાવ્યું. અને છેવટમાં તેણે આઇરીશ પ્રધાનમંડળ પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે જો સુલેહના કરારો ડી વૅલેરાની પાર્ટી લશ્કરીબળથી તોડવા ચાહે તો તે બળવાને લશ્કરીબળથી તારાજ કરવો અને એ પણ દૈવની બલિહારી કે જે દિને બંડખોર પાર્ટીનું લશ્કરીબળ કાયમને માટે ચૂર્ણ થયું તેજ દિવસે ગ્રિફિથ સ્વર્ગવાસ પામ્યો !

આ તેની લડતમાં માઇકલ કૉલિન્સ તેનો જમણો બાહુ હતો. આયરલૅન્ડનું વૉલન્ટિયર લશ્કર તૈયાર કરનાર કૉલિન્સ હતો. સીનફીનની છૂપી પોલીસનો સરદાર પણ કૉલિન્સ હતો. બ્રિટિશ સત્તાધારીઓને ભયંકર શિકસ્ત આપનાર અને બ્રિટિશ લશ્કરને તોબા પોકરાવનાર પણ

કૉલિન્સ હતો. બ્રિટન કૉલિન્સથી એટલું તો થરથરી રહ્યું હતું કે કૉલિન્સના માથા માટે દસ દસ હજાર પૌંડનાં ઇનામો જાહેર થયાં હતાં ! એ પ્રમાણે સ્વભાવ અને કુદરતી બક્ષિસોમાં કૉલિન્સ અને ગ્રિફિથ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેવા એક બીજાથી બિલકુલ ભિન્ન હતા. ગ્રિફિથ સખ્ત, અચલ, ગંભીર હતો; કૉલિન્સ બાળક જેવો, ચંચલ, અસ્થિર, બેપરવા હતો. ગ્રિફિથમાં "જૉહનબુલ"ની જાડઘારી છાયા હતી; કૉલિન્સમાં આઇરીશ કેલ્ટિક ભભક હતી. ગ્રિફિથની સમગ્ર જીવન-પ્રવૃત્તિ છાપાંઓમાં અને તેના અભ્યાસના ઓરડામાં સંક્રાંત થઇ હતી; કૉલિન્સનો જીવનપ્રવાહ તોફાનોમાં, લડતોમાં, દિલ ઉશ્કેરનારાં સાહસોમાં વહી રહ્યો હતો, કે જે સાહસોનાં બયાન આજે આયર્લૅન્ડમાં ઘેર ઘેર ગાથાઓ અને કથાઓ રૂપે રસપૂર્વક સંભળાઇ રહ્યાં છે ! પરંતુ એક મહાન્ સિદ્ધાંતમાં ગ્રિફિથ તથા કૉલિન્સ સંમત હતા અને તેથીજ બન્ને જણ એકસાથે આયર્લૅન્ડનાં પ્રગતિરથનાં ચક્ર બની શક્યા: તે સિદ્ધાંત એ હતો કે આયર્લૅન્ડ એક જીવતો જાગતો દેશ છે, તેની પ્રજા એક જીવતી જાગતી પ્રજા છે, આયર્લૅન્ડે હંમેશના બળી રહેલા સવાલોના ઉકેલ કહાડવાના છે, અને એ ઉકેલ કહાડવામાં જે જાતની કાર્યપદ્ધતિઓ અને સાહસો ખેડવાં પડે તે ખેડવાં. બીજી બાજુથી ડી વૅલેરાનો ઉદ્દામ પક્ષ આયર્લૅન્ડ માટે પ્રથમ અશક્ય સ્વપ્નસૃષ્ટિઓ રચીને એ કલ્પના-પ્રદેશને અનુકૂળ થવા આખી પ્રજાને હચોડાવતી ઘડવાનો પ્રયોગ કરી રહ્યો હતો. એ પ્રયોગના ઝળઝળાટથી કૉલિન્સ જેવો સહૃદય શૂરવીર બચી શક્યો એ કૉલિન્સની મહત્તા અને સંગીનતા. ડી વૅલેરા શેક્સપીયરની માફક પોતાની ભાવનાસૃષ્ટિની ખાતર આખી પ્રજાને ગમે તેટલાં ઊંડાં પાણીમાં ઉતારવામાં પાછું ફરીને જોનારો નથી. પરંતુ કૉલિન્સ જીંદગીના અનુભવથી સમજી શક્યો હતો અને ગ્રિફિથ ઇતિહાસના અભ્યાસથી પામી ગયો હતો કે જો તમે એક પ્રજાને સ્વાતંત્ર્યના બહાના નીચે બંડખોર લશ્કરી અંધાધુંધીમાં બળતી મૂકી દો તો નિ:સંદેહ છે કે એ પ્રજા પરિણામે તમારી સ્વપ્નસૃષ્ટિનાં દર્શન કરી શકવાની

નથી, પણ ભસ્મીભૂત થયેલી ભાવનાઓની ખાખ સાથે આખરે ભળી જવાની છે.

આયરલૅન્ડના કમનસીબની શી વાત કરવી? અણિને વખતે ઓકોનેલ ગયો! અણિને વખતે પાર્નેલ ગયો! અણિને વખતે ડેવિસ ગયો! અણિને વખતે રેડમંડ ગયો! અને ખરા કટોકટીને વખતે ગ્રિફિથ અને કૉલિન્સ ગયા! ગ્રિફિથે માતૃભૂમિ માટે દેહને દળી નાંખ્યો, કૉલિન્સ સ્વદેશયજ્ઞમાં ૩૨ વર્ષની ભર જુવાનીમાં પોતાનાજ દેશબંધુના ગોળીબહારનો ભોગ બન્યો! આઇરીશ રીપબ્લિકન દળ નિરાસ્ત થતાંજ અને આઇરીશ ફ્રી સ્ટેઇટની ચણતરનાં મંગલમુહૂર્ત થતાંજ ફ્રી સ્ટેઇટનો પ્રેસીડન્ટ અને તેના લશ્કરનો કમાન્ડર-ઇન-ચીફ આયરલૅન્ડને છેલ્લા પ્રણામ કરી ગયા! **बहुरत्ना वसुंधरा** હો કે ન હો પણ આયરલૅંડની કુખે તો પાછા ગ્રિફિથ અને કૉલિન્સ જન્મે ત્યારે સાચા!

[ "હિન્દુસ્તાન."
દીપોત્સવી અંક, સં. ૧૯૭૮]

---

# ૧૦૨
# લૉર્ડ નૉર્થક્લિફ્
## " પત્રકારોનો નેપોલિયન "

**વાઇકાઉન્ટ નૉર્થક્લિફ્**ની જીવનરેખા દોરવી એટલે કે યૂરોપ સમસ્તની રાજ્યક્રાન્તિનો છેલ્લા બે દશકાનો ઇતિહાસ ચિતરવો ! એટલે કે પત્રકારોની દુનિયાની એક અદ્વિતીય વ્યક્તિનું પા સદી સુધી ખીચોખીચ મહા બનાવોથી છલોછલ ભરેલું જીવન આલેખવું !

ગ્રેટ બ્રિટનના રાજ્યદ્વારી ઇતિહાસ ઉપર કોઈ એક અવનવી વ્યક્તિએ બ્રિટીશ પાર્લામેન્ટ અને કૅબિનેટની સેંકડો બેઠકો કરતાં પણ ભારે મહાભારત અસર કરી હોય તો તે વ્યક્તિ જાહેર છાપખાનાંઓના સામ્રાજ્યના " શહેનશાહ " સમો આ ચમત્કાર તંત્રી અને અધિપતિ હતો, કે જેને " પૅલ મૅલ ગૅઝેટ " ( Pall Mall Gazette ) " **પત્રકારોના નેપોલિયન** "ના બહુ સાર્થક અલંકારથી નિવાજે છે. લંડનની " ફ્લીટ સ્ટ્રીટ ' કે જે બ્રિટીશ જાહેર પ્રેસનું કેન્દ્રસ્થાન છે તેનો ત્રીસ વર્ષનો અખંડ અધિષ્ઠાતા **આલ્ફ્રેડ હાર્મ્સવર્થ** એકજ હતો, કે જેને ફ્લીટ સ્ટ્રીટની બહારનું જગત્ " લૉર્ડ નૉર્થક્લિફ્ "ના આડંબરભર્યાં નામથી ઓળખે છે. નૉર્થક્લિફ કરતાં બ્રિટનની રાજ્યદ્વારી રંગભૂમિનો વધારે મશહૂર સૂત્રધાર હજુ આમની સભાને દફતરે નોંધાયો નથી. નૉર્થક્લિફ્ની કલમ ઉપર દુનિયાનાં મહા રાજ્યોનો દોર હતો. તે ચાહે તો ચોવીસ કલાકમાં કુરૂક્ષેત્રો ઉભાં કરે, ચાહે તો મુખ્ય પ્રધાનોના ફૂરચા ઉડાડે, ચાહે તો પાર્લામેન્ટોનાં જોરદોરના ચૂરા કરે, ચાહે તો ખૂનખાર રણસંગ્રામો પર સુલેહનાં તહનામાંઓ લખાવે, ચાહે તો મદોન્મત્ત રાજપુરૂષોને ભોંયભેળા કરે, અને તેનું દિલ ચાહે તો તે પોતાનાં પ્રીતિપાત્રને રાજ્યના તાજ પહેરાવે ! કહે છે કે જર્મની સાથેનું કુરૂક્ષેત્ર રચનાર એનોજ

વેગભર્યો જમણો હાથ અને એનીજ તીક્ષ્ણ વાગ્ધારા હતાં! **ઍસ્કિવથને** પ્રધાનપદ પરથી ખસેડીને **લૉઇડ જ્યૉર્જનું** પ્રતિષ્ઠાપન કરનાર પણ એ જ! પાછાં મદમસ્ત લૉઇડ જ્યોર્જનાં પાણી ઉતારનાર પણ એજ! અમેરિકાને મહાયુદ્ધમાં ઘસડી આણનાર પણ એજ! અને **વિલ્સનનાં** ૧૪ પોઇંટોના ચૂરા કરનાર પણ એજ! આ તેનાં રાજ્યદ્વારી પરાક્રમો છતાં તે જીવનપર્યંત પત્રકારોની આલમનોજ શાહ બન્યો, અને પત્રકારની તીક્ષ્ણ કટારોથી જ તેણે ભલભલા યોદ્ધાઓને શિકસ્તો આપી અને ભલભલા દુર્ભેદ્ય કિલ્લાઓને સર કર્યા.

**આલ્ફ્રેડ હાર્મ્સવર્થ** બચપણમાંથી પત્રકારની જીંદગી માટે નિર્માયો હતો. સને ૧૮૬૫ જુલાઇની ૧૫ મી તારીખે ડબ્લીન પાસેના "**ચૅપલ ઝૉઇડ**" (Chapel Zoid) ગામમાં તેનો જન્મ થયો, અને સને ૧૮૮૧ માં તેણે લંડનની જાહેર છાપાંની ઑફીસોમાં આંટાફેરા શરૂ કર્યા; "**રેફ્રી**" (Referee) પત્રવાળા **આલ્ફ્રેડ મોર્ટનને** એક છોકરાઓનું છાપું કહાડવામાં તે મદદગાર થયો; અને "**ધી બૉયઝ ઇલસ્ટ્રેઇટેડ**" (The Boys, Illustrated) ના ચર્ચા વિભાગનો તંત્રી નિમાયો. તે સાથે "**ટિટ-બિટ્સ**" (Tit-Bits) માં પણ એના લેખો આવવા લાગ્યા, અને બીજે વર્ષે '**ધી બાઇસાઇકલીંગ ન્યુસ**" (The Bicycling News) તથા **ધી સાઇકલિસ્ટ** (The Cyclist) જેવાં ખાસ વિષયનાં છાપાંઓનાં કૉલમો પણ તેના હાથથી ભરાવા માંડ્યાં. અહીંથી તેનું ચંચળ ભેજું છાપાંની સૃષ્ટિમાં આગળ ચાલ્યું. "**ચર્ચાકારોને જવાબ**" (Answers to Correspondents) નામના પત્રની યોજના તેના હાથથી ઘડવામાં આવી. સને ૧૮૮૨ જુનની ૧૨ મીએ એ પત્ર Answers ના નામથી પ્રકટ થયું. આ પ્રવૃત્તિઓમાં આલ્ફ્રેડની મહેનત અથાગ હતી; કારણ કે તેના પર મ્હોટા કુટુમ્બનું પોષણ કરવાનો ભાર હતો. ૨૪ વર્ષની વયે આલ્ફ્રેડ પિતા વગરનો થયો ત્યારે નવ ભાંડુઓના ભરણપોષણની જવાબદારી તેને માથે

આવીને પડી. આવી તંગ હાલતમાં તે માર્ગ કરી શક્યો તેનું પહેલું અને છેલ્લું કારણ તેનો જોરાવર જમણો હાથજ હતો—તેની કલમની કટારજ હતી—સતત અવિચ્છિન્ન ઉદ્યોગ કરવાની તેની શક્તિજ હતી.

સને ૧૮૮૮ માં આલ્ફ્રેડ હાર્મ્સવર્થનાં **મિસ મેરી મિલ્નર** સાથે લગ્ન થયાં ત્યારથી તેની જીંદગીનો સફો બદલ્યો. આલ્ફ્રેડને તેના પ્રગતિક્રમમાં તેની તરફથી ભારે જોસ મળ્યું. સને ૧૮૮૯ માં તો "પેટર્ટર નૉસ્ટર સ્કવેર"ની ઓફિસમાં આલ્ફ્રેડ, તેની પત્ની, અને તેઓનો ઉદ્યમશીલ સેક્રેટરી **જ્યૉર્જ સટન** પોતાનાં છાપાંને કેમ આગળ ધપાવવું તેની મહાન્ યોજનાઓ ઘડવામાં મશગૂલ દેખાયાં. એ અરસામાં આલ્ફ્રેડનો ભાઈ હૅરોલ્ડ આ ત્રિપુટિ સાથે જોડાયો. હૅરોલ્ડના જોડાવાની સાથેજ આલ્ફ્રેડના વિજયડંકા વાગ્યા. મૅનેજમેંટ —વ્યવસ્થા—નાણાં સંબંધી ગણત્રી—એમાં હૅરોલ્ડ એકકો હતો. કોઈ જાતનો એવો કાગળ નહોતો કે જેનું વજન હૅરોલ્ડ જાણતો ન હોય; કોઇ એવી શાહી નહોતી કે હૅરોલ્ડ તેની કિમ્મત જાણતો ન હોય; છાપખાનાની એવી કોઈ જરૂરીયાત નહોતી કે જેના બજારભાવ હૅરોલ્ડની આંગળીને ટેરવે ન હોય. **સર આર્થર પીયર્સન** જેવા સમર્થ પત્રકારને લૉર્ડ નૉર્થક્લિફની અજબ ફત્તેહની અદેખાઇ કરતાં એક વાર કહેવું પડયું હતું કે "નૉર્થક્લિફના ભાઇ જેવો મ્હને એક ભાઇ હત તો હું કદી નિષ્ફળ થાતજ નહિ." હજુ બંને હાર્મ્સવર્થ ભાઈઓ ન્હાના પોરીયા હતા ત્યાં તો તેઓની કમાણી વાર્ષિક ૩૦ હજાર પૌંડ સુધી જઇ પહોંચી! તેઓને જંપ તો હતોજ નહીં "**આન્સર્સ**" (Answers) પછી "**કૉમિક કટ્સ**" (Comic Cuts) પ્રકટ કર્યું, અને તેની પાછળ તુરતજ "**ફરગેટ મી નૉટ**" ( Forget me not ) બહાર પડયું.

પરંતુ આ બધી ફત્તેહો છતાં આલ્ફ્રેડની મહત્ત્વાકાંક્ષા સંતોષાઇ નહોતી—અંદર અસંતોષની ધુનિ ધુંધવાઈ રહ્યો હતો. સને ૧૮૯૪માં

**ટી. પી. ઓકોનોરના "ધી ઇવનીંગ સન"** ( The Evening Sun ) માં કામ કરતા **જોન્સ** અને **ટ્રૅસી** નામના બે જુવાનીયાઓ આલ્ફ્રેડ પાસે ખબર લાવ્યા કે "**ધી ઇવનીંગ ન્યુસ**" વેંચી નાંખવામાં આવનાર છે. થોડાજ કલાકની અંદર આ છાપાની ખરીદી થઇ ! આલ્ફ્રેડના નિશ્ચયોનો વેગ કેટલીક વાર નેપોલિયનના નિશ્ચયોના વેગનું ભાન કરાવે છે ! ૧૮૯૬ ના મેની ૪ થી તારીખે **લૉર્ડ નૉર્થક્લિફ, લૉર્ડ રોથરમીયર,** અને **કૅનેડી જોન્સ** ની **ત્રિપુટિએ** "ધી ડેઇલી મેઇલ" ( The Daily Mail ) ની સ્થાપના કરી. ડેઇલી મેઇલના અદ્‌ભુત વિજયની કથા તો તેની વિગતોમાં ઉતર્યા વિના મગજમાં પેસે તેવી નથી. ડેઇલી મેઇલ પછીનો બીજો જબરદસ્ત ચમકારો "**ધી ટાઇમ્સ**" ( The Times ) ની માલેકી. સર આર્થર પીયરસનનો મ્હોટે ભાગે ટાઇમ્સ ઉપરનો કાબુ હતો. એક "ડીનર પાર્ટી" માં લૉર્ડ નૉર્થક્લિફને ખબર મળ્યા કે કદાચ "ટાઇમ્સ" ખરીદી શકાય. તત્કાલ વેગભર્યાં પગલાં ભરાયાં અને નૉર્થક્લિફે જીવન પર્યંતની "ટાઇમ્સ" ઉપર પોતાની માલેકી સ્થાપી ! ટાઇમ્સે તેના માલેકને બ્રીટીશ જાહેર જીવનમાં અપૂર્વ ઉછાળો આપ્યો. આજે જગત્ સમસ્તની નજર "ટાઇમ્સ" નાં કૉલમો ઉપર ઠરી રહી છે ! સારા માટે કે નરસા માટે **આજે જાહેર છાપાંઓના સેના-દળનું સેનાપતિ ટાઇમ્સ છે.**

"ટાઇમ્સ" અને "ડેઇલી મેઇલ" જેવાં અતિ જોરાવર છાપાંઓનો નૉર્થક્લિફે જે પ્રકારનો ઉપયોગ કર્યો તે વિષે નિષ્પક્ષપાત વિચાર કરનારને કહ્યા વિના ચાલશે નહિ કે એ ઉપયોગ એકંદરે પ્રજા પ્રજાઓ વચ્ચે અથડામણો કરાવવામાં, મ્હોટાં રાજ્યો વચ્ચે રણસંગ્રામો જગાવવામાં અને આખા યૂરોપમાં ખુનામરકી તથા યુદ્ધનું વાતાવરણ ફેલાવવામાં થયો હતો. અલબત્ત, તેનું પોતાનું તો એમજ માનવું હતું કે તેણે પોતાનાં છાપાંઓ વડે ઇંગ્લંડને જર્મનીને હાથે પરાજિત થતાં બચાવ્યું,—મિત્ર રાજ્યોને આ મહાયુદ્ધ જીતાવનાર

"નૉર્થક્લિફ પ્રેસ" જ હતો, એમ એનો દૃઢ અભિપ્રાય હતો— આ માન્યતા કેટલેક અંશે સત્ય હતી. લડાઈને આગળ ધપાવવામાં, કમજોર અને નિરૂત્સાહ થઇ જતાં મિત્ર-રાજ્યોનાં સેનાદળને પાણી ચ્હડાવવામાં, વિમાનો વિષે અનેક અવનવા ખ્યાલો બ્રિટનના લશ્કરી સરદારોને સમજાવવામાં, તેમજ દેશપરદેશ મિત્ર-રાજ્યોનાં બ્યુગાં ફૂંકી સર્વત્ર તેઓ તરફ દિલસોજી અને મમતા ઉત્પન્ન કરાવવામાં લૉર્ડ નૉર્થક્લિફની કામગીરી અને કારીગીરી ખરેખર અદ્વિતીય હતી. પોતાની તટસ્થતા જાળવવાની ખાતર, પોતાનાં છાપાંઓની કટારો તીક્ષ્ણ અસિધાર જેવી સાચવી રાખવાની ખાતર અને કૅબિનેટને પોતાની સખ્ત ટીકાઓના ભયથી કંપાયમાન રાખવાની ખાતર, લૉર્ડ નૉર્થક્લિફે કૅબિનેટમાં દાખલ થવાના આમંત્રણને અનેકવાર પાછું વાળ્યું હતું; વિમાનોના પ્રધાન તરીકે તેની નિમણુક પણ તેણે સ્વીકારી નહોતી. **સમર્થ પત્રકારની સત્તા અને સ્વાધીનતા તે આનું નામ!** લૉર્ડ નૉર્થક્લિફની આખી કારકિર્દિમાં લાચારી કે પરવશતા તેણે કદી અનુભવી નથી. સ્વાવલંબન તેનો જીવનમંત્ર હતો. સત્તા, માનચાંદ અને ઇલ્કાબો વગર માંગ્યાં તેના પગમાં અથડાતાં હતાં. તેનો પિતા જે આયરલૅન્ડનો એક બૅરીસ્ટર હતો તે પોતાની પાછળ ફૂટી બદામ મૂકી નહીં ગયેલ, તેની પૂંજીમાં માત્ર ૧૪ છોકરાંઓ જ હતાં! આલ્ફ્રેડ હાર્મ્સવર્થ સૌથી મ્હોટો પુત્ર હોઇને અનેક ભાંડુઓ તથા વિધવા માતાનાં ભરણપોષણ કરવાના ભાર નીચે ન્હાનપણમાંજ મૂકાયો હતો. કેવળ પોતાના પુરૂષાર્થથી જ ત્રીસ વર્ષ પૂરાં કર્યા પહેલાં આલ્ફ્રેડે પુષ્કળ પુંજી મેળવી લીધી, પોતાની માતાને શ્રીમંતાઇનાં દર્શન કરાવ્યાં, પોતાના ન્હાના ભાઈઓને ઉચ્ચ કેળવણીનાં સાધનો પૂરાં પાડયાં, અને સૌ ભાઇ બહેનોને માટે સંપત્તિનાં દ્વાર ખોલી દીધાં. તેને પોતાને માટે માનચાંદની ખોટ જ ન હતી: **બૅરોનેટ, બૅરન અને વાઇકાઉન્ટના ઇલ્કાબો એક પછી એક** પગમાં પડતા આવ્યા. **૧૯૧૭ માં અમેરિકાની રૅાચેસ્ટર યુનિવર્સીટીની એલ. એલ.** ડી. ની

ડીગ્રી તેને ઇનાયત કરવામાં આવી; ૧૯૧૭–૧૮ માં અમેરિકા ખાતે નીમાયેલ "બ્રિટિશ વૉર મિશન" [British War Mission] નો તે પ્રમુખ નિમાયો; ૧૯૧૭ માં "સિવિલ એરીયલ ટ્રાન્સપોર્ટ કમિટી" [Civil Aerial Trnsport Committee] નો ડિરેક્ટર નિમાયો; અને ૧૯૧૮ માં દુશ્મન રાજ્યોમાં ચળવળ ચલાવવાને તેને "ડિરેક્ટર ઑફ પ્રૉપેગૅન્ડા" [Director of Propaganda] તરીકે ગંભીર જવાબદારીનું કામ સોંપાયું.

નૉર્થક્લિફ પ્રેસની આ અદ્વિતીય ફતેહનાં અનેક કારણો હતાં:– **ખુમારી ભરેલી તટસ્થતા, કોઈની સ્હેમાં નહીં તણાવાની અજાબ શકિત, વીજળિક ઝડપ, બેસુમાર ખર્ચ કરવાની તાકાત, દિલ ઉશ્કેરનારી ખબરો, ભલભલા રાજ્યદ્વારી મહારથિઓના ભુક્કા કહાડી નાંખવાનો દારૂગોળો અને જગતની મશહૂર વ્યક્તિઓનાં પોપાળાં ખુલ્લા પાડવાની જબરદસ્ત હીમ્મત–આ નૉર્થક્લિફ પ્રેસની અદ્‌ભુત યુદ્ધ સામગ્રી** હતી. લૉર્ડ નૉર્થક્લિફના હાથથી મ્હોટે ભાગે તારનોજ ઉપયોગ થતો; પત્રવ્યવહારની મંદતા તેને પરવડતી નહીં. છેલ્લાં ૨૦ વર્ષમાં તેણે અમેરિકાની ૩૩ સફરો કરી, તે ઉપરથી તેની કામ કરવાની રીતભાત, ત્વરા અને સાહસિકતાનો કંઈક ખ્યાલ આવશે. તેના અવસાન સમયે તે ૬૦ પત્રોનો માલેક હતો, જે પત્રોની હમેશની કુલ ખપત અત્યારે ૩ કરોડ નકલની ગણાય છે!* **ડેઇલી મેઇલ** ઉપરાંત, **ટાઈમ્સ, ઇવનીંગ ન્યુસ, વિકલી ડિસ્પૅચ, મૅંચેસ્ટર ડેઈલી મેઇલ,** અને **પૅરીસમાં પ્રકટ થતુ ડેઈલી મેઈલ,**—આ અગ્રગણ્ય જગવિખ્યાત છાપાંઓનો નૉર્થક્લિફ

* તેમાં **ડેઇલી મેઇલ** એકનુંજ હમેશનું ઍવરેજ વેંચાણ ૧૩,૭૨,૨૯૪ નકલોનું ૧૯૨૨ ના એપ્રિલમાં હતું; હાલ લગભગ ૧૫ લાખનું હોવું જોઇએ. ડેઇલી મેઇલ ૧૫૦૦૦ પોંડની મુડીથી શરૂ થયું, આજે તેની મુડી ૨૧ લાખ પૌંડ છે!

**ફીલ્ડ માર્શલ** હતો. આ ગંજાવર છાપાઓનું જૂથ ત્હેની આંગળીના ટેરવા પર નાચતું, તેની ઇચ્છાઓ દર પળે પ્રકટ કરતું, ત્હેના શત્રુઓને થરથરાવતું, તેના મિત્રોને આસમાને ચ્હડાવતું, અને તેની ખ્યાતીને દુનિઆના એક છેડાથી બીજા છેડા સુધી ગજાવતું. લડાઇ દરમીઆન ત્હેના પ્રેસે બ્રિટિશ પ્રધાનોને અને લશ્કરી ભડવીરોને કેવા કંપાવી મૂકયા હતા તે કહાણી હવે કોઇથી અજાણી નથી. લડાઇના કામકાજની જાહીરાત માટે તેણે જે જબરદસ્ત લડત ચલાવી તેવી લડત ચલાવવાનું બીજા કોઇનું મગદૂર ન હોતું, એસ્કિવથ અને કીચનરને ત્હેણે જે થપ્પડો મારી તે ત્હેની એકલાનીજ તાકાત હતી. લૉઇડ જ્યૉર્જ જેવો રાજ્યકુશલ અને ખેલાડી પટ્ટાબાજ જો કોઇથી ડર્યો હોય, કોઇથી ત્રાસ્યો હોય, કોઇથી કંપ્યો હોય, તો તે લૉર્ડ નૉર્થક્લિફથીજ.

લૉર્ડ નૉર્થક્લિફની આખી જીવનકલાને રંગ આપનારૂં તત્ત્વ એક અને એકજ હતું, તે એ કે **તે ઉગતા સૂર્યનેજ પૂજનારો હતો, ફત્તેહનોજ આશક હતો, વિજયરથમાંજ મુસાફરી કરનારો હતો.** "ફત્તેહ કયાં છે? કયારે છે? કોની છે? શામાં છે? શા માટે છે?"—આ પ્રશ્નોનાજ ઉત્તર ઉપર એની સર્વ પ્રવૃત્તિઓનો દોર હતો. જે બાજુ ફત્તેહના ડંકા વાગતા હોય તે બાજુજ તેનું લશ્કર કૂચ કરતું. વિજય મળતો હોય તો પછી સિદ્ધાંતોની તેને પરવા નહોતી, આદર્શોનો તેને મોહ નહોતો, નીતિવાદનાં તેને બંધન નહોતાં, દુનિઆ શું કહેશે તેની તેને તલભાર પણ ચિંતા નહોતી. પત્રકારોમાં ત્હેના જેવો સટ્ટાબાજ હજુ બીજો જન્મ્યો નથી. લોકલાગણીની જેવી ભરતીઓટ થતી તેવી આ સટ્ટાબાજની તેજી મંદી લાગતી. એકજ પળમાં તે જીંદગીનાં સૂત્રો ઉથલાવી મારતો, મ્હોટા લોકનાયકોની બાંધેલી મર્યાદાઓના ચૂરા કરતો, અને ગઇ કાલે પોતે દુંદુભિનાદથી જાહેર કરેલી રાજ્યનીતિને વળતીજ સવારે દરિઆમાં દફનાવી નવી

રાજ્યનીતિની દુનિઆ ઉભી કરતો! એને કોઇ પ્રકારનાં રાગદ્વેષ હતાં જ નહીં! ફત્તેહ, ફત્તેહ, ફત્તેહ, એજ એનું મુક્તિધામ હતું—બીજી બધી ચીજો એ નિશાનનાં સાધન હતાં. સમયોચિત રંગ બદલવા એજ એનું સાધ્ય હતું.

દક્ષિણ આફ્રિકાનો બળવો જગાડવામાં ત્હેને બોર લોકો સામે કાંઇ ખાસ દ્વેષભાવ હતો નહીં, કે ઇંગ્લંડ માટે એ કાંઈ મરી ફીટતો નહોતો; પણ એ યુદ્ધ વડે તેનું મહત્ત્વ હજારગણું વધારી મૂકવાનાજ અભિલાષથી અને લોકલાગણીના પ્રવાહમાં જ સ્હેલ કરવાની મુરાદથી આ અગ્નિ તેણે પ્રકટાવ્યો હતો. લોકોને જોઇતો ખોરાક પૂરો પાડવો એજ એનું લક્ષ્યબિંદુ. લોકોને લડાઈ જોઈતી હોય તો તે આપવી; તેઓને દિલ ઉશ્કેરનારી આરત જોઈતી હોય તો તે પૂરી પાડવી; પ્રજા ફ્રાન્સ સામે છંછેડાયેલી હોય તો ફ્રાન્સ સામે દુશ્મનવટ જાહેર કરવું; જર્મની સામે બાથ ભીડવાનો લોકોને ચડસ ચ્હડયો હોય તો તે પૂરો કરવાને તેનાં આખાં છાપાંદળને છોડી મૂકવું;—આ ત્હેની નીતિરીતિ, આ ત્હેના આદર્શ, અને આ ત્હેના જીવનનાં પ્રેરક તત્ત્વો! આ રીતે છાપખાનાને ગણત્રીબાજ વેપારી યંત્ર બનાવી મૂકવાનું બધું માન લૉર્ડ નૉર્થક્લિફનેજ છે! પત્રકારનો ધંધો ઉમદા જાહેર પ્રવૃત્તિ મટીને સ્વાર્થમય, દંભમય અને પ્રપંચમય વેપાર બનવા લાગ્યો તે પ્રતાપ આ પ્રત્રકારોના નેપોલિયનનો. નૉર્થક્લિફ પોતે સ્વાર્થી, દંભી કે પ્રપંચી હતો એમ કહેવાનો ભાવાર્થ નથી. તેના મનથી દુર્ગુણો સદ્‌ગુણોનો ભેદ હતોજ નહીં. એ દુન્યવી દ્વંદ્વોથી પર હતો! એને તો વિજયવંત જીંદગીનું નિશાન સર કરવાનું હતું; અને તેમાં જે કાંઈ શસ્ત્રો ત્હેને હાથ લાગ્યાં તેનો તેણે છચોક ઉપયોગ કર્યો.

૧૯૧૪ ના ડીસેમ્બરમાં "ડેઇલી ન્યુસ" ના તંત્રી એ. જી. ગાર્ડિનરે લૉર્ડનૉર્થક્લિફને જે ખુલ્લો પત્ર લખેલો તે બ્રિટિશ રાજ્યદ્વારી ઇતિહાસમાં કદી ન ભૂલાય તેવો છે. એ પત્રમાં ગાર્ડિનરે જે ભયંકર

સુરંગોથી નૉર્થક્લિફના ફૂડચા ઉડાડયા છે તે દારૂણ હૂમલાનો તે વખતે તો પ્રતિકાર નૉર્થક્લિફ કરી નજ શક્યો. જર્મની સામે યુદ્ધના દાવાનળમાં બ્રીટનને હોમવા માટે ગાર્ડીનરે નૉર્થક્લિફ ઉપર ધિક્કાર અને તિરસ્કારની મશીનગનો છોડી મૂકવામાં બાકી રાખી નથી. નૉર્થક્લિફની આખી જીંદગીમાં કોઇએ તેને ખરી શિકસ્ત આપી હોય તો તે ગાર્ડીનરે જ આપી હતી. છતાં નૉર્થક્લિફને શરમ જેવી ચીજ નહોતી—પરાજય જેવી વસ્તુ નહોતી. તેણે તો તેનો જીવનપથ મુકરર કરી રાખ્યો હતો— પછી ભલેને તેની આસપાસ ધિક્કાર અને તિરસ્કારના જ્વાળામુખીઓ ફાટી પડે તોયે તે ચળે તેમ નહોતો. જર્મની સાથેના યુદ્ધમાં કરોડો માનવીઓને હોમાવ્યા પછી પણ પોતે જ સુલેહનો સલાહકાર કહેવાયો— પોતેજ સુલેહનાં તહનામાંઓનો નિર્માતા કહેવાયો. લોકલાગણીના પ્રવાહની દિશા તે ચૂક્યો નહીં. પ્રજાની નાડીના ધબકારા પરથી તેણે તેણે હાથ ઉઠાવ્યો નહીં. "યુનિયન જૅક કરતાં" વિજયધ્વજ ઉપર ત્હેની દષ્ટિ વધારે એકાગ્રતાથી ઠરી હતી; સામ્રાજ્ય કરતાં પણ ફત્તેહના રાજ્ય પર તેની વધારે ચોટ હતી.

આવી અદ્વિતિય વ્યક્તિના જીવનની તુલના શી રીતે કરવી? વિજયદેવીનો એટલો તો એ આશક હતો કે તેની આ અદ્દ્ભુત પૂજા જોઇને સામાન્ય જનતા તો તેના ઉપર ઉલટાની ફીદા થઇ જાય, અને બહુ ચુસ્ત નીતિજ્ઞો પણ ત્હેની પારાવાર ગલતીઓની માફી આપવા લલચાઇ જાય. આ મૂલ્કમશહૂર પત્રકારનું અવસાન તા. ૧૪ મી ઑગસ્ટ ૧૯૨૨ ને દિને થતાંજ "ડેઇલીન્યુસ" અને "ડેઇલી હેરલ્ડ" સિવાય લગભગ તમામ બ્રિટિશ પત્રકારોએ તેનાં સંકીર્તનો એટલાં તો ગાયાં છે કે જાણે નૉર્થક્લિફ બ્રિટનમાં ઉતરી પડેલો કોઈ ફિરસ્તો ન હોય! સૌ તેની ફત્તેહો તરફજ જુએ છે! એ ફત્તેહો શી કીમ્મતે ખરીદવામાં આવી હતી તે તપાસવાની કોઇનામાં હાલ તાકાત કે હીમ્મત નથી! જેનાં દોરદમામ પાસે લૉર્ડ કર્ઝન અને લૉઇડ જ્યૉર્જનાં અભિમાન પણ ઘડીભર પાણી ભરે—તેના નૈતિક જીવનનું પૃથક્કરણ કરવાની ગમે

તેવા સખ્ત ટીકાકારના પણ છાતી ન ચાલે તે સ્વાભાવિક છે. દુન્યવી ફત્તેહની ચાવીઓ કોઇ જાણવા ઇચ્છતું હોય તો નૉર્થક્લિફના જીવન કરતાં વધારે માર્મિક અને અર્થસૂચક જીવન ક્યાંય નહીં મળે. પરંતુ એ ફત્તેહની ખાતર તેણે જે જે ઉત્પાતો મચાવ્યા તેની ગણત્રી કરીએ તો કમકમાટી ઉપજ્યા વિના રહેતી નથી. સામ્રાજ્યના નામે તેણે હિન્દુસ્તાનને અન્યાય આપવામાં બાકી રાખી નથી: ઇંગ્લંડમાં ચાલતા રાજકીય પ્રવાહમાં ચ્હડી બેસવાની ખાતર આયરલૅંડ કે ઇજીપ્ત, ટર્કી કે હિન્દુસ્તાન સૌને જાહનમમાં મોકલાવવાને તે તૈયાર હતો. પૂર્વનો કોઇ પ્રજાનો તે પક્ષ કરતો ત્યારે માત્ર બ્રિટિશ પ્રધાન મંડળને બ્રિટિશ પ્રજાની આંખે કરવાની ખાતરજ, અને તેઓને રહે આપીને પોતાની રાજ્યદ્વારી વ્યૂહરચના ફત્તેહમંદીથી પાર ઉતારવાની ખાતરજ અદ્દ્ભુત શક્તિઓ—અદ્દ્ભુત મહત્ત્વાકાંક્ષા, અદ્દ્ભુત વિજયવાંછના, અદ્દ્ભુત દુન્યવી ફત્તેહ અને અદ્દ્ભુત નૈતિક અધોગતિ **આ સર્વ અદ્દ્ભુતતાઓનો એકસામટો જૂથ તે પત્રકારોનો શહેનશાહ લોર્ડ નૉર્થ ક્લિફ!**

—[ " **નવ ચેતન** " દીપોત્સવી અંક, સં. ૧૯૭૮ ]



## ૧૦૩

# ધારા સભાની ચુંટણી

### નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર,

બી. એ. એલએલ. બી. બૅરિસ્ટર-ઍટ-લૉ, તરફથી.

**મહાશય,**

ત્રણ વર્ષ સુધી આપણે ધારાસભાઓની લગામ નોકરશાહી તથા લિબરલ વિનીત પક્ષના હાથમાં છોડી હતી. ત્રણ વર્ષ સુધી એ ધારાસભાઓમાં નહોતા "અધીરા આશાદીઓ", કે નહોતા ધારાસભાઓને તોડી પાડવાની પ્રતિજ્ઞા લઈ બેઠેલા "માથાના ફરેલ વિઘ્નકર્તાઓ." ત્રણ વર્ષ સુધી "બંધારણ" અનુસાર ચળવળ કરનારાઓને આપણે ધારાસભાઓનું ક્ષેત્ર સાવ સુવાંગ સોંપી દીધું હતું. અને છતાં, કાર્યસિદ્ધિ શી થઈ? હિન્દ ઉપર ગુજરેલા સીતમો શું દૂર થયા? જલિયનવાલા બાગનાં શું પ્રાયશ્ચિત્ત થયાં? ઓ'ડ્વાયર અને તેની સાથેના જુલ્મગાર અમલદારોનાં પેન્શન શું બંધ થયાં? હિન્દનું દુભાયેલું આત્મમાન શું પાછું સંતોષાયું? અગર તો સ્વરાજ્યને પંથે શું આપણે જરા પણ આગળ પ્રયાણ કર્યું?

નહિ; ઉલટાની નોકરશાહી ઉન્મત્ત અને અભિમાની બની. ત્રણ વર્ષ સુધી ધારાસભાઓમાં પ્રજાના સાચા પ્રતિનિધિઓની ગેરહાજરીથી અમલશાહી ઉલટાની નિર્ભય અને નિડર બની. તેથીજ આજે તેનો ગર્વ અને અહંકાર કદિ ન હતો તેટલો છે; તેથીજ જુલ્મગાર રાજ્યસત્તાની શક્તિમાં તેને વિશ્વાસ હતો તેના કરતાં આજે સોગણો વધારે છે. અને તેથીજ તેણે ત્રણ વર્ષ થયાં નથી કર્યો પસ્તાવો કે નથી કર્યું પ્રાયશ્ચિત. એટલુંજ નહિ, પરંતુ જ્યારથી "રાજ્યદ્વારી સુધારા"નાં રણશિંગડાં ફુંકાયાં ત્યારથી લોકનાયકોની મહેચ્છાઓને અને આઝાદી

માટે પ્રજાના પોકારને દાબી નાંખવાને કાયદાનાં ક્રૂર, તીક્ષ્ણ અને નિર્દય શસ્ત્રોની આપણા ઉપર જે વૃષ્ટિ થઈ છે તેવી હિન્દના ઇતિહાસમાં કદિ થઇ નથી.

અને સ્મરણમાં રહે, કે આ બધો ઇતિહાસ વિશ્વયુદ્ધ પછીનો છે! એ ભયાનક રમખાણમાં બ્રિટીશ સલ્તનત રહેશે કે નહિ એવી જ્યારે સર્વત્ર ભીતિ અને શંકા હતી ત્યારે હિન્દી પ્રજાએ બેસુમાર બલિદાનો આપી બ્રિટનને ભયમુક્ત કર્યું ત્યાર પછીનું આ રાજ્યપ્રકરણ! ગરીબીમાં રીબાતી હિન્દી પ્રજાએ આ મહાન્ વિગ્રહમાં બ્રિટનની ખાતર દોઢ અબજ રૂપિયાની બક્ષિસ, ૬૫ કરોડનો લશ્કરી ખર્ચ, તથ સરકારી લોકો અને કર વિગેરેના અસહ્ય બોજાઓ, તેમજ લાખો માણસોનાં બલિદાનો શા માટે સહન કર્યાં તે યાદ છે કે? બ્રિટીશ સામ્રાજ્ય સલામત રહે, પ્રજાસત્તાક રાજ્ય માટે જગત નિર્ભય બને, ન્હાના રાષ્ટ્રોની સ્વતંત્રતા સચવાય, અને સર્વ પ્રજાઓને આત્મનિર્ણયનો અધિકાર મળે, તેની ખાતર હિન્દનો આ અથાગ આત્મત્યાગ હતો. અને તે સમયે મિત્ર રાજ્યોની ભયભીત સ્થિતિમાં બીજું કોઈ નહિ પણ મહાત્મા ગાંધીજી પોતે બ્રીટનની વ્હારે ધાયા હતા! પરંતુ યુદ્ધ પસાર થયું; તોફાન શમી ગયું: શાન્તિ પથરાઇ; યુદ્ધનાં સરવયાં ચોખ્ખાં કરવાનો સમય આવ્યો; અને હિન્દના આ અતુલ ઉપકારનાં બદલામાં આપણી ઉપકારવશ સરકારે આપણી શી કદરદાની કરી? એજ કે મહાત્માશ્રીને છ વર્ષનું કારાગૃહ! શૌકત, મહમદ, લાલાજી, નેહરૂજી, દેશબંધુ, અને તેમની સાથે બીજા લગભગ ૨૫ હજાર બહાદૂર સ્વરાજ્યવાદીઓની ગીરફતારી! અને અધૂરામાં પૂરૂં, કેન્યાના સંસ્થાનનું શરમભરેલું શાહેરીપણું અને તે સામ્રાજ્યની નમાલી રક્ષા અને ગુલામી સાથે?

આના કરતાં આપણી વર્તમાન પરિસ્થિતિની વધારે કરૂણાજનક કથા શી હોઇ શકે? એક બાજુ આપણે ધારાસભાઓને વિધાતા ઉપર છોડી, અને બીજી બાજુ મહાત્માશ્રીની મહાન આશાઓ સિધ્ધ કરવા

જેટલી શક્તિ આપણે બતાવી ન શક્યા. ન ધારાસભાઓમાં આપણે સરકારને યુદ્ધ આપી શક્યા, કે ન ધારાસભાઓની બહાર ત્રિવિધ બહિષ્કારથી આપણે સરકારને નમાવી શક્યા. આપણી ગણત્રી ખોટી પડી; આપણી નિર્બળતા આપણે ઓછી ગણી; આપણી શક્તિનો આપણે વધારે પડતો આંક મૂક્યો.

પરંતુ, હવે તો જ્યાં આપણે નિષ્ફળ થયા છિએ ત્યાં અનેકગણા વધારે ઉત્સાહથી પ્રયત્ન કરીએ; જ્યાં આપણે છુટાછવાયા થઇ ગયા છિએ ત્યાં રાષ્ટ્રીય સંગઠ્ઠનથી એકત્ર થઇએ; જ્યાં આપણા કાર્યક્રમમાં ત્રુટિઓ હોય ત્યાં ફરીથી વિચાર કરીને વધારે કાર્યસાધક ક્રમ ગોઠવીએ. અને તેથી કૉન્ગ્રેસના એક નમ્ર સભાસદ તરીકે હું માનું છું કે દેશબંધુ દાસે ધારાસભાઓમાં સરકારની સામે ઝૂઝવાનો જે મજબૂત કાર્યક્રમ સૂચવેલ છે તેથી "સુધારાઓ" ની નિષ્ફલતા જેટલી ઉઘાડી પડશે તેટલી ધારાસભાઓ તરફ માત્ર વૈરાગ્યભરેલી ઉદાસીનતાથી નહિ પડે. સરકારની એકહથ્થુ અમલશાહીની ભયંકરતા તેના સાચા સ્વરૂપમાં ખુલ્લી પાડવાનો ઉત્તમ માર્ગ એજ છે કે ધારાસભાઓને શક્તિવાળા રાષ્ટ્રવાદીઓથી ભરી દેવી. પ્રતિપક્ષીનો ભેટો થયા વગર આપણે તેને હંફાવી શકતા નથી. યુદ્ધ આપ્યા વગર આપણે વિજય મેળવી શકતા નથી. ધારાસભાઓ રાષ્ટ્રવાદીઓના હાથમાં મૂકાય તો એમાંથી એકજ પરિણામ સંભવે--કાં તો સરકારે પ્રજાની ઇચ્છાને સ્વાધીન થવું પડે અથવા તો અમલશાહી રાજનીતિની નાદારી કબૂલ કરવી પડે.

આ સિદ્ધાંત અમલમાં મૂકવાના અભિલાષથી એક સ્વરાજ્યવાદી અને એક કૉન્ગ્રેસમૅન તરીકે મ્હેં દક્ષિણ મુંબઇના કોટ, ભુલેશ્વર અને ગિરગામ ( એ. સી. અને ડી. ) વૉર્ડો તરફથી મ્હારી ઉમેદવારી નોંધાવી છે. આજથી લગભગ ૧૬ વર્ષ પહેલાં હું કૉલેજમાંથી એક તરૂણ ગ્રૅજ્યુએટ તરીકે બહાર નીકળ્યો તેજ વખતે સને ૧૯૦૭ ના એ ચિરસ્મરણીય ડીસેમ્બરમાં મ્હેં લોકમાન્ય તિલકના હાથથી રાષ્ટ્રીય

દીક્ષા લઇ દેશસેવાનું મંગલાચરણ કર્યું હતું. એ દિવસથી આજ પર્યંત હું યથાશક્તિ માતૃભૂમિની સેવા કરી રહ્યો છું. અને આ અરસામાં આપણી રાજ્યદ્વારી ચળવળના અનેક વિકટ પ્રસંગોમાં મ્હેં એક રાષ્ટ્રસેવક સેવક તરીકે અગ્ર ભાગ લીધો છે.

જે સમયે મહમદ અલી ઝીણા અને હૉર્નિમૅનની બહાદુર ઉત્સાહ-પ્રેરક સરદારી નીચે હોમરૂલની અતિ તીવ્ર, વ્યાપક અને વેગભરી પ્રજાકીય ઝુંબેસથી આખો પ્રાન્ત ખળભળી રહ્યો હતો, ત્યારે એ ઝુંબેસમાં ઝૂકાવનાર જે મુઠ્ઠીભર સાહસિક લડવૈયાઓ હતા તેઓમાંના એક હોવાનું મ્હને અનન્ય સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. જ્યારે સમગ્ર ગુજરાતને એક છેડાથી બીજા છેડા સૂધી સ્વરાજ્યની હાકલથી જાગૃત કરવામાં આવ્યું, અને દેશમાં કદિ નહિ અનુભવેલી વ્યવસ્થા અને એકાગ્રતાથી ત્રણ વર્ષ સુધી એકધારી રાજ્યદ્વારી લડત વડે ગુજરાતના રાજકીય જીવનના પાયાં રચવામાં આવ્યા, ત્યારે એ શરૂઆતની સેવા અને મજૂરીમાં મ્હારો નમ્ર ભાગ હતો. રાષ્ટ્રિય પક્ષના એક સિપાહી તરીકે મ્હેં આપણી સ્વતંત્રતાના યુદ્ધમાં સમય અને તનદુરસ્તીનો બને તેટલો ભોગ આપીને એકનિષ્ઠાથી વર્ષો થયાં મ્હારો ફાળો આપ્યો છે.

અને હજુ પણ હું આપને ખાત્રી આપું છું કે એજ એકનિષ્ઠાથી અને એજ અભિનિવેશથી કૉંગ્રેસના એક ચુસ્ત સભાસદ તરીકે સ્વરાજ્ય-ના ધ્યેયની ખાતર અને આપણા રાષ્ટ્રના આત્મમાનની ખાતર ધારા-સભાની અંદર નિડરપણે સખ્તમાં સખ્ત લડત ચલાવવાને હું તૈયાર છું. આપને જો વિશ્વાસ હોય કે હું આપના એક પ્રતિનિધિ તરીકે ધારાસભામાં અમલશાહી સામે ઝૂંબેસ ચલાવવાને શક્તિમાન થઇશ તો હું આશા રાખું છું કે તા. ૧ લી નવેમ્બર ૧૯૨૩ ની આવતી ચુંટણીમાં આપ મ્હને આપની બનતી સહાનુભૂતિ અને આપના મત આપીને આભારી કરશો.

હું છું,
આપનો સેવક.
**નૃસિંહદાસ ભ. વિભાકર.**

—[ મુંબઇની ધારાસભાની ચુંટણી પ્રસંગે પ્રકટ કરેલ "મૅનિફેસ્ટો." ]



## ૧૦૪

# શિખર પરથી દૃષ્ટિપાત.



**વસંતનાં વધામણાં** આજે વસંતનું આગમન ? રસપ્રિય વાચકવૃન્દ ! તમારાં જીવન પણ વસંત સરીખાં નવીનવીન રસામૃતોથી છલકાય, સુમધુર રંગોથી રંગાય અને સુકોમલ સુગંધિઓથી સોહાય એવી અમારી હૃદયવાંછના છે. અમારી પ્રાર્થના છે કે ઋતુરાજના સૌરભભર્યા તેજવાયુ તમારા દેહના અણુઅણુમાં ઉલ્લાસમયી ચેતના અને મ્હેક મ્હેક થતી ખુશબો બહલાવી દો; તમારા કલહ અને ક્લેશ, તમારા સ્વાર્થ અને રાગદ્વેષ, તમારા મોહ અને મદ, તમારાં દુઃખ અને અશ્રુઓ—આ સર્વ ગ્લાનિ-ભર્યા અંધકારને વસંતની લહરીઓ કોઈ આનંદસાગરની ભરતીમાં ધકેલી દો; અને વસંતોત્સવમાં લીન થયેલાં કોકિલોનાં કૂજન, બુલબુ-લોનાં આકાશસંગીત, ગોપગોપીઓના વેણુવિહાર, ને પ્રકૃતિ દેવીનાં રસગાન તમારી આત્મવીણામાં કોઈ અજબ એકતાનતા, કોઈ વિરલ મનોહરતા, કોઈ સુરમ્ય સાધુતા, કોઈ અમૃતમયી મધુરતા, કોઈ સ્વર્ગીય પ્રભુતા ભરી ભરીને ઠલવી દો !

× × × ×

**આભારદર્શન** વસંતનાં વધામણાંની સાથે "રંગભૂમિ"ને વધામણાં આપનાર અનેક કદરદાન સજ્જનો અને સન્નારીઓ પ્રતિ અમારી સહૃદય ઉપકારની લાગણી પ્રકટ કરવાની આ અમૂલ્ય તક અમે કેમ જવા દઈ શકીએ ? છાપાંઓની રંગભૂમિ ઉપર "રંગભૂમિ"ના પ્રથમ પ્રવેશ વખતે જે અનેક સુજ્ઞ વ્યક્તિઓએ અને જાહેર છાપાંઓએ અમને અતિ કીંમતી

આવકાર આપ્યો છે તે માટે અમે તેઓ સર્વના ઘણા જ ઋણી છિએ. મંગલાચરણમાં જ અમારા ઉપર અભિનંદનોની જે અણધારી વૃષ્ટિ થઈ છે તે અમને ભારે ઉત્સાહપ્રેરક થઈ પડી છે એમ કહ્યા વિના ચાલતું નથી. પરંતુ આ આભારદર્શનથી એમ ન સમજાય કે અમે અમારી ઉણપોથી વાકેફ નથી. ગુજરાતનાં ભિન્ન ભિન્ન રૂચિનાં નરનારીઓને સાહિત્ય અને કલાની જુદી જુદી સામગ્રીથી સંતોષવાં એ બહુ સરલ અને સહેલું કાર્ય નથી જ. જેટલાં મનુષ્યો તેટલી જ રસવૃત્તિઓ! છતાં "રંગભૂમિ" ને તો એક બે અપવાદો સિવાય સર્વ દિશામાંથી વધામણાં જ મળ્યાં એ અમારી સફલતા કરતાં અમે અમારૂં સદ્ભાગ્ય વધારે માનીએ છિએ. તેની સાથે અમારાં વાંચકોને ખાત્રી આપીએ છિએ કે એ વધામણાંથી અમારા પ્રયત્નની પર્યાપ્તિ થતી નથી. અમને અપાયેલી મુબારકબાદીઓ અમે ત્યારે જ જીરવી શક્યાં ગણાઇએ કે જ્યારે અમારા મિત્રવર્યોએ અમારા વિષે જે મહત્ત્વાકાંક્ષાઓ કલ્પી છે તેને પહોંચી વળવાને અમે થોડા પણ સમર્થ થઇએ, અને જ્યારે ગુર્જર રસોદ્યાનમાં વસંતનાં પનોતાં પગલાં કરાવવામાં અમે યત્કિંચિત્ સહાયભૂત થઈ શકીએ.

અમારા ઉપર કોઈક સ્થળે નિર્માલ્ય અને દ્વેષયુક્ત ટીકાઓ પણ થઈ છે. પરંતુ તેનો પ્રત્યુત્તર નહિ આપવામાં જ અમે અમારી મગરૂરી માનીએ છિએ. કારણ કે ગુર્જર સાહિત્યની સેવા પરસ્પર પ્રહારો અને નિંદાઓથી થવાની નથી. રંગભૂમિ પોતાની શક્તિ અનુસાર પોતાના કાર્યથીજ તેના નિંદકોનો જવાબ આપે તેમાંજ એની શોભા છે એમ અમને લાગે છે. અલબત્ત, અમારા કેટલાક મિત્રો તો આ ટીકાઓના જવાબમાં અમારી સખ્ત કટારીની રાહ જોઇ રહ્યા હશે, પણ અમે અમારી લેખિની એ રીતે ભ્રષ્ટ કરવા ઇચ્છતા નથી. અમે કબૂલ કરીએ છિએ કે મનુષ્યસ્વભાવ એવો છે કે તેનાથી અન્યાયયુક્ત અને ઇર્ષ્યાભરેલાં છબરડાં સહન થઇ ન શકે, છતાં એવે પ્રસંગે સંયમજ સરવાળે હિતકારક છે એ પણ ભૂલી જવું ન જોઇએ.

તેટલા માટે અમારી લેખનીથી ગુર્જર સાહિત્યના કોઇ પણ ન્હાના કે મ્હોટા ઉપાસકને અન્યાય કે હાનિ ન થાય એ અમારી ખાસ ચિંતા છે. બાકી, અધીરા ટીકાકારોને અમારી એટલીજ વિનતિ છે કે વર્તમાન ગુર્જર સાહિત્યસેવકોનો સેવાનાં અત્યારથી સરવૈયાં કઢાડવાં એ વધારે પડતું વહેલું છે.

× × × ×

**સાહિત્ય ફૂલવાડી શી રીતે ખીલે?** રસ અને કલાની ફૂલવાડી એવી અજબ ચીજ છે કે એ ફૂલવાડી કોઈ બીજાઓની કબર ઉપર ખીલાવી શકાતી નથી. જેને એ ફૂલવાડી ખીલવવાની જરા પણ અભિલાષા હોય તેણે સાહિત્યબાગને ખેદાનમેદાન કરવાની વાસના છોડી દઇને એક રસમાલી તરીકે પ્રમાણિક મજૂરી કરવા મંડી પડવું જોઇએ. સાહિત્યોધાનની ખીલવણી માટે ધૈર્ય અને જહેમત જોઈએ છીએ; ઉદારતા અને સહૃદયતા જોઇએ છિએ; સ્વાર્થમયી અસ્મિતા, ઇર્ષ્યા કે રાગદ્વેષ નહિ. ગુર્જર સાહિત્યના રસોધાનમાં સાચાં સૌન્દર્ય અને સૌરભ ત્યારેજ ઉભરાશે કે જ્યારે તેના સર્વ પૂજારીઓ અંતરનાં મમત્વ દૂર કરી, પરસ્પર મિત્રતાનો હાથ આપી, ખરી દિલોજાનીથી સાહિત્યની આરાધનામાં તન્મય બનશે. પરમાત્મન્! ગુજરાતને આવા દિલભર રસમાલીઓ આપો અને અમારી સાહિત્ય-ફૂલવાડીમાંથી કૃપણતા તથા મલિનતા દૂર કરી ખુશનુમા વસંતને પધરાવો.

× × × ×

**દુનિયાને વસંતની જરૂર.** વસંતનો ઉચ્ચાર કરતાંજ વસંતવિહીન દુનિઆનો વિચાર આવે છે! ખાસ કરીને આ સમયે આખી દુનિઆને જાણે વસંતની અનિવાર્ય જરૂર હોય એમ નથી દીસતું? સર્વ પ્રજાઓ અત્યારે કરમાયેલી અને ચીમળાયેલી નથી જણાતી? ઋતુઓ વીતી છતાં યુરોપની હજુ પાનખર ઋતુજ ચાલતી હોય એવો ભાસ નથી

થતો ? કેટલાંક ન્હાનાં રાષ્ટ્રો ખરેલાં પુષ્પોની માફક ઘુંદાયેલાં દૃષ્ટિગોચર થાય છે, તો કેટલાંક મહાજ્યો પોતાનાજ વૈરાગ્નિની મહાજ્વાલાઓથી બળીને ખાખ થતાં જણાય છે. એક બાજુ શરીરબલ ઉપર નાચી રહેલી રાક્ષસી મહત્ત્વાકાંક્ષા અને બીજી બાજુ આત્મબલ ઉપર જીવતી તરફડિયાં મારતી નિરાધારતા ! આ ભય, ત્રાસ અને વ્યામોહના વાતાવરણમાં વસંતનાં આગમન ક્યાંથી હોઇ શકે ? ખુશનુમા વસંતનાં દર્શન તો ત્યારેજ થઇ શકે કે જ્યારે તેના સ્વાગતની યથાર્થ તૈયારીઓ થઇ હોય. આત્માની ઓજસ્વિતા, હૃદયના ઉલ્લાસ, બુદ્ધિની નિર્મલતા અને દેહની શુદ્ધિ વગર વસંતનાં અમોલાં આગમન થતાં નથી. ભલે નક્ષત્રો બદલાય, ગ્રહો બદલાય, મહિનાઓનાં નામ બદલાય, રે ઋતુઓની ઋતુઓ વહી જાય, પરંતુ વસંતની પ્રાણપ્રતિષ્ઠા તો ત્યારેજ થાય કે જ્યારે તેનાં ભક્તોનાં હૃદયની ભીતરમાં વસંત અને વસંતનાંજ ગુંજન થઇ રહ્યાં હોય. પરંતુ જ્યાં ઇર્ષ્યા અને અસૂયા, રાગ અને દ્વેષ, સ્વાર્થ અને મોહ, વૈર અને વિકાર, આદિ અનેક ઘેરા ઝેરી રંગોથી સમગ્ર દેહ અને પ્રાણ કલુષિત અને વિષમય થઇ રહેલ હોય ત્યાં વસંત કદિ ઉગવાની નથી, ત્યાં ઋતુરાજની મીઠી નજર કદિ થવાની નથી, ત્યાં પાનખર કદિ વીતવાની નથી.

× × × ×

આ બધાં અંધ, સ્વાર્થમય રાષ્ટ્રપૂજનનાં ભયાનક પરિણામો છે.

**કવિવર રવિબાબુની ચેતવણી.**

વસંત એવી મોંઘી મોહનમૂર્તિ છે કે જ્યાં આત્મના યજ્ઞ નથી, જ્યાં હૃદયનાં અર્ઘ્ય નથી, જ્યાં દેહનાં તપ નથી, જ્યાં અંતરનાં આરાધન નથી, ત્યાં તેનાં સૌભાગ્યવંતાં પગલાં થતાં નથી. અને તેટલા માટેજ આખા વિશ્વને વસંતનાં દર્શન કરાવવાને ઉત્સુક કવિવર રવીન્દ્ર બાબુ જગતને અને ભારતને સ્વાર્થમયી સંકુચિત રાષ્ટ્રપૂજાથી ચેતાવે છે.

રાષ્ટ્રપૂજા એવી ન હોવી જોઈએ કે બીજાં રાષ્ટ્રોની ખાખ ઉપર તમે તમારા રાષ્ટ્રનું મદભર મહાલય રચો. આ વિશાળ અને ઉદાર ભાવના સંબંધી અમારા બંધુ 'ગુજરાત'ના તંત્રીસ્થાનની કંઈક ગેરસમજ થઇ હોય એમ અમને લાગે છે. અમારે તેમને યાદ આપવું જોઇએ કે કવિવરની વિશ્વભાવનાના સિદ્ધાંત બાબત તો મહાત્મા ગાંધીજીનો પણ મતભેદ નથી. 'ગુજરાત' કહે છે કે–"રવિબાબુ રાષ્ટ્રીય ધર્મની સામું બંડ ઉઠાવવાનો પ્રયત્ન કરે છે," તેમજ "રાષ્ટ્રીયતાનો સાંકડો ધર્મ વિસારી મૂકવો એમ રવિબાબુ શિખવવા નીકળ્યા છે!" —આમ કહેવું તે કવિવરને અન્યાય કરવા જેવું નથી લાગતું? 'ગુજરાત'ના આ વિચાર સાથે મહાત્મા ગાંધીજીનાં પોતાનાં વચનો સરખાવીએ:–"હું જેટલા દેશપ્રેમનો દાવો કરું છું તેટલાજ કવિ ભારતભૂમિને ચાહનારા છે અને એ પ્રેમજ એટલો અમારી વચ્ચેની પ્રેમની સાંકળને હરહાલતમાં ટકાવી રાખવાને બસ છે," એટલુંજ નહિ પણ ગાંધીજીએ કવિવરને ઉદ્દેશીને ત્યાં સુધી લખ્યું છે કે, "જે સ્વર્ગીય સ્વરાજ્ય પોતાના દેશને પ્રાપ્ત થયેલું જોવાનો કવિનો મનોરથ છે તે મેળવવાનું જો કદી હિન્દુસ્તાનના ભાગ્યમાં હશે જ તો તે અહિંસાત્મક અસહકારના–નિર્મળ શસ્ત્ર વડે જ મળવાનું એવો મ્હારો વિશ્વાસ છે. કવિને મ્હારી અરજ છે કે ત્હમે દુનિયાંને ત્હમારો શાંતિનો સંદેશો બેધડક સંભળાવ્યે જજો અને અંતરમાં વિશ્વાસ રાખજો કે અસહકારની લડતથી હિંદુસ્તાન, જો તે પોતે કરેલી પ્રતિજ્ઞાને વફાદાર રહેશે તો, તેમના ઉચ્ચ તેમજ ઉદાત્ત સંદેશાના જીવતા અને જળહળતા દાખલા રૂપેજ પોતાની જાતને સિદ્ધ કરશે. સ્વદેશાભિમાન શબ્દને તેના અધમ અર્થમાંથી ઉગારી લઈ તેને જે વિશાળ અને વ્યાપક વિશ્વબંધુત્વનો સૂચક બનાવવાનો પોતાનો આટલા કાળથી પ્રયત્ન છે તેજ અર્થ આપવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે." આ ઉપરથી જોઇ શકાશે કે વિશ્વબંધુત્વ અને ઉદાર સ્વદેશાભિમાનના મહાન્ વ્યાપક સિદ્ધાંત વિષે કવિવર તેમજ મહાત્માજી સંપૂર્ણ રીતે સંમત છે.

**કવિવર અને દેશબંધુનો એકમત**

ઉપરાંત, બંગાલની તીક્ષ્ણ બુદ્ધિ અને ભવ્ય ભાવનાઓના અગ્રગણ્ય નેતા દેશબન્ધુ ચિત્તરંજન દાસ પણ પોતાની રાષ્ટ્રભક્તિનો આદર્શ રવિબાબુના આદર્શ જેટલો જ ઉચ્ચ રાખે છે. છેલ્લી મહાસભાના પ્રમુખ સ્થાનેથીજ દેશબન્ધુએ કહ્યું છે કે—"રાષ્ટ્રભક્તિ એક એવી પ્રગતિ છે કે જે દ્વારા એક પ્રજા પોતાને વ્યક્ત કરી પોતાના આત્માને ઓળખે છે; અને તે બીજી પ્રજાઓથી છૂટા પડીને નહિ, બીજી પ્રજાઓના વિરોધી થઇને નહિ, પરંતુ એક મહાન્ ઘટનાના ભાગીદાર તરીકે...........હું આજે જે રાષ્ટ્રભક્તિની વાત કરૂં છું તે યૂરોપમાં આજે હયાતી ભોગવતી રાષ્ટ્રભાવના સાથે ભેળવી દેવાની નથી. યુરોપની રાષ્ટ્રીયતા એ હુમલો કરનારી રાષ્ટ્રીયતા છે, સ્વાર્થમય રાષ્ટ્રીયતા છે, નફા તોટાની ગણત્રી પર નિર્ભર રહેનારી દુકાનદારીની રાષ્ટ્રીયતા છે.........હું ભાર દઇને જણાવવા ચાહું છું કે રાષ્ટ્રભાવના અને જગતની સુલેહ વચ્ચે કોઇ પ્રકારનો વિરોધ નથી." આ પ્રમાણે હિંદની ત્રણ મહાન્ વ્યક્તિઓ સિદ્ધાંતમાં સર્વાંશે એકમત છે. અને જો બંધુ 'ગુજરાત' પણ આ રાષ્ટ્રધર્મ અને વિશ્વધર્મની મીમાંસા વધારે સૂક્ષ્મતાથી વિચારી જશે અને એ વિષે આપણા મહાન્ વિચારકોની વિચારશ્રેણિ સરખાવી જશે તો અમને ખાત્રી છે કે 'ગુજરાત' પોતે પણ રવિબાબુ સાથે સંમત થશે.

["રંગભૂમિ," માઘ, ૧૯૭૯,
વસંત અંક, વર્ષ ૧, અંક ૨.]



# ૧૦૫

# શિખર પરથી દૃષ્ટિપાત.



**"દુનિઆનાં છાપખાનાંઓ એક જમાના સુધી બંધ રાખવાં" !**

હર પળે આખી દુનિઆનાં અસંખ્ય છાપખાનાંઓમાંથી બહાર પડતા અઢળક સાહિત્યડુંગરોને ઉદ્દેશીને એક વાર એક મહાન્ વિચારકે એક અજબ ઉદ્ગાર કહાડેલ કે:—"જગતની દારૂણ અધોગતિ અટકાવવાનો ફક્ત એક અને એક જ રામબાણ ઉપાય છે; અને તે એ કે આખી દુનિઆનાં તમામ છાપખાનાંઓ એક જમાના સુધી સદંતર બંધ રાખવાં"!

સુજ્ઞ વાચક સહજ સમજી શકશે કે આ અતિ વિચિત્ર અભિપ્રાયની પાછળ બહુજ ગંભીર વિચારશ્રેણિ છુપાયેલી છે. જેટલાં વચનો છપાયાં તેટલાં બધાં વેદવાક્ય—એ ભ્રમણાને જડમૂળથી ઉખેડી નાંખનાર આ વિચાર છે. એટલું જ નહિ પણ વર્તમાન જગત એકંદરે આત્મઘાતક અને ઉચ્છેદક વિચારોનો જ વિનિમય કરી રહેલ છે અને તે વિનિમય કરવામાં છાપખાનાંઓ સર્વથી અગ્ર ભાગ ભજવે છે એ વાતનો આમાં ગૂઢ નિર્દેશ છે. અને જો દિન પ્રતિદિન અસંખ્ય પ્રેસોમાંથી પ્રકટ થતા સાહિત્યના ગંજાવર ઢગલાઓનું જરા પણ સૂક્ષ્મ પૃથક્કરણ કરશો તો તેમાંથી લાખો રીમનું લખાણ નિર્માલ્ય અગર નિરૂપયોગી લાગશે, અને લાખો રીમનું ચિત્રામણ દુષ્ટ લાગણીઓને ઉશ્કેરનારૂં, નીચ હૂમલાઓ કરનારૂં, ક્રૂર આવેશોને પોષનારૂં અને હલકા રાગદ્વેષ ઉત્પન્ન કરનારૂં જણાયા વિના નહિ રહે.

અલબત્ત, એ ચોકબંધ છપાયેલા સાહિત્યમાંથી કહિં કહિં ઉન્નત આદર્શો, ગગનચુંબિ ભાવનાઓ અને શબવત્ પ્રજાજીવનમાં પ્રાણ

રેડનાર વિચારો પણ નજરે પડશે; પરંતુ તે જેમ અમાવાસ્યાની રાત્રએ કોઇ દૂર દૂરના થોડા તારલિયાઓ ચમકે તેવી રીતે; જેમ ધગધગતા અંગાર જેવાં રેતીનાં રણમાં કોઇ વિરલ ક્ષણે મેઘરાજની થોડીશી વૃષ્ટિ થાય તેવી રીતે; જેમ ખારા સમુદ્રના જલધોધમાં ક્યાંક મીઠું ઝરણું સરી પડે તેવી રીતે.

પરંતુ મ્હોટે ભાગે વસ્તુસ્થિતિ સમજવી હોય તો કોઈ એકજ છાપું બારીકીથી અવલોકો, અને તેમાંથી ઉપયોગી અને નિરૂપયોગી, સુંદર અને બદસુરત, પોષક અને શોષક, ઉચ્છેદક અને પ્રાણવાહક, એમ જૂદાં જૂદાં ખાનાંઓમાં તેમાંનું દરેક વાક્ય ગોઠવી જાઓ એટલે ઉપરના કથનનો મર્મ સમજાશે. ઉધાર બાજુ એટલી બધી વધી ગયેલી લાગશે કે જમે બાજુ લગભગ શૂન્યજેવી જણાશે!

× × × ×

**દારૂણ રણસંગ્રામો કોને આભારી છે?**

ખરૂં પૂછો તો દુનિઆના ભયંકર વિગ્રહો અને દારૂણ રણ-સંગ્રામો કોને આભારી છે? દુસ્મનવટની લાગણી ઉશ્કેરનારા અને અનેક પ્રજાઓના દિલમાં દ્વેષભાવના હલાહલ ઝેર રેડનારા તમારા દુષ્ટ સંદેશાઓની અસંખ્ય નકલો ન હોય, તમારા સ્વાર્થમય જૂઠા ઇતિહાસોની પુનરાવૃત્તિઓ ન હોય, તમારા કુટિલ પ્રપંચોનાં ઝેરભર્યા પુનઃસ્મરણો ન હોય, તો શું જગતમાં આટલા આટલા રણસંગ્રામો કદિ રચાય? આટલી લોહીની નદીઓ કદાપિ વહે? આટલાં રાક્ષસી જીવન કોઈ કાળે જીવાય?

**જરા સખત કસોટીથી કસી જુઓ!**

આપણાં દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોનાં પાનાંઓમાંથી ક્ષુલ્લક હકીકતો, અર્થરહિત ચર્ચાઓ, નિર્માલ્ય ટીકાઓ, દ્વેષયુક્ત હુમલાઓ, ટાયલી કલ્પનાઓ અને જીર્ણશીર્ણ વિચાર પરંપરાના ઢગલાને બાતલ કરો, પછી તેમાં બીજું શું રહે તેમ છે! અને છતાં આ કિંમતી ખજાનાને આપણે હૈયા સરસો ચાંપી

રહ્યા છિએ! કદિ આપણે વિચાર્યું છે કે આ કિમતી વિચાર-રત્નો વગર દુનિઆ સાવ નાદાર નથી બનવાની? કદિ આપણે કલ્પના સરખી પણ કરી છે કે જગત્ આ ખજાના વગર બહુ ખુશાખુશાલ જીવી શકે? કદિ કોઈ સખ્ત કસોટીથી આ સુવર્ણના ગિલ્ટવાળા સાહિત્યભંડારને આપણે કસી જોયો છે? એક વાર એવી કોઈ સાચી કસોટીથી કસી જુઓ, અને પછી જેમ એકજ ટકોરાથી ગંજીફાનાં પાનાંઓના મહેલ તૂટી પડેછે તેમ આ છાપેલાં પાનાંઓની ભવ્ય દેખાતી ઇમારત પણ એકજ નિમિષમાં બિલકુલ પાયા વગરની માલૂમ પડશે.

× × × ×

**રંગભૂમિઓ પણ એક જમાનો બંધ કાં ન રાખવી?**

એજ દૃષ્ટિએ આપણી નાટયકલાનો અમે વિચાર કરીએ છિએ ત્યારે અમને એમજ થાય છે કે તમામ રંગભૂમિઓના દરવાજા પણ એક જમાના સુધી ફરજિયાત બંધ કાં ન રાખવા? અને એમ ન થાય ત્યાં સુધી જે ચીલાઓમાં આપણી રંગભૂમિઓનાં ગાડાં ખૂંચ્યાં છે તેમાંથી શું કાળાંતરે પણ તે બહાર નીકળી શકશે? આપણી નાટકશાળાઓની કૃત્રિમતા, જડતા, કુરૂપતા અને વિચારહીનતા બીજી શા રીતે દૂર થઇ શકવાની હતી? આપણાં અસંખ્ય નાટકો એક ન્હાનકડી વાત સિદ્ધ કરવામાં સેંકડો ગંભીર સત્યોને ઉંધાં વાળી રહેલ છે તે દુઃખદ કહાણી કઈ રીતે મીટાવી શકશો? તે વગર કલાના એક ટૂકડાનું પ્રદર્શન કરવામાં કલાની આખી મૂર્તિનાં છેદન ભેદન થતાં કેમ અટકાવીશું? સીનસીનરીનાં મિથ્યા અનુકરણ, પ્રાણવગરનાં સંગીત અને મુદ્દા વગરના બકવાદ બંધ કરવાની બીજી શી જડીબુટ્ટી છે? ખરાબે ચ્હડેલાં વહાણો પાછાં તરતાં કરવાનું બીજું શું સાધન છે? કાં તો આ જૂનું ખોળિયું છોડીને બિલકુલ નવેસરથી પુનર્જીવન, અગર તો કોઇ જાદુઇ શક્તિથી નવી દુનિઆ, નવા જલનિધિ, નવી જીવનનૌકાની એકસામટી ઉત્પત્તિ!

× × × ×

**અસ્તવ્યસ્ત સમાજ.**

માનવીના જીવનમાં એક એવો સમય આવે છે કે જ્યારે સદંતર પરિવર્તન વગર તેની પ્રગતિ કેવલ અશક્ય થઇ પડે છે, તેમજ સમગ્ર સમાજ પણ જ્યારે સંપૂર્ણ અસ્તવ્યસ્ત દશામાં આવી પડે ત્યારે તે સમાજે પણ નવું ખોળિયું ધારણ કર્યે જ છૂટકો છે. વર્તમાન માનવ સમાજ પણ કંઇક એવી દશામાં સરી પડેલ છે એમ નથી લાગતું? જરા આસપાસ સૂક્ષ્મ નજર ફેંકશો તો અસ્તવ્યસ્તતાના ઓઘ વળેલા જોશો; ધર્મનીતિ, રાજ્યપ્રકરણ કે અર્થસાધનાના સર્વ પ્રદેશોમાં અસ્તવ્યસ્તતાની આંધી ચોમેર ફેલાયેલી જોશો; સાહિત્ય અને કલાની લગભગ પ્રત્યેક કૃતિ પર નિરંકુશ પાગલપણાની સ્પેશ્યલ સ્ટૅમ્પ જોશો. એટલું જ નહિ, પણ આ યુગની મ્હોટામાં મ્હોટી મગરૂરી જાણો છો કે? તેની અમર્યાદિત અવ્યવસ્થા, તેની અપાર બેપરવાઇ, તેની અમોઘ સ્વચ્છંદાઇ! અર્વાચીન એટલે અંધાધુંધી અને અસ્તવ્યસ્તતા! આ જમાનાની ન્હાનામાં ન્હાની વ્યક્તિથી માંડીને મહાન્ સામ્રાજ્યનો જીવનપ્રવાહ તપાસી જશો તો સર્વત્ર ડોળાયેલાં પાણી, સર્વત્ર તૂટેલા પૂલો, સર્વત્ર ડૂબતા બંધો દૃષ્ટિગોચર થશે. પ્રાચીન સમયનો રત્નાગર તો વર્ષાની ભરતીમાં પણ માઝા નથી મૂકતો; પરંતુ વીસમી સદીના માનવીને તો નથી સ્પર્શતી કોઇ માઝાઓ કે મર્યાદાઓ, નથી અવરોધતા કોઇ સંયમ કે નિયમ, નથી બાંધતાં કોઇ બંધનો કે બેડીઓ! સર્વ ઋતુઓમાં, સર્વ પરિસ્થિતિઓમાં અર્વાચીન મનુષ્ય કાલમર્યાદિત બંધારણો અને શાસ્ત્રવિહિત સમાજઘટનાઓથી પર છે.

× × × ×

**અર્વાચીન નિરંકુશતા.**

અર્વાચીન માનવી નિયમબદ્ધ દુનિઆના બંધેચ વાતાવરણમાં ગુંગળાઇ જાય છે. સ્વચ્છંદી સમાજના ઝંઝાવાતમાં જ તે પોતાનો પ્રાણવાયુ મેળવી શકે છે. આશ્રમ કે અધિકારની વ્યવસ્થા તેના મગજને બંધબેસતી નથી આવતી. સમાન હક્કો, સમાન અધિકાર, સમાન સ્વતંત્રતા, સમાન ગુલામી, એ તેની ફિલ્સુફી

છે. તેથી જ ગઇ કાલના જંગલી પ્રદેશો આજે સ્વર્ગધામ તરીકે આદર પામે છે; તેથી જ પ્રાચીન આર્યતા અર્વાચીન અનાર્યતા સાથે ધૂળમાં રગદોળાય છે; તેથી જ આજે ધુળમાં રગદોળાતા રાષ્ટ્રો કદાચ આવતી કાલે સંસ્કૃતિને શિખરે ચઢીને બેસશે. વર્ણાશ્રમ તૂટયા તેમજ જીવનના આશ્રમ તૂટયા તે આ ફિલસુફીને આધારે. નિરંકુશ સમાનતા જયાં લઇ જાય ત્યાં જવાને નવા યુગનો મનુષ્ય તૈયાર છે, પણ તેને તમારી વર્ણવ્યવસ્થા કે તમારા અધિકારભેદ છુરીની માફક ભોંકાય છે. તેની દષ્ટિમાં અધિકાર અને અનધિકાર એવી કોઇ ચીજ નથી. એ જૂની સભ્યતાઓ, એ જૂનાં માનપાન, એ જૂનાં પૂજન-અર્ચનનાં તો તેણે કયારનાં ખંડેર કરી નાંખ્યાં છે. શ્રીકૃષ્ણચંદ્રને તે મિસ્ટર કૃષ્ણ નથી કહેતો તે તેની વિસ્મૃતિનું કારણ છે, નહિ કે તેની ભેદદષ્ટિનું. મહાત્મા ગાંધીજીનું નામ તેણે કદિ પણ અંતરથી સ્વીકાર્યું નથી; અને તેથી જયારે પણ તક આવશે, ત્યારે મિસ્ટર ગાંધીને તેને અસલ સ્થાને મૂકવાનું તે ચૂકશે નહિ. આ યુગનો સુધરેલો માનવી મૂર્તિપૂજાનો કટ્ટો દુશ્મન છે, તે આ સબબથીઃ મૂર્તિપૂજામાં અધિકાર ભેદની ગંધ છે. અધિકારની વાત આવી એટલે ઉચ્ચનીચનો સવાલ આવ્યો, તેથી પરિણામે વ્યવસ્થા અને બંધારણની માથાકૂટ નડવાની. અરાજકતા અને નિરંકુશતા જયાં આદર્શ હોય ત્યાં કાયદા કાનુનો, નીતિબંધનો, શાસ્ત્રની મર્યાદાઓ અને ધર્મની પાળો ન ફાવે.

**સમાનતાનું સામ્રાજ્ય.**

તેટલા માટે જ આજે કોઇ પણ પ્લૅટફૉર્મ ઉપરથી કોઇ પણ માથાનો ફરેલ માનવી ખુદ ઇશ્વરનું પણ ટીખળ કરી શકે છે. તેથીજ આજે બારાક્ષરી ઘૂંટતો કોઇ પણ વિવેકશૂન્ય ઉદ્ધત નિશાળીઓ કોઇ પણ છાપાના તંત્રીસ્થાન પર ચ્હડી બેસીને દુનિઆના કોઇ પણ પ્રાતઃસ્મરણીય નામને ગાળો ભાંડી શકે છે. અને શા માટે નહિ? જયાં સમાનતાનું સામ્રાજય છે, જયાં સમાન હટકોના દુંદુભિનાદ થઇ રહ્યા છે, ત્યાં આ સ્વચ્છંદાઈ સામે કોણ અટકાયત

કરી શકે? કોઈ પણ જમાનાના સમર્થમાં સમર્થ રાજ્યદ્વારી નેતાઓએ ભલે એક મહાન્ રાજ્યબંધારણ રચવામાં પોતાનો જન્મારો વીતાવ્યો હોય, છતાં એ સમસ્ત વિચારસૃષ્ટિને એક ક્ષુદ્ર છાપખાનામાં કામ કરનાર પોરિયો કલમના એકજ લીસોટાથી એકજ કલાકમાં છિન્નભિન્ન કરી શકે છે. તમારા બાબુ ભગવાનદાસ કે દેશબંધુ ચિત્તરંજન દાસ ભલે અપરિમિત શ્રમથી રાત્રિની રાત્રિઓ ગાળીને સ્વરાજ્યની ગમે તેવી મહાન્ યોજના તૈયાર કરે પણ એકજ પળમાં એક ભાંગેલું તૂટેલું ટ્રેડલ મશીન એ મહાન્ યોજનાના ચૂરેચૂરા કરી શકે છે, અગર તો ભાષાજ્ઞાન ધરાવતો કોઇ પણ નિરક્ષર કે અર્ધદગ્ધ તમારા પૂજ્ય મહાત્માએ અસીમ મહેનતથી તૈયાર કરેલી વ્યવસ્થાને આંખના એકજ પલકારામાં કોઈ પણ સભાપીઠ ઉપરથી દરિયાને તળિયે મોકલી શકે છે. તેજ રીતે શેકસપિયર કે કાલિદાસ, બર્નાર્ડ શૉ કે રવિબાબુ જેવાની ભવ્ય કલ્પનાસૃષ્ટિને કોઇ પણ દીવાનો માનવી પોતાના એકજ પાગલ હાસ્યથી હસનીય બનાવવાની ધૃષ્ટતા કરી શકે છે.

× × × ×

**મુક્તિ કૈયા કેમ દેખાતાં નથી!**

અને આ સ્થિતિને આપણે મુક્તિ કહીએ છિએ! આ સ્વાતંત્રતા માટે આપણે અનિમિષ ઝંખીએ છિએ! આ અસ્તવ્યસ્તતામાંથી આપણે સમાજના મોક્ષની આશા રાખી રહ્યા છિએ! છતાં રાષ્ટ્રસંઘો હજુ કલ્પનાસૃષ્ટિમાં જ અદ્ધર કેમ ટીંગાઈ રહ્યા છે? રાષ્ટ્રીયતા હજુ મનોરથસૃષ્ટિમાં જ કેમ રમી રહી છે? કૌટુમ્બિક જીવન જીર્ણશીર્ણ કેમ થઇ રહ્યાં છે? આર્ય કુટુમ્બભાવના કદાચ મૂર્ખાઇભરેલી હશે, કુટુમ્બોના શંભુમેળાઓ કદાચ જંગલી હાલતની નિશાની હશે, છતાં આજે માત્ર બે માનવીઓ પણ કુટુમ્બનું રથચક્ર કેમ નહિ ચલાવી શકતાં હોય? બબે માણસોનાં જોડલાંઓ પણ કેમ સંસારની સેલગાહમાં એક બીજાથી કંટાળી જતાં હશે? અને પ્રજાકીય બળવાઓ, સામુદાયિક બંડો તથા રાષ્ટ્રીય પરિવર્તનોના જ્વાળામુખીઓ

ભૂકતા છતાં મુક્તિમૈયાનાં દર્શન કેમ થતાં નહિ હોય? પ્રજાસંઘો અને ...મંડળોની કૉન્ફરન્સો ઉપર કૉન્ફરન્સો એકઠી મળે છતાં દુનિઆને ...ણે ખૂણે તાલભંગ અને બેસુરીલાપણું કેમ વ્યાપી રહેલ હશે!

**એક યુગનો યોગ શું મોંઘી કિમ્મત છે!**

આ સર્વ પ્રશ્નોનો ઉત્તર એક જ હોઈ શકે, તે એ કે સમાજ-બંધારણનાં સપ્તક ચોક્કસ કર્યા વગર સમાજવાદ-નાં વાજાં હમેશાં બેસુરાંજ વાગશે. સમાજ-મન્દિરમાં જ્યાંસુધી પવિત્ર શાન્તિ અને ચેતનમયી વ્યવસ્થા વ્યાપી નથી ત્યાંસુધી સમાજના અધિષ્ઠાતા દેવ કોઈ કાળે ત્યાં પોતાની પધરા-...ણી કરશે નહિ. પ્રભુને પધરાવવા જેવાં તમારાં દેવગૃહ તો બનાવો, ...ી દેવને અર્પવાની આહુતિઓ તૈયાર કરો. એ દેવમંદિરમાં સત્ય, ...ેહ અને પવિત્રતાનું વાતાવરણ ઉત્પન્ન કરવામાં એક જમાના પર્યંત ...નિઆનાં તમામ ટ્રેડલ મશીનો બંધ રાખવાં પડે તો શી હરકત છે? ...ક્તિમૈયાનાં દર્શન કાજે એક યુગનો યોગ શું બહુ મોંઘી કિમ્મત ...? એક યુગ સુધી નવો કાદવ ઉત્પન્ન ન કરીએ તો જ જમાનાઓ ...માં ભેળા થયેલા કચરાના આ ડુંગરો ઠેકાણે પાડી શકીએ. અગર ...ા પરમાત્માની કૃપાથી સર્વ સાહિત્યસેવકોની લેખિનીમાં એવી કોઇ ...જ ઝબુકે કે જેથી અસત્ય અને અંધકારનાં જૂનાં જંગલો એકજ ...ણમાં ભસ્મીભૂત થાય!

[ "રંગભૂમિ," વૈશાખ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩. ]

## ૧૦૬

# શિખર પરથી દૃષ્ટિપાત.

**એવું શું હતું શ્રીકૃષ્ણના માનવ દેહમાં!**

પ્રતિદિન એનો એજ સૂર્ય ઉગે છે, છતાં એ પુરાતન પ્રકાશ જગતને હમેશાં નવું તેજ, નવું ચેતન, અર્પે છે. ઈશ્વરી વિભૂતિનો જ્યાં જ્યાં તનખો છે ત્યાં ત્યાં આવીજ ચમત્કૃતિ છે. નહિતર પાંચ હજાર વર્ષ થયાં પ્રત્યેક વર્ષે એ "ગોપીજન-પ્રિય"નું સ્મરણ શી રીતે કરોડો માનવીઓનાં અંતરમાં નવો પ્રાણ ભરતું હશે? શી રીતે યુગો વીત્યા છતાં એ મોહનમૂર્તિની રસજ્યોત અસંખ્ય ભારતવાસીઓની જીવનજ્યોતમાં પ્રતિદિન પ્રકાશ પૂરી રહી હશે? એવું શું એ માનવ દેહમાં હતું કે જે અન્ય મહાવ્યક્તિઓમાં નહોતું?

**અદ્‌ભુત પરાક્રમ?**

અદ્‌ભુત પરાક્રમ?—નહિજ; અનેરાં પરાક્રમની કહાણીઓ તો માનવ ઇતિહાસને પાને પાને લખાયેલી છે, છતાં એમાંની કઈ પ્રતાપશાળી વ્યક્તિએ સપ્ત-લોક અને સપ્ત પાતાળના અંધકાર દૂર કર્યા?

**અપૂર્વ બુદ્ધિકોશલ?**

ત્યારે શું અપૂર્વ બુદ્ધિકૌશલ એજ એ જગદ્‌ગુરૂની પ્રભુતા હતી? —એ પણ નહિ; મનુષ્યનાં જ્ઞાનચક્ષુઓને આંજી નાંખે તેવું જાજરમાન બુદ્ધિકૌશલ તો અનેક જગમશહૂર સિતારાઓએ દાખવેલું છે, પરંતુ માત્ર બુદ્ધિના સુકાન વડે કોઈ મુસાફર ભવસાગર પાર ઉતર્યાનું માનવ ઇતિહાસને ચોપડે નોંધાયું નથી; અનેક બિઝ-માર્કોએ અસિધાર જેવી તીક્ષ્ણ બુદ્ધિના ચમત્કાર બતાવ્યા છે, પણ

તે વીજળીના ઝબકારની માફક પળપળમાં નજર બહાર થયા છે—એ તેજ શાશ્વત રહ્યાં નથી–એના વડે કોઈના આત્મદીપક પ્રકટયા નથી.

ત્યારે શું એ મહારથિને વરેલી વિજયશ્રીનાજ આ પ્રતાપ ?–

**ત્યારે શું વિજયશ્રીના પ્રતાપ ?**

ના, એ પણ નહિ; નેપોલિયનને વિજયશ્રીએ ક્યાં ઓછી વરમાળાઓ આરોપી વતી ? રે, તમામ દારૂણ યુદ્ધોના મગરૂર વિજેતાઓ ઉપર–રોમન સીઝર, ફ્રેન્ચ નેપોલિયન, આંગ્લ વેલિંગ્ટન, અમેરિકન વૉશિંગ્ટન, જર્મન કૈસર, સર્વ પર વિજયલક્ષ્મીના કળશો ક્યાં ઢોળાયા નહોતા ? છતાં વિજયશ્રીના પનોતાં પગલાં પધરાવીને કોઈ પણ વિજેતાએ એક પણ કમનસીબ આત્માનાં પાપ પ્રજાળ્યાં છે ? પૃથ્વી માતાના એક પણ અંશને શાન્તિનાં શીતળ જળ પાયાં છે ?

ત્યારે એ પ્રાતઃસ્મરણીય "પાપપુંજહારી" એ તો જ્યાં જ્યાં

**ઐશ્વર્યના એને મદજ્વર નહોતા.**

વિજયશ્રીને નિમંત્રણ કર્યાં છે ત્યાં ત્યાં અધર્મનું ઉન્મૂલન અને ધર્મનું સંસ્થાપન કર્યું છે, જ્યાં જ્યાં એની પવિત્ર વાણી સરી છે ત્યાં ત્યાં સર્વ ભય અને સંશયો દૂર થયા છે, જ્યાં જ્યાં એની સુરમોહિની બંસરી બજી છે ત્યાં ત્યાં રસસરિતાઓ વહી છે ! શ્રીકૃષ્ણચન્દ્ર મહારાજા નહોતા, રાજપુત્ર નહોતા, રાજવંશી નહોતા; ઐશ્વર્યના એને મદજ્વર નહોતા; સત્તાના એને કેફ નહોતા. પરંતુ એનાં અણુઅણુમાં રઘુવીરની નીતિમત્તા, બૃહસ્પતિની બુદ્ધિમત્તા, ત્રિપુરારિની તેજસ્વિતા, વસિષ્ઠની યોગનિષ્ઠા, સનત્કુમારની સુંદરતા, કમલદલની કોમલતા, ગંગામૈયાની પવિત્રતા હતી. તેટલા માટેજ એ જગદ્‌વંદ્ય મનાયા–તેટલા માટેજ એમની અપ્રતિમ શક્તિઓમાં ઇશ્વરી વિભૂતિના અંશ દુનિઆંને દેખાયા.

આવા દિવ્ય જીવનના આંક આંકવા તે લગભગ અશક્ય છે. છતાં એ પ્રતાપી ચરિત્રનો સંદર્ભ આપણે સમજી લઇએ તેમાં કાંઇ ઓછી ફલસિદ્ધિ નથી. એ સંદર્ભ શો હતો? એ યોગેશ્વરનો જીવન-ઉદ્દેશ શો હતો? આટલાં અસંખ્ય સાહસો અને પરાક્રમોનો હેતુ શો હતો? કૃષ્ણચન્દ્રે પોતેજ એ પ્રશ્નનો ઉત્તર એની અદ્વિતીય વાણીમાં આપી દીધો છેઃ—

એ યોગેશ્વરનો જીવન-ઉદ્દેશ.

"સાધુઓનું રક્ષણ, દુષ્ટોનો વિનાશ અને ધર્મનું સંસ્થાપન."

આ મહાન્ હેતુની સિદ્ધિ અર્થેજ એ ગોપાલે બ્રહ્માનો જ્ઞાનકેફ ઉતાર્યો, ઇન્દ્રનો ગર્વજ્વર શમાવ્યો, નારદનો મોહ હટાવ્યો. એ જીવન-ઉદ્દેશની ખાતર જ અનેક મદાંધ નૃપતિઓને ધૂળમાં રગદોળ્યા, અનેક પ્રજાજનને મુક્તિદેવીનાં ઉન્નત શિખર બતાવ્યાં, અને છતાં પોતે ન સ્વીકારી સરદારી, ન ચલાવી સત્તા, કે ન તજી પોતાની સ્વભાવસિદ્ધ નમ્રતા અને નિઃસ્વાર્થતા. ધર્મના સંસ્થાપન અર્થેજ એ પુરુષશ્રેષ્ઠે મદોન્મત્ત સત્તાધારીઓને અવમાનિત કર્યાં અને સાધુચરિત દીન જનોને શ્રેષ્ઠ પદે સ્થાપ્યા. સાધુ જીવનની મહત્તા તો એ સંતોના સંતેજ આ કલિયુગમાં પહેલી વાર સિદ્ધ કરી. સુદામાના તાંદુલ, વિદુરની ભાજી, દ્રૌપદીનું સાદું આતિથ્ય અને ગોપગોપીઓનાં સરલ સ્વાગત, નેહથી સ્વીકારનાર એ ગોપીજનવલ્લભના હૃદયમર્મ કોણ સમજી નહિ શકે? સર્વ આભૂષણોમાં વનમાલાજ જેને પરમ પ્રિય હતી; સર્વ દુન્યવી [illegible]માં ગોકુલ અને વૃંદાવનજ જેને લોહચુંબકની માફક ખેંચી રહ્યાં હતાં; સર્વ સ્નેહીઓ, જ્ઞાનીઓ અને તપસ્વિઓ કરતાં પણ જેને સાદાં સરલ, ગોપગોપીઓનાં ભક્ત હૃદયોજ પ્યારાં હતાં; તે બંસીધરનાં જાદુ કોણ કળી નહિ શકે?

પરંતુ જેમ સાધુ જીવનની એકતા સ્થાપવામાં શ્રીકૃષ્ણની સાત્ત્વિક સુગંધિ સર્વત્ર બહેક બહેક થઇ રહી હતી તેમ

**"દીનન-દુઃખહરણ દેવ"** દુષ્ટ રાક્ષસી દેહોને પૃથ્વી પરથી દૂર કરવામાં તેનાં અમોઘ બલ અને પરાક્રમથી જગત્ આશ્ચર્યચકિત થઇ રહ્યું હતું. જ્યાં જ્યાં ક્રૂરતા, પાપ અને જૂલ્મ દેખાયાં, જ્યાં જ્યાં ગરીબડી પ્રજાની વેદનાના આર્તનાદ સંભળાયા, ત્યાં ત્યાં એ ગરીબનિવાજ—એ "દીનનદુઃખહરણ દેવ" હાજર થયા અને જૂલ્મગારોના ચૂરા કર્યા. આ એકજ મહાવ્યક્તિએ મથુરાના ક્રૂર કંસને મહાત કર્યો, મગધદેશના મગરૂર જરાસંધના અહંકારને ચૂર્ણ કર્યો, વિદર્ભદેશના શિશુપાલના સામ્રાજ્યપદને જડમૂળથી ઉખેડી નાંખ્યું, જલાશયની સલામતીમાં નાચનાર વિષમય કાલિનાગને નાથ્યો, દ્વારિકા ઉપર આક્રમણ કરનાર કાલયવનને ભસ્મીભૂત કર્યો, પાપીઓના પાપી નર્કાસુરને અગ્નિને સ્વાધીન કર્યો, અને દિલ્હીના મદોન્મત્ત સમ્રાટ્ કૌરવેશ્વરનો મદ ઉતાર્યો.

**સંસારથી અસ્પૃષ્ટ** અને આ સર્વ વિજયો મેળવ્યા છતાં એ યોગેશ્વરને દુનિઆદારી સાથે કાંઇ લેવા દેવા નહિ! જળ ઉપર પ્રફુલ્લતું કમળ જેમ જળથી અસ્પૃષ્ટ તેમ સંસાર–સાગરનાં મોજાંઓ ઉપર નાચતો એ નટવર સંસારથી અસ્પૃષ્ટ! મલ્લકુસ્તીઓ લડનારો એ મલ્લરાજ જ્યારે તેની મધુર બંસરી સાથે એકતાન બને ત્યારે સમગ્ર સૃષ્ટિ તેના પાદપંકજને ચૂમે! કુરુક્ષેત્રના દારૂણ રણક્ષેત્ર ઉપર પણ ગાંડીવધારી અર્જુનને એ મહાતત્ત્વદર્શી સારથિ આંખની મીટમાં સર્વ શાસ્ત્રોનું સંદોહન ખેંચી અદ્‌ભુત તત્ત્વદર્શન કરાવી દે!

અહા! ક્યાં એ નરશ્રેષ્ઠની શિખરે સ્થિતિ—અને ક્યાં ઉંડી ખીણો-ના અંધકારમાં નીચે ગબડી પડેલા વર્તમાન મનુષ્ય-જંતુઓ! ક્યાં એ અસામાન્ય સ્વાર્થત્યાગ અને અલૌકિક તત્ત્વદર્શન અને ક્યાં આ જમાનાના સ્વાર્થ, દંભ અને પ્રપંચ! ક્યાં એ અથાગ પ્રજાપ્રેમ અને સુમધુર સૌજન્યનાં અખૂટ વશીકરણ અને ક્યાં આધુનિક સમયનાં

**ક્યાં એ શિખરે સ્થિતિ! ક્યાં ખીણોનો અંધકાર!**

ઉદ્ધત નેતૃત્વ અને ક્ષુદ્ર કીર્તિના મોહ! ક્યાં એ અલૌકિક ધર્મશ્રદ્ધા અને ઉચ્ચ નીતિભાવના અને ક્યાં આ યુગનાં છલકપટ અને અસત્ય! ક્યાં એ અજેય પરાક્રમ અને અડગ નિશ્ચયબલ અને ક્યાં આ જમાનાની નામર્દાઇભરેલી ધકકામુકકીઓ !

× × × ×

આ અનંત અંતર એ જગદ્‌ગુરૂ અને અત્યારનાં કહેવાતાં "નર—રત્નો" વચ્ચે શા માટે ? એટલા માટેજ કે સમગ્ર જગતના ખોળિયામાં એ પ્રાણ ફૂંકનાર દિવ્ય વ્યક્તિએ પોતાનું સર્વસ્વ પરમાત્માને

**અનંત અંતર**

અર્પણ કર્યું હતું, ત્યારે અત્યારે તો ક્ષુદ્રમાં ક્ષુદ્ર વ્યક્તિઓ પણ પોતાની અસ્મિતા દુંદુભિનાદથી જનસમૂહને જાહેર કરી રહેલ છે! સામાન્ય કોલસાના નમુનાઓને આપણે જવાહીરો તરીકે ઓળખાવી રહ્યા છિએ, કારણ કે આ જમાનાએ ખરી ઝવેરાત સદંતર ગુમાવી છે. જ્યાં પરમાત્મતત્ત્વનું જ્ઞાન અલોપ થાયછે ત્યાં મનુષ્યની અધોગતિ અનિવાર્ય છે. જ્યાં પ્રભુની વિભૂતિ કરતાં વ્યક્તિની વિભૂતિ જાણ્યે અજાણ્યે શ્રેષ્ઠતર માનવાની કે મનાવવાની અહંતા જન્મ પામે છે ત્યાં ખરી મહત્તા કદિ પ્રકટ થઇ શકતી નથી, ત્યાં જાહેરખબરો વડેજ મનુષ્યો જીવે છે અને મરે છે.

અને આ સ્થિતિ અત્યારે લગભગ દરેક જીવન-પ્રકરણમાં પ્રવર્તે છે. તેથીજ આજે રાજશાસન જૂલ્મગાર

**જનું જીવન**

અને સ્વાર્થમય થઇ પડ્યું છે, સમાજશાસન પોકલ સિદ્ધાંતો અને અસત્ય ઉપર અવલંબી રહ્યું અને સાહિત્યશાસન દંભ અને કીર્તિલાલસા ઉપર ટકી રહ્યું છે. ગામે પ્રજાજનના શુષ્ક જડ દેહમાં કોઇ નેતા, કોઇ સુધારક કે સાક્ષર ચેતનનો એક પણ તનખો મૂકી શકતા નથી. સર્વત્ર ની જનતાની નસોમાંનું લોહી ફરતું બંધ પડ્યું છે તેનું આજ ણ. સામ્રાજ્યોની વિજયપતાકા ફરફરાવતા સત્તાધારીઓ અત્યારે સંઘને મોક્ષગિરિનાં દર્શન કરાવવા માટે જીવતા નથી, પણ રાનાં ખંડેર કરી પોતાનો વિજયસ્તંભ લખાવવા ચાહે તેનું આજ કારણ. તેવીજ રીતે સાક્ષરો માનવજીવનના અંધકાર-પ્રદેશોમાં શાન્ત, નિર્મલ અને શીતળ પ્રકાશ નાંખવાને બદલે ઇર્ષ્યાઓ અને પામર કીર્તિના મોહ સંતોષવા અર્થે લેખિની-ાસ કરી રહ્યા છે-તેનું પણ આજ કારણ.

**સાક્ષરતાની વ્યાધિઓ**

અક્ષરબ્રહ્મ અને શબ્દબ્રહ્મને આજે અક્ષરજ્ઞાનીઓ પટ્ટાબાજીની રમતમાં અસ્ત્રશસ્ત્ર તરીકે વાપરી રહ્યા છે! આ પટ્ટાબાજીનાં ધોરણો ઉપરજ સાહિત્ય-શસ્ત્રની સફલતા કે નિષ્ફલતા અત્યારે અંકાય છે। એક બાજુ આપણી રાજ્યદ્વારી પરતંત્રતા સામાજિક અવ્યવસ્થા અને બીજી બાજુ આ વાદયુદ્ધ! એક જુ નિરક્ષરતાની લાચારી અને બીજી બાજુ સાક્ષરતાની વ્યાધિઓ! બાજુ રાષ્ટ્રો, સમાજો, જાતિઓ અને જ્ઞાતિઓનાં સંકુચિત ળાંઓ, બીજી બાજુ સાહિત્યના ખેલનયુદ્ધમાં ઉદ્ભવેલા પક્ષવાદ, દ્વેષ અને કોલાહલ! એક બાજુ ધર્મ, નીતિ અને રાજ્યશાસનનાં ત્યો, બીજી બાજુ સાહિત્યનાં કલ્પનામય જૂઠાણાંઓ!

જ્યાંસુધી શિષ્ટ અને સંસ્કારી મનુષ્યો લોકકલ્યાણના પ્રવાહ તરફ નહિ વળે ત્યાંસુધી તેઓનાં અક્ષરજ્ઞાન જનસમાજને રાહત આપવાને બદલે અસહ્ય ભારરૂપ થઈ પડશે. જ્યાં બુદ્ધિમાનોની બુદ્ધિ પરમાર્થચિંતનને માટે ન વપરાય, જ્યાં સાક્ષરજીવન માનવીઓને ઉચ્ચગ્રાહ આપવામાં ન ખર્ચાય, ત્યાં જ્ઞાનીઓ અને બુદ્ધિમાનો સમાજના સ્તંભો થવાને બદલે સમાજને લૂટનાર ધાડપાડુઓનીજ ગરજ સારશે.

× × × ×

**લોકકલ્યાણ અને સાહિત્યપરિષદ.**

ગુજરાત આ દશામાંથી બચે એવી પ્રાર્થના કયો સ્વદેશપ્રેમી નહિ કરે ? ગુર્જર ભૂમિનું સાક્ષર જીવન લોકકલ્યાણની ખાતર જીવાય એવો મનોરથ કયા સાચા સાહિત્યસેવકનો નહિ હોય ? વસ્તુતઃ આવાજ કંઈક મનોરથથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પાયાઓ નંખાયા હતા. એ મનોરથના સિદ્ધિ તો જ્યારે થાય ત્યારે સાચી. પરંતુ તે મૂળ હેતુ ન વિસરાય એટલી ચેતવણી પરિષદ્ના ચાલકોને આપવી પડે છે. આગામી પરિષદ્ વિષે ચર્ચાઓ શરૂ થઈ ચૂકી છે. પરંતુ ગૌણ વાતોમાં કાલક્ષેપ ન થાય અને મુખ્ય મુદ્દો ભૂલી ન જવાય. આપણે ત્યાં લગભગ નિયમ થઇ ગયો છે કે આપણે જે વખતે જે વ્યક્તિઓનાં વાજાં વગાડીએ છિએ તે વખતે તેના સિવાય આપણે બીજી તમામ દુનિઆનું ભાન ભૂલી જઈએ છિએ. પરિષદ્ના પ્રમુખ સંબંધી મત આપીએ છિએ ત્યારે તે વખતની આપણી પસંદગીની વ્યક્તિને આપણે કોઈ પણ હિસાબે અદ્વિતીય સાબીત કરી દેવાની મહા ધમાલમાં પડીએ છિએ. બીજે વર્ષે એ મહાવ્યક્તિને બાદ કરીને બીજી વ્યક્તિઓનાં નામ સૂચવવાનાં હોય છે ત્યારે એ મહાવ્યક્તિ જીવેછે કે કેમ તેનું સ્મરણ પણ આપણને રહેતું નથી. ગુજરાતી સમાજની પસંદગીઓ અને નાપસંદગીઓ એટલી તીક્ષ્ણ અને એટલા વેગથી બદલાતી દેખાય છે કે આજે દેવ તરીકે

પૂજાતો મનુષ્ય આવતી કાલે શયતાનોની દુનિઆમાં ગબડી પડે છે; અને ગઈ કાલનો કોલસો આજે નર-રત્ન તરીકે છાપામાં બિરાજે છે! અત્યુક્તિભરેલી પ્રશંસાઓ અને દ્વેષથી રંગાયેલી અતિશયતાભરેલી ટીકાઓ એ વર્તમાન ગુજરાતની ખાસિયત થઇ પડી છે. જો આ અતિશયતામાંથી ગુજરાત મુક્ત નહિ થાય તો સાહિત્યપરિષદો કે સાહિત્યસંસદોથી ગુજરાતી આલમનાં અજ્ઞાન ચૂર્ણ થાય અગર તો ગુર્જર સંસ્કૃતિનો વિજયધ્વજ ક્યાંય પણ કાયમ સ્થપાય એ આશા આકાશપુષ્પવત્ છે.

**સાહિત્ય યજ્ઞ.** તેથી પરિષદના કાર્યક્રમમાં વ્યકિતઓ ગૌણ છે અને કાર્યસિદ્ધિ મુખ્ય છે એ હકીકત ધ્યાનમાં રાખવાને અમે સર્વ સાહિત્યવિલાસીઓને વિનવીએ છિએ. આ દૃષ્ટિ રખાશે તોજ વ્યક્તિઓના ગુણદોષની વ્યર્થ ચર્ચામાં શકિત અને સમયનો ભોગ આપતાં આપણે બચીશું. સાહિત્યપરિષદ્ એક હાથે ચાલી શકવાની નથી. તેમાં અનેક સ્વદેશ-પ્રેમીઓનાં સાહાય્ય આવશ્યક છે. પરંતુ માત્ર સાક્ષરોના સમાગમથી જ અને ભાઇચારો થવાથી જ આપણું દારિદ્રય ફીટે એ કેવલ ભ્રાન્તિ છે. જ્યાંસુધી સાહિત્યના ખરા મીમાંસકો, ગુજરાતના બુદ્ધિશાળી વિચારકો અને સમર્થ લેખકો અને વક્તાઓ કર્તવ્યનિષ્ઠાથી આપણા સાહિત્યયજ્ઞમાં નહિ જોડાય ત્યાં સુધી માત્ર એક બીજાની ઓળખાણથી અને પરસ્પર પ્રશંસાથી સાહિત્યયજ્ઞની ખરી સિદ્ધિ થવાની નથી.

સાહિત્યયજ્ઞ મોજશોખ માટે નથી પરંતુ મુકિત માટે છે એ ન ભૂલાય. સાહિત્યની ખાતર સહિત્ય-એ વિભ્રમ છે; જીવનની ખાતર સાહિત્ય છે; પ્રજાના પ્રાણવાહનની ખાતર સાહિત્યનું રૂધિર વહે તોજ તેનો ઉપયોગ છે, નહિતર તે વ્યર્થ છે. આગામી સાહિત્ય પરિષદ્ આ દૃષ્ટિબિંદુ નજરમાં રાખશે તો પરિષદ્ની કાર્યવાહીમાં કંઇક

પ્રાણ આવશે; નહિતર પરિષદ્ નિર્જીવ પ્રદર્શનોમાંના એક નમુના કરતાં વધારે ફલદાયી થઈ શકશે નહિ. ભાવનગરના ઉત્સાહી કાર્યવાહકોને અમે નિરુત્સાહ કરવા નથી ચાહતા; એટલું જ નહિ પણ સાહિત્ય પરિષદ્‌માં સમગ્ર ગુજરાતના પ્રજાજીવનના પાયાઓ રચી શકાય એટલે સુધી અમારો આશાવાદ છે. પરંતુ તે આશા ત્યારે જ બર આવે કે જ્યારે સાહિત્ય અને જીવન વચ્ચેના સંબંધ બરાબર સમજાય અને નિરર્થક વાણીના વિલાસને બદલે શબ્દબ્રહ્મના યજ્ઞ રચાય.

[ "રંગભૂમિ"-શ્રાવણ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૪. ]

## ૧૦૭

# મૅકબેથ.

## કવિવર શેક્સપીયરની અદ્વિતીય કરૂણાપ્રધાન કૃતિ.

કવિવર શેક્સપીયરના નામથી કોઇ દેશ કે કોઇ પ્રદેશ અજાણ નથી. તેની ભવ્ય નાટ્યકૃતિઓનાં નામ સમગ્ર રસપ્રિય પ્રજાઓમાં જાણીતાં છે. છતાં તેનાં નાટકોનું બારીક અવલોકન આપણે ત્યાં બહુ થોડું થયું છે. શેક્સપીયરની ઉપરછળી ઓળખ ઘણાઓને હશે; કૉલેજમાં શેક્સપીયરનાં એકાદ બે નાટકો અભ્યાસાર્થે અવલોકવાની તક ઘણા વિદ્યાર્થીઓને મળી હશે. પરંતુ તે સિવાય શેક્સપીયરને વધારે નિકટ રીતે જાણવાના અને સમજવાના પ્રયત્નો આપણા સાહિત્યમાં બહુ થયા હોય એમ દેખાતું નથી. શેક્સપીયરનાં નાટકોના અનુવાદો થયા છે, ઉર્દૂ નાટક કંપનીઓએ તે નાટકો ભજવ્યાં પણ છે, પરંતુ એ અનુવાદોમાં એટલું બધું બહારનું તત્વ ભેળવવામાં આવ્યું છે કે તેમાં મૂળ શેક્સપીયરની કૃતિ ભાગ્યે જ સાબૂત રહી શકી છે. ખાસ કરીને ગુજરાતી ભાષામાં તો હજુ શેક્સપીયરનો પરિચય સરખો પણ થયો નથી. શેક્સપીયરની વાત તો અલગ રહી, પણ આપણા જ મહાન્ કવિઓનું સ્મરણ રાખવાને આપણે શું કર્યું છે? કાલિદાસ કે ભવભૂતિને આખું ગુજરાત ઓળખે છે કે? વાલ્મીકનું રામાયણ પણ હવે કેટલે ઠેકાણે વંચાતું હશે? મહાભારતના ટૂકડાઓ સિનેમાની ફિલ્મોમાં અતિ બેડોળ હાલતમાં આપણે નિરખીએ છિએ, પણ મહાભારતની સાચી ઓળખ કેટલાઓને હશે? આપણે ત્યાં આપણા ઉત્તમ સાહિત્ય તરફ જેટલી બીનવફાદારી છે તેટલી ભાગ્યે જ બીજા કોઇ દેશમાં હશે.

પાશ્ચમમાં બીજી ગમે તેટલી ઉણુપો હશે, પરંતુ પોતાના મહાન સાહિત્યકારો, કવિયો, કલાવિધાવકો અને વિજ્ઞાનશાસ્ત્રીઓની સ્મૃતિ જીવંત રાખવામાં પશ્ચિમની રસજ્ઞ પ્રજા જે અનન્ય ભક્તિ અને આદર બતાવે છે તે હિન્દને માટે તો ખાસ અનુકરણીય છે. તેઓ શેક્સપીયરનું નામ માત્ર ઉચ્ચારીને પોતાની કૃતકૃત્યતા માનતા નથી, પણ શેક્સપીયરનાં નાટકોનો આખી પ્રજાને ગાઢ પરિચય થઇ શકે તેવી રસસામગ્રી યોજીને ઇંગ્લંડની એ યશમૂર્તિ તરફ પોતાનું ઋણ અદા કરે છે. ઇંગ્લંડનાં મશહૂરમાં મશહૂર નાટ્યવિધાયકોએ અને સાહિત્યકારોએ શેક્સપીયરને અમરત્વ આપવાને કોઇ પણ પ્રયત્ન બાકી રાખ્યો નથી. ગૅરિક, જે. પી. કેમ્બલ અને મિસીસ સિડન્સથી માંડીને સર હેનરી અર્વિંગ, સર હર્બર્ટ ટ્રી, મિસ એલન ટેરી, મિસ્ટર આર્થર બુર્શિયર, મિસીસ બુર્શિયર, મિસ્ટર એફ. આર. બેન્સન, મિસ્ટર મૅથેસન લૅન્ગ, અને મિસ વાઇવિા બર્કેટ પર્યંત અનેક જાણીતાં રંગભૂમિનાં ઉપાસકોએ શેક્સપીયરની કૃતિઓને નવનવીન અને જીવંત રાખવામાં પોતાની ઉત્તમ કલાનો ઉપયોગ કર્યો છે. તેમાંયે વર્તમાન યુગમાં લંડનની ચાર નાટક શાળાઓમાં-" હીઝ મૅજેસ્ટિઝ " [ His Manjesty's ], " લાઇસિયમ " [ Lyceum ], " ઍડેલ્ફિ " [ Adelphi ] અને " ગૅરિક થિયેટર " [ Garric Theatre ]માં શેક્સપીયરને જે ખ્યાતી અને માન મળ્યાં છે તે ભાગ્યેજ કોઇ અન્ય સ્થળે કે સમયે મળ્યાં હશે. અને શેક્સપીયરની જે કૃતિઓને લીધે તેનું નામ આટલું જગમશહૂર થયું છે તેમાં " મૅકબેથ " નો હિસ્સો જેવો તેવો નથી. ઇંગ્લંડના સૌથી શ્રેષ્ઠ અભિનેતાઓને "મૅકબેથ" માં પોતાની ઉત્તમ અભિનય કલા બતાવવાના જે પ્રસંગો ભાગ્યેજ કોઇ બીજી કૃતિમાં મળ્યા હશે. અને તેથી જ અનેક સુવિખ્યાત પાત્રોનું " મૅકબેથે " ધ્યાન ખેંચ્યું છે.

છેલ્લાં પચીસ વર્ષ દરમિઆન " મૅકબેથ " ના કરુણાપ્રધાન પ્રયોગમાં કુશલમાં કુશલ પાત્રો રંગભૂમિ ઉપર ઉતરી ચૂક્યાં છે. ઠેઠ

સને ૧૮૯૮ થી નાટકની દુનિઆમાં "મૅકબેથે" અગ્રસ્થાન રોક્યું છે. જર્મનીમાં મિસીસ પૅટ્રિક કૅમ્પબેલે ઇ. સ. ૧૯૦૮ માં લેઇડી મૅકબેથનો પાઠ ભજવી ખુદ કૈસરનું અભિનંદન મેળવ્યું હતું. એજ સાલમાં લંડનના "લાઇસિયમ" થિયેટરમાં રૅાબર્ટ ટેબરે મૅકડફનો પાઠ એવો આબાદ ભજવ્યો હતો અને મૅકડફની ધીરતા, મરદાની અને સહૃદયતા એટલી સરસ રીતે તેણે પોતાના પાઠમાં ઉતારી હતી કે તે સમયે સમસ્ત પ્રેક્ષક આલમની પ્રશંસા તેણે મેળવી હતી. ત્યાર બાદ મિસ્ટર અને મિસીસ બુર્શિયર તરફથી સને ૧૯૦૬ માં શેક્સપીયરની જન્મભૂમિ સ્ટ્રૅટફર્ડ-ઑાન-ઍવનમાં જ "મૅકબેથ" ના પ્રયોગને પાછો જીવન્ત કરવામાં આવ્યો હતો. ત્યાંના મેમોરિયલ થિયેટરમાં ભજવાયેલ મૅકબેથે એટલું તો આકર્ષણ કર્યું હતું કે મિ. બુર્શિયરને તેની પુનરાવૃત્તિ ગૅરિક થિયેટરને અનેકવાર આપવી પડી હતી. મિસ એલન ટેરી જેવી કુશલ નટીએ પણ લેઇડી મૅકબેથનો પાઠ ભજવ્યા વગર પોતાની નાટ્યકલાની કૃતકૃત્યતા માની નથી.

પરંતુ "મૅકબેથ" ની સર્વશ્રેષ્ઠ ફત્તેહ તો સને ૧૯૧૧ ના સપ્ટેમ્બરની ૫ મી તારીખે હીઝ મૅજેસ્ટીઝ થિયેટરમાં સર હરબર્ટ ટ્રી તરફથી ભજવાયેલ પ્રયોગમાં જ સિદ્ધ થઇ. રંગભૂમિનાં શોખીનો જેટલાં આ સમયે શેક્સપીયર તરફ આકર્ષાયાં હતાં તેટલાં ભાગ્યે જ કોઇ વાર આકર્ષાયાં હશે. સર હરબટ ટ્રીએ મૅકબેથને અમરત્વ આપવાને કોઈ ખર્ચ બાકી રાખ્યો નહોતો, કોઇ સારૂં પાત્ર હાથથી જવા દીધું નહોતું, કોઈ સૂક્ષ્મ અભિનય તરફ બેદરકારી થવા દીધી નહોતી, કોઇ પ્રસંગને જીવંત બનાવવામાં એક પણ ઊણપ રહેવા દીધી નહોતી. આ પ્રયોગમાં સર હરબર્ટ ટ્રી "મૅકબેથ" તરીકે, મિ. એડવર્ડ ઓ'નીલ રાજા "ડન્કન" તરીકે, મિસ વાયોલેટ વાનબ્રગ "લેઇડી મૅકબેથ" તરીકે, મિ. આર્થર બુર્શિયર "મૅકડફ" તરીકે, મિસ વાઇવિા બર્ટ "લેઇડી મૅકડફ" તરીકે, મિ. બાર્ન્સ "બૅન્કો" તરીકે,

અને મિ. ઍસિલ ગિલ "માલ્કમ" તરીકે જે કલા અને કુશળતા પોતાના ભિન્ન ભિન્ન પાઠોમાં બતાવી શક્યાં હતાં તેવી કુશલતા અને કલા ભાગ્યે જ શેક્સપીયરની કોઇ પુનરાવૃત્તિમાં દષ્ટિગોચર થઇ હશે.

"મૅકબેથ" ના ઇતિહાસમાં એવો કાંઇ અદ્વિતીય અને અપૂર્વ સંભાર નથી છતાં શેક્સપીયરે તે સાદા ઇતિહાસને કેટલો ચૈતન્યયુક્ત અને દિલ ઉશ્કેરનારો બનાવ્યો છે એજ તેની કલાની બલિહારી છે. મૂળ મૅકબેથની કથા ટુંકી છે. સ્કૉટલાન્ડના લગભગ જંગલી યુગની એ કહાણી છે. લગભગ ૯૦૦ વર્ષ પહેલાં મૅકબેથ સ્કૉટલાન્ડનો રાજા થવા પામ્યો હતો. તે વખતે ત્યાં વહેમ, ક્રૂરતા અને પશુવૃત્તિનું સામ્રાજ્ય હતું. છતાં એ જંગલી વાતાવરણમાં પણ બહાદૂરી, સ્વદેશ-પ્રીતિ અને આત્મમાનના ઉચ્ચ ગુણોનું સન્માન હતું. મૅકબેથ પશુબળને આધારે રાજ્ય ચલાવી શક્યો હતો, છતાં તે સમયના હિસાબે તે ન્યાયશીલ હતો. સ્કૉટલાન્ડના ઉત્તર અને પશ્ચિમ તરફના પ્રદેશો સાથે તેનું કાયમ યુદ્ધ ચાલતું. આને પરિણામે લગભગ ઈ. સ. ૧૦૪૦માં સ્કૉટલાન્ડમાં લોહીની નદીઓ ચાલી હતી. પરંતુ મૅકબેથે કેવી રીતે સ્કૅટલાન્ડની ગાદી હાથ કરી એ પૂર્વ ઇતિહાસ જાણવાની જરૂર છે. સ્કૅટલાન્ડના રાજા માલ્કમના પછી તેની પુત્રીનો પુત્ર ડન્કન ગાદી ઉપર આવ્યો હતો. માલ્કમને બે પુત્રીઓ હતી- "બિએટ્રિસ" અને "ડોઓડા." ડન્કન બિએટ્રિસનો પુત્ર હતો અને મૅકબેથ ડોઓડાનો પુત્ર હતો.

જ્યારે ડન્કન ગાદી ઉપર આવ્યો ત્યારે તેના રાજ્યમાં સર્વત્ર શાન્તિ હતી. આ શાન્તિને કારણે ડન્કન બેદરકાર રહ્યો, અને તેની બેદરકારીનો લાભ લઇ રાજ્યનાં અમીર ઉમરાવોએ માથું ઉચક્યું. આ અમીરોએ રાજ્યની રૈયતને ખૂબ રંજાડી અને લૂટી. આ પ્રમાણે વાતાવરણ ગરમ થતું જ ચાલ્યું. જ્યારે રાજા તરફથી "બૅન્કો" નામનો અમલદાર કર ઉઘરાવવા નીકળ્યો ત્યારે બંડખોરોએ તેનો જાન લેવા પ્રયત્ન કર્યો. ત્યારથી યુદ્ધનાં બીજ ફરીથી રોપાયાં. જ્યારે બૅન્કોને

લાગેલા જખમો રૂઝાયા ત્યારે તેણે રાજા ડન્કન પાસે દુશ્મનો સામે વેર લેવાની માગણી કરી. રાજાએ તે માગણી કબૂલ રાખી કે તુરતજ બંડખોરોએ બળવો જાહેર કર્યો. તે વખતે બંડખોરોને સાહાય્ય આપવા આયરલાન્ડથી અનેક મદદગારો આવી મળ્યા અને એ ખૂનખાર લડાઇમાં ડન્કનનું લશ્કર પરાજિત થયું. ડન્કન આ પરાજયથી ભયભીત થયો અને તેના સલાહકારોની સાહાય્ય માગી. છેવટે મૅકબેથે અને બૅન્કોએ બીડું ઝડપ્યું, એટલુંજ નહિ પરંતુ થોડો સમય તે બંનેની બહાદુરીના પ્રતાપથી બંડખોરોને દાબી દેવામાં આવ્યા અને ડન્કનના રાજ્યમાં પાછી શાન્તિ પથરાઇ.

પરંતુ આ શાન્તિ લાંબો સમય ટકી શકી નહિ. કારણ કે થોડા જ વખતમાં નૉર્વેના રાજા સ્યુએનો જબ્બર લશ્કર સાથે ફાઇફના પ્રદેશ ઉપર ચ્હડી આવ્યો. ડન્કનને આ હૂમલા સામે જબરદસ્ત તૈયારીઓ કરવી પડી. તેણે રાજ્યના લશ્કરના ત્રણ વિભાગો કરી મૅકબેથ, બૅન્કો તથા પોતાની સરદારી નીચે આ હૂમલા સામે ઝૂકાવ્યું. આ યુદ્ધમાં ડન્કનની સખ્ત હાર થઇ અને ડન્કનને બર્થાના કિલ્લામાં આશ્રય લેવો પડયો. પરંતુ સ્યુએનોના લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલ્યો. અને એ આફતમાંથી બચવાને ડન્કનને એક પ્રપંચ રમવો પડયો. શત્રુને તાબે થવાનો ઢોંગ કરી તેણે શત્રુના લશ્કરને ખોરાક અને દારૂની ભેટ મોકલી. એ દારૂમાં ઝેરી ઔષધ ભેળવવામાં આવેલું હોવાથી સ્યુએનોનું આખું લશ્કર ગાઢ નિદ્રામાં પડયું. તુરત જ ડન્કને મૅકબેથને સંદેશો પહોંચાડયો. મૅકબેથે લશ્કર સાથે આવીને દુશ્મનના આખા લશ્કરને મરણશરણ કર્યું. પરંતુ સ્યુએનોના આ પરાજયનું વેર લેવા ડેઇન લોકોનો બીજો એક કાફલો ચ્હડી આવ્યો. આ લશ્કર ઇંગ્લંડના રાજા કૅન્યુટ તરફથી મોકલવામાં આવ્યું હતું. આ વખત પણ મૅકબેથ અને બૅન્કોએ આફતનું વાદળ વિખેર્યું. છેવટે ડેઇન અને સ્કૉટિશ પ્રજા વચ્ચે સલાહનાં તહનામાં થયાં. આ તહનામા પછી મૅકબેથ અને બૅન્કો

રાજા ડન્કનને મુકામે મળવા ઉપડયા. આ મુસાફરી દરમિઆન આ બંને સરદારોને ત્રણ પિશાચણીઓ મળી, જેઓએ એ બંનેનાં ભવિષ્ય ભાખ્યાં. એ ભવિષ્ય એ હતું કે મૅકબેથ સ્કોટલાન્ડનો રાજા થશે, અને બૅન્કો જો કે પોતે રાજ્ય નહિ કરે તો પણ અનેક રાજાઓના વંશનો પિતામહ થશે.

આ પ્રસંગથી શેક્સપીયરનો નાટ્યપ્રયોગ શરૂ થાય છે. પિશાચણીઓની ભવિષ્યવાણીથી મૅકબેથના હૃદયના ઉંડાણમાં મહાત્ત્વાકાંક્ષાનો ધ્વનિ પ્રકટાય છે. જ્યારે મૅકબેથ બીજી વાર પિશાચણીઓને મળ્યો ત્યારે તેને કહેવામાં આવ્યું હતું કે સ્ત્રીનો જાયો કોઇ પણ પુરૂષ તેનો પરાજય કરી નહિ શકે; માત્ર તેને એકજ જણ હરાવી શકશે અને તે જ્યારે "મહાન્ બર્નામ વુડ" ડન્સીનેઇનની ટેકરી ઉપર તેની સામે આવશે ત્યારે. અને આ ભવિષ્યવાણી સત્ય ઠરી. કારણ કે મૅકબેથનું મૃત્યુ મૅકડફના હાથથી થયું, અને મૅકડફ કોઇ સ્ત્રીજાયો નહોતો—તેની માતાની જીંદગી બચાવવાની ખાતર તેની માતાનું પેટ ચીરીને તેનો જન્મ કરાવવામાં આવ્યો હતો! "મહાન્ બર્નામ વુડ" મૅકબેથની સામે કેવી રીતે આવ્યો તે નાટકમાં દર્શાવવામાં આવ્યું છે.

મૅકબેથે સ્કૅાટલાન્ડમાં ૧૭ વર્ષ રાજ્ય કર્યું અને ઇ. સ. ૧૦૫૭ માં તેનો ઘાત થયો. આ રાજ્ય મેળવવામાં અને તે ટકાવી રાખવામાં જ તેનું જીવન ખર્ચાઇ ગયું. જ્યારથી પિશાચણીઓની ભવિષ્યવાણી ઉચ્ચારાઇ ત્યારથી તેણે સ્કૅાટલાન્ડનું રાજ્ય હસ્તગત કરવામાં પોતાની સર્વ શક્તિઓને એકત્રિત કરી. આ મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ અર્થે તેને કેવા પ્રપંચો રમવા પડયા અને કેટલી ક્રૂરતાઓ બતાવવી પડી તે ચિતરવામાં શેક્સપીયરની પિછીએ કમાલ કરી છે.

મૅકબેથે જ્યારે આ ભવિષ્યવાણીની કહાણી પોતાની પત્ની લેડી મૅકબેથને કહી ત્યારે એ રાક્ષસણી સ્ત્રીએ પોતાના પતિના હૃદયમાં કેવું વિષ રેડયું અને તેના ડગમગતા સંશયાત્મક મગજમાં

કેવા ખૂની વિચારો ભર્યાં એ ચિતાર શેક્સપીયરે અજબ કુશળતાથી ચિતર્યો છે. ડન્કનનું ખૂન કરીને જ રાજા થઇ શકાશે એ લેડી મૅકએથનો ભયાનક ખ્યાલ! કંપતે હૃદયે, ધ્રુજતે શરીરે મૅકએથને એ ખ્યાલ સ્વીકારવો પડે છે! એ ખ્યાલનો અમલ કરવાની તક પણ શેક્સપીયર કેટલી સુંદર કુશલતાથી મેળવી આપે છે! રાજા ડન્કન પોતાના અમીર ઉમરાવોનો હરવખત અતિથી બને છે; તે આ વખત મૅકએથના મહાલયમાં અતિથી થઇને આવે છે. સાથે તેના પુત્રો માલ્કમ અને ડોનાલબેઇન છે. ડન્કન લેડી મૅકએથના અતિ મોહક સ્વાગતથી હર્ષઘેલો થઇ જાય છે-રાત્રિ અહિંજ પસાર કરે છે-બેફીકર નિદ્રામાં તે જગતના પ્રપંચોને વિસરી જાય છે. મધ્યરાત્રિએ જ્યારે સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી છે ત્યારે લેડી મૅકએથ પોતાના પતિને ડન્કનનું ખૂન કરવાને ઉશ્કેરી રહી છે. પ્રથમ તો ખુલ્લી કટાર સાથે આ રાક્ષસણી ડન્કનના શયનગૃહમાં દાખલ થઇ કેવા સંકલ્પવિકલ્પોમાં ગોથાં ખાય છે એ ક્રૂર મનુષ્યસ્વભાવનું પૃથક્કરણ કરવામાં શેક્સપીયરે માનસશાસ્ત્રનું એક મુશ્કેલમાં મુશ્કેલ પાનું ઉકેલી બતાવ્યું છે.

છેવટે આ નિષ્ઠુર હૃદયની કાલિકા મૅકએથ પાસે પાછી ફરે છે. અને તેને આ કાળું કામ કરવાને તીખી તલવારની ધાર જેવા શબ્દોથી કેવી રીતે પાનો ચ્હડાવે છે એ ચિત્ર દોરવામાં શેક્સપીયરની કલાની અવધિ થાય છે. બિચારા મૅકએથના સંશયો! એ સંશયો કેટલા સાચા અને મર્મદારક! "પ્રથમ તો આપણે માત્ર ડન્કનની રૈયત નથી, પણ ડન્કન આપણો કુંટુબી અને શિરતાજ છે." "એ આજે આપણા અતિથિ છે; આતિથ્યનો સનાતન ધર્મ શો છે? અતિથિનું ખૂન કે તેનું સર્વ ભયોમાંથી રક્ષણ?" "અને ડન્કન તો કેટલો ન્યાયી અને ભલો નૃપતિ છે! રૈયત તરફ કેટલો મમતાળુ છે! અમીરો તરફ કેટલી બધી તેની પ્રીતિ છે! અને ખાસ કરીને મ્હારા તરફ તેનો કેટલો બધો પક્ષપાત છે!" "આવા રાજાઓનું સ્વર્ગના દેવો

રક્ષણ કરે છે હો!" "અને તેનું ખૂન થાય તો રૈયત વેર લેવાનું કદિ ચૂકશે નહિ." "ઉપરાંત હું સ્કૉટલાન્ડની પ્રજાનું પ્રીતિભાજન છું—તો જ્યારે મ્હારા હાથથી થયેલા આ ખૂનની જાણ લોકોને થઇ તો પછી મ્હારી કીર્તિ, મ્હારાં ગાનપાન, અને મ્હારા તરફ પ્રજાની મમતા શી રીતે ટકી શકશે?"- આવા અનેક તર્કવિતર્કોથી મૅકબેથના મગજમાં અસહ્ય બળવો થઇ રહ્યો છે—તેની સામે લેડિ મૅકબેથનો ભયાનક હૂમલો અને મૅકબેથના માનસિક કિલ્લાના ચૂરેચૂરા થવાનો દારૂણ પ્રસંગ—જે જીવંત અને ચેતનવતી બાનીમાં વર્ણવાયો છે તે શેકસપીયર જ વર્ણવી શકે, એનાથી ઉતરતી કોટિના કોઇ નાટયકાર કે સાહિત્યકારનું ગજું નથી. જેવી મૅકબેથની હૃદયભેદક વિકટ શંકાઓ તેવાં જ લેડિ મૅકબેથનાં પ્રપંચપૂર્ણ પ્રચંડ નિવારણો! "આ કામ કેટલું સહેલું છે!" "કેટલા થોડા સમયમાં તે સમાપ્ત થશે!" "અને એકજ રાત્રનું ન્હાનકડું કામ તેઓની બધી રાત્રિઓ કેટલી શાંત અને નિર્ભય કરી આપશે!"—એક બાજુથી આ પ્રકારની મીઠી સમજાવટ! બીજી બાજુથી મૅકબેથની નામર્દાઇ ઉપર ઉપાલંભોની કટારો! "મ્હારા સ્તનને ધાવતું કુમળું વ્હાલું બાળક હલાલ કરવાની મ્હેં જો પ્રતિજ્ઞા લીધી હોય તો હું તેને મ્હારા સ્તન પરથી પીંખી ફેંકાડું અને તેની ખોપરીના ચૂરેચૂરા કરવામાં એક ક્ષણ પણ થોભું નહિ. પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા!"—આ તેની રાક્ષસી મર્દાનગીનો સંદેશ! અને છેવટે—"શું આ આ ખૂનનો આરોપ આપણા ઉપર મૂકાશે એનો તમને ભય છે? અરે, આ દારૂના નશામાં ચકચૂર થયેલા ઘોડાવાળાઓ ઉપર એ આરોપ મૂકવો તે સહેલામાં સહેલી વાત છે!" આ છેલ્લા નિરાકરણથી મૅકબેથ મ્હાત થાય છે; સંશયાત્મા વિગતસંશય બને છે; માનુષિક કરૂણા અને દયાથી ભીનું હૃદય ખૂન, સ્વાર્થ અને મોહની જ્વાલાઓથી સડસડાટ સળગી ઉઠે છે. ધન્ય છે લેડિ મૅકબેથની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાને! ધન્ય છે એ રાક્ષસી સ્વભાવનું સૂક્ષ્મ દિગ્દર્શન કરાવનાર કવિવરને!

આખરે થરથર કંપતો મૅકબેથ કટાર લઇને ડન્કનના શયનગૃહમાં પ્રવેશે છે, અને એક ક્ષણ જાણે એક યુગ જેટલી લાંબી ન હોય એવી તેની ભયાવહ અને વિહ્વલ સ્થિતિ શેક્સપીયરે માત્ર એક જ પછીના લીસોટાથી આબેહૂબ ખડી કરી છે. છેવટે એક જ ઘા—અને ડન્કન મરણશરણ! અહો! એ દારૂણ દૃસ્ય! આર્ય નાટયશાસ્ત્રમાં આવાં મર્મદારક દશ્યો રંગભૂમિ પર રજુ કરવાનો પ્રતિબંધ કર્યો છે તે યોગ્ય જ હશે!

સવાર પડી; ખૂનના સમાચાર સર્વત્ર ફરી વળ્યા; મૅકબેથ અને તેની પત્નીએ શોકાર્ત દેખાવાના બહુ યુક્તિભર્યા ઢોંગસોંગ કર્યા. પણ એવાં ખૂન કદિ છૂપાં રહ્યાં છે? મૅકબેથ ઉપર સમય પ્રજાજનની શંકા દઢીભૂત થઈ જ. સદ્ભાગ્યે ડન્કનના પુત્રો સહીસલામત નાઠા. માલ્કમે ઇંગ્લંડના રાજ્યદરબારનો આશ્રય લીધો. ડોનાલ્બેઇન આયર્લાન્ડ પહોંચ્યો. આ પ્રમાણે ખાલી પડેલી ગાદી પર વારસાના હક્કની રૂએ મૅકબેથનો અભિષેક થયો. આ પ્રમાણે પેલી પિશાચણીઓની ભવિષ્યવાણી સાચી ઠરી. પરંતુ એ ભવિષ્યવાણીનો ઉત્તરાર્ધ ધણીધણિયાણીનાં હૃદયોને કંપાવી રહ્યો હતો. કારણ કે મૅકબેથ રાજા થશે—પણ તેનાં ફરજંદ નહિ; મૅકબેથ પછી તો બૅન્કોનાં બાળકો રાજ્ય કરશે—એની એ ભવિષ્યવાણી હતી. એક ખૂનના અનુભવમાંથી પસાર થયેલાંઓને બીજા ખૂનનો વિચાર સહજ જ હતો.

મૅકબેથને ત્યાં મ્હોટો જલસો ગોઠવાયો: ત્યાં બૅન્કોને આમંત્રણ હતું—પરંતુ તેની સાથે તેના પ્રાણ હરવાને મારાઓ પણ ત્યાં જ ગોઠવાયા હતા. બૅન્કો અને તેનો પુત્ર ફ્લીઍન્સનું ન્હાસી છૂટવું એ પરિણામ આવ્યું.

પરંતુ આ ઘાતકી પ્રકરણ પછી મૅકબેથે કે તેની પત્નીએ કદિ શાન્તિ અનુભવી જ નહિ. ભૂત અને પિશાચના ભણકારાઓથી આ જોડું કદિ મુક્ત થયું નહિ. શેક્સપીયરે આ આખા નાટયપ્રયોગમાં

અમાનુષિક અને દૈવી શક્તિઓનો અતિ મ્હોટા પ્રમાણમાં આશ્રય લીધો છે. સ્વર્ગીય અને નારકીય શક્તિઓનો આટલો બધો ઉપયોગ તો આર્ય નાટ્યકૃતિઓમાં પણ ભાગ્યેજ થયો હશે. પરંતુ આ ઉપરથી એટલું પ્રતીત થાય છે કે શેક્સપીયરના જમાનામાં ભૂત, પ્રેત, પિશાચ, આદિ વ્હેમોથી પશ્ચિમ બહુ જ રંગાયેલું હોવું જોઇએ. એ જમાનો, એ સમય અને એ પ્રદેશ કેટલી જંગલી અવસ્થામાં હશે તે જાણવાને " મૅકબેથ " ની નાટ્યકૃતિ અતિ ઉપયોગી છે.

નાટકના છેલ્લા પ્રસંગો બહુ ઝડપથી આટોપી લેવામાં આવ્યા છે. બૅન્કોના ખૂન પછી ફાઇફનો ઉમરાવ મૅકડફ પોતાના મર્હૂમ રાજાના પાટવીને મદદ કરવા ઇંગ્લંડ ન્હાસી જાય છે. મૅકબેથ તેનું વેર લે છે. મૅકડફના છોકરાંઓ અને પત્નીને મૃત્યુશરણ કરવામાં આવે છે. પરંતુ માલ્કમ બૅન્કોની સાહાય્યથી એક જબરદસ્ત સેનાદળ સાથે મૅકબેથ ઉપર ચ્હડી આવે છે. તે અરસામાં પાપ અને દુષ્કૃત્યોની અગ્નિથી બળીને ખાખ થતી લેડી મૅકબેથ દીવાની થઇ જાય છે અને આપઘાત કરે છે. યુદ્ધમાં મૅકબેથનો પરાજય થાય છે અને મૅકડફના હાથથી જ તે મૃત્યુશૈય્યાને અધીન થાય છે. પિશાચણીઓની સમગ્ર ભવિષ્યવાણી પરિપૂર્ણ થાય છે, અને માલ્કમનો છેવટે રાજ્યાભિષેક થાય છે.

આ સાદો ઇતિહાસ કોઈ પણ બીજા નાટ્યવિધાયકના હાથમાં આટલો રસભર કદિ પણ થઇ નજ શકત. આ ભૂત, પ્રેત અને પિશાચની કહાણીઓથી છલોછલ ભરેલું વર્ણ કોઇ પણ બીજા કલાકારને અતિ શુષ્ક અને અંધકારમય વાતાવરણમાં ખેંચી જાત. પરંતુ કવિવર શેક્સપીયરે તો તે અદ્ભુતતામાંથી પણ રસની જમાવટ અને જીંદગીની ફિલસુફી ઉત્પન્ન કરી છે. અલબત્ત, એ જમાનાનાં પ્રેક્ષકોને પ્રપંચ અને ખૂનની કથાઓ ગમતી હશે, પરંતુ " મૅકબેથ " ની ભયાનક કથામાં જે કરુણા અને ક્રૂરતા તેના નગ્ન સ્વરૂપમાં રંગભૂમિ ઉપર પ્રથમ મૂકા-

ચેલી હશે તે એટલી તો ગમગીન, મર્મદારક અને ચિત્તવેધક છે કે શેક્સપીયરની હૃદયહારક વાણી વગર તે કોઇથી પણ જીરવી શકાત નહિ. ગ્લોબ થિયેટરના તખ્તા પર તે સમયે નહોતો ઝગઝગાટ, નહોતી સુંદર સીનરી, કે નહોતા રંગબેરંગી પડદાઓ. માત્ર એ કવિવરના બાનીનું જાદુ જ આ કરૂણ ક્રૂરતામાં અને આ ક્રૂર શુષ્કતામાં રસ ભરવાને સમર્થ હતું. માત્ર એ રસેશ્વરનું માનસશાસ્ત્ર વિષેનું અદ્ભુત જ્ઞાન જ આ દારૂણ ભયાનકતા તરફ પ્રેક્ષકોનો મોહ ઉત્પન્ન કરાવવાને વિજયી નિવડી શક્યું હતું.

[ "રંગભૂમિ," વૈશાખ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩. ]



## ૧૦૮

# ઈશુનો સત્યાગ્રહ.

## બે હજાર વર્ષ પહેલાંનું એક મનોવેધક દૃશ્ય.

સ્થળ-જેરૂસલેમનું ન્યાયમંદિર

[ ઇશુને તેનાજ મિત્ર જુડાસે દગલબાજીથી પકડાવી ધર્માચાર્ય અન્નાસ પાસે એક પાખંડી ગુન્હેગાર તરીકે રજુ કરાવેલ. અંતઃકરણના અવાજથી મુંઝાયેલ અન્નાસે પોતાના જમાઇ મહાયાજક કેઆફસ પાસે ઈશુને મોકલાવ્યો છે. ૭૧ પાદરીનું પંચ ઈશુનો મુકરદમો ચલાવવાનું નાટક ભજવે છે. કેઆફસ પૂર દમામમાં ઉંચા આસને વિરાજે છે. ]

કેઆફસ-[ દાખલ થતાંજ ]-ગુન્હેગારને હાજર કરો.

[ તુરતજ " સુલેહ શાન્તિ " ના રક્ષકો દોરડાંથી મુસ્કેટાટ બાંધેલા ગુન્હેગાર ઈશુને રજુ કરે છે. ]

કેઆફસ-[પોતાના શિકાર તરફ તીક્ષ્ણ નજર ફેંકીને]-અલ્યા, તુંજ નૅઝેરેથનો જીસસ કે?

ઇશુ—[ વિસ્મયકારક શાન્તિથી ] હા. હું જ.

કેઆફસ—અને તુંજ પેલા બાર ચેલાઓનો ગુરૂ ?

ઇશુ—હું પોતેજ.

કેઆફસ—અને તું જ કહેનારો કે તું પ્રભુનું દેવાલય જમીન-દોસ્ત કરીને પાછું ત્રણ દિવસમાં નવું દેવાલય ઉભું કરીશ કે ?

ઇશુ—[ નમ્રતાથી ] જરૂર એ કાંઈ ગુપ્ત વાત નથી. આખું જગત્ જાણે છે કે એ વિષે હું શો અભિપ્રાય ધરાવું છું. મ્હારા સિદ્ધાંત મ્હેં કોઈથી છૂપાવ્યા નથી. તમારા દેવાલયમાં જ, તમારા યહુદી બંધુઓની હાજરીમાં જ, મ્હેં આ શબ્દો કહ્યા હતા. તેઓને જ પૂછો કે મ્હેં શો ઉપદેશ કર્યો છે.

કૈઆફસ—અહા ! ઇશ્વર તરફ કેટલો ઘોર તિરસ્કાર !

યાજકો અને અમલદારો—કેટલો ઘોર તિરસ્કાર !

કૈઆફસ—બસ થયું. બોલ, આ ભયાનક ગુન્હાનો ત્હારી પાસે કાંઇ પણ બચાવ છે ?

ઇશુ—[ અતિ ધૈર્યથી ] બચાવ ! કયા ગુન્હાનો બચાવ ? ઈંટ અને ચુનાની દીવાલો એ ખરૂં દેવાલય નથી, પણ તેની ભીતરમાં રહેલી શુદ્ધ પવિત્રતા એજ સાચું દેવસ્થાન છેઃ–એમ કહેવું તેને તમે ગુન્હો કહોછો? હું હજુ પણ પોકારી પોકારીને સત્ય કહુંછું કે તમારૂં માટીનું મન્દિર કદિ તૂટી પડે તો તેની જગાએ હું એકજ નિમિષમાં મ્હારા હૃદયની પવિત્ર સામગ્રીથી બીજું દેવમન્દિર ઉભું કરી શકું છું.

કૈઆફસ—ઇશ્વરનો આટલો ભયંકર દ્રોહ કર્યા પછી પણ આટલી બધી ત્હારી મગરૂરી ?

[ તેજ ક્ષણે મહાયાજકના એક અમલદારે ઇશુના ગાલ ઉપર એક સખ્ત લપડાક ચ્હોડી દીધી. ]

અમલદાર—બેઅદબ ! બેશરમ ! પરમ પૂજ્ય ધર્માચાર્યનું આવું અપમાન ? [ જીસસ દૃઢ, નમ્ર ભાવથી અડગજ ઉભો છે. ]

કૈઆફસ—ફીકર નહિ; હજુ એક બીજી તક આપું છું. કહે, તું ઇશ્વરનો દેવાંશી પુત્ર હોવાનો દાવો કરે છે તે ખરૂં કે નહિ ?

ઇશુ—કહીશ તો પણ મ્હને તમો માનશો નહિ; તો પછી કહેવાનું શું ફળ ?

કૈઆફસ— [ત્રાડ પાડીને]–હું તને ઇશ્વરના સોગન આપીને પૂછું છું કે તું ઇશ્વરનો અવતાર છે ?

ઈશુ—તમેજ કહો છો કે હું છું પછી પૂછવાનું ક્યાં રહ્યું ?

[ તત્કાલ કૈઆફસે ઉભા થઈને ઈશુનું ગળું પકડ્યું અને પંચ તરફ ફરીને પોતાનો ચૂકાદો સંભળાવ્યો. ]

**કૈઆફસ**—બોલો, ન્યાયમૂર્તિઓ ! આ ભયાનક નાસ્તિક સામે હવે બીજા કાંઇ પૂરાવાની જરૂર છે ખરી ? દેહાંતદંડ સિવાય આ હડહડતા ઇશ્વરદ્રોહીને બીજી કોઇ પણ સજા ફરમાવી શકાય છે ?

[ સમગ્ર પંચ ઉભું થઇ ગયું; સર્વત્ર કોલાહલ મચી રહ્યો; યાજકો અને અમલદારો ઇશુ ઉપર ધિક્કારોના વરસાદ વરસાવવા લાગ્યા; ચોમેર ઇશુ ઉપર લોકો તૂટી પડ્યા; કોઇએ તમાચાઓ ચ્હોડી દીધા, કોઇએ તેને લાતોથી વધાવ્યો, કોઇએ તેના મસ્તક પર પ્રહારો કર્યા, કોઇ તેના ઉપર થૂંક્યા, કોઇએ તેને નિર્લજ ગાળો ભાંડી, કોઇએ તેના વાળ પિંખ્યા. છતાં એ ધૈર્યમૂર્તિની પ્રશાન્ત સહિષ્ણુતા રજમાત્ર ડગી નહિ. ]

[ કૈઆફસે એક પછી એક પંચના સભાસદોનો મત પૂછ્યો. ]

**કૈઆફસ**—બોલો, દેહાંત દંડની તરફેણમાં કે વિરૂદ્ધ ?

[ પંચ સમસ્તે મત દરશાવ્યો—"અલબત્ત, તરફેણમાંજ તો" ].

[માત્ર એકલા યુસફેજ " વિરૂદ્ધ " અભિપ્રાય જાહેર કર્યો ! ]

[ પંચનું મતદર્શન જાહેર થતાંજ સભામાં કીકીયારીઓ અને ગર્જનાઓ થઇ રહી. ]

**લોકોનું ટોળું**—બસ, એને ઠાર મારો ! એને જીવતો દાટી દો ! અહિંઆંજ એના પ્રાણ લઇ લો !

[ કૈઆફસે પોતાની તર્જનિથી ઇશારો કર્યો; અમલદારો ઇશુને બાંધીને બહાર લઈ ચાલ્યા; સભા બરખાસ્ત થઇ. ]

[આ બધો તમાસો ઇશુનો શિષ્ય પીટર થોડે દૂર એક સગડી પાસે તાપતો તાપતો મુંગે મ્હોડે જોઇ રહ્યો હતો. તેના બીક-ણને અધિકારીઓના ત્રાસથી એટલો બધો ભય લાગ્યો કે તેણે ઇશુની તરફેણમાં એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો, એટલુંજ નહિ પણ

મહાયાજકની દાસીઓ સાથે થયેલ જનાંતિક સંવાદમાં તેણે ઇશુને ઓળખવાનો સાફ ઇનકાર કર્યો. ]

[ જનાંતિક નીચે પ્રમાણે બન્યું ]

**પહેલી દાસી**—[ પીટર પ્રતિ જનાંતિક ]-અલ્યા, તું પણ એ ઇશ્વરદ્રોહી ઇશુનોજ સાથીદાર કે ?

**પીટર**—[ તાપતો તાપતો ]-બિલકુલ જુઠું ! હું એ ઇશુને ઓળખતો પણ નથી !

[ લોકોનું ટોળું બહાર નિકળ્યું, તે સાથે પીટર પણ નિકળ્યો; અહિંઆં પણ એક બીજી દાસીએ એજ પ્રશ્ન કર્યો.]

**બીજી દાસી**—અરે આ તો પેલા પાખંડીનો જ ચેલો ?

**પીટર**—શો જુલમ છે ? હું એ પાખંડીનો ચેલો ? એ દુષ્ટનો દિદાર પણ હું આજે જીંદગીમાં પહેલી જ વાર જોઉં છું.

**ત્રીજો યહુદી**—અલ્યા, હડહડતું જૂઠું બોલે છે? તું ગૅલીલીઆનોજ રહીશ છે; તારી ભાષાના ઉચ્ચારજ તને ઓળખાવી દે છે.

**પીટર**—સોગનપૂર્વક આ માણસને હું બિલકુલ ઓળખતો નથી. પ્રતિજ્ઞાથી વધારે ખાત્રી શી આપું ?

[ આ પ્રમાણે ઇશુના મિત્રો પણ બીરૂ અને દ્રોહી થવા લાગ્યા. પીટરે ઇશુની તરફેણમાં સાક્ષી આપવાની હિમ્મત તો નજ બતાવી, પરતું તેનું ગુરૂપદ અને તેની મિત્રતા પણ ઘડીભર તેણે ફેંકી દેવાની બીરૂતા બતાવી. ઇશુએ પીટરની આ મનોદશા વિષે પ્રથમથી જ ભવિષ્ય ભાખ્યું હતું. ત્રણ વાર પોતામા ગુરૂનો અસ્વીકાર કર્યા પછી તેનું સૂતેલું દ્રોહી હૃદય અચાનક જાગૃત થયું; તે વખતે તેના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો. શરમથી દબાયેલો અને પશ્ચાત્તાપથી ઘવાયેલો તે ત્યાંથી ચાલ્યોજ ગયો. એજ રીતે ગુરૂદ્રોહી જુડાસને પણ પાછળથીજ પશ્ચાત્તાપ થયો, અને તેણે તો જાનની કુરબાનીથી જ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું. માત્ર જૉન્‌નો પવિત્ર આત્માજ તેના ગુરૂ તરફ છેવટસુધી વફાદાર અને ભક્તિપૂર્ણ રહ્યો. ]

[ ઇશુને દેહાંતદંડની શિક્ષા થવી જોઈએ એટલો અભિપ્રાય દર્શાવવા જેટલો જ યાજકોનો અધિકાર હતો, પરંતુ એ શિક્ષા ફરમાવવાનો અધિકાર તો રોમન શહેનશાહતનો હતો, તેથી ઇશુને રોમન ન્યાયમન્દિરમાં રોમના સૂબા પાઇલેટ પાસે છેવટે ઉભો કરવામાં આવ્યો. ]

[ પહેલી જુબાની મહાયાજકે આપી. ]

પાયલેટ—મહાયજક, આવતી કાલે તો આપનું પવિત્ર પર્વ છે, અને આપના ધર્મ પ્રમાણે આપના મહા પર્વને આગલે દિવસે અદાલત બેસી નજ શકે.

કૈઆફસ—પરંતુ આ કેસ અપવાદરૂપ ગણવાનો છે. ખાસ તાકીદીનો કેસ છે.

પાઇલેટ—આરોપી સામે શો આરોપ છે?

કૈઆફસ—ધર્મ વિરૂદ્ધ ભાષણ કરવાનો.

પાઇલેટ—પરંતુ ધાર્મિક ગુન્હાઓ તો તમે પોતેજ પતાવી શકો-છો. તેમાં રોમન કાયદો શી રીતે વચમાં પડી શકશે?

કૈઆફસ—[બાજી ફેરવીને] કેમ નહિ? એણે માત્ર ધાર્મિક ગુન્હો જ કર્યો છે. એમ નથી; તેના ઉપર રાજદ્રોહનો પણ આરોપ છે.

પાઈલેટ—ત્યારે એ વાત પ્રથમ જ કહેવી જોઈતી હતી. વારૂ. એણે શો રાજદ્રોહ કર્યો છે?

કૈઆફસ—ખુદ રોમન પાદશાહનું તેણે અપમાન કર્યું છે: "હું યહુદીઓનો રાજા છું" —એવા બંડખોર શબ્દો વડે તેણે રોમન સરકાર સામે માથું ઉચક્યું છે.

[ પાઇલેટે ક્ષણ વાર ઇશુની કરૂણમૂર્તિ તરફ નજર ફેંકી. લોહીથી ખરડાયેલ તેના મુખારવિન્દ પર એટલી નમ્રતા છવાઇ રહી હતી કે ઘડીભર પાઈલેટ પણ માની ન શક્યો કે આ સૌમ્ય મૂર્તિ રાજદ્રોહી, બંડખોર હોઈ શકે. ]

[ અસ્તવ્યસ્ત પોશાક, વિખરાયેલા વાળ, લોહીથી ખરડાયેલું મ્હોડું, થાકેલું શરીર; પાઇલેટે ધારી ધારીને નિરખ્યાં, પરંતુ એ સર્વમાંથી તો માત્ર મૃદુતા, નમ્રતા અને કરૂણા જ નીતરી રહી હતી. ]

પાઇલેટ—શું આ મૂર્તિ તમારો રાજા હોવાનો દાવો કરે છે?

કેઆફસ-[બાજી જમાવીને] હાજ તો; તેણે રૈયતને કર આપતી અટકાવી છે. અને તે સર્વત્ર છચોક જાહેર કરે છે કે હું યહુદીઓનો શહેનશાહ છું.

પાઇલેટ— [ઇશુ પ્રતિ ]-કેમ, તું યહુદીઓનો રાજા છે?

[ ઇશુ સમાધિમાંથી જાગૃત થયો; તેની દયાભીની આંખો પાઇલેટને એકી ટશે નિહાળી રહી; હૃદય-કથા તેનાં નેત્રોજ સમજાવી રહ્યાં; પાઇલેટ ક્ષણભર સ્તબ્ધ બન્યો; ઇશુનું મૌન જોઇને મુંઝાયો. ]

પાઇલેટ—કેમ, ત્હારે કાંઇ જવાબ નથી આપવો? તું જાણે છે કે ત્હારૂં જીવન અગર મૃત્યુ અત્યારે મ્હારી ઇચ્છા ઉપરજ અવલંબે છે?

ઈશુ— [ અતીવ નમ્રતાથી ] ઇશ્વરની ઇચ્છા સિવાય કોઇની તલભાર પણ સત્તા નથી એટલુંજ હું જાણું છું.

પાઇલેટ—પણ તું યહુદીઓનો રાજા હોવાનો દાવો કરે છે. એ તો ખરૂં ને ?

ઈશુ— [દૃઢતાથી ]દુન્યવી રાજ્યની માલેકીનો મ્હેં કદાપી દાવો કર્યો નથી. દુન્યવી સત્તાનો મ્હને લોભ હત તો મ્હારા અનુયાયીઓએ મ્હારી ખાતર ક્યારના લોહીના સાગર છલકાવ્યા હત. પરંતુ મ્હેં તો સર્વત્ર અહિંસા અને શાન્તિનોજ ઉપદેશ કર્યો છે. મ્હેં તો બલિદાનથી જ મુકિત મેળવવાનો માર્ગ બતાવ્યો છે. આત્માનું રાજ્ય એજ સાચું સ્વરાજ્ય છે અને એ રાજ્ય સિવાય અન્ય રાજસત્તાની મ્હેં રજ પણ પરવા કરી નથી.

પાઇલેટ—ત્યારે તું રાજા તો ખરોજ?

ઈશુ—તું એમ કહેતો હોય તો તે સત્ય છે. પણ મ્હારૂં રાજ્ય આ પૃથ્વીનું રાજ્ય નથી. સંસારનાં જૂઠાણાંઓ ઉપર જીવનારાંઓ મ્હારા

રાજ્યનાં નથી. મ્હારા રાજ્યનાં તો તેઓજ છે કે જેઓ સત્યનાં આશક હોય, જેઓ સત્યની ખાતર પોતાના પ્રાણના ન્યોછાવર કરી શકે; જેઓ સત્યની આગળ જગતની તમામ સલ્તનતોને તુચ્છ ગણે. આ સત્યને મ્હારા જીવનમાં મૂર્તિમન્ત કરવાની ખાતરજ હું જન્મ્યો છું-જીવી રહ્યો છું.

[ હૃદયને વલોવી નાંખનારી આ ફિલસૂફી સાંભળીને પાઈલેટ તો આભોજ બની ગયો ! પોતાની અકળામણ તે છૂપાવી ન શકયો. ]

પાઈલેટ—કયા ખૂબ ? અચ્છા, જનાબ! આ સત્યના હવાઇ રાજ્ય માટે તું જીવતો હો તો એ રાજ્ય તને મુબારક છે !

[ પાઇલેટ અકળાયેલો હોવાથી ન્યાયાસન છોડી બહાર ગયો. ]

[ આતુરતાથી રાહ જોતું લોકોનું ટોળું પાઇલેટની આસપાસ ફરી વળ્યું ]

પાઇલેટ—શું જોઇને તમે લોકો આ દીવાનાને મ્હારી પાસે લાવ્યા છો? એનું મગજ બિલકુલ ચક્કર છે; તે શી રીતે ફીતુરી થઇ શકવાનો હતો ? હું તો તેને એક પાગલ તરીકે છોડી દેવા માગું છું.

[ કેઆફસ ગભરાયો. ]

કેઆફસ—એને પાગલ માનશો નહિ. એણે તો ઘણાઓને પાગલ બનાવ્યા છે. તેને છૂટો મૂકયો તો રોમનં રાજ્યને ઉંધું વાળશે; એ ગૅલિલીઆમાં હતો ત્યારથીજ ભયાનક બળવાખોર તરીકે તેને સૌ જાણે છે.

પાઇલેટ—શું ગૅલીલીઆનો એ નિવાસી છે ?

કેઆફસ—હાજ તો. ગૅલિલીઆના નઝેરેથ ગામનું આ જવાહીર છે. એ બુદ્દી જેવી તેવી નથી ?

પાયલેટ—પણ તો પછી હેરડની હકુમત નીચે આ કેસ આવે છે. વળી હેરડ હાલ જેરૂસલેમમાંજ છે, તો આરોપીને તેની પાસે જ કાં ન મોકલાવવો ?

કૈઆફસ—મહેરબાની કરીને ક્રાચું કાપશો નહિ, હેરડનું ગજ-દૂર નથી કે તે આ જાદુગરને છેલ્લામાં છેલ્લી સજા કરી શકે. રોમન બાદશાહની સંમતિ વગર એક રાજદ્રોહીને દેહાંતદંડ આપી શકે એટલું એનામાં પાણી નથી. રખેને—

[ કૈઆફસ વાકય પૂરૂં કરે તે પહેલાં તો પાયલેટે પોતાના હાથ નીચેના માણસને ભલામણ કરી ઇશુના હેરડ પાસે મોકલાવી પણ દીધો ]

કૈઆફસ—પાયલેટ, તમે એક સારામાં સારી તક હાથથી જવા દીધી છે એમ માની લેજો. આ બળવાખોરને તમે ક્રુસ પર ચ્હડાવી દીધો હત તો આખી યહુદી પ્રજા તમારા ઉપર ફિદા થઈ જાત, અને સમસ્ત જ્યુડીઆ રાજદ્રોહના ભયંકર વાતાવરણથી મુક્ત થાત.

પાયલેટ—એક ન્હાનકડા યહુદીને દૂર કરવાથી શું જ્યુડીઆ આખું રાજદ્રોહથી મુક્ત થઇ જવાનું હતું? ધર્માચાર્ય ! તમે પણ ઠીક ફેંકો છો !

[ પાયલેટ હસતો હસતો સરકારી મહાલમાં ગયો. કૈઆફસ ક્ષણભર પૂતળાની માફક ઉભો રહ્યો. છેવટે મસ્તક ધૂનાવતો એ પણ ચાલ્યો ગયો. લોકો વિસર્જન થયા. ]

× × × ×

[ બીજી બાજુ સૈનિકોએ ઇશુને હેરડ પાસે ઉભો કર્યો. હેરડે ઇશુનાં જાદુ અને ચમત્કાર વિષે ઘણું સાંભળ્યું હતું તેથી આજે તેની જિજ્ઞાસા કંઇક તૃપ્ત થવાની તેને આશા હતી. ]

હેરડ—[ ઇશુની હાંસિ કરીને કટાક્ષમાં ] ઓહો ! આ તો આપણા મહારાજાધિરાજ ! યહુદીઓના નૃપતિ ! ખુદાના બંદા ! જગતના જાદુગર ! હાં પણ, આપ નામદાર આવા સાદા લેબાસમાં કેમ ? અરે છે કોઇ હાજર ? આ નામદારનાં ચીથરાં ક્હાડી નાંખી એને શાહેનશાહી કપડાંઓ વડે શણગારો !

[ અનુચરો હસી પડયા, અને હેરડને ગમ્મત આપવાની ખાતર ઇશુને જૂનો બાદશાહી લેબાસ પહેરાવ્યો ]

હેરડ—[ ખડખડાટ હસીને ]–કયા ખૂબ ! જનાબે આલી, હવે તમે બરાબર મહારાજા જેવા દીસો છો ! વારૂ, તમારા ચમત્કારો તો કંઇક બતાવો.

[ ઇશુ નિ:શબ્દ જ રહ્યો. ]

હેરડ—કયોં ? કુછ ચમત્કાર નહિ ? કુછ જાદુગીરી નહિ ? ખુદ ઇશ્વરકા બેટા, ઔર કુછ પાની નહિ ? કુછને કુછ બતલાઇએ, યાર !

ઇશુ—શું બતાવું ? ચમત્કારથી ભરપૂર આ પ્રભુની સૃષ્ટિમાં તને કાંઇ જાદુગીરી ન દેખાતી હોય તો હું એથી મ્હોટી ચમત્કૃતિ બતાવી શકવાનો નથી.

હેરડ—બસ એટલુંજ ? ત્યારે તું જાદુગર શાનો ? ખુદાનો બંદો શાનો ?

ઇશુ—પ્રભુની અગાધ ચમત્કૃતિનું દુનિયાને ભાન કરાવી શકું એ કાંઇ ઓછી જાદુગીરી છે ? પૃથ્વીનાં પરમાણુઓમાં, ઝાકળનાં બિન્દુઓમાં, મહાસાગરનાં વમળોમાં, આકાશનાં અણુઅણુઓમાં જે કોઇ પ્રભુતા બતાવી શકે તે ખુદાનો બંદો નહિ તો કોણ ?

હેરડ—[ કટાક્ષ ] વાહ ! કયા ફિલ્સુફી ! ત્હારી ફિલ્સુફી તો સૂબા સાહેબ સિવાય કોઈ સમજી શકે એમ દીસતું નથી. સૈનિકો, આ મહેરબાનને પાછા સૂબા સાહેબ પાસે લઇ જાઓ ! જોજો હો, એનો શાહી પોશાક જેમ છે તેમ કાયમજ રાખજો ! સિધાવો, ખુદાના બંદા ! સિધાવો.

[ સૈનિકો ઇશુને બાંધીને પાછો પાઇલેટ પાસે લઇ જાય છે. હેરડ પળવાર ઇશુની પાછળ સ્તબ્ધ ઉભો રહે છે, ઇશુ અદૃશ્ય થતાં હેરડ ખૂબ હસી પડે છે અને પોતાના મહેલની અંદર ચાલ્યો જાય છે. ]

[ ઇશુને ફરીથી પાઇલેટ પાસે લઇ આવવામાં આવ્યો. લોકોની ગીરદીનો પાર નહોતો. ઇશુનું હવે આવી બન્યું એમ સૌએ માની લીધું હતું. છતાં પાઇલેટની મુંઝવણ દૂર થઇ નહોતી. તે લોકોને સમજાવી રહ્યો હતો. ]

**પાઇલેટ**—તમે પાછો આ પાગલને મ્હારી પાસે લાવ્યા છો, પરંતુ એનો ગુન્હો સાબીત કર્યા વગર તેને શિક્ષા શી રીતે ફરમાવી શકું? હેરડે પણ એના ઉપરનો આરોપ પૂરવાર થયેલો માન્યો નહિ એટલેજ તેને મ્હારી પાસે ધકેલ્યો છે. લોકોને રાજ્ય સામે ઉશ્કેર્યાનો કંઇકિ પૂરાવો, કંઇક સાબીતી તો જોઇએ. તમે કહો તે સજા કરવાને હું ખુશી છું-પણ પહેલાં સજા કરવા જેવો ગુન્હો તો આપણે કોઇ રીતે સાબીત બતાવવો જોઈએ. માટે હાલ તો તેને પાંચ ફટકાની સજા આપી છોડી દઇએ. વળી આગળ ઉપર જોઇ લેવાશે.

[ પરંતુ લોહીના તરસ્યા લોકો એમ માને તેમ નહોતા. પાઇલેટ એકજ ક્ષણમાં કળી ગયો કે એમ ઉશ્કેરાયેલા ટોળાને શાન્ત પાડી શકાય તેમ નહોતું. તેથી તે પણ ટોળાની લાગણીના પ્રવાહમાં ખેંચાયો, અને થાકથી લોથપોથ થયેલ ઇશુની કરૂણ મૂર્તિની હાંસિ કરવા લાગ્યો.]

**પાઇલેટ**—જોઇ લેજો, શહેરીઓ, આ તમારો મહારાજા !

**પ્રજાજન**—કોણ? આ પાગલ અમારો મહારાજા ! આ નીચ જાદુગર અમારો શહેનશાહ! અરે, એને જમદ્વાર પહોંચાડો! એના ટૂકડા કરો! એને શૂળિએ ચ્હડાવો!

[ ઇશુ ઉપર ધૂળ, પથરાઓ, ધોલ, તમાચા અને લત્તાપ્રહારોના વરસાદ વરસ્યા. પાઇલેટે જોયું કે હવે એક પળ પણ આ ટોળાને હાથ રાખી શકાય તેમ નહોતું. તેણે તેજ ક્ષણે જલ મૂક્યું. ]

**પાઇલેટ**—[ જલ મૂકતાં ]-જુઓ, હું આ જળ વડે મ્હારા હાથ ધોઇ નાંખીને અત્યારે તમારી ઇચ્છા પ્રમાણે આ નિર્દોષ આદમીનું મૃત્યુ ફરમાવીશ. હવે એ પાપનો જવાબદાર હું નથી પણ તમે છો એટલું યાદ રાખજો.

**ઉશ્કેરાયેલું ટોળું**—કબૂલ ! એની હત્યાનું પાપ અમારા ઉપર; અમારા ભવિષ્યના વંશ વારસો ઉપર.

**પાઈલેટ**—બસ તો જાઓ, આને દેહાંતદંડની શિક્ષા કરો; પણ સબૂર. એના ગળામાં એના ગુન્હાનું પાટિયું ટીંગાડો; લાવો, હું ગુન્હો લખી દઉં; " યહુદીઓનો રાજા–નૅઝેરેથનો ઇશુ "–એ શબ્દો આ પાટીયામાં લખું છું.

[ પાઇલેટ પોતે શબ્દો લખે છે. ]

**કૈઆફ્સ**—[ ક્રોધથી ]–આ શબ્દોમાં ગુન્હાની નોંધ ક્યાં છે ? " યહુદીઓનો રાજા " એટલા શબ્દમાં કોઈ ગુન્હો ન માને. એમ લખો કે " યહુદીઓનો રાજા છું એમ એ નાપાક બોલ્યો. "

**પાઇલેટ**—તમારા કહેવા પ્રમાણે લખવાને બંધાયો નથી. બસ, મ્હેં લખ્યું તેજ કાયમ રહેશે.

[ તુરત જ ઇશુને સરકારી મારાઓ વધભૂમિ તરફ લઇ ચાલ્યા. રાક્ષસી લાગણીઓથી ઉશ્કેરાયેલું જાલીમ ટોળું તેની પાછળ થૂંકતું, તિરસ્કારતું, અપમાનો અને ગાળો વરસાવતું, ઠઠ્ઠા મશ્કરી કરતું, ક્રૂરતા, જૂલ્મ અને નીચતાની હદ કૂદાવતું, ધસારાબંધ ચાલ્યું, છતાં એ ધીર, ગભીર, દિવ્યમૂર્તિની શાન્તિ કે પ્રભુનિષ્ઠા રજમાત્ર ડગી નહિ. ન માગી તેણે દયા, ન બતાવી કોઇ તરફ કટુતા, ન તજી પોતાની મધુર ઉદારતા, ન વિસારી ઘડીભર પણ તેની સ્વભાવસિદ્ધ શ્રદ્ધા અને ધર્મપરાયણતા. મૃત્યુને સમયે પણ લોકોના તિરસ્કારના જવાબમાં તેણે આશિર્વાદોની શીતલ વૃષ્ટિ વરસાવી. ]

[ ઇશુના શરીર ઉપર ખીલા ભોંકાય તે પહેલાં તેના વચનામૃતનું પાન કરવાનું સદ્ભાગ્ય સૌને પ્રાપ્ત થયું ]

**ઈશુ** [ ક્રૂસ ઉપર ઉભાને ]–આજે મ્હારો દિવસ ધન્ય છે. સ્વધર્મના પાલન માટે, ઇશ્વરી આદેશના અનુશીલન માટે, મ્હારા જીવનની કુરબાની એ મ્હારા મનથી મ્હારી જીંદગીનો મ્હોટામાં મ્હોટો ઉત્સવ છે.

બંધુઓ અને માતાઓ, તમે મ્હારી પાછળ આંસુ ન સારશો. મ્હારા મનથી આ મૃત્યુ તે મ્હારી મુક્તિ છે. મ્હને કોઇનો દ્વેષ નથી. તમે પણ કોઇનો દ્રોહ કરશો નહિ. શત્રુ ઉપર પણ જે માનવી પ્રેમ રાખી શકશે તેને મોક્ષનો માર્ગ હાથ આવ્યો છે એમ માની લેજો. જેમ સૂર્ય સજ્જન અને દુર્જનને સરખી જ્યોતિ આપે છે, જેમ જલવૃષ્ટિ ન્યાયશીલ તેમજ અન્યાયી પર એકસરખીજ વરસે છે, તેમ જેઓમાં પ્રભુની વિભૂતિ છે તેઓની પ્રીતિ પણ જગતમાં તમામ પ્રાણીઓ પર એકસરખી જ વરસવી જોઇએ.

પરંતુ આ તમારી દૈવી પ્રકૃતિનો આડંબર કરશો નહિ. તમારાં સત્કર્મોના દુંદુભિનાદ ગજાવશો નહિ. તમારા જમણા હાથે કરેલા દાનની જાણ ડાબા હાથને થવા દેશો નહિ. પ્રભુની પ્રાર્થનામાં પણ નકામી શબ્દજાળ ગુંથશો નહિ. સંસારના જૂઠા મોહ અને દંભ, નિરર્થક તમાસાઓ અને આડંબર, છોડી દેજો. સત્યનીજ શોધમાં રહેજો. સત્યની ખાતર પ્રાણની કુરબાની એ કાંઇ હિસાબમાં નથી એ મહાસૂત્ર વિસરશો નહિ. તપ અને બલિદાન વગર પ્રભુનાં દર્શન નથી એ હૃદયપટ પર કોતરી રાખજો.

અને અહિંસા માટે તો શું કહું? વિચાર, વાણી તેમજ કર્મથી અહિંસાપાલન એજ ધર્મનું સાચું અને સંપૂર્ણ રહસ્ય છે એમ માની લેજો. એ ધર્મ વિકટ છે તે હું જાણું છું. પરંતુ મોક્ષધામનો માર્ગ સાંકડી કેડી વાટેજ હોઇ શકે, મુક્તિ મેયાને દ્વારે જવાના શાહ રસ્તાઓ નથી. ત્યાં તો આવા ક્રૂસ ઉપર થઇને જ જઇ શકાય છે.

[ મારાઓ તરફ જોઇને ]–બંધુઓ, હવે તમારો ગુન્હેગાર તૈયાર છે! વિલંબ ન કરો.

[ અંતિમ સમયે ઇશુએ જોૅહ્નને પોતાની પૂજ્ય માતાની સંભાળ લેવાનું કહ્યું ]

[ નિર્મિત વારમાં ઇશુના હાથ, પગ, કપાળ અને વક્ષઃસ્થળ ઉપર જોરબંધ ખીલા ઠોકવામાં આવ્યા. છેલ્લી ક્ષણે પણ પ્રભુના બંદાએ બંદગી કરી. ]

ઈશુ—હે પ્રભો! હે જીવનહાર! તું મ્હને છોડી દઇશ નહિ!

× × × ×

[ "રંગભૂમિ," શ્રાવણ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૪. ]



## ૧૦૯

### ગુર્જર રંગભૂમિના પિતામહ

# દીવાન બહાદૂર રણછોડભાઈ ઉદયરામનું અવસાન.



ભારે ખેદની સાથે અમારે સાક્ષરવર્ય રણછોડભાઈ ઉદયરામના અવસાનની નોંધ લેવી પડે છે. હજુ થોડાં જ અઠવાડિઆં પહેલાં એ વડીલ અમારે ત્યાં ઘણી તકલીફ ઉઠાવીને આવેલ અને "રંગભૂમિ" માટે અનેક સ્વપ્નાંઓ રચી ગયેલ. "રંગભૂમિ" માટે સતત લેખો આપવાના એમના વચનથી અમને અજબ પ્રોત્સાહન મળી રહ્યું હતું. "નાટકનો પ્રારંભ" એ લેખનો બાકીનો ભાગ સુધારવા દીવાન બહાદૂર અમારી પાસેથી લઇ ગયા ત્યારે કોણે ધાર્યું હતું કે એ અધૂરો લેખ અમને પાછો મોકલાવવા તેઓ સમર્થ નહિ થાય? છતાં એમનામાં ભવિષ્યનો વિચાર કરવાની દૂરંદેશી જેવી તેવી નહોતી. અમને જયારે પણ એ સાહિત્યાચાર્યના દર્શનાર્થે "ગ્રીન બંગલે" જવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતું ત્યારે તેઓ અમારા તરફ અપૂર્વ વાત્સલ્યથી કહેતા: "વિભાકર, તમે 'રંગભૂમિ' ની પ્રવૃત્તિ ઉપાડીને મ્હને ભારે નિશ્ચિંત કર્યો છે. મ્હને જે બાબત હાથ ધરવાની અગત્ય વર્ષો થયાં લાગતી હતી તે તમે જ ઉપાડી લીધી એથી મ્હને ઘણી નિરાંત થઇ. હવે રંગભૂમિ વિષે મારા વિચારો અને મ્હારી કૃતિઓ મરી નહિ જાય એની મને ખાત્રી છે. મારા કનૈયાલાલ (એમના ચિરંજીવી)ની જવાબદારી તમે જ હળવી કરી શકશો."

આટલી બધી મમતા અને કૃપાના પાત્ર અમે બની શક્યા તે અમારૂં પરમ સદ્‌ભાગ્ય જ. અને તેથી એ મમતાળુ વડીલને અમે ટૂંક

વર્ષની વયે પણ ગુમાવતાં અમારી આંખમાંથી અશ્રુબિંદુઓ ટપકી પડે તો વાચક અમારી અશ્રુભીની લાગણીઓને ક્ષમા આપશે. વિદ્યાપ્રિયતા અમે ઘણે સ્થળે જોઇ છે; પરંતુ આ પ્રાન્તમાં તો સ્વર્ગસ્થની જોડી અમે જોઇ નથી. યરૂપમાં વિદ્યા માટે ઉત્કટ યોગ સાધનારી જે અદ્વિતીય વ્યક્તિઓ વિષે આપણે સાંભળીએ છિએ તેમાંનો આ એક અણમોલો નમુનો ગુજરાતને આંગણે અવતર્યો હતો તેમાં સંદેહ નથી. "રંગભૂમિ" માટે એમનો પહેલો લેખ લેવા અમે વહેલી પ્રભાતે એમની પાસે ગયેલ ત્યારે પુસ્તકો, મૅન્યુસ્ક્રિપ્ટો આદિથી વિંટળાએલી એ સાહિત્યમૂર્તિએ કહ્યું: "તમારૂં આજ સવારનું વચન મેં પાળ્યું છે, હો! રાત્રે બાર વાગ્યા સુધી લખ્યું છે, અને સવારે ચાર વાગે ઉઠીને લખવા માંડ્યું છે." મ્હારે પ્રત્યુત્તરમાં સાનંદાશ્ચર્ય થઇને ઉપકાર સાથે વંદન જ કરવાનું હતું. અને એ પ્રકારનું વંદન આજે પણ સમગ્ર ગુજરાતે એ સાહિત્યયોગીની પવિત્ર સ્મૃતિને કરવાનું છે, એમની ઉદ્યમશીલ જીંદગીની એક પણ ઘડી એમણે વ્યર્થ જવા દીધી નથી. નોકરી, વ્યાપાર, આદિ અનેક પ્રવૃત્તિઓમાં એમણે સાહિત્યને કદિ વિસાર્યું નથી. અને છતાં ૮૬ મે વર્ષે તેઓ કહેતા કે "મ્હારે હજુ ઘણું લખી નાંખવાનું છે; રખેને મ્હારી આદરેલી પ્રવૃત્તિઓ અધુરી રહે!"

એમણે ગુજરાતને ચરણે શું શું ધર્યું તેની એક ટુંકીજ નોંધ લઇ લઇએ. પ્રથમ તો "બુદ્ધિ પ્રકાશ" ના તંત્રી તરીકે અનેક નિબંધો અને કાવ્યોની ભેટ એમણે ગુજરાતને ધરી. ત્યાર બાદ નાટ્યસાહિત્ય પ્રતિ એમની અવિરત પ્રવૃત્તિ ચાલી. "લલિતા દુઃખ દર્શક" નામની એમની પ્રથમ નાટ્યકૃતિ સંવત્ ૧૯૨૨ માં એટલે કે આજથી ૫૭ વર્ષ પહેલાં પ્રકટ થઇ. ત્યાર પછી "જયકુમારી વિજય નાટક" સને ૧૮૬૧ માં આરંભેલું બહાર પડ્યું. ત્યાર બાદ "નલદમયંતી," "માલવિકાગ્નિમિત્ર," "રત્નાવલી," "બાણાસુર મદમર્દન," પાંચ ભાગ,

"મદાલસા અને ઋતુધ્વજ," નિન્ધશૃંગારનિષેધક રૂપક" "પ્રેમસદ અને ચારૂમતી" વિગેરેની પરંપરા ચાલી. ઉપરાંત, "રણપિંગળના" પાંચ ભાગ, "લઘુસિદ્ધાન્ત કૌમુદી" નું ગુજરાતી ભાષામાં વિવેચન, "યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર"–૫ ભાગ, વિગેરે અનેક મનનીય અને કિમતી ગ્રંથોનો ભંડોળ સ્વર્ગસ્થ ગુર્જર સાહિત્યને આપી ગયા છે. નિન્ધ શૃંગારની ઝાટકણી કાઢનારાં એમનાં છ નાટકો હજુ છપાયાં નથી, રસસાહિત્ય અને અલંકાર વિષે પણ એમના લેખો હજુ અપ્રસિદ્ધ રહ્યા છે. ઐતિહાસિક સાહિત્ય પણ એમણે પુષ્કળ લખ્યું છે જે હજુ પ્રકાશમાં આવ્યું નથી. એમની સર્વ કૃતિઓમાં શોધન, ચિંતન અને વ્યવસ્થા સ્પષ્ટ તરવરી આવે છે. સને ૧૯૨૧ માં વડોદરામાં મળેલી ચોથી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે એમના ભાષણમાં વિચારોની અપૂર્વતા. ઉત્સાહની વીજળી અને ગુર્જર સાહિત્ય તરફ અનન્ય પ્રીતિ ઠેરઠેર દૃષ્ટિગોચર થાય છે.

સાહિત્ય માટે એમની લગની વિષે સૌ સંસ્થાઓની એટલી બધી શ્રદ્ધા હતી કે બધી જવાબદાર સાહિત્યપ્રવૃત્તિ એમને સોંપવાનું સૌને મન થતું. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "બુદ્ધિપ્રકાશ" નું તંત્રીપદ એમને વર્ષો પહેલાં સોંપેલું. ફાર્બસ સાહેબના રચેલા ગુજરાતના ઇતિહાસની રાસમાળાનું ભાષાંતર પણ એમને જ સોંપવામાં આવ્યું હતું, અને તે કામ એમણે કેટલા ઉત્સાહથી ઉપાડી લીધું હતું તે ગુર્જર ગિરાના ઉપાસકોથી અજાણ્યું નહિ જ હોય. એમણે કચ્છનું દીવાનપદ માત્ર ૧૯૦૨ થી ૧૯૦૪ સુધી જ શોભાવ્યું, છતાં તે દરમિઆન પણ પોતાની એકનિષ્ઠા, વ્યવહારનિપુણતા અને રાજ્યદ્વારી કુનેહથી તેમણે કચ્છ રાજ્યની તેમજ પ્રજાની અનુપમ સેવા બજાવી તેમજ પોતાની પરમ પ્રિય સાહિત્યપ્રવૃત્તિને પણ દિનપ્રતિદિન વિકસિત કરી. એક વિદ્યાનશાસ્ત્રીને મગરૂર બનાવે તેવી શોધખોળવૃત્તિ એમના અણુઅણુમાં હતી. કોઇ પણ હકીકતની સંપૂર્ણ તપાસ અને શોધ પોતે જાતે કર્યા વગર તેનો સાહિત્યમાં ઉપયોગ તેઓ કદિ ન કરતા એટલુંજ નહિ પરંતુ

પોતાના છપાતા લેખોનાં પ્રુફો પણ પોતાને હાથેજ સુધારતા. અમને હજુ પણ યાદ છે કે "રંગભૂમિ" માં આવતા પોતાના લેખનાં પ્રુફો તેમના હાથથી સુધરાવવા માટે અમને કેટલી ચિંતાભરી સૂચના કરતા. અમારી નમ્ર નાટયકૃતિઓ પણ અમને એમના સંગાથમાં લઇને જોવાની એમની ભારે આતુરતા હતી. કારણ કે તેઓ કહેતા કે "મ્હારે તો તમારી પાસેથી તમારા નાટકની ખુબીઓ અને ખામીઓ સમજવી છે. લેખકની અગવડો અને મર્યાદાઓ સમજ્યા વગર અભિપ્રાયો બાંધી બેસવા એ તો અન્યાય કહેવાય" આટલી ચોકસાઈ અને આટલી ઉદારતા કોઈ વિરલ સાહિત્ય સેવકો જ બતાવી શકે.

સાહિત્યનું એવું કોઇ અંગ ભાગ્યેજ હશે કે જે સ્વર્ગસ્થના હાથથી અણખેડયું રહી ગયું હોય. નાટયશાસ્ત્ર, નવલકથા, ઇતિહાસ, કાવ્ય, રસ, અલંકાર અને નિબંધો એ સર્વ દિશામાં એમની વ્યાપક બુદ્ધિ અને સર્જનશક્તિ કામ કરી રહી હતી. હિંદી, મરાઠી, સંસ્કૃત, કચ્છી, આંગ્લ અને ગુર્જર ગિરાના ભંડારો ઠેઠ જીવનની છેલ્લી ઘડી સુધી તેઓ ઉકેલી રહ્યા હતા. આ બધાં સ્મરણોનું જૂથ જ્યારે આપણા મન આગળ ખડું થાય છે ત્યારે એમજ થઇ આવે છે કે સદ્ગત પૂજ્ય રણછોડભાઇનું સ્થાન ગુર્જર સાહિત્યસૃષ્ટિમાં કદિ પૂરાવાનું નથી. એ કર્મયોગી આત્માને પરમ શાન્તિ ત્યારે જ મળે કે જ્યારે ગુર્જર સાહિત્યના ઉપાસકો ગુર્જર ગિરાને એટલી બધી સમૃદ્ધ બનાવે કે જેથી દુનિઆની ગૌરવભરી બૃહદ્ ભાષાઓમાં ગુર્જર ગિર્વાણ મગરૂર સ્થાન પ્રાપ્ત કરે. અર્ધા સૈકાના એમના સાહિત્યયજ્ઞનો અને એમની તપશ્ચર્યાનો એજ મનોરથ હતો, અને પરમાત્મન્ એમનો એ મહાન્ મનોરથ પૂર્ણ કરી સરસ્વતીમૈયાના એ માનીતા ઉપાસકને ચિરંજીવ શાન્તિ આપો એટલી જ અભ્યર્થના.

[રંગભૂમિ, વૈશાખ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩.]

૧૧૦

# કવિ નથુરામ સુંદરજી શુકલનું

## શોકજનક મૃત્યુ.

ગુર્જર રંગભૂમિના એક સાચા ઉપાસક કવિ નથુરામ સુંદરજી શુક્લના ખેદજનક મૃત્યુ સમાચાર આપતાં અમને અત્યંત શોક થાય છે. આ એપ્રિલના ત્રીજા અઠવાડિઆમાંજ તેઓ પોતાના વતન વાંકાનેરમાં નીસરણીએથી પડી જતાં વિદેહ થયા. તેમના અકાળ મૃત્યુથી આખી ગુજરાતી આલમે ગુર્જર ગિરાનો એક અનન્ય ભક્ત ગુમાવ્યો છે. કવિ નથુરામનો જન્મ સંવત્ ૧૯૧૮ માં થયો હતો. અવસાન સમયે તેમનું વય ૬૧ વર્ષનું હતું.

નવા જમાનાની કેળવણીની પ્રસાદી લીધા વગર ગુજરાતની જે વિરલ વ્યક્તિઓએ પોતાની નૈસર્ગિક શક્તિથી પ્રતિભા પાડી છે તેઓમાંના કવિ નથુરામ એક હતા. પોરબંદર, ભાવનગર અને વાંકાનેરના રાજકવિ તરીકે કાઠિયાવાડમાં તેમણે ઘણી સારી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. ગુર્જર સાહિત્ય માટે એમની સતત સાધનાથી તેઓ ઘણો સાહિત્ય-ભંડાર ગુર્જરી ગિરાને ચરણે ધરી ગયા છે. ખાસ કરીને ગુર્જર રંગભૂમિનાં પૂજનઅર્ચન તેમનાં જેટલાં ભાગ્યેજ કોઇ લેખકે કર્યાં હશે. તેમણે લગભગ ૨૦ નાટકોની પરંપરા ગુજરાતી ભાષાને અર્પી છે. "કુમુદ ચંદ્ર," "રાજયોગી," "માધવ કામકુન્દલા," "બિલ્વ મંગલ," "યોગ કન્યા" આદિ પ્રયોગોથી કાઠિયાવાડનું કોઇ વતની ભાગ્યેજ અજાણ્યું હશે. પરંતુ મુંબઇ નગરીને ઘેલી બનાવનાર "સૌભાગ્ય સુંદરી"ની કૃતિ પણ કવિ નથુરામની બાની હતી તે કદાચ મુંબઇ વિસરી ગયું હોય એમ દેખાય છે. પરંતુ "ગેઇટી" અને "ગેઇટી" ના

માલેકો તો હજુ તેમની યાદદાસ્ત જાળવી રહ્યાં છે એ જાણીને અમને પરમ સંતોષ થાય છે. પણ જેમ મુંબઇ " સૌભાગ્ય સુંદરી " પાછળ ઘેલું હતું તેમ વીસેક વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર તેના " કુમુદચંદ્ર " અને "માધવ કામકુન્દલા" પાછળ દીવાનું હતું. અમારી બાલ્યાવસ્થામાં રંગભૂમિ માટે કોઇએ અમને મોહ ઉપજાવ્યો હોય તો તે કવિ નથુરામનાં નાટકોએ જ.

નાટકો સિવાય પણ કવિ નથુરામે ઘણું લખ્યું છે. અનેક હિન્દી અને ગુજરાતી કાવ્યોની પ્રસાદી તેણે આપી છે. તેમનો એકજ ગુજરાતી કાવ્ય સંગ્રહ ૪૬૬ પાનાંનો જૂથ છે. ઉપરાંત, રાજપ્રશસ્તિના કેટલાક ગ્રન્થો અને વિરહાલાપોનાં પણ કેટલાંક પુસ્તકો તેમણે લખેલાં છે. પ્રતાપ પ્રતિજ્ઞા, કૃષ્ણબાલલીલા, શૃંગારસરોજ, વિગેરે એમનો સાહિત્યભંડાર પણ ધ્યાન ખેંચનારો છે. પરંતુ તેમનો સર્વોત્તમ ગ્રન્થ તો તેમનું નાટ્યશાસ્ત્ર છે. **भरतनाट्यशास्त्र** નો ગુર્જર વાચકોને પ્રથમ પરિચય કરાવનાર કવિ નથુરામ જ હતા. એમની એ કૃતિ માટે શાસ્ત્રી હાથીભાઇ, સાક્ષર કેશવ હર્ષદ ધ્રુવ, કવિ ન્હાનાલાલ, શાસ્ત્રી શંકરલાલ, આદિ અનેક વિદ્વાનોએ એમની ભારે તારીફ કરી છે. હજુ તો અમે પણ રંગભૂમિ માટે એમની પ્રસાદી મેળવવાંની તજવીજમાં હતા, પરંતુ તે પહેલાં તો તેમનો અચાનક દેહવિલય થયો. પરમાત્મન્, એ રસાત્માને અખંડ શાન્તિ આપો.

રંગભૂમિ, વૈશાખ ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩.

## ૧૧૧

# " સ્વર્ગીય સરાહ્ બર્નહાટ " સ્વર્ગસ્થ,

## વર્તમાન જગત્‌ની અપ્રતિમ નટીનું અવસાન.



યૂરોપીય રંગભૂમિની અધિષ્ઠાત્રી, જગપ્રસિદ્ધ ફ્રેન્ચ નટી, મૅડમ સરાહ્ બર્નહાર્ટ, ૭૮ વર્ષની વયે પારીસમાં સ્વર્ગસ્થ થઈ. ૬૦ વર્ષ સુધી યૂરોપીય રંગભૂમિને અને પ્રેક્ષક આલમને નચવનાર એ હતી. સને ૧૮૪૫ માં સરાહનો જન્મ, ૧૮૬૨ ઑગસ્ટ ૧૧ મી તારીખે નાટકના તખ્તા ઉપર તેનું પ્રથમ આગમન, અને ૧૯૨૩ ની ૨૬ મી માર્ચે તેનું અવસાન,–એ તિથિઓ પશ્ચિમની રંગભૂમિના ઇતિહાસમાં કદિ નહિ વિસરાય. ૭૮ મે વર્ષે પણ બર્નહાર્ટની રંગ-ભૂમિ માટેની ઉપાસના ચાલુ જ હતી. હજુ ગયે જ વર્ષે તે ઇટલીમાં પોતાની કલાનાં દર્શન કરાવી રહી હતી. આ વર્ષે જ તે સિનેમાની ફિલ્મમાં ઉતરી હતી. અને એક નવા નાટકમાં ઉતરવાની છેલ્લી વ્યવસ્થા તો અધૂરીજ રહી. આવી રસસાધના વર્તમાન ઇતિહાસમાં ક્યાંય જાણી કે સાંભળી નથી.

આ રસસાધનાની કદરમાં જ તેને " સ્વર્ગીય સરાહ " ( " Divine Sarah " ) નું ઉપનામ યૂરોપની રસીલી આલમે આપ્યું હતું. તે કદરમાં જ તેની પાયદસ્ત વખતે પારીસમાં ૧૦ લાખ માણસોએ ભાગ લીધો હતો, કે જે બનાવ જગતના કોઇ ચક્રવર્તી નૃપતિને પણ ઇર્ષ્યા ઉપજાવે તેવો હતો. ફૂલડાંઓ માટે સરાહનો શોખ અજબ હતો; મૃત્યુશય્યા ઉપર પણ તે પુષ્પો માટે ઝંખી રહી હતી; અને તેથી તેના મૃત દેહને પારીસ શહેરે ૧૨ ફીટ લાંબી પુષ્પમાળ પહેરાવીને તેના આત્માને તૃપ્ત કર્યો હતો. અને તેની પાયદસ્તનો

અખલૂટ ખર્ચ પારીસની મ્યુનિસિપાલિટીએ ઉઠાવ્યો હતો તે ન ભૂલાય. વળી, સને ૧૯૧૩માં "લિજ્યન ઑફ ઑનર" (Legion of Honour) નો ક્રૉસ પણ ફ્રેન્ચ ગવર્મેન્ટે જ તેને અર્પણ કરેલ. આ બધી ફિદા-ગીરી શા માટે હશે? એટલા માટેજ કે સરાહના દિલચશ્મ અભિનયોએ, તેના સુકુમાર સૌન્દર્યે અને તેની હૃદયદ્રાવક સુરમોહિનીએ સમગ્ર યૂરોપને ત્રણ જમાના સુધી મુગ્ધ બનાવી દીધું હતું. અમને આજ દસ વર્ષ પછી પણ બરાબર યાદ છે કે જ્યારે અમે સરાહને તેના ૬૮ મા જન્મોત્સવને દિને લંડનની રંગભૂમિ ઉપર જોઇ ત્યારે તેણે ૨૦ થી ૨૫ વર્ષની સુંદરીનો પાઠ એટલા સુકુમાર અને મોહક અભિનયથી ભજવી બતાવ્યો હતો કે તે વખતે તેણે લંડનને ઘેલું કરી મૂક્યું હતું. સરાહ દર મહિને લગભગ અધલાખ રૂપિયો કમાતી. પરંતુ તે કમા-ઇનો મ્હોટો ભાગ તો નિરાધાર અને અપંગ ગરીબોમાં જ ખર્ચાઇ જતો. દર્દીઓમાં તેના તરફથી ધનની અને પુષ્પોની વૃષ્ટિઓ થતી. આવી શ્રીમંતાઇ અને આવી ઉદારતા, આવી કલાનિપુણતા અને આવી સહૃદયતા, કદી કોઇ કલાકારના જીવનમાં નોંધાઇ નથી.

સરાહ જન્મથી જ નિર્માણ થયેલી નટી હતી; ૧૯ મી સદીના યૂરોપની તે મૂર્તિમતી રંગભૂમિ હતી; પશ્ચિમની નાટચકલાના ત્રણ જમાનાના ઇતિહાસની એ નોંધપોથી હતી. નાટકના તખ્તા ઉપર વિજય મેળવવા માટે જે જે ચમત્કારિક શક્તિઓ જોઇએ તે કુદરતે તેણીને બહોળે હાથે અર્પી હતી. તેથી જ જગમશહૂર ફ્રેન્ચ કથાકાર વિક્ટર હ્યુગો અને ડુમાસ જેવાની અદ્વિતીય કૃતિઓને જીવંત કર-નાર સરાહ એક જ હતી. સને ૧૮૯૯ માં તેણીએ " સરાહ બર્નહાર્ડ થિયેટર" સ્થાપ્યું ત્યારે તો યૂરોપના તખ્તા ઉપર સરાહની કોઇ જોડી નહોતી. ૧૮૯૬ ના ડિસેમ્બર સુધીમાં તો તે કૂલ ૧૧૨ પાઠ ભજવી ચૂકી હતી, જેમાંના ૩૮ પ્રસંગો તેણે પોતેજ ઉપજાવી કહાડયા હતા. એ વર્ષેજ આખી દુનિઆના ખૂણેખૂણામાંથી સરાહ ઉપર અભિ-

નંદનોના વરસાદ વરસ્યા. ત્યાર પછી તો સરાહે એક આખો જમાનો અપૂર્વ વિજયપરંપરાથી છલોછલ ભરી દીધો. તે ઉપરાંત શિલ્પ અને ચિત્રકલામાં પણ સરાહે ઘણા વિજયો મેળવ્યા હતા. ખરે, આ જીવનમાં કંઈ ખુદાઈ નૂર હતું! આ રસ-સાધનામાં કંઈ દેવતાઇ હાથ હતો! આપણે પ્રાર્થીશું કે એ રંગભૂમિની ઉપાસક ઉપર સ્વર્ગનાં દેવ-દેવીઓના આશિર્વાદ ઉતરો અને "**સ્વર્ગીય સરાહ**"ના આત્માને ચિરંજીવ શાન્તિ મળો!

—[ "રંગભૂમિ," વૈશાખ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩. ]

## ૧૧૨

# " કાન્ત " નું કરૂણાજનક અવસાન.



હજુ ગયાજ અંકમાં અમારે એક સાક્ષરરત્નના અવસાનની શોકજનક નોંધ લેવી પડી હતી, ત્યાં ગુજરાતે એક બીજા સાહિત્યસેવકને ગુમાવેલ છે. સ્વર્ગસ્થ મણિશંકર રત્નજી ભટ્ટનું નામ આખા ગુજરાતમાં મશહૂર છે. તેના મિત્રો અને તેનાં કાવ્યોને ચાહનારા અસંખ્ય છે. વર્ષો થયાં કાન્ત ભાવનગરની શાન્તિની બહાર નીકળતા નહોતા, તેનું કારણ કદાચ એજ હશે કે દુનિઆની ધાંધલ અને કીર્તિની મોહજાળમાં ખરો કવિ જીવી શકતો નથી.

" કાન્ત " કુદરતી સૌન્દર્યના આશક હતા અને કાશ્મીર માટે એમને ખાસ પક્ષપાત હતો. એમનું અવસાન પણ કાશ્મીર જતાંજ થયું. અને તે એક ખરતો તારો અદૃશ્ય થઇ જાય તેમ. કીર્તિનો એને મોહ નહોતો, અને તેથી તેનું મૃત્યુ પણ ન કળી શકાય તેવા સંજોગોમાં રેલવેની મુસાફરી દરમિઆન થયું. જુન માસમાં એમનો દેહ પડયો અને ઠેઠ ઑગસ્ટમાં એ સમાચાર તેના સ્નેહીઓને મળ્યા !

ઘણા સમયથી સ્વર્ગસ્થ જાહેર પ્રવૃત્તિઓમાં બહુ ભાગ લેતા ન હતા, તેમ તેમનું લેખનકાર્ય પણ છેલ્લાં વર્ષોમાં કંઇક મન્દ હતું. છતાં ૫૬ વર્ષની વયમાં એમણે જે કાંઈ લખ્યું છે તે સંગીન અને પ્રાણદાયક છે. તેની ભાષાની છટા, તેનું માધુર્ય, તેની સહૃદયતા અને તેનું કાવ્યત્વ ગુર્જર સાહિત્ય પ્રદેશમાં ઘણું ઉંચું સ્થાન રોકે છે એ નિઃસંશય છે. એમનું વક્તૃત્વ પણ શ્રોતાઓને મોહિત બનાવે તેવું હતું. તેના જીવનની આર્દ્રતા અને મૃદુતાનું ખઇ કારણ ઇશુ માટેની તેની અનન્ય ભકિત અને પ્રીતિ હતી. કાન્ત દુનિઆદારીથી કઇંક

તટસ્થ હતા અને બાળકના જેવું તેનું હૃદય હતું તેનું કારણ પણ ઇશુ સાથેનો તેનો સમાગમ.

કદાચ તેનાં સુન્દર કાવ્યો અને તેની રસભર ભાવનાઓને પ્રેરનાર પણ ઇશુના પવિત્ર જીવનનો તેનો ઉંડો અભ્યાસ હોય એમ પણ દેખાય છે:—

સાંભળજો, વ્હાલાંઓ વચનો દીનનાં;
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:

આ મર્મદાયક પંક્તિઓમાં ઇશુનું પ્રેમાળ હૃદય ઠલવાય ગયું હોય એમ નથી લાગતું ? તેમજ,

" મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સુદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો ! "

આ મહેમાનગીરીમાં ઇશુની સુકોમલ લાગણીઓ નથી દેખાતી ?

એના ધાર્મિક અભિનિવેશને લીધેજ કાન્તનાં કાવ્યોમાં ભાવ અને રસ, મધુરતા અને સહૃદયતા અપૂર્વ પ્રમાણમાં દેખાય છે. ગુજરાતને કલાપીની પિછાન કરાવનાર તરીકે પણ કાન્તનો ગુજરાત ઉપર ઓછો ઉપકાર નથી. જગદીશ્વર એના રસપ્રિય આત્માને ચિરકાલ શાન્તિ આપો એટલીજ પ્રાર્થનાથી ગુજરાતે હવે સંતોષ માનવો રહ્યા.

—[ " રંગભૂમિ," શ્રાવણ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૪. ]

# ૧૧૩

# દેશી રાજ્યોનું ભવિષ્ય.



ભારતનાં દેશી રાજ્યોનું ભવિષ્ય કોણ કલ્પી શકે? કાલોદધિનાં અસંખ્ય વમળો અને તરંગો, ઝંઝાવાતો અને ઉત્પાતોનું ભવિષ્ય કોઇ કલ્પી શકે તો આપણાં દેશી રાષ્ટ્રો માટે ભવિષ્યવાણી કોઇ ઉચ્ચારી શકે. છતાં આખરે તો જગત્ આખું સ્વપ્નો ઉપરજ જીવે છે અને ભાવિના ઇતિહાસ ઉપર જ નિર્ભર છે. માનવ જાતિની પ્રવૃત્તિ હવે પછીની માની લીધેલી દુનિઆને અવલંબીનેજ છે. તેટલા માટે આપણે પણ હિન્દની દેશી રિયાસત વિષે કાંઈ પણ કર્તવ્ય બજાવવું હોય, તો એ રિયાસત માટે કઈંક ભાવનાસૃષ્ટિ તેમજ ભાવિસૃષ્ટિ વિચાર્યેજ છૂટકો છે.

આજથી એક બે દશકા ઉપર દેશી રાજ્યો કેવાં હશે તે કલ્પવું તો બહુ મુશ્કેલ નહિ જ પડે. એ વિષે તલભાર શંકા નથી કે નજદીકના ભવિષ્યમાં દેશી રજવાડા વધારે જૂલ્મગાર, વધારે આપખુદી, વધારે અન્યાયી અને વધારે સ્વાર્થપરાયણ બનશે. કાઠિયાવાડ કે રાજપુતાના, અગર તો મધ્ય પ્રાન્ત કે સંયુક્ત પ્રાન્તનાં દેશી રાજ્યોની સુધારણા માટે પ્રજાસંઘો, હિતવર્ધક સભાઓ અને કૉન્ફરન્સો ગમે તેટલા તનતોડ પ્રયત્નો કરે, પરંતુ જેમ એ પ્રયત્નોના જોસનું પૂર વેગભર્યું તેમ એ પૂરને દૂર ફેંકવાને રજવાડારૂપી ખડકોની નક્કરતા અને વિપુલતા અપાર અને અથાગ થઇ પડશે. કોઈ રાજ્યે " પ્રજાસમિતિ " સ્થાપી કે કોઇએ અંત્યજોને માટે શાળાઓ ઉઘાડી, કોઇએ ઔદ્યોગિક કૉન્ફરન્સો ઉભી કરી કે કોઈએ પાંચ પચાસ શાળાનો અગર ૫૦૦૦ ચરખાઓનો સત્કાર કર્યો, કોઈ નરેશે વેઠની ગુલામી બંધ કરી કે કોઈએ વિઘોટીનો પ્રબંધ દાખલ કર્યો;—આવા આવા

અનેક મલમપટ્ટાઓ જનતાને આંખે બાંધેલા પાટાઓની ગરજ સારશે, પણ ક્ષયના રોગમાં સપડાયેલાં તેનાં ફેફસાંઓને તેથી પ્રાણવાયુની એક લહર પણ મળવાની નથી.

દેશી રાજ્યોનો લોકસમૂહ પુકારે છે સ્વાધીનતા માટે; સ્વાતંત્ર્ય માટે; પેલા બુડ્ઢા વિલ્સનના આત્મ-નિવેદન માટે; પેલા જાદુગર લૉઈડ જ્યૉર્જે મહાયુદ્ધ દરમિયાન "પ્રજાકીય પ્રાતઃકાળ"ની કરેલી બડી બડી વાતોના ફલિત થઈ માટે; પેલા શાણા ગણાતા જનરલ સ્મટ્સે લડાઇમાં ચાનક ચ્હાડાવવા "સમાનતા અને સ્વતંત્રતા" વિષે કરેલાં ડાવકાં ભાષણોના અમલ માટે! તેને બદલે પ્રજાજનને મળે છે અને મળશે પીનલકોડની કલમ "૧૨૪ अ"ની વ્યાપકતા અને વિસ્તૃતતા! સભાબંધી વિષે અવનવા ઑર્ડરો! પ્રેસ અને છાપાંઓ છાપનાર અને લખનાર, માલેક અને મજૂર, સર્વને ગિરફ્તારી અને ગુલામી! અને અધૂરામાં પૂરૂં, પોલિટિકલ એજન્ટો, રેસિડન્ટો અને બ્રિટિશ પ્રતિનિધિઓએ રજવાડાની પીઠ ઠોકીને રૈયત સામે ખેંચેલી સમશેરો અને રાજેન્દ્રો તરફથી આ પુણ્યશ્લોક ગૌરાંગ ગુરૂઓના ચરણસ્પર્શ સાથે પ્રજાની થેલીમાંથી ધરવામાં આવતી અમૂલ્ય નવાજેશો!

આમ શામાટે થશે અને તે કેમ અટકાવી નહિ શકાય તે જેઓએ દેશી રાજ્યોની ભૂત અને વર્તમાન દશાનું કંઇક બારીક સંશોધન કર્યું હશે તેઓને સમજાવવું નહિ પડે. પરંતુ તેથી એક પરિણામ આવશે. કુંભકરણની નિદ્રામાં ઘોરતી દેશી પ્રજા આળસ મરડશે; માન અને મર્તબા ઉપર જીવનારૂં નરેન્દ્રમંડળ પોતાની શાખ ખોઇ બેસશે; અને તેથી દેશી સંસ્થાનોની આસપાસ ઝાંઝવાનાં જળ જેવા જે જાદુઇ કોટ ચણવામાં આવ્યા છે તેના પાયાઓ હલમલવા શરૂ થશે. શ્રીયુત અનઃસુખલાલ મહેતા દેશી રાજ્યોની શાખ જાળવવા ભારે આતુર છે. હું એ શાખને છિન્નભિન્ન કરવા બળી રહ્યો છું.

શાખ કોની હોઈ શકે અને કોની સંભાળવી ઘટે ? જેને શાખની કંઇ કિંમત હોય, શાખની કંઇ ગરજ હોય, કંઈ આંખની શરમ હોય, તેનીજ સાચી શાખ હોઇ શકે, તેનીજ શાખનું રક્ષણ ફલદાયી હોઇ શકે, અને તેનીજ શાખ દુનિઆની બજારમાં ઉપયોગી થઇ શકે. નાદારની શાખને ટેકા આપવા શા કામના ? વેપારી ભલે સ્થૂલ સમૃદ્ધિ વિષે નાદાર હોય છતાં તેનું અંતઃકરણ શુદ્ધ ટંકણખાર હોય, તો એ નાદારની શાખ સલામત છે; અને દૈવવશાત એની શાખને ફટકો પડતો હોય તો એ શાખની સલામતી જાળવવી એમાં સારી વેપારી આલમનો સાચો સ્વાર્થ છે. પણ અહિં તો દેશી નૃપતિઓની બાહ્ય સંપત્તિના ડિમાકમાં નાદારી નથી, એમનાં અંતઃકરણ નાદાર બન્યાં છે, એમણે માનસિક અને આત્મિક નાણાંબજારમાં દેવાળાં ફુંક્યાં છે. હવે એ શાખને થીગડાં મારવાથી શો ફાયદો ? એક વાર પ્રજાના ન્યાયાસન પાસે દેશી રાજ્યોની નાદારી નોંધાઇ જવા દો; રાજ્યદ્વારી આલમને એ વાતની જાણ થવા દો અને અને એકવાર "ડિસ્ચાર્જ" મળ્યા બાદ નવેસરથી દેશી રાષ્ટ્રીય પહેઢીની સ્થાપનાનું મંગલ મુહૂર્ત થવા દો.

એ શાખ, એ પ્રતિષ્ઠા, એ Prestige ના જાદુ ઉપરજ દુનિઆની તમામ જોહૂકમીઓ, તમામ આપખુદીઓ અને તમામ અમલદારી દોર પોતાના પ્રાણ ટકાવી રહેલ છે. દેશી રાજ્યોના દિવાનો અને તેના મદદગાર અમલદારો એ શાખને સાબૂત રાખવાને જ્યારે "ઉદાર રાજ્યતંત્ર" નાં નાટકો ભજવે છે ત્યારે એ બિચારી શાખને જીવતી રાખવાની ખાતરજ દેશી રાજ્યોમાં બ્રિટિશ પ્રતિનિધિઓની હૈયાતી એ શાખની હૈયાતી સાચવી રાખવાને માટે જ છે; એક બાજુ એ ન્હાનકડા કેસરો અને ઝારોની શાખનું રક્ષણ, અને બીજી બાજુ બ્રિટિશ સલ્તનતની પોતાની શાખનું રક્ષણ ! તેથી નજદીકના ભવિષ્યમાં તો બ્રિટિશ સામ્રાજ્યના એંગ્લો—ઇંડીયન બારવાદકો અને એ સર્વજ્ઞ ગુરુઓના હાથ

નીચે રાજકુમાર કૉલેજોમાં તથા ઇટન, હૅરો અને કેમ્બ્રિજમાં તાલીમ પામેલા રાજકુમારો પોતાની શાખની ખાતર માથાં મૂકશે, પણ જે પાયા ઉપર જગતમાં કયાંય જાણી નથી તેવી ૭૦૦ આપખુદી રિયાસતોની જબ્બર ઇમારતો રચાઇ છે તે પાયાની કાંકરી પણ ખરવા નહિ જ દે. **છતાં દેશી પ્રજાએ કોઇ પણ કાળે સ્વાધીનતાનો કિલ્લો હસ્તગત કરવો હશે તો એ પાયાને ધૂળભેળો કર્યે જ છૂટકો છે!**

તેટલા માટે બ્રિટિશ શહેનશાહત તરફથી દેશી રાજ્યોની રૈયતનું દુઃખનિવારણ થાય એ સ્વપ્નાં, દેશી બિરાદરો! છોડી દેજો! તેથી જ બ્રિટન દેશી રાજ્યોના આંતર વહીવટમાં માથું મારે કે ન મારે ( Non–intervention or Intervention Policy ) એનું પરિણામ એક જ આવશે. માથું મારશે તો નરેન્દ્રોના બચાવની ખાતર, માથું નહિ મારે તો તેઓની જોહૂકમી તરફ આંખમિંચમણાં કરવાની ખાતર; પણ પ્રજાની સ્વતંત્રતા કે ટેક નિભાવવા અર્થે બ્રિટિશ અધિકારીઓએ માથું માર્યું હોય એવો દાખલો દેશી રાજ્યોના દોઢ સૈકાના ઇતિહાસમાં ક્યાંય નોંધાયો નથી! મૉન્ટેગ્યુ સાહેબે **નરેન્દ્રમંડળ** સ્થાપી આપ્યું; તે પણ યાદ રાખજો કે એ **ન્હાની સરકારોની શાખના** નિભાવ માટે. રાજાઓનાં મંડળો કરોડો પ્રજાજનનાં ભાવિ ઘડવા એકઠાં મળી શકે અને લોકહિત અર્થે જ તેઓનું સમગ્ર વિચારબળ અને આત્મગૌરવ વપરાય એવું પ્રકરણ તો નથી નોંધાયું કોઇ પુરાણમાં, કોઈ મોગલ તવારીખમાં, અગર તો યૂરોપ–અમેરિકાની રાજ્યદ્વારી પ્રયોગશાળાને કોઇ ચોપડે! નરેન્દ્રો ભેળા મળે, મીજબાનીઓ જમે, ગાનતાન ઉડાવે, અને એકબીજાની તનદુરસ્તી પીએ તેની સામે વાંધો ઉઠાવી ન જ શકાય! એવા તમાશાઓ ૩૬૫ દિવસ બારેમાસ તોયે તેઓને મુબારક છે! પરંતુ કરોડો માનવીઓના હક્કો, અધિકારો અને લાભ-ગેરલાભોનું નિર્માણ ઘડીના છઠ્ઠા ભાગમાં આવા તમાશાઓ દ્વારા ચોક્કસ થઈ જાય તો એ નરેન્દ્રમંડળના ડિમાકને આપણે નમન નથી કરી શકતા. મૉન્ટેગ્યુ સાહેબ અને બ્રિટિશ પ્રધાન-

મંડળ આપણને બડી મગરૂરીથી મલકાઇ મલકાઇને કહે છે કે સુધારાની યોજનામાં અમે દેશી રાજ્યોને ભૂલ્યા નથી! નથી ભૂલ્યા તેની સાબીતી? આ **નરેન્દ્રમંડળ ? પેલી પીનલકોડની મૂલ્કમશહુર–કલમ !** અને બ્રિટીશ ઇંડિયામાં રાષ્ટ્રિય ચળવળના જે પડઘા દેશી રાજ્યોમાં પડે તે પડઘાઓને બ્રિટીશ એજન્સીમાંથી તેમજ દેશી સંસ્થાનોની હદમાંથી દેશનિકાલ કરવાને પુરાણા કાયદાઓનું પુનર્જીવન અને છેલ્લામાં છેલ્લી આવૃત્તિની યુરોપના પોલિટિકલ પહેલવાનોની પટ્ટાબાજી !

તેથી ન ભૂલાય કે નરેન્દ્રમંડળોથી નરેન્દ્રોની રૈયતનો શુક્રવાર વળવાનો નથી. અગર તો બ્રિટિશ ઇંડીયાના રાજ્યદ્વારી નેતાઓ ભવિષ્યમાં દેશી રાજ્યોનાં દારિદ્રય ફીટાડે એ આશા પણ વ્યર્થ છે. હિંદના જે કહેવાતા નેતાઓ અને અગ્રેસરો પોતાનાં અંતર્ગત સંકટોનું નિવારણ હજુ પણ કરી શકયા નથી, જેઓની આખી લડતમાં કદી પણ વિપુલ વિચારનાં પૂરની બરછક ચાદર પડી નથી, જેઓએ હિંદની અરધી સદીના અતિ ગહન અને ગમગીન ઇતિહાસમાં કોઇ ઘડીએ કોઇ પ્રકારનાં અપૂર્વ જોમ કે સાહસ, અપૂર્વ ક્ષાત્રતેજ બુદ્ધિપ્રભાવ કે આત્મગૌરવ દાખવ્યાં નથી, તેઓ દેશી રાજ્યોના હજારગણા અટપટા સવાલોનો નિવેડો શી રીતે લાવી દેવાના હતા? કૅાન્ગ્રેસ–માતા! માફ કરજે, પણ ૩૭ વર્ષ સુધી ત્હારે ત્યાં થતા વાર્ષિક યજ્ઞમાં દેશી રાજ્યોની પ્રજાનું ત્હારા ઋત્વિજોએ શું ઉકાળ્યું? **સુધારાની યોજનાના** દિવસોજ યાદ કરીએ. ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી એ યોજનાનો દુંદુભિનાદ સંભળાઇ રહ્યો હતો. તેની ખાતર મુંબઇના ધીર-ગંભીર વાતાવરણમાં સ્પેશ્યલ કૅાન્ગ્રેસ મળી. સમગ્ર યોજના છણાઇ; છતાં દેશી રાજ્યો કોઇને યાદ પણ આવ્યાં? છેવટે દેશી રાજ્યના એક વખતના વિદ્યાર્થી વતની તરીકે મ્હારૂં રૂવાડું ધ્રુજ્યું! પણ હું કોણ? કૅાન્ગ્રેસના વયોવૃદ્ધ ઉસ્તાદો પાસે મ્હારી શી ગણના? છતાંયે બડી હિમ્મતથી "સબ્જેક્ટ્સ કમિટી" માં દેશી રાજ્યોની રૈયતની કંઇક ખેવના

કરવા હું બહાર આવ્યો. રજવાડાઓનાં નરેન્દ્રમંડળો થાય તો ભલે, પણ તેઓની પ્રજાના પ્રતિનિધિઓ દ્વારા સર્વસામાન્ય રજવાડી પ્રશ્નોનો ઉકેલ નિકળે, અને જે નરેન્દ્રો પોતાની પ્રજાને સ્વાધીનતા ન સોંપે તેઓને બ્રિટિશ ઇંડિયાના રાજ્યપ્રકરણમાં માથું મારવાનો અધિકાર ન હોઇ શકે,–એવી કેટલીક શરતો સાથે મૉન્ટેગ્યુ સાહેબે દેશી રાજ્યો માટે કલ્પેલી યોજનામાં મ્હેં ઉમેરો સૂચવ્યો. પૂજ્ય પંડિત મદનમોહન માલવિયાએ તેની મીઠી, વિવેકભરી, સમજાવટભરી વાણીથી મ્હને આગ્રહ કર્યો કે આ પ્રશ્ન હાલ મૂલતવી રાખીએ. એમણે સબ્જેક્ટસ કમિટીને ખાત્રી આપી કે તેઓ પોતે અનેક નૃપતિઓના સમાગમમાં આવ્યા છે, અને તેઓ ઘણા અચ્છા ગૃહસ્થો માલૂમ પડયા છે! શ્રીયુત લલ્લુભાઇ શામળદાસે એમની ઠાવકી રીતે ધીરજ પકડવા અને કોઇ બીજે પ્રસંગે આ સવાલ હાથ ધરવા સલાહ આપી! કારણ કે દેશી રાજ્યોની ગુંચોનો ઉકેલ લગભગ અશક્ય છે! વળી કૉન્ગ્રેસ અત્યાર સુધી એ ખટપટથી દૂર રહેલ છે! આપણે આપણું તો ફોડી લઇએ, પછી દેશી રાજ્યોની વાતો કરીએ! મદ્રાસી ભાઇઓ સિવાય કોઇએ મ્હને જોર ન આપ્યું. પ્રમુખ સાહેબ સૈયદ હસન ઇમામ સુદ્ધાંએ મ્હારો ઠરાવ પાછો ખેંચી લેવા અતિ સભ્યતાપૂર્વક આગ્રહ કર્યો! પણ મ્હારૂં જુવાન લોહી એવી સભ્યતા, મીઠાશ કે વિવેકશીલતાના ઠંડા પાણીથી ઠંડુ પડે એ નહિ બનવાજોગ હતું. મ્હારે તો કૉન્ગ્રેસના ઇતિહાસને પાને એક ચિરંજીવ કલંક "રીકૉર્ડ" કરાવવું હતું. તેથી "વોટ" લેવાનો આગ્રહ મ્હેં ન છોડયો. છેવટે "વોટ" લેવાયા! બહુમતથી અમે હાર્યા! પણ એક વાત સિદ્ધ થઇ ગઇ કે દેશી રાજ્યોનાં મહાજનોએ પોતાનું ભવિષ્ય પોતાને હાથેજ ઘડવાનું છે–પોતેજ મરીને મુક્તિ મેળવવાની છે. તેઓને મોક્ષને આરે પહોંચાડવાની નથી બ્રિટિશ હિન્દમાં તાકાત કે નથી દીર્ઘસૂત્રતા; નથી ચાણાક્યની રાજનીતિ કે નિપુણતા કે નથી બિઝમાર્કનું રાજ્યકૌશલ્ય નથી ભીષ્મનું પ્રતિજ્ઞાપાલન કે નથી રૂસોનું રાજ્યકીય તત્ત્વદર્શન.

પણ કહેવામાં આવશે કે હવે કૉન્ગ્રેસે દેશી સંસ્થાઓની પ્રજાને પોતાને ત્યાં સ્થાન આપ્યું છે. એવી ખોટી ખુશામત મ્હારાથી નહિ થાય. કૉન્ગ્રેસે પોતાના પ્રોગ્રામના વિસ્તાર માટે દેશી રાજ્યોને પોતાના બંધારણમાં સમાવ્યાં છે; નહિ કે દેશી રાજ્યોની જોહુકમી કે અંધાધુંધી સામે પોતાની આંગળી સરખી પણ ઉંચી કરવાને અગર તો તેઓની આપખુદીના અડગ ખડકોની એક કાંકરી પણ ખસેડવાને માટે. કૉન્ગ્રેસનો ચોપડો તપાસો અને સરવૈયું કહાડો કે જ્યારથી આ ધોરણ બદલાયું ત્યારથી અત્યાર સુધીમાં દેશી રાજ્યોની જનતા માટે સક્રિય કાર્યક્રમ શો ઘડાયો અને અમલમાં મૂકાયો, તથા તેમની પારાવાર રાજકીય વિટંબનાઓમાંની કઇ હાથ ધરવામાં આવી? મ્હારા આ આક્ષેપો સક્રોધ નથી તેની હું વાચકને ખાત્રી આપું છું. સત્ય ખુલ્લું કરવામાં કેટલીકવાર ક્રૂર અને ક્રોધયુક્ત દેખાઇ જવાય છે, પણ આ આખો કિસ્સો રજુ કરવામાં મ્હને તો બ્રિટિશ હિન્દ તેમજ દેશી રજવાડાની નિર્બળતા, અકુશલતા અને આર્તતા માટે અફસોસ અને દયા, શરમ અને કરૂણાની જ લાગણી થઇ છે.

પરંતુ વર્તમાન કર્મયોગીઓના મુકુટમણિ પૂજ્ય ગાંધીજી પણ દેશી રિયાસતને ચેતના આપી શક્યા નથી તો બીજાઓ માટે શાની ફરીયાદ? ભાઇ મનઃસુખલાલ મહેતા ભૂલી નહિ ગયા હોય કે "કચ્છ કાઠિયાવાડ પ્રજાકીય મંડળ" (The Cutch–Kathiawad People's Association) ની સ્થાપનાનાનું મંગલમુહૂર્ત કરીને અમે બંને ભાઇઓ ગાંધીજીને એ વર્ષનું પ્રમુખપદ સ્વીકારવાનો આગ્રહ કરવા ગયા હતા. તે વખતે ચંપારણ્ય પૂરું થયું નહોતું, ખેડાનું ભાવિ રચાઇ રહ્યું હતું; અમદાવાદની મ્યુનિસિપાલ સુધારણા ગાંધીજીની ડાયરી ઉપર હતી. આ બધું પતી જાય ત્યારબાદ ગાંધીજી કાઠિયાવાડ ખાતે ભેખ લઇને નીકળી પડવા તૈયાર હતા. તે આજનો દિન અને કાલની ઘડી!

આ નિરાશાના સૂર તો નથી ને? આપણી લાચારી અનંત તો નથી ને? આપણાં આત્મમાન, આપણાં આર્યગૌરવ, આપણાં સ્વાતંત્ર્યનાં સ્વપ્ન સદાને માટે ૭૦૦ નરેશોને ત્યાં રખેને ગીરો તો પડી નહિ રહે? કદાચ રજપૂતાનાનાં ક્ષાત્રતેજ, કાઠિયાવાડની ખડતલતા, પેશાઇ મગરૂરી, અને આપણાં જૂનાં બહારવટાંની ઉદારતા અને અમીરી, સાહસ અને ધૈર્ય, ખુદાઇ નૂર અને ખુમારી, આપણે કાયમને માટે ખોઇ તો નહિ બેસીએ ને? તલભાર પણ નહિ. મ્હને વિશ્વાસ છે કે નજદીકના ભવિષ્યમાં આપણા ઉપરથી ગમે તેટલાં કાળાં વાદળાંઓ એક પછી એક પસરી ગયા બાદ આફતાબનાં અજવાળાં આપણે ત્યાં આખરે ઉતરશે જ. એ અજવાળાં વહેલાં ઉતારવાં કે મોડાં તે આપણા પુરૂષાર્થની વાત છે; પણ આપણે તેના ભોક્તા તો થઇશુંજ; એ વિધાતાએ આપણે માટે નિર્મેલું પ્રારબ્ધ છે.

એટલું નિઃશંક છે કે દેશી રાજ્યોની લોકસેના પુરૂષાર્થ કરવા ધારે તો સૈકાઓનું દૂર પ્રારબ્ધ એક દશકાની અંદર પોતાના પગ પાસે ખેંચી લાવી શકે. પણ એ પુરૂષાર્થ માટે નિઃસ્વાર્થતા અને નિર્ભયતા જોઇએ; વિચારની તીક્ષ્ણતા અને વ્યાપકતા જોઇએ; નવા માર્ગો શોધી કહાડવાની સંશોધનબુદ્ધિ જોઇએ; અથાગ સ્વાતંત્ર્યપ્રિયતા જોઇએ; પોતાના જ ઉપર સર્વથા નિર્ભર રહેવાની ટેક જોઇએ. આપણું કામ બ્રિટિશ હિંદના નેતાઓ કરી આપશે કે અંગ્રેજ સરકાર કરી આપશે કે નરેન્દ્ર મંડળનાં શોભાનાં પૂતળાંઓ કરી આપશે એવી ખોટી આશા અને લાચારીને હંમેશને માટે તિલાંજલિ આપવી જોઇએ. જૂના પુરાણા ચીલા ઉપર સેંકડો વાર ચક્કર ફરવાથી કદિ પણ ફલસિદ્ધિ થવાની નથી. જ્યાંસુધી કૉન્ફરન્સો અને પરિષદો જૂની બોડકોની ફાઇલો લઇને ઠરાવો ઘડશે ત્યાંસુધી નવીન માર્ગ સૂઝવાના નથી. બ્રિટિશ સલ્તનતનો દાબ કાયમ કરનારા

રાજ્યનિપુણોની ખરી રાજ્યકુનેહ એજ છે કે જૂનાં બંધારણ, જૂના દાખલાઓ, જૂના ઇતિહાસો, બની ગયેલા કિસ્સાઓ, ભૂતકાલને ચોપડે લખાઇ ચૂકેલા રાજ્યદ્વારી સિદ્ધાંતો આદિ અનેક વેગળીઓ તીરો તેઓની સામે યત્કિંચિત્ માથું ઉંચકનારાઓની છાવણીમાં ફેંકે છે, અને એ તીરોનો સુસવાટ એટલો બધો અને જોરદાર હોય છે કે કોઇનું મગદૂર નથી કે તે સમયે તે દુનીઆની બીજી કોઇપણ ચીજનો વિચાર કરી શકે. તેથી જગતની વીતી ગયેલી ઘડીઓ તો સામ્રાજ્યવાદીઓ, સત્તાવાદીઓ અને આપખુદોમાં હક્કો તથા અધિકારો સાબીત કરવાને અને "દેશી" પ્રજાઓ, જંગલી રિયાસતો, ન્હાનાં રાજ્યો, બીનતાકાત સંસ્થાનો, નાલાયક પ્રજાસંઘો, એ સર્વ મ્હોટી શહેનશાહતો અને સલ્તનતોનાં રક્ષણ નીચે જ જીવી શકી એ સિદ્ધ કરવાને માટેજ વીતાડી છે એ આપણા ઇતિહાસના અજાણ નિશાળીઆઓએ માની લેવાનું છે !

તેથીજ દેશી રાજ્યોની સુધારણાનો ઉચ્ચાર સરખો પણ કરીએ છિએ કે તુરતજ જૂનાં કરારનામાં, કોલકરારો, અધિકારખતો અને હક્કપત્રોની પરંપરા આપણી આંખોમાં ભોંકવામાં આવેછે, જેનું પરિણામ એ આવ્યું છે કે આપણે આપણી દરેક કૉન્ફરન્સમાં, સભામાં, કમિટીમાં, છાપામાં કે પુસ્તકમાં એ **કરારનામાંઓની** તો આપણા ગણેશ તરીકે પહેલી સ્થાપના કરતાં શિખ્યા છિએ. હું દેશી રાજ્યોની પ્રજાકીય લડત લડનાર સૈન્યને હાથ જોડીને વિનવું છું કે કૃપા કરી એ **કરારનામાં, કોલકરારો,** (Treaties) આદિને દરિયામાં ફેંકી દો. કોણ છે એ બ્રિટિશ સલ્તનત કે જે સાત આઠ કરોડ માનવીઓનું સમગ્ર ભવિષ્ય સ્વાર્થાંધ, લાચાર, પરતંત્ર રિયાસતો સાથે બે બદામના કરારોના જંજીરથી કેદ કરી શકે ? એ કરારોની આટખીલીનો આપણે વિચાર સરખો પણ કરવો ઘટતો નથી. જગતની મહાન શહેનશાહતો આંખની મીટમાં જમીનદોસ્ત થતી આપણે જોઈ છે. તો આ પુરાણાં તહનામાં શી વિસાતમાં છે ? બ્રિટનના મુખ્ય પ્રધાન હંમેશની અરધો ડઝન

રાજ્યદ્વારી ગુલાંટો ખાઈ શકે, અને કરોડો રૈયતની સ્વાધીનતા સાબૂત રાખવાને તથા ૭૦૦ રિસાયતોના પ્રાણરક્ષણ માટે **"વિધાતાના લેખ"** રૂપી ત્રાંબાનાં પતરાંઓને આંગળી પણ અડકાડી ન શકાય એ ન્યાય ક્યાંનો? " Scrap of paper "! "કાગળનો ટૂકડો "! – એ ભ્રાંતિ ઉપજાવનારી, અને જેને તેને શરમંદા બનાવનારી, **મહાયુદ્ધની નવી શોધખોળ** આપણી વસ્તુસ્થિતિને કોઇ પણ લાગુ પડી શકતી નથી. અહિં પ્રમાણિકતા, નેક–ટેક, કે બાપના બોલ પાળવાની વાત નથી. અહિં તો જે વસ્તુસ્થિતિને આધારે જે સંબંધો, હક્કો અને ફરજો નોંધાયેલ છે તે સર્વ ફરી ગયાં છે; તેથી એ નકામાં થયેલાં, જડવત્ બનેલાં, અને રાજા–પ્રજાની ખરી સમાનતા અને સ્વાધીનતાની વચ્ચે વિઘ્નરૂપ થઈ પડેલાં કરારનામાંનાં ચીથરાંઓને હવે કચરાની ટોપલીને હવાલે કરી, નવેસરથી દેશી પ્રજાકીય આલમનું ભવિષ્ય ઘડવાનું છે.

આ રીતે સદંતર નવા માર્ગો આપણે અખત્યાર કરીશું અને પુરાણાં પોથાંઓથી ભડકશું નહિ તો દેશી રાજ્યોનું ઉજ્જવળ ભવિષ્ય બહુ દૂર નથી. એ ભવિષ્યની વિગતોમાં આપણે અત્યારે ઉતરી શકતા નથી. જેમ માર્ગ કાપતા જઇશું તેમ નવી દુનિઆ, નવાં આકાશ, નવી હવા, અને નવા પ્રકાશ આપણી દષ્ટિમર્યાદા સામે પથરાશે. તે સમયે આપોઆપ આપણું આત્મબળ, આપણી સાધનસંપત્તિ અને આપણી યોજનાશકિત અણધાર્યો વિકાસ પામશે. આપણા તપોબળ પાસે રાજવંશી શ્રીપતિઓએ નમવું જ પડશે; અને એમના નમવામાંજ એમની સાચી પ્રતિષ્ઠા અને ખરી સહીસલામતી છે. બ્રિટિશ અમલદારી કોરની દખલગીરી ન તો પ્રજા સહન કરશે કે ન તો રાજકુમારો કબૂલ કરશે. દરેક રાજ્યે પ્રજાકીય મંડળો દ્વારાજ રાજ્યતંત્ર ચલાવવું પડશે. **" પ્રજાનો અવાજ એ જ રાજ્યતંત્ર"** એ સિદ્ધાંતને જે નરેન્દ્ર વેદવાક્યની માફક નહિ સ્વીકારે તેણે તેજ ક્ષણે વાનપ્રસ્થ થવું પડશે. જુદા જુદા રજવાડાઓના લોકપ્રતિનિધિઓ સમગ્ર દેશી રિયા-

સતના પરસ્પર સંબંધો, અધિકારો અને ફરજો ચોક્કસ કરવાને એકઠા મળશે, અને તેમાં "મહાપ્રજાઓના મહાસંઘ" ( League of Nations ) કરતાં વધારે હિતકારક કાર્યસિદ્ધિ અને વિચારોની વધારે પ્રમાણિક આપ લે થશે. રાજકુમારો નરેન્દ્રમંડળ જેવાં ફાતરાંઓથી નહિ રીઝે, અને જે કાર્ય પોતાની રૈયતના પ્રતિનિધિઓ કરી શકે તેની બાંધછોડ કરવા પોતે જાતે જઈ પોતાની પ્રતિષ્ઠા નહિ ગુમાવે. બ્રિટિશ હિંદને સ્વરાજ્ય વહેલું મળો કે મોડું, પણ આપણે તો આપણું ભાવિ હસ્તગત કરવાને ઉપડી ચૂકવાનું છે. જેણે નિશાન ચોક્કસ કર્યું છે, માર્ગ ચોક્કસ કર્યો છે, સાથે બાંધવાનું ભાથું તૈયાર કર્યું છે, તેણે તો કૂચ કરવીજ જોઇએ. આપણો અને બ્રિટિશ હિંદનો સંબંધ શો રહેશે એ પ્રશ્ન જ ગૌણ છે. આપણે બ્રિટિશ હિંદના ઓશિયાળા નથી રહેવું એ વાત ચોક્કસ છે. આપણે બ્રિટિશ એજન્સિઓ અને રેઝિડેન્સીઓની દખલગીરી સહન નથી કરવી એ પણ દીવા જેવું છે. તેમજ આપણને બ્રિટિશ સંબંધ છોડવાની લોલુપતા પણ નથી—જો બ્રિટન આપણો ઉપયોગ માત્ર ભપકા અને પ્રતિષ્ઠા માટે તથા શોભાના ગાંઠિયા અને શણગારેલાં પૂતળાં તરીકે કરવા ન માગતા હોય તો. જો બહારની દુનિઆ પાસે આપણને રૂપાળાં રમકડાં તરીકે અને આપણા બિચારા રાજકુમારોના જરિયન સાફાઓને બ્રિટિશ સલ્તનતની જાહોજલાલીના સંકેતચિહ્ન તરીકે જ વાપરવાનો ઇરાદો હોય તો એ સલ્તનતનું મુરબ્બીવટ કે રક્ષણ આપણને ન જોઇએ.

બ્રિટિશ હિન્દ સ્વતંત્ર થાય તે પહેલાં આપણે આપણો ઘણોખરો માર્ગ કાં ન કાપી લઇએ? આ રાજવંશીઓ બિલકુલ બુદ્ધિવિહીન છે અને તેઓ પોતાનો સાચો સ્વાર્થ સમજતા નથી એમ માનવા કારણ નથી. ખરી વસ્તુસ્થિતિ તેઓને સમજાવીએ, તેઓનો અને તેઓની પ્રજાનો ખરો સ્વાર્થ શામાં છે તેની ફોડ પાડીએ, આપણા અંતિમ ઉદ્દેશો પ્રમાણિકતાથી અને એકદિલથી તેમની પાસે ખુલ્લા કરીએ, અને તેઓએ કરવાનું કાર્ય કરવા આપણી તત્પરતા બતાવીએ

તો આપણી જાહેર ચળવળનો માર્ગ ઘણે અંશે સાફ અને સરલ થઈ જાય. અલબત્ત, જેઓ વસ્તુસ્થિતિ સમજ્યા છતાં, અને તેઓના રાજ્યના હિત માટે આપણા નિઃસ્વાર્થ પ્રયત્નો છતાં "**સમાનતા, બંધુતા અને સ્વતંત્રતા**" ની યાત્રામાં આડખીલી થઈને ઉભા રહેશે તેઓને સિપાહીદળ પોતાના માર્ગમાંથી દૂર ફેંકી દે તો આશ્ચર્ય જેવું નથી.

માટે, સ્વતંત્રતાદેવીના જેઓ સાચા ઉપાસકો હોય, મુક્તિ-મંદિરનાં જેઓને જલદીથી દર્શન કરવાના અભિલાષ હોય, જેઓનાં આત્મગૌરવને સ્વાધીનતાના અમૃતપાનની અનિવાર્ય આવશ્યકતા હોય, તેઓ સૌ મુસાફરો, દેશી રિયાસતનાં ભાઇભાંડુઓ, પ્રજાસંઘના મ્હોટા બિરાદરો, સેનાદલનાં ઉત્સાહી સિપાઇઓ ! કૂચ કરો ! કૂચ કરો !

[ "સૌરાષ્ટ્ર" તા. ૮, જુલાઇ, ૧૯૨૧ ]



## ૧૧૪

# વસંતનો વિહાર.

[ ગઝલની ધૂનમાં ]

સુણાવી દે વસંત ત્હારા
જીવનના મર્મ શા ન્યારા?
મીઠું શું ગાન બુલબુલનું?
ગુલાબે વા હસન તું શું?

રૂપેરી ચંદ્રબિંદુ પર
થનથન નાચતી ઝાકળ?
અગર છે શું સમીરનો સ્વર?
વરેલીનો શું આશાવર?

મધુર સ્વપ્નું કુમારીનું?
હૃદયના રંગ નિરખતું શું?
ઉઘડતી પાંખડી દિલની?
સુરેખા શું કમલદલની?

વસંતે શા છુપ્યા ભેદો?
ક્હે ઋતુરાજ, દુલારે ઓ?
ઝર્યાં શાં હર્ષનાં જાદુ?
પ્રભાતે ચેતના આ શું?

સિંચ્યા સૌંદર્યમાં શા પ્રાણ?
કર્યાં શાં સ્વર્ગ બંદિવાન?

ખિલાવ્યાં પૃથ્વીનાં શાં ઉર ?
વિજયશ્રીનાં ભર્યાં શાં નૂર ?

[ શ્રીમતી સરોજિની નાયડુના " The Joy of Springtime "
નામના અંગ્રેજી કાવ્યપરથી ]

[ " રંગભૂમિ, " માઘ, ૧૯૭૯,
" વસંત અંક,
વર્ષ ૧, અંક ૨. ]

## ૧૧૫

# અમર પ્રેમ.



પૂજી હત ત્હને,
ત્હારી અજબ સુરખીની ખાતર,
ઝંખી હત દિલડામાં ત્હારી ગુલાબીને,
ધારી હત હૃદયમાં,
ત્હારા જાજરમાન બાલની કુદરતી ખુમારીને;
તો ત્યાંજ હતી અવધ મ્હારા પ્રણયની,
એ સૌન્દર્યમૂર્તિ !

વર્યો જો હત ત્હારા સુશીલ યૌવનને,
લુબ્ધાયો હત વશીકરણે મધુરી ત્હારી વાણીથી,
ખેંચાયો હત ત્હારા કંપાયમાન હૃદયતરંગથી,
ધવાયો હત ત્હારા સત્યના આગ્રહ થકી;
રે હૃદય—દુલારી !
તો સમયના વમળમાં સમાઇ જાત તું, હું અને સહુ.

હું તો ફિદા છું ને ફિદા હતો,
ત્હારી સનાતનતા પર,
બંદિવાન હતો ત્હારા અમૃત જીવનની જાળમાં,
અમરતાનો હતો પિપાસુ હું,
પીધાં 'તાં પાન ત્હારાં અમર સૌંદર્યનાં;
ન હો ત્હેની કોઇ ક્ષણભંગુર પ્રતિમા,
ન હો ત્હેને બંધન યુગ યુગાંતરનાં.

એ અમર રસવેલિ!
પર છું કાલમર્યાદિત રસલ્હાણુથી,
તત્પર છું સદાયે,
સૌન્દર્ય ને સમયનાં પરિવર્તન સહેવાને.

[બાબુ અરવિંદ ઘોષના Immortal Love નામના કાવ્ય પરથી]

["રંગભૂમિ" માઘ, ૧૯૭૯,
વસંત અંક,
વર્ષ ૧, અંક ૨.]

---

## ૧૧૬

# ખાદી જીવનની જ્યોતિ.

[ " ખૂની જીગરકો પિતે હું "—એ લય. ]



ખાદી જીવનની જ્યોતિ છે, બસ જીગરે એ છે જાન;
દેહે સુરત છે સુરખી એ, સુખ સરલાં ત્યાં નિધાન.
—ખાદી.

એ ધવલી નવલી ખાદી, છે સ્વરાજ્યની એ ગાદી,
હાં લગની લાગી જ્યાદી, એના વિના નહિ શાદી.
—બસ જીગરે એ છે જાન.
—ખાદી.

બાદલમાં બીજલી ઝબકી, ચંદા અનેરી ચમકી,
સ્વર્ગીય ગંગા ઝળકી, જયમ કામધેનુ મલકી.
—બસ જીગરે એ છે જાન.
ખાદી.

[" રંગભૂમિ, " વૈશાખ ૧૯૭૯.
વર્ષ ૧, અંક ૩. ]



# ૧૧૭

# જાગ્રત્ હિન્દ !

[ કવાલીની ધૂનમાં. ]

અહા ! શું હિન્દ જાગ્રત તું ?
હતું મૃત્યુ નહિ તે શું ?
ખરે, મીઠી હતી તે નિન્દ !
ભર્યું જીવન નવું ત્હેં હિન્દ !

મિંચાયાં 'તાં કમલનયનો
નિરખવાને નવાં સ્વપ્નો;
જુએ તુજ વાટ જગત આખું,
ન હો મૃત્યુ કદિ, બાપુ !

ફરીથી કૂચ કરજે તું,
બની સ્થિરચિત્ત ને બહાદુર;
થઈ સુખદાયી ને સ્વાધીન,
ભરી ચેતન, બની રણશૂર.

[ પણ ] કદિ આઝાદીના પંથે,
અશાન્તિમાં નહિ સરતી;
નહિ ચાંપીશ ધૂલિને પણ,
સુકોમલ પાદપંકજથી.

ગયાં ગૃહરાજ્ય, ગયા સુપ્રકાશ,
જહિં લીધા 'તા સુખના શ્વાસ;
ગયાં એ સ્નેહ સમણું, પ્રાણ !
વિધિનાં ના ફરે નિર્માણ.

તથાપિ એક અચલ સિદ્ધાંત,
મળે ઝરણું સૌ સાગર શાન્ત;
અરે તું ચેતના-સાગર,
ભર્યા રત્નો ત્હેં રત્નાગર.

પ્રકાશો સત્ય રત્નો શુદ્ધ,
હટો એ સ્વપ્ન-વમળો જૂથ !
અજબ અદ્વૈત એકજ તું,
ધસે જ્યાં કર્મ-મોજાં સહુ.

ફરીને તું સચેતન થા,
લીલા અદ્‌ભુત બતાવી જા;
સુરો સ્વર્ગીય સુણાવી જા,
હિમાદ્રિ શાન્તિ ઢાળી જા.

વરસજો તુજ પરે આશિષ્,
મહાદેવીની હૃદયાધીશ !
મનુ, મુનિ, ઋષિવર, નાથ,
અહો ત્હારો પ્રતાપી હાથ.

વમળ સૌ સત્યની આગળ,
સમજવાં ઝાંઝવાનાં જળ;
તૃષા છીપી નહિ જાણી,
નહિ જ્યાં સત્યનાં પાણી.

તજી સ્વપ્નો મદ માયાનાં,
શરણુ લે સ્નેહ સેવાનાં:
છોડાવી દે અસત્‌ના બંધ,
સનાતન સત્યના ધર રંગ.

[ સ્વામી વિવેકાનંદના " To the Awakened India "
નામના કાવ્ય પરથી સૂચિત. ]

[ " રંગભૂમિ " વૈશાખ, ૧૯૭૯,
વર્ષ ૧, અંક ૩. ]



[ ૧૧૮ ]

# બુદ્ધિમૈયાને ચરણે

કોઈ મ્હને પૂછે કે દુનિયાની સમગ્ર પ્રવૃત્તિઓમાંથી સૌથી મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય શું હોઈ શકે, તો હું તેનો એક જ ઉત્તર આપું કે વિચાર અને ચિંતન. હૃદયમાં ઊર્મિઓ ગમે ત્યારે ઉભરાઇ શકે છે; આત્માની ઇચ્છાશક્તિ તમે ચાહો ત્યારે કામે લગાડી શકો છો; પરંતુ વિચારશક્તિનો વિલાસ તો એકાગ્રતા, યોગસાધના અને ચિત્તની શાન્તિ વગર અનુભવી નહિ જ શકાય. સત્યને શોધી કહાડનાર બુદ્ધિ છે; ઝાંઝવાનાં જળ પકડી પાડનાર બુદ્ધિ છે; સંસારના દંભ અને સ્વપ્નસૃષ્ટિનાં જાદુ ખુલ્લાં પાડનાર બુદ્ધિ છે. સત્યને અસત્યના પડદામાંથી બહાર ખેંચી લાવનાર અને હકીકતને ભ્રમણાઓની ભૂલભૂલામણીમાંથી ઉદ્ધારનાર કોઇ શક્તિ હોય તો તે તમારી વિચારશક્તિ જ છે.

પરંતુ જેમ એક અસ્તવ્યસ્ત પુસ્તકાલય ગમે તેટલું મ્હોટું હોય તોયે નકામું છે તેમ એક બુદ્ધિ ગમે તેટલી મહાન અને તીવ્ર હોય છતાં એ બુદ્ધિ વ્યવસ્થાપૂર્વક વિચારી શકતી ન હોય તો તેની મહત્તા વ્યર્થ છે. જે બુદ્ધિ જુદી જુદી હકીકતોની તુલના કરી ન શકે, અસત્યના ઢગલામાંથી સત્ય તારવી ન શકે તે જીવન–સંગ્રામમાં ઉપયોગી શસ્ત્રને બદલે ભારરૂપ હથિયાર છે. પુસ્તકોમાંથી અને શાસ્ત્રોના અધ્યયનમાંથી વિચારશક્તિ નીતરતી નથી. એ શક્તિ તો તમારા પોતાના માનસિક કારખાનામાંથી જ ઉદ્ભવે છે. અલબત્ત, ગ્રંથોનું વાંચન, શાસ્ત્રોનું પઠન, નિદિધ્યાસ અને અધ્યયન બુદ્ધિને તેજસ્વી બનાવે છે, વિચારશક્તિને ખિલવે છે, પરંતુ દીવેલ વગર બુદ્ધિપ્રદીપ કદિ પણ પ્રકટી ન જ શકે. પંડિતો અને શાસ્ત્રજ્ઞો પુસ્તકોની મદદ

વડે ઉત્પન્ન થઇ શકે છે; પરંતુ મહાન વિચારકો, મહાન ધર્મધુરંધરો, દુનિઆના મહાન બુદ્ધિશાલી પ્રતાપી નેતાઓ તો તેઓજ થઇ શકે છે કે જેઓએ જગતની પોથીને પોતાની વિચારશ્રેણીમાં પચાવી હોય. મનુષ્યની પોતાની વિચારણાશક્તિમાં જ ખરૂં જીવન, ખરૂં સત્ય અને ખરૂં વીજળિક તત્ત્વ ભરેલું હોય છે. ઉછીના લીધેલા વિચારો, ઉચ્છિષ્ટ માનસિક ખોરાક, ચોરેલું બુદ્ધિબળ, કટાકટીને સમયે કદિ પણ કામે લાગનાર નથી. અને અત્યારે આપણે આખા જગત્‌માં ઉંડા તલસ્પર્શી વિચાર અને ભવ્ય ચિંતનનો જે સદંતર દુષ્કાળ જોઇએ છીએ તેનું ખરૂં કારણ એ જ છે કે લગભગ આખી દુનિયા ઉછીના લીધેલા વિચારોની દુકાનદારી ઉપર જીવી રહી છે. અર્વાચીન માનવી સ્વયં બનાવેલી બનાવટ ઉપર પોતાનો વેપાર ચલાવી શકતો નથી, તેથી પારકા માલની દલાલી ઉપર તે પોતાનો નિર્વાહ ચલાવી રહ્યો છે. તેટલા માટે ઘણું જીવો છાપાંઓ અને પુસ્તકો! કારણ કે તેઓની હયાતી વગર આધુનિક જનસમાજ તેની બુદ્ધિથી એટલું પણ પારખી ન શકત કે અત્યારે રાત્રિ છે કે પ્રાતઃકાળ!

વર્તમાન સમાજની અસ્તવ્યસ્ત સ્થિતિનું ખરૂં નિદાન એક જ છે અને તે આપણી માનસિક સૃષ્ટિની અસ્તવ્યસ્તતા. વિચારસૃષ્ટિના પાયા ઉપરજ વાણી અને વર્તન રચાય છે. જ્યાં વિચારયંત્ર નિર્બળ હશે, જ્યાં પાયાઓ પોકલ હશે, ત્યાં વાણીના વિલાસ અને ક્રિયાની દોડધામથી જીવનની ભવ્ય ઇમારત ઉભી થઇ શકવાની નથી. સમાજ-બંધારણ ઉપર ગમે તેટલી ચર્ચાઓ કરો, રાજપ્રકરણો ગમે તેટલા જોરશોરથી ડોળી નાંખો, સિદ્ધાંતોનાં તીરો ગમે તેટલા વેગથી છોડી મૂકો, પરંતુ જ્યાં નિર્મલ બુદ્ધિ નથી, સત્ય વિચારની વીજળી નથી, આસપાસની ઉપાધિઓથી તટસ્થ રહી દુનિયા નિરખવાની શક્તિ નથી, ત્યાં ઘાંચીના બળદની જેવી પ્રવૃત્તિઓજ પેદા થશે, ત્યાં કદી પણ સુવ્યવસ્થિત જીવનનાં દર્શન થઇ શકશે નહિ. મનુષ્યની સંપૂર્ણ વ્યાખ્યા એકજ છે—"વિચાર કરનારૂં પ્રાણી." છતાં એ વ્યાખ્યા કોઇ પણ

જમાનામાં જૂની પડી હોય તો આ વીસમી સદીમાં જ. લાખો અને કરોડો માનવીઓ ઘેટાંઓની માફક પોતાની સર્વ જીવનપ્રવૃત્તિઓમાં દોરાતાં હોય તો આ સુધરેલા યુગમાં જ. લગભગ તમામ નરનારીઓ વિચારયંત્રનો ઉપયોગ કરતાં એટલાં તો થાકી ગયેલાં જણાય છે કે એ કંટાળાભરેલું કાર્ય થોડા "સ્પેસ્યાલિસ્ટો" ને સોંપીને પોતે પ્રમાદ અને માનસિક આરામમાં જ પોતાની કૃતકૃત્યતા માની રહ્યાં છે. અનાજ ખેડુતો ઉગાડે અને આપણે આરોગીએ, કપડાં વણકર બનાવે અને આપણે પહેરીએ, જીંદગીની જુદી જુદી જરૂરિયાતો જુદા જુદા કારીગરો ઉત્પન્ન કરે અને આપણે તેનો ઉપયોગ કરીએ; તો પછી વિચાર કરવાનું કાર્ય પણ બીજાઓ મારફત કાં કરાવી ન લઇએ? "સ્પેશ્યાલિસ્ટો" નો આ જમાનો છે. તો વિચારયંત્રના સ્પેસ્યાલિસ્ટો કામે લગાડી દઇએ એટલે કરોડો માનવીઓને વિચારોઓને એ મુશ્કેલ યંત્ર ચલાવવાની પીડા પતે!

પરંતુ આ ઉપરથી એમ ન સમજાય કે હું બુદ્ધિવાદની હિમાયત કરૂં છું. આત્માની શક્તિવડે ઘણુંયે અનુભવી શકાય છે; હૃદયના લોહ-ચુંબકથી ઘણુંયે આકર્ષી શકાય છે. જે જે બુદ્ધિ કહે તેજ સત્ય અને બાકી બધું મિથ્યા એવો સિદ્ધાંત સ્થાપિત કરવાનો અહિં હેતુ નથી. છતાં એટલું તો નિઃસંદેહ છે કે જેઓ માત્ર બીજાઓના અભિપ્રાયો અને કહેવાતાં શાસ્ત્રોનાં સૂત્રો ઉપરજ પોતાની સમગ્ર માનસિક સૃષ્ટિના પાયા રચના હોય અને પોતાની સ્વતંત્ર બુદ્ધિને જરા પણ તકલીફ દીધા વિના જીવનવ્યવહાર ચલાવનારા હોય તેઓને "વિચાર કરનાર પ્રાણી" ની કોટિમાં તો મૂકી ન જ શકાય. જે દેશમાં જ્ઞાનની પિપાસા નથી, જે દેશમાં સ્વતંત્ર બુદ્ધિનો સંપૂર્ણ વિહાર નથી, તે દેશમાં વહેમ, ભ્રમણા અને અંધાપાનું સામ્રાજ્ય અનિવાર્ય છે. જીંદગીના ન્હાનામાં ન્હાના પ્રસંગોથી માંડીને જબરજસ્ત સલ્તનતોના મહાપ્રશ્નોનો ઉકેલ વિચારબલ અને બુદ્ધિબલ વગર કદિ નીકળી શકશે નહિ. અત્યારે ચોમેર કૌટુમ્બિક અવ્યવસ્થા, સામાજિક

અસ્તવ્યસ્તતા અને રાષ્ટ્રીય અસ્થિરતા કેમ ઉભરાઈ રહી છે? શા માટે ક્યાંય પણ નિર્ણયાત્મક જીવનપ્રવૃત્તિઓ દેખાતી નથી? ભાવનાઓ અને આદર્શો અદ્ધર આકાશમાં કેમ લટકી રહેલ છે? વર્ષો થયાં રાષ્ટ્રસંઘોનું એક પણ સ્થાયી સ્વરૂપ કેમ રચાતું નહિ હોય? છેલ્લા દારુણ યુરોપીય યુદ્ધની પાયમાલી પછી પણ જગત્ હજુ એક પળ પણ શાન્તિ શા સારૂ અનુભવી નથી શકતું? આ પ્રશ્નપરંપરા ચાહો તેટલી લંબાવી શકે છો, અને તે સર્વ પ્રશ્નોનો ઉત્તર એકજ છે કે જેમ યુદ્ધ પહેલાં વિચારશક્તિનો ભયાનક દુષ્કાળ હતો તેમ યુદ્ધ પછી એ શકિતનો સદંતર વિનાશ થયો છે, અને તેથીજ જ્યાં જ્યાં નજર ફેંકીએ છીએ ત્યાં ત્યાં સંગ્રામ પછીનાં ખેદાનમેદાન, શોરબકોર, અંધાધુંધી, ભ્રમ અને વિભ્રમ જ દેખાય છે.

દુનિઆમાં ઉસ્તાદી, હુશિયારી અને સ્વાર્થપરાયણતાની બહુ ખામી જણાતી નથી. વિચારશીલતાને માત્ર દેશવટો મળ્યો છે. પરિણામ એ આવ્યું છે કે જે શક્તિઓ મનુષ્યના મોક્ષ માટે વપરાવી જોઇએ તે તેના વિનાશ માટે વપરાઇ રહી છે. જ્યાં સુધી મનુષ્ય સત્યની શોધમાં નીકળી પડશે નહિ ત્યાંસુધી ભલે તે સલ્તનતોનો સ્વામી બનશે છતાં તે માત્ર પોતાના આત્માનું લીલામ કરીનેજ, અન્યથા નહિ. સત્યને સર્વાંશે સમજવું, સત્યનોજ સ્વીકાર કરવો, સત્યજ ઉચ્ચારવું અને સત્યજ આચરવું તેને માટે નિર્મલ હૃદય અને આત્મિક શક્તિ ઉપરાંત સ્વચ્છ બુદ્ધિ, તીવ્ર વિચારશક્તિ અને વિશાળ મનોરાજ્યની જરૂર છે. સત્યના એકજ ટૂકડાઉપર જીવન વ્યતીત કરનારના હાથમાંથી પરિણામે સત્ય સરી જાય છે. વ્યાકરણશાસ્ત્રીઓ, ભાષાપંડિતો, ધર્મના બંદાઓ, રાજ્યદ્વારી પ્રપંચ રમનારાઓ, સંસારસુધારકો, કલા અને સાહિત્યના પૂજારીઓ, આ સર્વ બુદ્ધિમાન વ્યક્તિઓ જ્યારે પોતાના વિષયમાં વધારે પડતી તન્મયતા અને એકતાનતા બતાવે છે ત્યારે તેઓ પણ બુદ્ધિના પક્ષાઘાતથી કેવા પીડાય છે તે આપણો હંમેશનો અનુભવ છે. બુદ્ધિનું અને વિચારનું સમતોલન સાચવવું એ મુશ્કેલમાં

મુશ્કેલ ક્રિયા છે. જેમ વિચારહીનતા મનુષ્યને પશુ બનાવનારી છે તેમ બુદ્ધિની અતિશયતા પણ મનુષ્યને દીવાના બનાવનારી છે. પ્રત્યેક વિચાર જો તે સર્વાંશે સત્યના પાયા ઉપર નિર્ભર ન હોય તો તે બંદિખાનું છે. એકજ દિશામાં બે દષ્ટિઓ નજર કરી રહી હોય, છતાં એકને જળભર સરોવર છલકાતાં જણાય અને અન્યને ઝાંઝવાનાં જળ દેખાય તેનું શું કારણ? કારણ એકજ; એકનું વિચારયંત્ર અટકી ગયું છે, અને અન્યનું વિચારયંત્ર સાબૂત છે.

સર્જનશકિત કુદરતની બક્ષિસ છે; સૌ કવિઓ કે કલાકારો શિલ્પીઓ કે ચિત્રકારો, નાટકકારો કે સંગીતશાસ્ત્રીઓ થઇ શકતા નથી. પરંતુ બુદ્ધિનો વૈભવ થોડે ઘણે અંશે સૌ માણી શકે છે. પણ એ બુદ્ધિવૈભવ ત્યારેજ ભોગવી શકાય કે જ્યારે ભોગવનાર મનુષ્ય બુદ્ધિનો સાચો ભક્ત હોય. જેમ કલાકાર અને સાહિત્યકારને પોતાની કૃતિ અર્થે ત્યાગ અને તપ કરવાં પડે છે તેમ બુદ્ધિપ્રદેશ હસ્તગત કરનારને પણ સત્યના ઉપાસક બનવું પડે છે. સત્યની ખાતર પ્રાણાર્પણ કરવા જે તત્પર હોય તેનેજ જગદંબા બુદ્ધિદેવીનાં સાક્ષાત્ દર્શન થાય છે. જગન્નિયંતાએ દરેક બુદ્ધિને બે પસંદગીઓ આપી છે. પ્રમાદની શાન્તિ અને વિચારશીલતાની અશાંતિ. જેને પ્રમાદ છે તેના માર્ગમાં પ્રથમ જે નદી આવશે તેમાંથી તે પોતાના જલઘટ ભરી લેશે; પહેલો ધર્મ તેને સાંપડશે તે ધર્મ તે સ્વીકારી લેશે; પહેલું રાજ્યદ્વારી ભાષણ તે સાંભળશે તે પક્ષમાં તે પોતાનું નામ નોંધાવી દેશે; પ્રથમ જે સંસારસુધારકનો લેખ તે વાંચશે તેના વાવટા નીચે તે પોતાનો તંબુ તાણશે. તેને બુદ્ધિની અશાંતિ અને વિચારની તકલીફ શા સારૂ જોઇએ? એ તો શાંતિનો આશક છે—ખટપટનો નહિ. વિચારપૂર્વક દરેક પરિસ્થિતિનું પૃથક્કરણ કરવું, જુદી જુદી દલીલોના ઉંડાણમાં ઉતરવું, ભિન્નભિન્ન ઘટનાઓ સરખાવવી, એ બધી માથાકૂટ કોણ કરે? એને તો કોઈ પણ બંદર પર લંગર નાંખી નિરાંતે ખાવું પીવું

અને ઉંઘવું છે, પછી દરિયામાં અદ્ધર વિચારની સ્ટીમ ભરવામાંજ જીંદગી કાં બરબાદ કરે ?

પરંતુ જેને સત્યશોધન કરવું છે તે તો ક્યાંય ઉતાવળો લંગર નાંખવાનો નહિ; તેની બુદ્ધિનું ઝાઝ તો ભર દરિઆમાં તરતુંજ રહેવાનું. જ્યાં સુકાની સાવધ છે ત્યાં તોફાનનો ભય શાનો હોય ? જ્યાં ખલાસીઓ ચપળ અને દેખતા હોય ત્યાં દેહની કે આત્માની સહી-સલામતી વિષે સંશય શાનો હોય ? જ્યાં બુદ્ધિપ્રદીપની ફ્લૅશલાઇટ ઝગઝગી રહી હોય ત્યાં ઝાઝને અકસ્માતો શી રીતે નડે?

[ "સ્વધર્મ-જાગૃતિ,"

૧૯૭૯, ફાલ્ગુન. ]



## [ ૧૧૯ ]

### સેવામાર્ગનો એક આથમેલો સિતારો:

# સ્વર્ગસ્થ કુંવરજી દેવશી



### सेवाधर्मः परमगहनो योगीनामप्यगम्यः

દુનિયામાં બધું સહેલું છે—માત્ર સાચા જીગરથી, બીનસ્વાર્થી વૃત્તિથી અને સંસારના કાંટાઓનાં કષ્ટ હસતાં હસતાં સહન કરીને પારકાંઓની સેવા કરવી એ એક અતિ વિકટ ધર્મ છે. એ સેવા કર્મયોગીઓને પણ અગમ્ય છે, મહાત્માઓને પણ સેવાનો પંથ પરમ ગહન છે. તેથીજ આજે આપણે મહાનું જવાહીર ગુમાવતાં આપણા આત્માનું કેટલુંએક જેમ જાણે ખોઇ બેઠા ન હોઇએ એમ સદ્દગત કુંવરજીભાઇના અવસાનથી અનુભવી રહ્યા છીએ.

પાલીતાણામાં વર્ષો પહેલાં બોર્ડીંગની સ્થાપના થઇ ત્યારથી વિદ્યાર્થીઓ માટે પોતાનું અખિલ જીવન અર્પણ કરવાના કુંવરજીભાઇના મહાન્ સંકલ્પની તિથિથી એમની જાહેર જીંદગી, એમની અનન્ય સેવાવૃત્તિ અને એમની સ્નેહભીની પરાર્થપરાયણતા શરૂ થાય છે, અને એ ત્રણે દૈવી ગુણોની પરાકાષ્ઠા પાલીતાણાની ભયાનક હોનારતને વખતેજ પૂરી થઇ! પોતાના પ્રિય પુત્ર અને ધર્મપત્નીના ભોગે શાળાના ૧૮ વિદ્યાર્થીઓની જીંદગી બચાવનાર આ વીર જેને શ્રી મહાવીર સ્વામી અને ભગવાન્ બુદ્ધ પણ હર્ષચકિત થઈ જાય એવું પુણ્ય પરાક્રમ કરી બતાવી જગતના પુણ્યશ્લોક મહાત્માઓની નામાવલિને અપનાવી છે.

પાલીતાણાની દૈવી આફત પછી કુંવરજીભાઇએ સંસાર સંકેલી લીધો હત તોયે તે ગુજરાતના ઇતિહાસમાં અમૃતત્વને પામ્યા હોત.

પણ ત્યાર પછી તો દેશની ખાતર પોતાના દેહને દળી નાંખવાની ભારે જાહેર પ્રવૃત્તિઓનો બોજો પોતાને શિર ઉઠાવી લીધો. એક બાજુથી જાહેર સેવાનો કોઇ પણ પ્રસંગ ચૂકવો નહિ અને બીજી બાજુથી પોતાના વડીલ ભાઈશ્રી શિવજીભાઇના જાહેર જીવનપ્રવાહ માટે સર્વ પ્રકારની સરળતા કરી આપવી એ કુંવરજીભાઇના જીવનનું રહસ્ય. સાંસારિક વિટંબનાઓનો ભાર સહન કરનાર જમણી બાંહ્યનાં શાં મૂલ છે તે તો અનુભવીજ જાણે. મ્હને પોતાને કંઇક આ દિશામાં લાંબો અનુભવ છે તેથી હું શિવજીભાઈની સ્વાધીનતા અને કુંવરજી-ભાઇના ત્યાગનો અચ્છો ખ્યાલ બાંધી શકું છું. મ્હેં તો મ્હારી સાહિત્યપ્રવૃત્તિમાં તેમજ જાહેર જીવનના હરેક પ્રસંગે ડગલે ડગલે અનુભવ્યું છે કે સરસ્વતીદેવી અને હિંદમાતાના પૂજન-અર્ચનમાં જો મ્હેં કદિપણ થોડાંએ કુસુમો અર્પ્યા હોય તો તે સર્વ પુણ્યપ્રતાપ મ્હારો સાંસારિક ભાર હળવો કરનાર મ્હારાં વડીલોનોજ છે. શિવજી-ભાઇ અત્યારે કેવા પક્ષાઘાતથી પીડાતા હશે તે કલ્પવું મુશ્કેલ નથી. વીલે પાર્લે ઉપર તો અંધીજ છવાઇ ગઇ. ત્યાંની જાહેર પ્રવૃત્તિઓને પ્રકાશ આપનાર સિતારો તો પાછો ઉગે ત્યારે ખરો. જૈનસંઘ બીજા કુંવરજીભાઈનાં પનોતાં પગલાં પ્રાપ્ત કરતાં કદાચ જમાનાઓ લેશે. મઢડાની ઉદ્યોગશાળાનું ઉદ્યાન તો ઉગતાંજ વેરાન થયું! ગાંધીજીની રાષ્ટ્રીય કૂચમાં દિલોજાનીથી ભાગ લેનાર ભડ સિપાહીઓમાં શૂરોનો શૂર છતાં સાગર સમો શાન્ત, ગંભીર અને ભવ્ય, અને રેડ ક્રોસની સુકોમલ નર્સોને શરમાવે તેવો નમ્ર અને મૃદુ, એક ડોળીવાળો સેવક-શિરોમણિ-ગુજરાતમાં ફરીથી ક્યારે જન્મ લેશે તે તો પરમાત્મા જાણે. ગાંધીજીઓ, શ્રીકૃષ્ણો, ક્રાઇસ્ટો અને પયગમ્બરો કોઇ કોઇ વારજ પૃથ્વી પર અવતરતા હશે તે ખરૂં હશે—પણ કુંવરજીઓ પણ આ કલિયુગમાં બહુ સોંઘા મળી જાય એવું દીસતું નથી.

કદાચ કુંવરજીભાઇના જીવનના નિકટ સંબંધમાં જેઓ નહિ આવ્યા હોય તેઓને આ ચિત્ર ન સમજાય તો બનવાજોગ છે. જ-

હેરાતના આ જમાનામાં જેઓ પોતાની હયાતીનાં બ્યુગલો ફુંકી ન શકે તેઓ જીવતાજ નથી એમાં શક નથી. જ્યાં દરેક હુશિયાર, ભણેલો, જાહેર કાર્યકર્તા નેતાઓની નામાવલિમાં પોતાનો પહેલોજ નંબર નોંધાવવાને પોતાનાં શરીર, મન અને જીગરને નીચોવી રહ્યો હોય, અને જ્યાં લોકસેવા તે ફુરસદનો વખત ગાળવાનું સાધન, જાહેર પ્રવૃત્તિ તે નવા જમાનાની ફૅશન, અને છાપાંઓ, પ્લૅટફૉર્મો અને સભાઓ તે આત્મપ્રદર્શનનાં સ્થાનો તરીકે ગણાતાં હોય, ત્યાં અલબત્ત, કુંવરજીભાઇ જેવા નમ્ર સેવકોએ તો માત્ર "નેતાઓ" અને "નાયકો"-નીજ મગરૂરીને પોતાનું સર્વ તેજ અર્પણ કરી ખરતા તારાની માફક દેહધારીઓના સંકુચિત દષ્ટિપથમાંથી અચાનક અદશ્ય થવું ઘટે. છતાં હજારો નમસ્કાર હોજો એ સરી જતા મંગળમય સિતારાઓને, કે જેના પ્રકાશવડે અનેક અંધકારમય દુનિયાઓ પોતાના પ્રાણ ધારી રહી છે.

**ગિરનારની છાયામાં**
વૈશાખ શુદિ ૨. રમજાન ઈદ
તા. ૨૯ એપ્રિલ ૧૯૨૨

["સ્વ. કુંવરજી દેવશી"નાં સ્મરણો]



# [૧૨૦]

# શ્રીયુત ઉત્તમલાલ ત્રિવેદી

## એક શોકજનક અવસાન

---

થોડાજ દિવસોમાં ગુજરાતે એક બીજું રત્ન ગુમાવ્યું છે. શ્રીયુત ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના અવસાનથી સાક્ષર ગુજરાતને ભારે ખોટ પડી છે એટલુંજ નહિ પણ સંસ્કારી, સંગીન વિચારકોની મુઠ્ઠીભર સંખ્યામાંથી એક સુઘડ અને તલસ્પર્શિ વિચારકની ન પૂરાય તેવી જગા ખાલી પડી છે. સ્વર્ગસ્થનો જન્મ અમદાવાદમાં સને ૧૮૭૨ માં થયો હતો. અને એમનું અવસાન પણ અમદાવાદમાંજ છેલ્લા ડીસેમ્બરની તા. ૯ મીએ થયું. ૧૮૯૯ માં તેઓ એલઅલ. બી. થયા, ત્યારબાદ તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો. જ્યાં સારી પ્રતિષ્ઠા જામતી હતી ત્યાં જ તેમણે સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ત્રિપાઠીની સલાહથી વધારે વિશાળ ક્ષેત્રમાં મુંબઇનું પ્રવૃત્તિમય જીવન સ્વીકાર્યું. પોતે ગર્ભશ્રીમંત હતા તેથી તે ધારત તો નિશ્ચિંતપણે જાહેરસેવા અને સાહિત્યને પોતાનું જીવન અર્પણ કરી શકત; અને તેમ થયું હોત તો અમને વિશ્વાસ છે કે શ્રીયુત ઉત્તમલાલ જાહેર જીવનમાં એક ઘણું ઉચ્ચ સ્થાન ભોગવતા હત. છતાં કમનસીબે મુંબઇના વ્યાપારની આસમાની સુલતાનીમાં એમનું પુષ્કળ ધન ખાલી થઇ ગયું, અને ત્યારથી તેમની નિવૃત્તિ અને સ્વસ્થતા ગઇ: આજીવિકાનાં સાધનો કમાવામાં એમનું મન ચિંતાના ભાર નીચે ચગદાયું, અને છેવટે એ અસ્વસ્થતાના પરિણામે શરીરસંપત્તિ પણ ગઇ.

એક જાહેર વ્યક્તિના અવસાનથી જે શોક થાય તે કરતાં અમારી વ્યથા વધારે તીવ્ર અને અસહ્ય છે. કારણ કે જેમ સ્વર્ગસ્થની

અમારા તરફ વર્ષો થયાં અનન્ય મમતા હતી તેમ અમારો એમના તરફ એક વડીલ બંધુ પ્રતિની માફક આદર અને ભક્તિભાવ હતો. અમારી સર્વ જાહેર પ્રવૃત્તિઓને સહૃદય ઉત્તેજન આપનાર વડીલોમાં સ્વર્ગસ્થ અગ્રગણ્ય હતા. તેમાંએ સને ૧૯૦૭ માં અમે ધડકતે હૃદયે જે "ગુર્જર સભા" ની સંસ્થા સ્થાપવાની જવાબદારી માથે વ્હોરવાનું સાહસ ખેડ્યું હતું તેનો ઘણો ભાર હળવો કરવામાં જે સાક્ષરોએ પોતાની અમૂલ સાહાય્ય આપી હતી તેમાં શ્રીયુત ઉત્તમલાલભાઇ અગ્રસ્થાને હતા. છેવટે ગુર્જર સભાના ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકે પણ એમણે જવાબદારી સ્વીકારી હતી. એ ગુર્જર સભા અર્થેજ એમણે "A Historical Survey of the Indian National Congress" તૈયાર કરેલ. ગુર્જર સભાના ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકેની એમની કારકીર્દિમાંજ એ સભા દ્વારા અનેક દેશભકતો તૈયાર થયા—જેમાંના ઘણા અત્યારે સાક્ષરો અને નેતાઓ તરીકે પૂજાય છે, છતાં જેઓની મહત્તાનું પ્રભવસ્થાન ઘણાયે ગુર્જર સાહિત્યના ઇતિહાસકારો વિસરી ગયેલા જણાય છે.

પરંતુ સાહિત્ય અને રાજ્યપ્રકરણ કરતાંયે શ્રીયુત ત્રિવેદીનો ઝોક ખાસ કરીને તત્ત્વદર્શન તરફ હતો. લોકમાન્ય જેવા પ્રખર ફિલ્સુફે પણ પોતાની મરાઠી ભગવદ્‌ગીતાનું ભાષાન્તર કરવાને શ્રીયુત ઉત્તમલાલને ચુંટી કહાડયા એજ સ્વર્ગસ્થની શકિતનું સરસ માપ છે. "રંગભૂમિ" માટે લખવાનું તો હજુ એમણે મંગલાચરણ કર્યું હતું, તોએ એમની પ્રથમજ બાનીમાં ફિલ્સુફીની છાંય વાંચતાંની સાથે જ મન પર અસર કરે છે. લિબરલ પક્ષના એ રાજ્યદ્વારી હતા, પરંતુ તેમાંયે સિદ્ધાંતો તાત્વિક દૃષ્ટિથીજ ચોકસ કરેલા.

ઘણા ઉંડા મીમાંસક અને તીવ્ર વિચારક છતાં કદી પણ કોઇનું દિલ દુભાય તેવી ટીકા કે નિન્દા કરવી નહિ એ ઉત્તમલાલભાઇની ખરી ઉત્તમતા હતી. સર્જનતાથી એમનું જીવન ભરપૂર હતું. સાદાઇ અને

સંગીનતા, આર્દ્રતા અને પવિત્રતા એમની રગરગમાં હતાં. આવી ખોટ તો કિરતાર જ્યારે પૂરે ત્યારે સાચી. પરંતુ અમને શ્રદ્ધા છે કે સ્વર્ગસ્થનો વ્હાલસોયો આત્મા તો હજુ પણ ગુજરાત પર અનેક આશિર્વાદો વરસાવી રહ્યો હશે. પરમ શાન્તિ હજો એ તત્ત્વદર્શિ આત્માને !

"રંગભૂમિ" જાન્યુઆરી, ૧૯૨૪
વર્ષ ૨ અંક ૧.



[ ૧૨૧ ]

# શ્રી કૃષ્ણનાં લોહચુંબક

## રાધાનો હૃદયાલાપ

નંદકિશોર! વિચારો તો ખરા કે તમારાં નેહભર્યાં નયનોનાં દર્શન વિના, તમારી વ્હાલી બંસરીના દિલદ્રાવક સંગીત વિના, આ ગોપગોપીઓ, આ વૃંદાવનનાં પંખીડાં અને પ્રાણીઓ, રે! આ વ્રજની સમગ્ર કુદરત શી રીતે જીવી શકશે? નાથ! એકવાર પ્રીતિનાં લ્હાણાં કરી વ્હાલાઓને પરવશ બનાવવાં, અને પછી નવાં સ્નેહીઓને રીઝવવાની ખાતર જૂનાં સગપણ છોડીને સરી જવું એ પ્રપંચ છે, ક્રૂરતા છે. પણ હવે અમારાં આંસુઓ લૂછવાની દ્વારિકાપતિને શી પરવા? એમને તો મ્હાલવાને રાજ્ય મળ્યાં; સંહારવાને શત્રુ મળ્યા; વરવાને વિજયશ્રી મળી; નવાં પ્રિયજન, નવાં આકર્ષણો, નવાં લોહચુંબકો મળ્યાં; હવે અમને સંભારશે પણ કોણ?

અરેરે! હવે વૃંદાવનમાં રાસલીલાની રસરેલ કોણ વહાવશે? સાયંકાલે વ્રજમાં પધારતી વખતે બલભદ્રના સાથમાં ગોપાલો અને ધેનુઓથી વિંટળાયેલા, વેણુની સુરમોહિનીથી સમસ્ત કુદરતને મોહાવતા, એ વ્હાલા ગોપાલનાં પનોતાં પગલાંના પાવન સ્પર્શથી વ્રજની ધૂલિ પાછી કોણ જાણે ક્યારે પુનિત થશે? મહિયારીઓના મહિની સાથે એમનાં ચિત્તડાંની લૂટ હવે કોણ ચલાવશે?

અહા! વર્ષા ઋતુની એ ઘનઘોર રાત્રિ; તે સમયે, બાલમુકુન્દ! તમારી મધુર ભીતિ; તમારા કિશોર શરીરને સંભાળથી ગૃહ પ્રતિ લઇ જવાની નંદરાયજીએ મ્હને કરેલી મનગમતી આજ્ઞા; પન્નઘટને માર્ગે કદિ ન વિસરાય તેવો આપણો મોંઘામૂલો સંગાથ; જતાં જતાં

કુંજોની ભીતરમાં છૂપાઇને આપણે કરેલી પ્રણયગોષ્ઠીઓ; રે! તે અપૂર્વ પળે તમારાં શરમિંદાં, કામણગારાં, થનથન નાચતાં, કાતિલ લોચનિયાંનાં અસહ્ય જાદુ—

—આ સર્વ દિલચશ્મ સ્મરણોના મોહ હૈયામાંથી શી રીતે હટાવાય?

[ " રંગભૂમિ", જાન્યુ. ૧૯૨૪
વર્ષ ૨. અંક ૧.]



[૧૨૨]

# શિખર પરથી દૃષ્ટિપાત.

**વર્તમાનયુગનું જીવનસૂત્ર**

પ્રાચીન આર્યાવર્તનો પ્રાણ ધર્મ હતો; ગ્રીક પ્રજાનું ચેતન કલા હતી; રોમન સલ્તનતનું રૂધિર રાજ્યસત્તા હતી. વર્તમાન યુગનું જીવનસૂત્ર "સોંઘું ખરીદવું અને મોંઘું વેંચવું"—એ સ્વચ્છ, બેશરમ દુકાનદારી છે! નફાટોટાનો આ સુઘડ જમાનો છે! તેથી દેશદેશની મુત્સદ્દી, અક્કલબાજ, સરાફી પહેડીઓનાં પળપળનાં સરવૈયાં ઉપરજ આજે બડી બડી શહેનશાહતો અને મહાન પ્રજાસંઘોના પ્રાણ નિર્ભર છે! તેથીજ આજે બ્રિટિશ મહારાજ્ય જેવી સલ્તનતનું રાજ્યતંત્ર એકજ પ્રશ્ન ઉપર જીવેછે અગર મરેછે! અને તે પ્રશ્ન બીજો કોઇજ નહિ, પણ પૌંડ, શિલિંગ અને પેન્સનો—નાણાંભીડનો–વેપારી હિસાબોનો–મજૂરોની બેકારીનો–કરોડો ભૂખ્યાં પેટને અન્ન પૂરૂં પાડવાનો! એજ કારણથી ફ્રાન્સે તેની મહત્તાને ન છાજે તેવી ઘાતકી ક્રૂરતાથી જર્મનીની ગરદન પકડી છે. એજ સબબથી મગરૂરમાં મગરૂર જર્મની બિચારૂં, લાચાર બન્યું છે! રશિયાનું દારૂણ, દયાપાત્ર, પરિવર્તન અને સારી સલ્તનતોને કંપાવનારૂં નિષ્ઠુર બૉલ્શેવિઝમ પણ અન્નપૂર્ણા દેવીને જ અંજલિ છે!

× × ×

**હિન્દ પણ એક જ પ્રવાહમાં**

અને હિન્દમાં પણ પારદેશિક ધુંસરી બ્રિટિશ કુટુમ્બોનો આર્થિક ભાર ઓછો કરવાને અર્થેજ નથી શું? આપણે પણ પ્રથમ પદે રાજ્યના ખજાના ઉપર જ સંપૂર્ણ અધિકાર શું નથી ચાહતા? Fiscal Autonomy બજેટ ઉપરનો કાબુ મેળવવાની ખાતર તો આપણી મહાસભાએ કિંમતી ૩૮ વર્ષો ખર્ચી નાંખ્યાં. અને હજુ પણ Diarchy ડબલ રાજ્યસત્તા જાય,

અને બજેટ ઘડવાનો તથા નાણાં ખર્ચવાનો આપણને અધિકાર મળે, તો પછી રાજ્યદ્વારી ચળવળને છેવટના પ્રણામ કરી અનેક મન્વંતર સુધી ગંગાને કિનારે સમાધિસ્થ થવા માટે આપણા રાજ્યદ્વારી મહાપુરૂષો શું તૈયાર નથી? હિન્દી મહાસભાએ અનેક વાર લીધેલી ભીષ્મ પ્રતિજ્ઞાઓ પાળવી કે નહિ તેનો નિર્ણય છેવટે તિલક સ્વરાજ્ય ફંડ ઉપર જ નથી અવલંબતો? આખી ખીલાફતનું ભવિષ્ય "ખીલાફત ફંડ" ઉપરજ નહોતું ટીંગાઇ રહ્યું? એટલું જ નહિ પણ ૩૩ કરોડ માનવીઓના ભાગ્યવિધાતા કર્ઝન થશે કે ચર્ચિલ, રેડિંગ રહેશે કે કર્નલ વેજવુડ એ સર્વ નિરધાર બ્રિટિશ પાર્લામેન્ટની ચુંટણી ઉપર જ નથી રહ્યો? અને અર્ધો અબજ જનતા ઉપર સાર્વભૌમ સત્તા ચલાવનાર પાર્લામેન્ટની ચુંટણીનું સમગ્ર પરિણામ ત્યાંની રાજ્યદ્વારી પાર્ટીઓનાં ખીસાંઓની તાકાત ઉપર જ રહેલું છે, તે ન ભૂલાય. બ્રિટિશ સામ્રાજ્યની લગામ લેબર પાર્ટીએ હાથમાં લેવી કે બીજા કોઇ પક્ષે, એ મહાભારત પ્રશ્ન હરકોઇ પ્રજાને માટે જીવન કે મૃત્યુનો પ્રશ્ન ગણી શકાય, છતાં એક જ સાદી ન્હાની હકીકત ઉપર એ મહાપ્રશ્નનો ઉકેલ જમાનાઓ થયાં ટીંગાઇ રહ્યો છે—અને તે એ કે કઇ પાર્ટી પાસે પાર્લામેન્ટની ચુંટણીમાં ફતેહ મેળવવા પૂરતાં નાણાં છે! અહા! જગદંબા લક્ષ્મીદેવીનાં શાં પૂજન-અર્ચન!

**ખરીદીનો જમાનો**

તેટલા માટે વસ્તુતઃ મહારાજ્યોના રાજ્યપ્રપંચ, રાજ્યદ્વારી નેતાઓનાં છલકપટ, વ્યાપારી આલમની કુનેહબાજી, આત્મ-નિર્ણય અને સ્વાધીનતાના દંભ, એ દંભથી ઉદ્દ્ભવતાં મહાયુદ્ધ, અને એ મહાયુધ્ધોનાં પરિણામો—પ્રજાસંઘો, Leagues of Nations, ઇમ્પીરીયલ કૉન્ફરન્સો, અને શહેનશાહતોનાં તહનામાં—આ સર્વ છેવટે તો મહાદેવી લક્ષ્મીને ચરણે જ કુરબાની સમજવાની છે. આજે જગતની સર્વ પ્રવૃત્તિઓની હારજીત અંતિમમાં સરકાર, સમાજ કે વ્યક્તિઓની આર્થિક હારજીત ઉપર જ લટકી રહેલી છે. આજે જબરજસ્ત રાજ-

કીય હીલચાલો, પ્રજાકીય પરિવર્તનો, ધાર્મિક ઉથલપાથલો અને સાહિત્યપ્રવૃત્તિઓ ન્હાની ન્હાની દુકાનદારીઓ ઉપર નિર્ભર છે. તેથી આજે માનવજાતિની જરૂરિયાતો વ્યાપક વિરાટ્ દષ્ટિથી નિરખવાને કોઇને ફુરસદ કે ધીરજ નથી. અત્યારે તો એક હાથથી સોંઘામાં સોંઘી કિમ્મતે ખરીદવું અને બીજા હાથથી મોંઘામાં મોંઘાં દામથી વિક્રય કરવો એમાં જ મનુષ્યની સર્વ શક્તિઓ વપરાઇ રહેલ છે. તેટલા માટે જ અત્યારે રાજ્યો ખરીદાઇ રહ્યાં છે, બુદ્ધિમાનોની બુદ્ધિ ખરીદાઇ રહી છે, છાપાંઓના ડુંગરો ખરીદાઇ રહ્યા છે, સામાજિક સંસ્થાઓ ખરીદાઇ રહી છે, જગત્ સમસ્તનું સાહિત્ય ખરીદાઇ રહ્યું છે ! ન્હાનાં હાટડાંઓનો આ જમાનો છે !

**માનવ મહત્તાની ઓટ**

માનવકુલની પ્રતિષ્ઠાની આવી હરાજી અવનીભરના ઇતિહાસમાં પહેલાં કદિ પણ થઇ નથી. માનવ મહત્તાના જલનિધિ આટલી ઓટે કદિ પણ ઉતર્યા સાંભળ્યા નથી. અને ભારતને આંગણે તો હજુ પણ એ પુરાણા ગગનસ્પર્શી આદર્શોના આંક શી કિમ્મતે અંકાતા તેનાં સ્મરણો ભૂસાણાં નથી. હજારો વિદ્યાર્થીઓને કાંઇ પણ બદલો લીધા વગર વિદ્યાદાન આપનારા ઋષિ–આશ્રમોનો ઇતિહાસ આજે પણ આ ભૂમિને ગૌરવ આપી રહેલ છે. હિન્દના ચક્રવર્તીઓ પણ નિઃસ્વાર્થ વિદ્વાનો અને પંડિતોની આજ્ઞા શિરસાવંદ્ય ગણતા એ કથા હજુ તાજી જ છે. તપસ્વિઓનાં તપ, યોગિઓના યોગ, સાધુઓનાં બલિદાન, સંયમીઓના આત્મનિગ્રહ, ઋષિમુનિઓનાં પરમાર્થચિંતન, એ સર્વ વિભૂતિથી હજુ ગઇ કાલે જ ભારતવર્ષ વિભૂષિત હતું. આજે એ મહત્તા અને ભવ્યતા ગઇ. આજે તો ન્હાનકડી રાષ્ટ્રિયતા સિદ્ધ કરવા જેટલી પણ નિઃસ્વાર્થતા કે તપશ્ચર્યા અહિં નથી- આજે એક જ પ્રજા–સાગરના પ્રવાહ ઉપર સહેલગાહે નીકળનાર હિંદી બિરાદરોને નૌકામાં પગ મૂકવા પહેલાં

પરસ્પર કોલકરારો–National Pact ઉપર સહી સિક્કા આપવા પડે છે ! આ વિશાળ સમુદ્રપરની સહેલગાહ ન હોઇ શકે; આ તો તો ભરતીયાં ગાડાં અને ખટારાઓની મુસાફરી ! મ્હોટા મનનાં સાહસિક મુસાફરોની આ બિરાદરી ન કહેવાય; આ તો છીછરાં માનવીઓના ક્ષુલ્લક અવિશ્વાસ અને શ્રદ્ધાની કહાણી !

× × ×

**શું "હૃદયનું પરિવર્તન" શક્ય છે?**

છતાં થીગડાંઓના આ જમાનામાં આવાં થીગડાંઓ વગર આપણે નથી ટકાવી શકતા આપણી કોમકોમની એકતા, અગર તો નથી નભાવી શકતા આપણી હાલહવાલ જર્જરિત રાષ્ટ્રિયતા ! પ્રશ્ન એટલો જ છે કે એવાં થીગડાંઓ આપણે કેટલાં મારીશું ? હિન્દુ-મુસલમીન સિવાય અન્ય કોમોની એકસંપીનું શું ? એમનો સહકાર પણ કાચા પાયા ઉપર રચાયેલો હશે તો તે તૂટતાં કેટલી વાર ? શિખ, પારસી, જૈન, બૌદ્ધ અને ક્રિશ્ચન કોમો મુસલમાન અને હિંદુ જાતિઓથી તલભાર પણ વધારે નિઃસ્વાર્થ, ઉદાર કે દૂરદર્શી રહેશે એમ કોણ કહી શકે ? આપણે બ્રિટિશ રાજ્યસત્તા પાસેથી "હૃદયનું પરિવર્તન " Change of Heart ઇચ્છીએ છિએ; એવું હૃદયનું પરિવર્તન પરદેશી પ્રજા માટે સંભવિત હોય, તો હિન્દ જેની માતૃભૂમિ છે, હિન્દને આંગણે જેઓને મરવું અને તરવું છે, હિન્દને લલાટે લખાયેલાં ભાગ્ય ઉપર જેઓની જીવનઘટના સર્જાયેલી છે, તેઓ ભાઇબાંડુઓ "હૃદયનું પરિવર્તન" કેમ કરી ન શકે ? એક જ સંકલ્પથી જીવનભરનાં પાપોનું પ્રાયશ્ચિત્ત શું ન થઇ જાય ? વાત વિકટ છે ! છતાં શક્ય છે !

× × ×

ન્તિ-
કેતનના
વદર્શિને
મંત્રણ!

પરંતુ આટલો આત્મવિશ્વાસ અને અને આટલી વિરાટ્ દૃષ્ટિ ધરાવનાર એકજ મહાવ્યકિત, તે તો યેરોડાના કારાગૃહમાં વિરાજે છે! રવીન્દ્રબાબુ વિશ્વદર્શી ચક્ષુઓ વડે જગતને જોઈ શકે છે ખરા, પરંતુ તજોડીમાં વસતાં રાષ્ટ્રો પર એમની નિગાહ ઠરતી નથી; આ-કાશચુંબી એમની ભાવનાઓ ધરતીને સ્પર્શતી નથી; અગર તો આપણી માનવતાનાં નીર એટલી હદબહાર પામ્યાં છે કે આપણાં રસહીન હૃદયો એમના અપાર રસચિંચનથી ચેતન પામતાં નથી. ગમે તે હો, પરંતુ "વિશ્વ ભારતી" નું રચનાર એ મહર્ષિ હવે "શાન્તિ-નિકેતન" ની શાન્તિ છોડી ાય સંસારના કોલાહલમાં ઉતરી પડે તો જ એ કોલાહલમાંથી અનેરાં સંગીત અને શાન્તિ ઉદ્ભવે; અગર તો રાષ્ટ્રીય મહા-ા મહારથિઓ એ એકલવાયા તત્ત્વદર્શીને ઘેરો ઘાલે તોજ એ-અમૂલ કાવ્યમય તત્ત્વદર્શન જીવનમાં ઉતારી શકાય અને હિન્દની ાઓમાં કામે લગાડી શકાય; તોજ એ અસાધ્ય "હૃદય-પરિવ- કોઈ પણ દિવસે કદાચ એક સિદ્ધ હકીકત બની શકે.

ડાના કેદી"
નું હિન્દ!

તથાપિ એ યરોડાના કેદી વગર તો હિન્દ સૂકાની વગરના નાવ જેવુંજ રહેશે, આપણી કોન્ગ્રેસની બેઠકોમાં, આપણી વિષયવિચારક કમિટીઓમાં, આપણા નેતાઓનાં સંમેલનોમાં, આપણાં સભાપીઠો ઉપર, આપણાં જાહેર છાપાઓમાં, સર્વત્ર સાચા નેતૃત્વની ખામી નથી લાગતી? એકજ વ્યકિતની ગેરહાજરીથી કેટલી ા! કેટલા સંશય! કેટલી અસ્થિરતા! અહિં જ આપણી ી છે. આપણે પ્રજા છિએ કે યંત્ર તેનો સાક્ષાત્કાર ત્યારે જ છે કે જ્યારે આપણામાં સ્ટીમ ભરનાર ઇજનેર કોઇ વાર ગેર-, હોય. યંત્ર ઇજનેર વગર નકામું છે; પણ જીવતી જાગતી પ્રજા ારે ત્યારે પોતાના આત્મબળથી સ્ટીમ પેદા કરી શકે છે. એટલું

આત્મબલ આપણે બતાવી નથી શક્યા એજ આપણી અવનતિનું માપ છે.

× × ×

**આપણી બુદ્ધિ પણ ગીરો મુકાણી !**

પરંતુ આત્મબલની સાથે બુદ્ધિની તીક્ષ્ણતા, અને દૃષ્ટિની વ્યાપકતા પણ આમણે ગુમાવી છે. નહિતર શા માટે યુરોપ અને અમેરીકાનાં ઉતરેલાં કપડાંનું આપણે પ્રતિદિન પરિધાન કરીએ ? અમેરિકાથી યુરોપ અર્ધો સૈકો પાછળ, યૂરોપથી બ્રિટન અર્ધો સૈકો પાછળ, છતાં બ્રિટનનું અનુકરણ ત્રીજા અર્ધો સૈકા પછી આપણે કરવાનું રહ્યું ! પ્રજાના પ્રતિનિધિઓ દ્વારા ચાલતાં રાજ્યતંત્રોનો સમગ્ર સિદ્ધાંત અમેરિકામાં જડમૂળથી ઉખેડી નાંખવામાં આવ્યો, ત્યાર પછી બ્રિટનમાં પણ પ્રતિનિધિ–રાજયતંત્રનું હમ્બગ લગભગ મરણતોલ દશામાં આવી પડ્યું છે. પરંતુ Representative Parliamentary Government બ્રિટિશ પાર્લામેન્ટ જેવી પ્રતિનિધિ ધારાસભાઓ મેળવવા માટે સને ૧૯૧૯ સુધી આપણા સમર્થમાં સમર્થ નેતાઓ પોતાની સર્વ શક્તિઓ ખર્ચી રહ્યા હતા ! કદાચ સંપૂર્ણ પ્રતિનિધિત્વવાળું રાજ્યતંત્ર હસ્તગત કર્યા પછી કોઇ ખુશનુમા સ્હવારે આપણને ભાન થશે કે આ મેળવેલો કિંમતી ખજાનો બિલકુલ વ્યર્થ છે ! બ્રિટિશ નમુનાનું સ્વરાજ મેળવવાની શુભ ઘડીએ જ કદાચ રૉઇટરનો વાયરલેસ આવશે કે જર્મન માર્કના હિસાબે હિન્દનું સ્વરાજ્ય ખંડી વાળો, કારણ કે પ્રતિનિધિત્વનું હમ્બગ બીજો કોઇ પણ દેશ કોડીને કિમ્મતે પણ ખરીદવા તૈયાર નથી !

× × ×

**પાશ્ચાત્ય કેળવણીનું હસનીય અનુકરણ.**

એવીજ દશા આપણી કેળવણીની તો ક્યારની થઇ ચૂકી છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના નમુનાઓ આપણે ત્યાં ઉતારવા આપણા ઉસ્તાદોએ તનતોડ મ્હેનત ઉઠાવી છે. લૉર્ડ મેકૉલેના સમયથી આપણે બ્રિટિશ યુનિવર્સિટીઓના પરમ ભક્તો બન્યા છિએ. એ અસલ યુનિવર્સિટીઓ બદલી ગઇ, પરંતુ તેની હિન્દી નકલો તો

તો હજુ એવી ને એવીજ મોજુદ છે! બ્રિટનની જૂની પુરાણી શિક્ષણપદ્ધતિઓ જડમૂળથી ઉખડી ગઇ, પરંતુ આપણાં વિદ્યાપીઠોમાં તો એ શિક્ષણપદ્ધતિના પ્રયોગોનું મંગલાચરણ પણ હજુ હવે થાય છે! કમનસીબી તો એ છે કે જે ચીલે બ્રિટન ચાલ્યું તે ચીલે આપણે મુસાફરી કર્યેજ છૂટકો! જે નિષ્ફળતાઓમાંથી યૂરોપ અને અમેરીકા પસાર થયાં એ નિષ્ફળતાઓના ચકરાવામાંથી આપણે પસાર થયેજ આપણો મોક્ષ!

× × ×

**ભારતની માનસિક પરાધીનતા.**

હિન્દે ઘણી ભરતી-ઓટો નિહાળી છે, ઘણા તડકા-છાંયા જોયા છે, ઘણી ગમગીન ઘડીઓ વીતાવી છે. પરંતુ આટલી ગુલામી, આટલી લાચારી, આટલી માનસિક પરાધીનતા તેણે અનુભવ્યાનું કદિ ઇતિહાસને પાને નોંધાયું નથી. મોગલ, અફઘાન કે પઠાણ આક્રમણ વખતે પણ હિન્દનાં કલાકૌશલ્ય, હિન્દનો બુદ્ધિવૈભવ, હિન્દનાં ક્ષાત્રતેજ, પરદેશીઓને ચકિત કરતાં. પરાજિત ભારતવર્ષ પાસેથી પણ વિજેતાઓ કંઇ ને કંઇ શીખી જતા, કંઇ ને કંઈ લૂટી જતા-ભારત વર્ષને શિખવાનું કે અનુકરણ કરવાનું ભાગ્યેજ કાંઈ હતું. અત્યારે હિંદવાસીઓ એક પણ કલાનો એવો અપૂર્વ નમૂનો ઉત્પન્ન નથી કરી શકતા કે જે જોવાને દુનિઆ એકઠી મળે. અત્યારે સ્વામી શંકરાચાર્યના વારસો એવી જીવનની કોઈ ફિલ્સુફી રચી નથી શકતા કે જેથી માનસિક દુનિઆમાં પણ આપણે એક વિજય નોંધાવી શકીએ. આજે સાહિત્યનો એવો એક પણ રસપ્રવાહ કવિવર કાલિદાસને શોભે તેવો આપણે વહાવી નથી શકતા કે જેનાં પાન કરવાને આખી આલમ ઉતરી આવે. વિજ્ઞાનની દુનિઆમાં તો કદાચ જગદીશ બાબુ જન્મ્યા ન હત તો આપણું શૂન્ય જ નોંધાત!

× × ×

**નિરાશામાં છુપાએલી આશા.**

પરંતુ આ નિરાશાવાદથી અમે વિરમવા નથી ચાહતા. હિન્દ માટેની અમારી મહત્ત્વાકાંક્ષા કદાચ વધારે પડતી ગગનચુંબી હશે; અને તેથી જ અમારો અસંતોષ વધારે તીવ્ર બન્યો હોય તો એ આરોપ અમને માન્ય છે. છતાં એ વધારે પડતી નિરાશા એટલા માટે જ છે કે અવનત હિન્દ પાસેથી પણ હજુ અમે મ્હોટી આશાઓ અને મ્હોટાં સાહસો ઇચ્છીએ છિએ. અમને મહાસભાની ક્ષણિક રાજ્યદ્વારી લડતો નથી સંતોષતી; કારણ કે અમે માનીએ છિએ કે જે હિન્દમાં ભીષ્મપિતામહના ઉપદેશ, મનુ ભગવાનની મનુસ્મૃતિ અને મહાભારતમાં વર્ણવાયેલાં રાજકૌશલ શક્ય થઈ શક્યાં, તે હિન્દ આજે ધારે તો અતિ ભવ્ય લોકશાસનની મીમાંસા ઉપજાવી શકે. તેજ રીતે જે ભૂમિમાં સૌંદર્ય અને કલા ડગલે ડગલે દૃષ્ટિગોચર થતાં ત્યાં શુષ્ક, જડ, શબવત્ કલાના નમુનાઓથી અમે શી રીતે રીઝીએ? જ્યાં સાહિત્યનાં પૂર વહેતાં ત્યાં મહાન્ રસયજ્ઞની આશા ન રાખીએ તો એ આશા ક્યાં રાખવી?

× × ×

**ક્ષુદ્ર પરાક્રમોથી તૃપ્તિ નથી.**

ન્હાનાં ન્હાનાં કુંડાળાંઓ, ખોબા જેવડાં પ્રશંસક મંડળો તથા સંકુચિત સંપ્રદાયોનાં ક્ષુદ્ર પરાક્રમો અને હસનીય અસ્મિતા નિરખીને અમે અભિમાન કે ગર્વ નથી ધરી શકતા, તે ખાતર સંપ્રદાયો અને સંસ્થાઓ અમને ક્ષમા આપશે. અમે તો દૃઢતાપૂર્વક માનીએ છિએ કે ન્હાનાં ખાબોચિયામાં તરતાં ન્હાનાં નાવડાંઓનાં રમકડાંથી આપણે સમુદ્ર તરી શકવાના નથી. ભારતવાસીઓ તો સાહસિક નાવિકો બની મહાસાગરમાં ઝુકાવે અને વિજયવંતા પાછા સ્વદેશ તરફ ફરે ત્યારેજ આપણી પ્રાચીન મહત્તાને અનુરૂપ આપણો વિજય લેખાય. ઉત્તુંગ શિખરોનાં વસનારાં ભારતજનો ચકડોળની સહેલગાહથી સંતોષ પામે એ અમારી મનોરથસૃષ્ટિની બહાર છે. જ્યારે આર્યાવર્તનું પ્રાચીન ગુરૂપદ સ્થાપિત થાય ત્યારે જ આપણે ખરી તૃપ્તિ અનુભવી શકીએ.

× × × × ×

**ભવ્ય મુસાફરી માટે સઢ ચ્હડાવો !**

અને એ અમારી મહત્ત્વાકાંક્ષા યોગ્ય હોય તો હિન્દના પ્રાન્તે પ્રાન્તમાં, કૃત્રિમ રાજ્યદ્વારી ચળવળ કરતાં પણ આપણી પ્રાચીન પ્રતિષ્ઠા અને આપણી ભાવિ મહત્તાને છાજે તેવી યોગસાધના જીવનનાં દરેક ક્ષેત્રમાં શરૂ થાય એવી અમારી પ્રાર્થના છે. હિન્દવાસીઓ સાચાં પ્રતિભાશાલી ગૌરવાન્વિત નાગરિકો બને તો સ્વરાજ્ય હથેળીમાં છે એમ અમારો નમ્ર અભિપ્રાય છે. અને સ્વરાજ્યની બાહ્ય ઉપાધિ મળ્યા છતાં ભારતવાસીઓનાં જીવન છીછરાં હશે, તાકવાનાં નિશાન નિર્માલ્ય હશે અને અંતરના મનોરથ ક્ષુલ્લક હશે તો એ સ્વરાજ્યથી આપણી મુક્તિ નથી. ગુર્જર સાહિત્ય-સેવકોને પણ અમારી એજ વિનતિ છે કે બાલીશતાભરેલી સાહિત્યની જલક્રીડાઓ છોડી દઇ, કોઇ આકાશની દૂર દૂરની ભવ્ય મુસાફરી માટે તમારા સઢ ચ્હડાવો, કોઇ આકાશસ્પર્શી લક્ષ્યને ભેદવા તમ્હારા વિચારનાં અને વાણીનાં તીર ફેંકો, કોઇ સ્થાયી સનાતન સત્યની શોધમાં તમારી માનસિક શક્તિને કામે લગાડો !

—[ " રંગભૂમિ, " જાન્યુઆરી, ૧૯૨૪,
વર્ષ ૨, અંક ૧. ]

[ ૧૨૩ ]

# ૨૫૦૦ વર્ષ પહેલાંનો એશિયાઇ સિતારો.

અર્ધો અબજ માનવીઓ જે તારણહારનું નિશદિન પુણ્ય સ્મરણ કરે છે, જે કરૂણાનિધાનને હજારો મંદિરોમાં પુષ્પોના ડુંગરો ઉપર ડુંગરો અર્પણ થાય છે, અને જેની અદ્વિતીય વિશુદ્ધ જીવનકલા ઉપર પાશ્ચાત્ય પ્રજાઓ પણ મોહિત બની છે, તે પ્રાતઃસ્મરણીય ભગવાન્ ગૌતમ બુદ્ધ વિષે હજુ તેની ભારતીય જન્મભૂમિમાં બહુ થોડું લખાયું છે અને વિચારાયું છે. હજુ એકજ જમાના પહેલાં યૂરોપમાં પણ આ એશિયાના સિતારા સંબંધી લગભગ કોઇને કશી માહિતી હતી જ નહિ. અને છતાં અજબ જેવું છે કે આ એશિયાઈ નૂરનો પ્રકાશ ૨૪ સૈકા થયાં અવનીભરના તમામ ધર્મો કરતાં વધારે પ્રદેશોમાં ફેલાઇ રહ્યો છે! ૪૭ કરોડ માનવીઓ અત્યારે તથાગત બુદ્ધનાં અનુયાયીઓ છે; નેપાલથી સિંહલદ્વીપ સૂધી, જપાનથી માંડીને ચીન, ટિબેટ અને મધ્ય એશિયા પર્યંત, એટલુંજ નહિ પણ સાઇબીરીયા અને સ્વીડીશ લૅપ્લૅન્ડ સૂધી એ કરૂણાનિધાનની પૂજા થઇ રહી છે. યૂરોપ અને અમેરિકામાં પણ હવે ઠેર ઠેર આ ઇશ્વરી અવતારનાં ચુસ્ત ભક્તો મળી આવે છે. દુનિઆનો લગભગ એક તૃતીયાંશ કરતાં વધારે ભાગ જુદી જુદી રીતે એ મહાનુભાવને અંતરથી નમન કરી રહેલ છે.

એવું શું હતું અપૂર્વ એ અદ્વિતીય જીવનમાં કે જેની આટલી વ્યાપક અને આટલી દિલભર પૂજા થઇ રહી હશે? શા કારણે નિશ-

દેન કરોડો મુખમાંથી **बुद्धं शरणं गच्छामि** નો જયઘોષ નીકળતો
હશે ? એવું શું લોહચુંબક હશે એ "અરહત" ના ચરણમાં
જ્યાં કરોડો મસ્તકો પ્રતિદિન ઝુકી પડે છે એકજ રણકારની
સાથે-**नमो तस्स भगवतो अरहतो ।** આ સર્વ પ્રશ્નોનો
એક જ ઉત્તર છે-અને તે એ કે ભગવાન્ બુદ્ધનું શ્વેત મંજરી
જેવું નિર્મલ, વિશુદ્ધ, નિર્દોષ, પવિત્ર જીવન માનવ જાતિના
ઇતિહાસમાં બીજું કોઇ જીવ્યું નથી. જે મહાત્માના સકલ દેહના
અણુઅણુમાં અનુકંપા, દયાર્દ્રતા, કરૂણા, પ્રેમ અને અહિંસા ઉભરાઇ
રહ્યાં હતાં; જે દયાસિંધુએ વિચાર, વાણી કે આચારમાં કોઈ મનુષ્યને,
કોઇ પ્રાણીને કે કુદરતની અણમોલી લીલાના કોઇ પણ અંશને રજ-
માત્ર પણ દુઃખ કે આઘાત આપેલ નથી; અને જે મહારથિએ વિશ્વને
બંધુભાવ અને અહિંસાના સનાતન સિદ્ધાંતોની અપૂર્વ અમૂલ્ય ભેટ
આપી; તે બોધિસત્ત્વ ઉપર આટલી ફિદાગીરી, આટલા ન્યોછાવર, શું
વધારે પડતાં છે ?

સિદ્ધાર્થકુમારના જન્મથી જ જાણે સ્વર્ગ, પાતાલ અને પૃથ્વી
પ્રફુલ્લ પામ્યાં ન હોય તેમ કપિલવસ્તુને આંગણે આંગણે એ જન્મો-
ત્સવ સમયે આનંદ અને ઉલ્લાસ પ્રવર્તી રહ્યો હતો. માતા માયાદેવી
અને મહારાજ શુદ્ધોદનના હૃદયની તો વાત જ શું પૂછવી ? એમના
જીવનની તો તેજ ક્ષણે સાર્થકતા થઈ. પરંતુ જ્યારે અસિતઋષિએ
એ પ્રતાપી રાજકુમારના ગ્રહ તપાસી ભવિષ્ય ભાખ્યું ત્યારે માતા
પિતાના પ્રાણ લગભગ ઉડી ગયા ! સંસારમાં આસક્ત એ બિચારાં
કેમ સહન કરી શકે એવી ભવિષ્યવાણી કે "આ પ્રતાપશાલી કુમાર
આખા વિશ્વનો ચક્રવર્તી સમ્રાટ્ થશે, પરંતુ તે ધર્મનું સામ્રાજ્ય
ભોગવશે, અને નહિ કે આ ક્ષણભંગુર પૃથ્વીના ન્હાના ટૂકડાનું ?"
મહર્ષિએ ઘણાંયે આશ્વાસન આપ્યાં, ઘણુંયે તત્ત્વદર્શન સમજાવ્યું,
પરંતુ માતપિતાનાં સુકોમલ મૃદુ હૃદયોમાં તો અંગાર મૂકાયા.

ત્યાર પછીનો ઇતિહાસ જગમશહૂર છે. શુદ્ધોદનની સિદ્ધાર્થ કુમાર વિષે અત્યંત ચિંતા, કુમારની વૈરાગ્યપ્રીતિ, અને એ વૈરાગ્યની આડી શુદ્ધોદને રચેલી જાહોજલાલીની વાડ, એ રસભર વાર્તા વર્ણવવામાં બૌદ્ધ પુસ્તકોના ભંડાર ભરાયા છે. જેમ જેમ મહારાજાએ કુમારને સંસારની મોજમજાહમાં રસબોળ કરવા પ્રયત્ન કર્યા તેમ તેમ એ તપસ્વિ સંસારથી વિરક્ત થતો ગયો.

છતાં એકવાર એ વિરાગી હૃદય પણ સ્નેહની સાંકળથી કેદ થયું. કોલિનગરના નરેશ દંડપાણિની લાવણ્યમયી રાજકન્યાએ સિદ્ધાર્થ ઉપર જીત મેળવી. જ્યારે અનેક સુંદરીઓને સિદ્ધાર્થના મુબારક હાથથી સુવર્ણનાં લ્હાણાં થતાં હતાં ત્યારે ભાગ્યવશાત્ યશોધરા છેલ્લી રહી, અને એક લ્હાણું ખૂટ્યું ! શરમાળ યશોધરાએ હિમ્મત બતાવીઃ—

"કુમારશ્રી, મ્હારૂં પાત્ર મ્હને મળશે કે ?"

ઉંઘમાંથી જાગૃત થયો હોય તેમ સિદ્ધાર્થ ચમક્યો; ચાર આંખોનું મિલન થયું; હૃદય હૃદયના તાર કંપ્યા; અનેક જન્મોની જાણે સ્મૃતિ થઇ હોય તેમ એક બીજાને ઓળખ્યાં; અને મુગ્ધ બનેલો રાજકુમાર દિલની લાગણીને છૂપાવી ન શક્યો.

"ક્ષમા કરો, રમણીઓની રાણી, તમ્હારો હિસ્સો તો તદ્દન રહી જ ગયો; પણ હા, સુવર્ણપાત્રને બદલે આ મ્હારા કંઠનો હાર સ્વીકારશો ?"

એક પળમાં તો હાર કુમારના કંઠમાંથી મુગ્ધાના ગળામાં આરોપાયો, અને હારની સાથે હૈયાં પણ હરાયાં !

બસ, એ પહેલો અને છેલ્લો સંસારનો લ્હાવો ! ત્યાર પછી મહારાજાએ વિશ્રામવનમાં વિલાસોનાં પૂર વહાવ્યાં, પ્રમોદભવનો ઉભાં કર્યાં, જાહોજલાલી અને મોજશોખના સમુદ્ર છલકાવ્યા, પણ એ બાલ સન્યાસીને તો સુખી દેખાતા સંસારમાં હૃદયભેદક રૂદન જ સંભળાતું હતું. તેથી ગભરાયેલા શુદ્ધોદને કુમારને કોઇ પણ દિશામાંથી ઉદ્વેગ કે શોક ન સ્પર્શે તેટલા માટે દુઃખમય અને ગમગીન

વાતાવરણનાં તમામ દ્વાર બંધ કર્યાં હતાં. તોયે વિધિના લેખ કોણ ભૂંસી શકે ?

નગરની શોભા નિરખવાને એક ચિરસ્મરણીય દિવસે પોતાના સારથિ સાથે કુમાર વિશ્રામભવનની બહાર નીકળી પડયો. મહારાજાએ આખા નગરમાં આનંદમય વાતાવરણ ફેલાવવાને મહાભારત પ્રયત્ન કર્યાં હતા. સર્વત્ર રંગબેરંગી ચિત્રો અને ધજાપતાકાથી મહાલયો શણગારવામાં આવ્યાં, રસ્તાઓ સ્વચ્છ અને સુંદર બનાવ્યા, આંગણે આંગણે સાથિયા પૂરાયા, પુષ્પહારો અને તોરણોથી અટારીઓને આકર્ષક બનાવી, અને ક્યાંય પણ દુઃખ કે શોકનો દેખાવ કે ઉદ્દગાર પણ ન નીકળે તે માટે મજબૂત બંદોબસ્ત થયો.

પરંતુ આ સૌન્દર્ય અને સ્વર્ગની ભીતરમાં સિદ્ધાર્થ કંઇક જૂદી જ શોધ કરી રહ્યો હતો, અને શોધનારે શોધ કરી પણ ખરી ! રોગી, વૃદ્ધ, શબ અને સન્યાસીનાં હૃદયભેદક દશ્યો અચાનક નજરે પડયાં, તેનો મર્મ સારથિ પાસેથી સમજી લીધો, અને તેજ ક્ષણે વિશ્વનો સંદેશ હૃદયમાં ઝણઝણી રહ્યો. નગરની શોભા જોવાની અધૂરી રહી અને રાજકુમારે અંતરથી નિશ્ચય કરી નાખ્યોઃ—

" શું આ અસંખ્ય લાચાર જીવોને બચાવનાર કોઇ નહિજ ઉત્પન્ન થાય ? નહિ નહિ, એ તારણહાર મ્હારે પોતે જ થવું છે. જ્યાં સુધી અંધકારમય દુઃખી જગતને હું ઉજળું અને ઉલ્લાસમય ન કરૂં ત્યાં સુધી રાજ્યની જાહોજલાલી અને સંસારના ભોગવિલાસ મ્હારે શિવનિર્માલ્ય છે. બસ, છન્ન, રથ પાછો વિશ્રામભવન તરફ લે; મ્હારે નગર વિશેષ જોવાની ઇચ્છા નથી. "

એ નિશ્ચય થયો તે થયો જ ! મહારાજાએ અનેક આકર્ષણો પુત્રના પગમાં નાંખ્યાં, પણ એ તપસ્વિ ડગ્યો નહિ. ક્ષત્રિવટનો પાનો ચ્હડાવવા અનેક પ્રસંગો ઉભા કર્યા, પણ સિદ્ધાર્થનો ક્ષત્રિયવટનો આદર્શ કંઇક અનેરોજ હતો. ન્હાનપણથી જ એ મૃદુ હૃદયમાં અહિંસાનું અમૃત રેડાયું હતું. તેથી તેને તો શિકાર પણ વર્જ્ય હતો.

એક ન્હાના હંસલાને પણ તીર ભોંકવાને તેનો સુકોમલ હાથ તૈયાર નહોતો. એવા એક કરૂણાભર્યા પ્રસંગમાં સિદ્ધાર્થના પુષ્પ સમા મૃદુ જીગરનું દર્શન થયું હતું. તેના પિત્રાઇ ભાઇ દેવદત્તે એક વાર એક કુમળા હંસને તીરથી વિંધ્યું ત્યારે સિદ્ધાર્થે વચમાં પડી, હંસને ખોળામાં લઈ તેની છાતીમાંથી તીર કહાડી પોતાના હૃદય સરસું ચાંપ્યું, અને દેવદત્તનો પગે પડી એ હંસલાનો પ્રાણ બચાવવા વિનવણીઓ કરી. છેવટે શિકારના કાયદા પ્રમાણે તેનો નિકાલ મહારાજાએ કર્યો, અને તેમાં પણ આ દયાસાગરે વિજય મેળવી હંસલાનો પ્રાણ બચાવ્યો. તે સમયે જ કુમારે સંભળાવી દીધું હતું કેઃ—

"ક્ષત્રિય ધર્મ નિર્દોષ, આશાભર્યા જીવનસદને ચીરી નાંખવાનો હોય, ખીલતી કળીઓને છુંદી નાંખવાનો હોય, કુદરતની અણમોલી લીલાને બાળી ભસ્મ કરવાનો હોય, તો એ ક્ષત્રિય ધર્મ હું કદિ પણ સ્વીકારી શકું તેમ નથી."

ત્યાર પછી તો એ વિશ્વપ્રસિદ્ધ મહાભિનિષ્ક્રમણનો મર્મદારક સમય દિવસે દિવસે જલદીથી પાસે આવતો ગયો. યશોધરાની અનન્ય પ્રીતિ અને પતિભક્તિ અગર તો પુત્ર રાહુલ પ્રતિનું સ્નેહભીનું વાત્સલ્ય સિદ્ધાર્થનો નિશ્ચય ડગાવવાને અશક્ત નીવડયાં. પોતાના પર મરી મીટતાં સ્નેહીજનના સ્નેહને લીધે તેનો વિશ્વપ્રેમ, વધારે જાગૃત થયો, અને વિશ્વની ખાતર રાજ અને તાજ, સત્તા અને જાહોજલાલી, સ્વજન અને સ્નેહીઓ સર્વનો ત્યાગ કરી જગતના ઉદ્ધારની કોઇ સંજીવિની, કોઇ જાદુઇ જડીબુટ્ટીની શોધમાં ચાલી નીકલવાનો તેણે મહાન્ સંકલ્પ કર્યો ! સંકલ્પ કર્યો એટલું જ નહિ, પણ એ સંકલ્પનો અમલ કરવાનો દિન પણ જલદીથી પાસે આવ્યો !

અહો ! એ મહાભારત પ્રસંગ ! પ્રાણસમી પ્રિયતમા તરફ પ્રીતિભરી નિગાહ કરવાની એ છેલ્લી ઘડી ! આત્મવત્ પ્રિય પુત્ર રાહુલને ચુંબી લેવાની એ છેવટની તક ! વિશ્રામભવનનાં ઐશ્વર્ય, કપિલવસ્તુનાં મધુરાં સ્મરણો, માતાપિતાનાં વત્સલતાથી ઉભરાઇ જતાં સ્નેહભીનાં

હૈયાં, એ સર્વને હમેશને માટે પ્રણામ કરી નીકળી પડવાની એ મર્મ-વિદારક દારૂણ ઘડીઓ ! મોહમય સંસારનાં અસંખ્ય આકર્ષણોનાં એ ભયંકર વમળો ! અહો ! એ મહાભિનિષ્ક્રમણની ક્ષણે એ દિલ-દરિયાવના ઉંડાં અંતરમાં જાગેલી તોફાની ઊર્મિઓનું વર્ણન કોણ કરી શકે ? છતાં ૨૯ વર્ષનો એ બહાદુર યુવાન છેવટે અતિ દુસ્તર સંસાર-સાગરને તરી ગયો ! ત્યાગને સમયે તેનું પારિજાતક સરીખું કુણું હૈયું વજ્રસમું સખ્ત બન્યું. આંસુઓથી રૂંધાયેલું હૃદય, માયાથી મુંઝાયેલું મન, કરૂણાથી ઘવાયેલો આત્મા, સર્વ એક જ ઉદ્દગાર કહાડી રહ્યાં:—

"આવું છું, આવું છું, પ્રિય વિશ્વ ! ત્હારાં દુઃખો નિવારવા, ત્હારાં આંસુઓ લૂછવાને હું હમણાંજ આવું છું."

"હા, વ્હાલાંઓથી વિયોગ તો થવાનો જ. પ્રિયતમાને અને પુત્રને, માતાને અને પિતાને, સગાંઓને અને સ્નેહીઓને, દુઃખ તો થશેજ. પણ થોડાંઓનાં દુઃખથી અસંખ્ય જીવોને હું પરમ સુખ પ્રાપ્ત કરી આપું તો મ્હારાં વ્હાલાંઓ મ્હને ક્ષમા નહિ કરે ?"

"સિદ્ધાર્થ ! બહાદૂર થા ! નિશ્ચયને ન ડગાવ ! સંસારનાં સગ-પણ ભૂલી જા. સંસાર ત્હારા જેવાને બાંધી રાખશે તો પછી જેઓને સંસાર અમૃતમય લાગે છે તેઓનું બિચારાંઓનું શું ગજું ? આ મહાભારત ધર્મ ત્હારેજ બજાવવાનો છે. ચાલ, તૈયાર થા, અને કપિલ-વસ્તુને છેલ્લા પ્રણામ કર !"

× × ×

તે સમયના પ્રસંગો લેખિની વર્ણવી શકે તેમ નથી. હૃદયના એ કંપો, નિદ્રાધીન યશોધરા અને રાહુલ તરફ ફેંકા-યેલી એ અશ્રુભીની નજરો, દાસદાસીઓને ચૂપ રાખવાની અનુકંપા-ભરેલી વિનવણીઓ, એ એકેક પ્રસંગમાં કરૂણાના સમુદ્રો છલકાય છે. પરંતુ કરૂણાની અવધિ તો ત્યારે થઇ કે જ્યારે સારથિ છન્ન સિદ્ધાર્થને અશ્વ કંતક સાથે અનોમા નદીના તટ સુધી વળાવીને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય કુમારથી છૂટો પડયો. જે ચિરસ્મરણીય ઘડીએ સિદ્ધાર્થે સારથિને પોતાનાં વસ્ત્રાલંકાર, સમશેર, મુકુટ ઉતારી આપી

કપિલવસ્તુ તરફ પાછા ફરવાની આજ્ઞા કરી તે સમયે સારથિની હૃદયભેદક વિનવણીઓ અને સિદ્ધાર્થની દિલહારક કરૂણાભરી સમજાવટ એ ખરેખર, મહાભિનિષ્ક્રમણના ઇતિહાસનું એક અતિ આર્દ્રમાં આર્દ્ર પ્રકરણ છે. પરંતુ તેમાંયે સિદ્ધાર્થે વિજય મેળવ્યો અને છન્નને મનાવી પટાવી વળાવ્યો.

એ ક્ષણથીજ હવે પછીના શાક્યમુનિની મહાન્ શોધ શરૂ થઇ. પ્રથમ એ કાલામ મુનિના શિષ્ય થયા. ગુરૂએ બતાવેલા સમાધિમાર્ગની સાતે ભૂમિકાઓ એમણે જલદીથી વટાવી, પણ તેમના આત્માની તૃપ્તિ થઇ નહિ. કારણ કે એમને શાસ્ત્રાર્થના વાદવિવાદમાં વિજય મેળવવાની શક્તિ જોઇતી નહોતી, એમને તો સિદ્ધાંતો જીવનમાં ઉતારવા હતા, મોક્ષનાં સાક્ષાત્ દર્શન કરવાં હતાં, સકલ વિશ્વને માટે નિર્વાણનો અચલ પ્રકાશમાન માર્ગ શોધી કહાડવો હતો. તેથી ત્યાર-બાદ ગુરૂ ઉદ્રકમુનિ પાસેથી પ્રાપ્ત કરેલી આઠમી ભૂમિકાથી પણ શાક્યમુનિને સંતોષ ન થયો. અંતે આત્મપ્રયત્નથી જ નિર્વાણની શોધ શરૂ કરી.

એ ઉગ્ર તપશ્ચર્યા ઉરૂવેલાના અરણ્યમાં આરંભી. વર્ષાના ધોધ-માર વરસાદ, શિયાળાની અસહ્ય ઠંડી અને ઉન્હાળાના સખ્ત તાપમાં સિદ્ધાર્થે અજબ દેહદમન કર્યું; અનેક પ્રાણાયામો અને સમાધિઓ કરી; ૪૯ દિવસના ઉપવાસથી શરીર હાડપિંજર સમું કરી નાંખ્યું; અને છેવટે નિશ્ચેતન દેહ મૂર્છાથી ઢળી પડયો. તે સમયે ત્યાંની એક ગોવાલણ સુજાતાએ શાક્યમુનિને દૂધનું પોષણ આપી સ્વસ્થ કર્યા, તેજ ક્ષણથી ગૌતમે દેહદમનનો માર્ગ છોડી દીધો, અને સત્યનો સોનેરી મધ્યમ માર્ગ સ્વીકાર્યો. તેની ખાત્રી થઇ કે જેમ મર્યાદારહિત સંસારના ભોગવિલાસ અને રાગરંગ સત્ય જ્ઞાનની પ્રાપ્તિમાં આવરણરૂપ છે, તેમ અંતરાત્માને દિવ્ય સંદેશ પહોંચાડનાર નિર્મલ બુદ્ધિ અને સ્વસ્થ શરીર રૂપી યંત્રને જડવત્ બનાવનાર અતિ સખ્ત તપ અને વ્રત પણ આવરણરૂપ છે.

છેવટે આ માર્ગદ્વારાજ તેણે પોતાના ભવ્ય મનોરથની સિદ્ધિ મેળવી. **સત્ શ્રદ્ધા, સદ્ વચન, સદ્વર્તન, સત્ સાધનો, સદ્ ઉદ્યમ, સત્ સ્મૃતિ,** અને **સત્ સમાધિ**-નિર્વાણની દિવ્ય સરણીનાં આ આઠ પ્રકાશમય પગથિયાં દ્વારા તેણે પોતાનું લક્ષ્ય હસ્તગત કર્યું. માર્ગમાં અનેક આવરણો. અનેક કષ્ટો, અને લાલચોનાં દલ ચ્હડી આવ્યાં, પરંતુ એ સ્થિતપ્રજ્ઞ મહાત્માને કોઇ લાલચ કે કોઇ વાસના સત્યના પંથથી ચળાવી શકી નહિ. છેવટે બુદ્ધત્વ પ્રાપ્ત થવાની અપ્રાપ્ય ક્ષણે સૌ વાસનાઓ અને વિકારોના અધિષ્ઠાતા અસુર મારદેવે પોતાની અસંખ્ય આસુરી સેનાનાં દળવાદળ છોડી મૂક્યાં. ભોગવિષયની લાલસાઓ, કામાદિક વિકારો, સૌંદર્યના મોહ, કીર્તિના મદ, સંસારના લોહચુંબકો, સ્વર્ગનાં આકર્ષણો, સંશયો, તૃષ્ણાઓ, આદિ અનેક માયાઓની મોહજાળે તેને ઘેરી લીધો. છતાં એ કૃતનિશ્ચય મુનિએ એ એ સર્વ પર અદ્વિતીય જીત મેળવી અને બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું!

સિદ્ધાર્થે પિતા પાસેથી માગ્યું હતું કે "**મ્હારે, મૃત્યુના ભય વિનાનું જીવન, રોગના ભય વિનાનું આરોગ્ય, વૃદ્ધાવસ્થાના ભય વિનાનું યૌવન,** અને **નાશના ભય વિનાના ઉપભોગ,** જોઇએ છિએ" અને બુદ્ધે સર્વાંશે તે પ્રાપ્ત કર્યાં. છેવટે એ તથાગત ભગવાને અચલ સિદ્ધાંત શોધી ક્હાડયો કે, "દુઃખ છે, દુઃખનું કારણ છે, દુઃખનો નાશ છે, અને એ નાશનાં સાધનો પણ છે; અને એ સાધનોમાં સર્વ શ્રેષ્ઠ સાધન **અહિંસા** છે; વળી, સ્મરણમાં રહે કે **હું એકજ નહિ પણ આખા વિશ્વનાં પ્રાણીમાત્ર બુદ્ધત્વ પ્રાપ્ત કરવાને શક્તિમાન્ છે."**

× × × × ×

**नमो तस्स भगवतो अरहतो।**

× × × × ×

—[ "રંગભૂમિ," જાન્યુઆરી ૧૯૨૪,
વર્ષ ૨. અંક ૧. ]



## [ ૧૨૪ ]

# આઝાદી

મૈયા ! ચહું આઝાદી હું, સૌ સ્વપ્નભૂતાવલ થકી,
આઝાદી હું એવી ચહું, જ્યાં ભીતિ કે ભ્રમણા નહિ !
યુગો થયા જે બેડીઓ, તુજ દેહને રૂંધી રહી,
યુગો થયાં ભોંકાઈ જે, પરતંત્રતા-કાતિલ-છુરી !
તુજ નૈનની જેના થકી, પ્રિય રોશની ઉડી ગઇ,
જે બાજીગીરીથી ભૂલાઇ, મૂર્તિ મુક્તિની ખરી !
ગમગીન રાત્રે જાળ જૂઠી, નિંદ જે ગુંથી રહી,
જે સત્યના સન્માર્ગમા, ધ્રુવ જ્યોતને છીનવી રહી !
એ આત્મની ગુલામીથી, સ્વાધીનતા માગું નરી,
એ હૃદયની જાદુઇ પાશોથી ચહું મુક્તિ ખરી !
મુસાફરી જે નાવની, જાણે નહિ માતા જરી,
જ્યાં ભાગ્યના છે સઢ ચ્હડયા, માનવતણી ગણતી નહિ !
નીર જ્યાં ઝોળે ચ્હડયા, છે વાયુની ઝડીઓ જહિં,
સુકાની જ્યાં મુડદાલ છે: નહિ એ ચહું મુસાફરી !
જ્યાં પ્રાણહીન પૂતળાં વસે, કોઇ યંત્રની સૃષ્ટિ મહિં,
કોઇ બાજીગર નિજ ફૂંકથી, ચેતન ફૂંકે દેહે જહિં !
માલેકની મીઠી નજર પર, નાચતી સૃષ્ટિ જહિં,
દારૂણ એ પરાધીનતાથી, મુક્તિ થજો મમ માતની !

[ કવિવર ટાગોરના Freedom નામના કાવ્ય પરથી. ]
—[ " રંગભૂમિ, " જાન્યુ. ૧૯
વર્ષ ૨. અંક ૧. ]